# બા અને બાળક

बालो बलंही राष्ट्रस्य

—•—

લેખક : પ્રકાશક

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

સંચાલક :

વિશાળ ઔષધ ભંડાર, પાટડી.

卐

મૂલ્ય રૂા. ૪—૦—૦

# બા અને બાળક


લેખક અને પ્રકાશક :

## વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

અનુભૂત યોગાવલિ : સંતતિસંયમન : શીતળા : ચંદ્રોદય એટલે શું ? : નવદંપતીને : પુત્રદા અને પારણું : પૂછ્યું અને કહ્યું ભાગ.૧-૨ : રખે વહેમાતા : વીણેલાં : વગેરેના લેખક અને

### સંચાલક : વિશાળ ઔષધ ભંડાર

પાટડી ( જી. અમદાવાદ )



પહેલી આવૃત્તિ — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૯ — સને ૧૯૪૩

મૂલ્ય રૂ. ૪-૦-૦

"बालो बलं ही राष्ट्रस्य"

જીવન હમારા નિત નયા હૈ, ઝગમગાતે ભાલ હૈં,
નિજ જાતિ, ધર્મ, સ્વદેશ કે ગોદી ભરે હમ લાલ હૈં.

મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
મુદ્રણસ્થાન : સ્વાશ્રય મુદ્રણાલય.'
રાણપુર.

# અર્પણ

હે જગન્નિયંતા,

તું બુદ્ધિનો પ્રેરક છે, તું જ્ઞાનદાતા છે, તું ઐશ્વર્યનો અર્પનાર છે, તું મોક્ષને સંપ્રાપ્ત કરાવનાર છે, તું જીવનનો સર્વસ્વ છે, તું આત્મા, પ્રભુ ને પિતા છે. તુંને છોડી હું બીજે ક્યાં જાઉં ?

પરમાત્મા,

તારે ચરણે અર્પક તારો અણું

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી



# લેખકે કાંઈક કહેવું જોઇએ

આયુર્વેદના પ્રખર વિદ્વાન્ અને ચાણાક્ષ બુદ્ધિમાન્, સમભાવ વૃત્તિવાળા મારા હિતૈષી મિત્ર વૈદ્યરાજ શ્રી. સુંદરલાલ નાથાલાલ જોષીએ આ આખાય ગ્રંથનું અવલોકન કરીને તેની પ્રસ્તાવના લખી આપવાની કૃપા કરી છે; છતાં સદૈવ મને પ્રેરણાનું પયઃપાન કરાવનાર આત્મ-સખા ભાઇ શ્રી. ચંદુલાલ જેઠાલાલ વ્યાસે મને પ્રેરણા આપી કે લેખકે પોતે ગ્રંથના પ્રારંભમાં બે બોલ લખવા જોઇએ. બરાબર છે. તે જરૂરીયે ખરૂં અને પ્રથા પણ ખરી. પરંતુ અત્યારના સંયોગોમાં તો એમ કરીને આ પુસ્તકનાં પાનાં વધારી, એટલો તેમાં કાગળોનો ઉમેરો કરીને 'ખાતર ઉપર 'દીવેલ'ની માફક ખોટ ભેગી ખોટ વધારી છે. બીજી કહેવત યાદ ન આવવાથી આ 'ખાતર ઉપર દીવેલ'ની કહેવત સુરૂચીકર ન હોવા છતાં અહીં બંધ બેસતી બનાવી છે.

'મા અને બાળક' ખૂબ ઝંઝાવાત અને મુશ્કેલી વચ્ચે પૂરા પરિશ્રમે પ્રકટ થાય છે. વેપારી નજરે પુસ્તકો પ્રગટ કરવામાં કદાચ આટલી મુશ્કેલી પડતી નહિ હોય; પરંતુ અગાઉ અધીં કિંમતે ગ્રાહકો નોંધી, પ્રકટ કરનારે એ વખતે અડસટ્ટે ખર્ચ આંકીને ગ્રાહકો નોંધ્યા, પાછળથી તુરત જ કાગળોના ભાવ આસ્માને પહોંચ્યા. ક્યાં અગાઉના એક રતલના ચારથી છ આના અને અત્યારે એક રતલના પોણાબેથી બે રૂપિયા! એટલું જ માત્ર નહિ પરંતુ કાગળો મળવા પણ મુશ્કેલ થઈ પડયા. મારો ધંધો વૈદ્યકનો, એટલે કાગળો સ્ટોકમાં હોય નહિ, અને તેને મેળવવા માટે કાળાં બજાર સિવાય કોઈ આપણી દાદ-ફરિયાદ સાંભળે નહિ, મ્હોંમાગ્યા દામ સિવાય કામ સરે નહિ.

પરંતુ આપેલું વચન પાળવાને માટે બને તેટલો ભોગ આપીને પણ સરસ ગ્લેઝડ કાગળો, પાકું મજબૂત પૂઠું અને ત્રિરંગી જેકેટ, લગભગ ૬૫૦ ઉપરાંત પાનાંનું આ ઉત્તમ પુસ્તક

તૈયાર થઇ શકયું છે. આ ગ્રંથ માનવજીવનમાં માર્ગદર્શક હોઇ તે મા તથા બાળક બેઉને હુંફ આપે છે, તેમની કુશળતાપૂર્વક રક્ષા કરે છે. આજસુધીમાં આપણી ભાષામાં સુવાવડ, સુવાવડી અને તેની સારવાર તથા બાળઉછેરનો માર્ગ સરલતાથી દર્શાવનાર કોઇ ખાસ ગ્રંથ પ્રકટ થયો નથી. એ માર્ગનો ચીલો પાડી આપનાર આ ગ્રંથ અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૨) માં મળે છે. તેમાંથી પોસ્ટેજના આઠ કે નવ આના જતાં મારી પાસે તો રૂ. ૧–૮–૦ લગભગ રહેવાનો. એટલે દેખીતી રીતે એક પુસ્તકે બે રૂપિયાની ચોકખી ખોટ સહન કરીને પણ મારા વચનનું હું પાલન કરી શકયો છું એ મારા આત્માને આનંદ અને સંતોષ આપનારૂં બને છે.

ઘરઘરમાં આ ગ્રંથ વંચાતો અને વિચારાતો થાય તો આજે સુવાવડના સમયમાં પ્રસૂતાની જે દુર્દશા થઇ રહી છે એ તરફ લક્ષ ખેંચાય. અત્યારે તો તેની માવજત અને સારવાર જેને જેમ ફાવે એ રીતે કરે છે. તેને બદલે પ્રસૂતાની સારવાર દેશી રીતે છતાં પદ્ધતિસર, તેનું આરોગ્ય પરિપૂર્ણ જળવાઇ રહે એ રીતે સરલતાથી થઇ શકે. એથી પ્રસૂતાના શરીર તથા યૌવનને પૂર્ણપણે રક્ષી શકાય; અને પરદેશથી પહોંચેલી અણગમતી હોસ્પીટલની સુવાવડ અને તેના વધુ પડતા ખર્ચથી બચી, ઘરઆંગણે કુશળતાપૂર્વક સંરસ સારવાર પ્રસૂતાને મળી શકે.

સુવાવડ પૂરી થયા પછી પણ શરીરમાં નિર્બળતા હોય છે, ઘણી વાર કોઇ ન સમજાય તેવું દરદ પણ હોય છે. તેને માટે આજનાં પ્રસૂતિગૃહોના સંચાલકો મોટે ભાગે બેદરકાર રહે છે. તેને પરિણામે સુવાવડ પૂરી થયા બાદ આજની માતાઓનાં શરીર અનેક ઉધાડાં અને છૂપાં દરદોની ખાણ રૂપ બને છે. તે માંટે તો આ ગ્રંથ એક ડાવકી સાસુ યા માતાની ગરજ સારે છે. સુવાવડ પછીના સવા મહિના સુધી તેને કડવાં–મીઠાં ઓસડીયાં, ઉકાળા, રાબડીઓ તથા તેજાનાના–કાટલાના લાડુ અને સૌભાગ્ય સુંઠ જેવા આરોગ્ય–બલદાયી પદાર્થો ક્રમસર–દિવસવાર આપી–બતાવી, સુવાવડીને દિન પર દિન, કદમ

પર કદમ આગળ વધારી, તેનો હાથ પકડી, તેને સવા મહિને સંપૂર્ણ હુશિયાર, નવા લોહીએ તસતસતી અને સુડોળ, ભરાવદાર બાંધાવાળી બનાવી બહાર લાવે છે.

તદુપરાંત નજીવી ઉપાધિઓ અને વ્યાધિઓ, સુવાવડીના સામાન્ય અને મહા રોગોમાં ઘરગથુ સૂચનામય ઉપાયો, નિદાન, ચિકિત્સા બતાવી, સામાન્ય પ્રજા તેમજ ચિકિત્સકોને સુવાવડના રોગોની સરલ અને અનુક્રમબદ્ધ યોજના આ ગ્રંથ રેખી આપે છે.

અને તેની સાથોસાથ લાડીલા બાળકની પ્રથમ દિવસથી જ સંભાળ કેવી રીતે લેવી એ દર્શાવે છે. તેને ઉછેરવામાં અનેક અથડામણો આવે છે. એ અબોલ, જ્યોતિસ્વરૂપ દીવ્ય બાળકની રક્ષાની રીતો બતાવી છે. એના અકળ અને અગમ્ય વ્યાધિઓમાં 'ડોશીમાનાં ઓસડીયાં'નાં વસાણાં આપી, તેના મહા વ્યાધિઓનું ચોક્કસ નિદાન બતાવી, તેને માટે ચોક્કસ, અસરકારક અને અફર ઔષધો આ ગ્રંથમાં આપ્યાં છે. જે ઔષધોની યોજના કરવામાં આવી છે તે મારા ચિકિત્સાકાર્યમાં મને અનુભવપૂર્ણ અને સફળ જણાયાં છે.

આપણા દેશમાં અનેક પ્રકારના વહેમો છે. માંદગી કે અસ્વસ્થતામાં ઔષધો સાથે કેટલાક જંત્ર–તંત્ર–મંત્રના ઉપાયો પણ કરે છે. એટલે બાળક માટે દોરા–ધાગા, જંતર–મંતર જેવી ઝીણી બાબતને જવા દીધી નથી. બાલગ્રહોનું વિવરણ પણ કર્યું છે. ઉપરાંત કેટલાક ઉપયોગી ઔષધોના પાઠ તથા માનવીનું વજન, ઉંચાઇ, છાતીનું માપ વગેરેનું કોષ્ટક પરિશિષ્ટમાં આપેલ છે.

'બા અને બાળક' દોઢ વરસ કરતાં વધુ સમય સુધી લેખમાળા તરીકે 'બહુરૂપી'ના દરેક અંકમાં રજૂ થયેલ, અને ત્યારથી પોતાનાં નામ ગ્રાહક તરીકે નોંધાવનાર વાચકો અકળાઇ રહ્યા છે. પુસ્તક મળશે કે કેમ તે માટેની શંકાના પત્રો પણ આવતા રહ્યા છે. વિવિધ જાતનાં પુષ્પો ચડાવનારમાં 'અમે લોકોના પૈસા હજમ કરી જનાર ઠગારા છીએ.' એવાં 'બાવળનાં ફૂલ ચડાવનારા પણ

નિકળ્યા છે. તે સર્વને સહન કરી લઇ, 'સેવાધર્મો પરમ ગહનો' એ વાકયને યાદ કરી, આજે નત મસ્તકે મારા પ્યારા આત્મસ્વરૂપ ગ્રાહકોને ચરણે આ મારા સ્વલ્પ જ્ઞાનના ફળનો જથ્થો, મારી મહેનત–પરિશ્રમમાંથી બચત રહેલ પાંચ પૈસાની મૂડી હોમીને પણ અર્પણ કરૂં છું અને હર્ષોર્મિથી આનંદું છું.

પુસ્તક છપાયું છે રાણપુરમાં, તેના છાપેલા ફોર્મ અમદાવાદ પહોંચાડી, ત્યાં પુસ્તકનું બાઇન્ડિંગ કરાવ્યું છે. તેનું જેકેટ વળી બીજા પ્રેસ દ્વારા તૈયાર થયું છે. એમ નરસિંહ મહેતાની વેલને માટે બળદ, ગાડી, જોતર ને હાંકનાર હરિએ આપ્યાં તે હેતથી સ્વીકારી, આ મારી આટકાટની વેલડી શણગારી, ભગવાનને ભરોંસે વહેતી કરૂં છું.

માત્ર આપ વાચક બન્ધુ–ભગિની પાસે મારી હમેશની રીત મુજબ એક જ ભિક્ષા માગવાની છે, તે એ કે આવું ઉત્તમ કોટીનું પુસ્તક આપ મનનપૂર્વક વાંચી બીજાને પણ વંચાવો. બની શકે તો આપના મિત્ર, સગા કે સાહેલીને ખરીદવા ભલામણ કરો. શુભ માંગલિક પ્રસંગે ક્ષણિક આનંદ કે શોભા આપનારા બીજા પદાર્થો કરતાં આવા ઉત્તમ ગ્રંથની લહાણી કરો, ભેટ આપો, મને મદદ કરો. આ રીતની માગણી કરતાં મને જરીયે સંકોચ થતો નથી.

**'મરૂં તોય માગું નહિ, અપને તનકે કાજ,**
**પરમારથ કે કારણે, ભીખંતા નહિ લાજ.'**

બાકી તો હું શું લખું? દયામય પ્રભુ આ ગ્રંથને ગુર્જર ગિરાના જાણકારમાં વ્યાપક બનાવી, મારા હિન્દનાં નવજાત બાલુડાંની રક્ષા કરવામાં, એને ઉછેરી મોટાં કરવામાં તથા સુવાવડીની શય્યામાં સૂતેલી હિન્દની માતાની સાવચેતીભરેલી સંભાળ લેવામાં સહાયક બનો. આ નશ્વર શરીર તો નાશવંત હોવાથી મારી વાણીરૂપ આ ગ્રંથ–શરીર અમર રહો એવું ઇચ્છું છું.

સંવત ૧૯૯૯ } વિનમ્ર સેવક
શ્રાવણ જન્માષ્ટમી } **વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

# પ્રસ્તાવના



"મા અને બાળક" એક અજબ પુસ્તક છે!

લેખક મીઠી ભાષામાં ઘરગથ્થુ વાતોને શાસ્ત્રીય રૂપ આપે છે. શાસ્ત્રીય વસ્તુને ઘરગથ્થુ બનાવી દે છે. મીઠી મજાક કરતાં શીખામણ આપે છે. શીખામણ આપતાં આપતાં રોચક બને છે; મનભાવતી વાનીઓ પીરસી દે છે; રસની જમાવટ કરે છે અને ક્રમે ક્રમે પોતાના જ્ઞાનપ્રદીપ વડે હીજરાતા હૃદયની અંધાર ગુફાઓને અજવાળી, મુંઝવણનાં જાળાં ઝાડી નાંખે છે અને આવા અનેરા વાતાવરણમાં વાચકને ખડા કરી, ચકિત બનાવે છે.

**येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः।**

મધ પી પીને ભમરાઓ જેમ મદઘેલા બને છે તેમ જેના રસાસ્વાદ વડે બુદ્ધિમાનો પણ મદઘેલા બને તેનું નામ રસની જમાવટ. મૂર્ખાઓ કદાચ વણસમજ્યે માથું ધુણાવે, પરંતુ બુદ્ધિમાનો પણ બે ઘડી મુગ્ધ બને ત્યારે જ તેમાં કાંઇ અપૂર્વતા છે એમ સમજવું રહ્યું. લેખકની શૈલી માદક છે; રસના ઘુંટડા પીવાયે જ જાય છે અને વાચક મસ્ત શૈલીમાં ચકચૂર બને છે!

વૈદ્યરાજ જાદવજીભાઇની પીંછીમાંથી અનેક ચિત્રો આલેખાય છે. ઘેરેઘેર ચાલતી જીવનકથાઓ એમની પીંછીની કલાત્મક વરણીમાં આવી જાય છે. પ્રત્યેક નર-નારીને એમાંથી એકાદ ચિત્ર પોતાનું આલેખાએલું હોવાનો ભાસ થાય છે. એ આભાસમાંથી જ હૈયાંની મુંઝવણનો ઉકેલ મળતો લાગે છે. જીવનનીતરતી પ્રાણવન્તી શૈલીમાંથી આયુર્વેદનાં અવનવાં તેજ યાતનાઓના અંધાર ઓળાઓને ઓસરાવે છે અને બુઝાતાં જીવન ઝગમગતાં બનાવે છે.

આજના કહેવાતા વૈજ્ઞાનિક જમાનાને કેટલાક સજ્જનો નકલિયો જમાનો કહે છે—આંધળિયાં અને અનુકરણનો જમાનો કહે છે. જૂના

અને પીઢ કારીગરો કહે છે કે 'નકલમાં અક્કલ કેવી?' આપણો લેખક પણ આવો જ કોઈ દેલવાડા અને કુંભારીયાની કલાનો આશક—એવો શ્રદ્ધાભર્યો જૂનવાણી કારીગર, નવા આરસને પ્રાચીન ઢબે સંસ્કારવા બેઠો છે !—હિન્દનાં જ ટાંકણાં લઇને; હિંદી કલાને જ મૂર્તિમંત કરવાને. એને આજની ઇસ્પિતાલો ખામીભરેલી લાગે છે. આજનાં પ્રસૂતિગૃહોમાં અપાતી પ્રસૂતિ પછીની સારવાર એને અધૂરી અધૂરી લાગે છે. હાથિણી જેવી ઝુલતી સગર્ભાને 'બા' બન્યા બાદ, નારી—કંકાલ બનતી જોઇ, લેખકની વાણી દીપ્તિમય બને છે. સીઝાતા, પીકતા, એ અનુકમ્પામય હૃદયમાંથી લેખમાળા બહુરૂપી બની સિમંતિ-નીને માતૃપદે પધરાવતાં સ્વૈરવિહાર કરે છે અને વાચકને વીસમી સદીના વિચારવંટોળમાંથી દૂર ઘસડી, પ્રાચીન પગથીએ ચઢાવી, નવીન માર્ગદર્શન કરાવે છે અને રાચે છે! અને આ બધા ઠાઠ કરવા આપણા સિદ્ધહસ્ત કલાકારને પાલવે છે અને પરવડે છે.

જમાનાની બલિહારીને તે પારખી અને પી ગયો છે! આજના જમાનાને કોણ વૈજ્ઞાનિક જમાનો કહે?

અમે આ જમાનાને ઉપહાસમાં "અદ્ભુત યુગ" કહીએ છીએ. આમ તો જુઓ :

ખેડુ ખેતી કરતા પહેલાં માટીની જાત જુએ. કુંભાર ઘાટ ઘડતા પહેલાં જેવો ઘાટ તેવી માટીની શોધમાં રહે. સુતાર સુખડ, દેવદાર, સીસમ અને સાગના ભેદ પારખ્યા વિના વીંજાણું હાથમાં ન લે. શિલ્પીનાં ટાંકણાં આરસી અને અડદિયાના ભેદ ઝીણવટથી ઝીલે અને પારખી પારખી નકશી નીપજાવે.

કાઠી ઘોડા તથા ઘોડીની જાતો જાણે અને તાજણ, માણકી, અને પંચકલ્યાણીનાં નૂર નજરમાં જ નાણી જાય.

કૂતરા કૂતરીની જાતોય મૂલવાય અને તેમની પંકાતી (Pedigree) પેઢીઓ તરફ મૂલ્યાંકનના આંક ચઢે.

પણ આ અજાયબ જમાનામાં નર–નારીનાં જોડલાંમાં નવાં ગોટાળાપંચક ચાલે; અનુલોમ પ્રતિલોમનાં ધોરણો જાણે અવૈજ્ઞાનિક હોય તેમ ધારાસભાઓમાં તેના ઉપહાસ થાય; વૈજ્ઞાનિક વર્ણાશ્રમ વહેમ ઠરે અને તે પણ આપણા આ યુજેનીક્સ, જેનેટીક્સ અને હેરીડીટીનાં નવ્ય વિધાનોની વાતો કરનારાને મુખેથી! સંકરતાનાં છાપાંઓ વખાણ કરે અને જે ઉપર આરોગ્યનો પાયો છે એવાં વિશુદ્ધ લગ્નની મર્યાદાઓ ઉપર વિષયાંધ અને સ્વેચ્છાચારી વર્ગ તરફથી વણસમજ્યા પ્રહારો થાય! આવા જમાનામાં લેખક સાચ્ચે સાચ્ચી વાત ગોળે વીંટાળીને રજૂ કરે છે અને જમાનાના દર્દને પારખી આયુર્વેદનાં અણમોલાં રત્નો જનતાને ચરણે ધરે છે.

"આયુર્વેદ" એટલે "આયુઃ"નું જ્ઞાન. "આયુઃ" શબ્દ જે પ્રચલિત અર્થમાં હાલ બધા જાણે છે તે નથી. આયુઃ એટલે જન્મથી મરણ સુધીની કાલમર્યાદા–લાઇફ નહિ. આયુઃ એટલે પૂર્વજન્મ, ચાલુ જન્મ અને આવતા જન્મ એ ત્રણેયની કાલમર્યાદાઓનો એકત્રિત સમૂહ. ત્રણેય જન્મનાં આયુષ્યનો સરવાળો તે **આયુઃ**। "પ્રકૃતિ"–"સ્વાસ્થ્ય"નાં ધોરણ કેવળ ચાલૂ જન્મ ઉપર અવલંબે છે એમ આયુર્વેદ માનતો નથી. એને મન તો પૂર્વજન્મના કર્મસંસ્કાર સહવર્તમાન જન્મેલો જીવાત્મા માતાપિતાનાં રજવીર્યના પ્રભાવ ઉપરાંત પ્રાચીન જન્મકર્મસંસ્કાર દ્વારા પ્રભાવિત થાય છે, અને તેના બળે "ભાવિ" જીવન ઉપર મીટ માંડી જીવનયાત્રા ચલાવે છે એમ છે. આયુર્વેદ ઉપદેશે છે કે જન્મની પ્રકૃતિ ઉપર સમસ્ત જીવનની પ્રકૃતિનો આધાર છે.

માતાપિતાનાં રજવીર્યના સંયોગે જે ગર્ભ બંધાય છે તેમાં માતૃજ, પિતૃજ, આહારજ અને કર્મજ ભૌતિક બીજકો રહે છે. સર્વ ગર્ભોના દેહમાં માતૃજ, પિતૃજ, આહારજ અને આત્મકર્મજ ચાર ચાર પ્રકારનાં પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ મળી સોળ ભૌતિક અંશો નીચે પ્રમાણે રહે છે :–

(૧) માતૃજ

| | | | |
|---|---|---|---|
| ૧ માતૃજ પૃથ્વી | ૨ માતૃજ જલ | ૩ માતૃજ અગ્નિ | ૪ માતૃજ વાયુ |

(૨) પિતૃજ

| | | | |
|---|---|---|---|
| ૧ પિતૃજ પૃથ્વી | ૨ પિતૃજ જલ | ૩ પિતૃજ અગ્નિ | ૪ પિતૃજ વાયુ |

(૩) આહારજ

| | | | |
|---|---|---|---|
| ૧ આહારજ પૃથ્વી | ૨ આહારજ જલ | ૩ આહારજ અગ્નિ | ૪ આહારજ વાયુ |

(૪) કર્મજ

| | | | |
|---|---|---|---|
| ૧ કર્મજ પૃથ્વી | ૨ કર્મજ જલ | ૩ કર્મજ અગ્નિ | ૪ કર્મજ વાયુ |

ગર્ભના બંધારણમાં માતા તરફથી અને પિતા તરફથી મળતા અંશો ઉપરાંત માતાના આહારદ્વારા તેને મળતા પોષક અંશો અને પૂર્વજન્મનાં કર્મોનો લિંગદેહ દ્વારા ગર્ભમાં પ્રાપ્ત થતો અંશ હોય છે. આ સઘળાં મળીને ગર્ભની પ્રકૃતિ બંધાય છે. બા અને બાળકનો આ સંબંધ છેઃ માતૃજ, પિતૃજ, આહારજ, કર્મજ, પોષક તત્ત્વો એ સર્વથી ગર્ભ બને છે. એમાંથી જે બળવાન હોય છે તેના સદૃશ ગર્ભ બને છે. મન પણ માતૃસત્ત્વ, પિતૃસત્ત્વ, કર્મજ કે આહારસત્ત્વ જે પ્રબળ હોય તે પ્રમાણે પ્રબળ બને છે. અથવા પ્રાક્તન જન્મ કર્મ-સંસ્કાર મુજબ બને છે. પૂર્વજન્મનાં કર્મના સંસ્કારસમૂહને **અનૂક** કહે છે. આ અનૂક ઉપર ગર્ભના મનનું બંધારણ છે. આ ઉપરથી સમજાશે કે આયુર્વેદ **આયુઃ** ની વ્યાખ્યા કરતાં પૂર્વ અને અપર જન્મના–પહેલાંના અને હવે પછીના સંબંધો સુંદર રીતે આલેખે છે!

માતૃજ અને પિતૃજ ભૂતોને જ અનુક્રમે રજ અને વીર્ય–શુક્ર કહે છે. માતૃજ ચાર ભૂતોના સમુદાયને રજ, અને પિતૃજ ચાર ભૂતોના

સમુદાયને શુક્ર—વીર્ય કહે છે. જે કર્મજ ચાર ભૂતો છે તેનાથી નિત્ય જોડાએલો આત્મા—ગર્ભમાં પ્રવેશે છે. આ "બીજધર્મા" જીવાત્મા લિંગશરીર રૂપે દેહાન્તરમાં પ્રવેશવા સાથે જ નવીન ગર્ભની પ્રવૃત્તિ શરૂ થાય છે.

પાશ્ચાત્યો કર્મજ ભૂતસમૂહને માનતા નથી, લિંગદેહને માનતા નથી. તેઓ તો સમજાવે છે કે પુનર્જન્મને બદલે પુનર્જનનદ્વારા પ્રજાતંતુ કાયમ રહે છે. પરંતુ આ સંબંધમાં બે વસ્તુઓનો પાશ્ચાત્યોએ વિચાર કર્યો લાગતો નથીઃ વંધ્યાક્ષેત્ર કે વંધ્યબીજ દ્વારા પ્રજોત્પત્તિ થતી નથી, એટલે તેમનું પુનર્જનન ત્યાંથી જ અટક્યું! પછી એ બન્ને વાંઝી-યાંઓને સંતતિની વાસના તો રહી. જ્યાંસુધી આ પ્રકારની અને બીજી અનેક વાસનાઓનો ક્ષય થાય નહિ ત્યાંસુધી "આત્મકર્મજ" વાસનાસમૂહ લિંગદેહ સાથે જોડાએલો રહેવાનો. આથી પુનર્જનનના સિદ્ધાંતને બદલે પુનર્જન્મનો સિદ્ધાંત આ બાબતનો વધુ ખુલાસો આપે છે. વાસનાના ઉપભોગ માટે પુનઃ જન્મવું પડવાનું.

બીજી એક વસ્તુ એ કે પુનર્જન્મ ન માનીએ તો કરેલાં કર્મો વિફળ જાય છે એમ માનવું પડે અને ન કરેલાં કર્મોનાં ફળ મળતાં રહે છે એમ પણ માનવું પડે. આ વિચારસરણી દોષયુક્ત છે. આથી આયુર્વેદની વિચારસરણીને ગ્રહણ કરવી જ રહી.

પાશ્ચાત્યો કહે છે કે માતાપિતાના રજવીર્યના સંયોગથી બનતા આદિ ગર્ભકલલ (ગર્ભનો પ્રથમ બુદબુદ પરપોટો)માં માતા અને પિતાના વારસાનાં લક્ષણોમાંથી અરધાં અરધાં લક્ષણો ઉતરી આવે છે. અહીં અમે "ક્રોમોસોમ્સ" અને "જીન્સ" એટલે રજોબીજ અને શુક્રબીજમાં રહેલાં પ્રજાતંતુ અને લક્ષણબીજકોના ગુણધર્મોની ચર્ચામાં ઉતરવા માગતા નથી. માત્ર એટલું જ આ સ્થળે સ્પષ્ટ કરવા માગીએ છીએ કે પાશ્ચાત્યો માતૃજ અને પિતૃજ અંશોથી જ ગર્ભ બને છે એમ માને છે. આદિ ગર્ભકલલ કે પાશ્ચાત્યોની જીવશાસ્ત્રની પરિભાષામાં વપરાતો "ઝાયગોટ" શબ્દ એ આપણા વર્ણાશ્રમની પરિભાષાનો **વર્ણ** શબ્દ છે. "વર્ણ" એટલે "રંગ" નહિ.

**क्रीयते प्राक्तन जन्मानुकूलं वृत्तं यैः ते वर्णाः।** પૂર્વજન્મ કર્માનુસાર જેનું આચરણ-વૃત્ત બંધાય તે આદિ ગર્ભકલલને **વર્ણ** કહે છે. પાશ્ચાત્યોના "ઝાયગોટ"માં આહારજ અને કર્મજ અંશો ઉમેરીએ એટલે :આયુર્વેદના જીવશાસ્ત્ર મુજબનો "ઝાયગોટ" "આદિ ગર્ભકલલ" કે **વર્ણ** કહેવાય.

આયુર્વેદ કેટલો સૂક્ષ્મ વિચાર કરે છે? તમારો આગલો ભવ આ ભવને સુધારે અને આ ભવ ન સુધારો તો પાછલો ભવ પણ બગડે. એમ આગળ પાછળનો વિચાર કરવાનું જરૂરી તત્ત્વ આયુર્વેદમાં જ છે. માતાપિતાના અંશો :ઉપરાંત ખોરાકમાંથી ઉતરી આવતા અંશો અને કરેલાં કર્મના સંસ્કારના અંશો પણ ગર્ભમાં ઉતરી આવે છે.

આર્યો આથી જ ખાદ્યાખાદ્યનો, ભક્ષ્યાભક્ષ્યનો સૂક્ષ્મ વિચાર કરી, સંયમની ભાવનાને પ્રધાનપદે મૂકે છે. "એક જ પ્યાલે પાણી"પીવામાં ભાઈચારા વધવાના ઉપદેશ, આપનાર બુદ્ધિમાનો ભલે "પોલીટીકલ સ્ટંટ" ચલાવે. એમાંથી ઉપદંશ, પ્રમેહ અને અન્ય સંસર્ગજ વ્યાધિઓ ફેલાય છે તે કોણ નથી જાણતું? મા અને બાપના આચાર, વિચાર અને આહારના અંશો બાળકમાં ઉતરે છે. બાળકનું સ્વાસ્થ્ય કેવળ વૈદ્યની સારવાર, કુટુંબની માવજત, સ્વચ્છ શહેરી જીવન અને અનુકૂળ સંયોગો ઉપર જ આધાર નથી રાખતું. માબાપના રજવીર્યમાંથી મળેલી સ્વાસ્થ્યની મૂડી ઉપરાંત આહારજન્ય અને જીવાત્માનાં પૂર્વ-જન્મકર્મજન્ય બીજકો ચાલૂ ગર્ભદેહમાં મુખ્ય ભાગ ભજવે છે. પોતાનું ધાવણ છોડાવી ગમે તેવા આહાર, આચાર અને વિચારવાળી આયાઓ અને ધાવોના હાથમાં પોતાનું અમૂલ્ય બાલધન મૂકનાર મૂર્ખ માતાઓને શું કહેવું? પોતાનું યૌવનધન જાળવવાને બહાને સંતતિને સ્તનપાન ન કરાવનાર માતા પોતાનો માતૃધર્મ ચૂકે છે. આ વૈજ્ઞાનિક જમાનાની એક અવૈજ્ઞાનિક ફેશન ભૂલભરેલી છે.

આયુર્વેદ કર્મજન્ય અંશોને ખૂબ મહત્ત્વ આપે છે. કર્મજ ભૂતોના રૂપમાંથી જ ગર્ભનું રૂપ બંધાય છે. મનની પ્રકૃતિ-વિકૃતિ

અને બુદ્ધિમાં જેટલા ભેદો જોવામાં આવે છે તે રજસ્, તમસ્ અને કર્મજન્ય હોય છે.

રૂપરહિત પદાર્થથી રૂપવાન્ પદાર્થની ઉત્પત્તિ થતી નથી. આથી આત્માની સાથે લિંગશરીર માનવું જ રહ્યું. જો કે શુક્ર અને આર્તવ ગર્ભની ઉત્પત્તિમાં કારણભૂત બને છે, પરંતુ તે પણ લિંગશરીર (અથવા કર્મજ ભૂતો) વિના ઉત્પત્તિમાં કારણ રૂપ નથી બનતા. ભગવાન ચરક ઉપદેશે છે કે આત્મયુક્ત લિંગશરીર શુક્ર–શોણિતરૂપ બીજમાં પ્રવેશ પામતાં જ સ્થૂલ દેહની ઉત્પત્તિ થાય છે. પૂર્વજન્મ દ્વારા ઉત્પન્ન થએલી સૂક્ષ્મ આહંકારિક ઇંદ્રિયો દ્વારા સ્થૂલ ઇંદ્રિયો બને છે. એ રીતે જ કર્મજ ભૂતો "રૂપ" અને "મન"ની વિવિધતાઓનાં કારણભૂત બને છે.

આત્મા એ અતીન્દ્રિય સૂક્ષ્મ ભૂતોથી વાસનામુક્ત થયા વિના–મોક્ષ થયા વિના જુદો પડતો નથી. કર્મથી, મનથી, બુદ્ધિથી કે અહંકારના વિકારરૂપ દોષોથી, ઇંદ્રિયોથી કે ઇંદ્રિય વિષયોથી તે જુદો પડતો નથી. "સત્ત્વ" એ સંજ્ઞાથી ઓળખાતું મન, રજ અને તમથી જોડાએલું રહે છે અને ઉપરનાં સઘળાં પણ આત્માની સાથે સદા જોડાએલાં જ રહે છે. આ રીતે કર્મનાં ફળ ભોગવવા જોડાએલાં રહી **"पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं"** જન્મ મરણના ફેરામાં જીવાત્મા પોતાના **અનુબંધો** (કર્મજન્ય વાસનાનાં વળગણો) સાથે ફર્યા કરે છે.' "ઋણાનુબંધ" એટલે વાસનાનાં વળગણો. જેનાં જેટલાં બાકી તેને તેટલા ભોગ ભોગવવા ઋણ એટલે બાકી રહે છે; અને તેથી જ કહેવાય છે કે "ઋણાનુબંધે ભેગાં મળીયાં, પાછાં જુદાં થાવું રે" વગેરે. ટુંકામાં આયુર્વેદ ગર્ભના સંબંધમાં આવા મહત્ત્વના વિચારો સેવતાં, બાળક કે જે આવતી કાલનો મહા પુરુષ છે તેના "અવતાર"ની તૈયારી કરાવવા, પૂર્વજન્મના સારા સંસ્કારવાળું સંતાન પોતાની કુખે જન્મે તેને માટે, માતાને ઉચ્ચ ચારિત્રનું સેવન કરવાનું ઉપદેશે છે, પિતાને ઉચ્ચ પિતૃધર્મના ખ્યાલો આપે છે અને "પુંસવન

સંસ્કાર"થી માંડી "અંત્યેષ્ટી" સુધીની વિચારણા ધર્મશાસ્ત્રના સહકાર-પૂર્વક કરે છે.

પ્રસૂતિશાસ્ત્ર અને કૌમારભૃત્ય જેવાં સ્ત્રીઓ અને બાળકોના વ્યાધિઓની ચર્ચા કરતાં ગહન શાસ્ત્રોના મર્મોને મનોરમ ભાષામાં મૂકી, આ ગ્રંથના લેખકે આયુર્વેદ તરફ આમજનતાને ઠીક આકર્ષી છે અને એ રીતે આયુર્વેદ તરફના આમજનતાના આદરમાં વધારો કર્યો છે.

ચરક, સુશ્રુત, વાગ્ભટ અને કાશ્યપ સંહિતાઓમાંથી તેમ જ પાશ્ચાત્ય ગ્રંથકારોનાં અવતરણો ટાંકી, લેખકનાં વિધાનોનું વધુ સમર્થન કરવામાં સમયનો વ્યય ન કરતાં, ઉત્સુક વાચકને લેખકની આયુર્વેદીય રસધારના માદક પ્રવાહમાં ડૂબકી મારતાં મારતાં છૂટાં છવાયાં રત્નોને વીણી તેનો યથાવકાશ ઉપભોગ કરવાનું વિનવી વિરમીશ.

આયુર્વેદના અનુરાગીઓ, વિદ્યાર્થીઓ, વૈદ્યો અને વિદ્વાનો સઘળાંને યથારુચી સામગ્રી વૈદ્ય શ્રી. જાદવજીભાઈનાં પ્રકાશનોમાંથી મળી રહે છે. પ્રસ્તુત પુસ્તક પણ એ પૈકીનું જ હોઇ અમારે એ દિશામાં વિશેષ ભલામણ કરવાની રહેતી નથી.

પ્રસ્તાવના માટે પ્રેમપૂર્વક આમંત્રણ આપવા સારૂ લેખકનો આભાર માનવાની આ તક લઉં છું. પ્રસ્તાવનાને હળવી બનાવવાની ઇચ્છા હોવા છતાંય પણ શાસ્ત્રીય વિષય ચર્ચવાના ઇચ્છાના પ્રવાહને હું અટકાવી શકયો નથી. પુસ્તકનીં ઉપયોગિતા જોતાં અમે ઉપસ્થિત કરેલી શાસ્ત્રીય ભૂમિકાની જરૂર સહજ સમજાશે. પ્રસ્તુત પુસ્તક ચાલૂ કડક મોંઘવારીના સંયોગોમાં આટલી દળદાર અને સુંદર આવૃત્તિ રૂપે નજીવી કિંમતે પ્રકટ કરવા માટે, લેખક મહોદયને તેમના આદરણીય સાહસ માટે ધન્યવાદ ઘટે છે. (ઇતિશમ્)

**વૈદ્યરાજ સુંદરલાલ નાથાલાલ જોષી,**
વિદ્યાવારિધિ, M. R. A. S. પ્રીન્સીપાલ:
મહાગુજરાત આયુર્વેદિક કૉલેજ—નડિઆદ.
મેમ્બર: બૉર્ડ ઓફ ઇન્ડિયન સીસ્ટીમ્સ ઓફ
મેડિસીન—મુંબાઇ.

નડિઆદ
૨૪–૬–૪૩

# અનુક્રમણિકા

# બા અને બાળક

## પ્રકરણ ૧ લું

### પ્રવેશ અને પ્રારંભ

માતા વસુંધરા—ભગવતિ! જગતને ધારણ કરીને તું તેનું પાલન કરી, વિવિધ, અનહદ અને અપાર પદાર્થોની ભેટ આપી, સચરાચર જીવોનું આશ્રયસ્થાન બની રહી છે. તારા હૃદય ઉપર તેં બ્રહ્માંડ ધારણ કર્યું છે. તારા ઉદરમાં રહેલાં રત્નો, અમૂલ્ય ધાતુઓ, અઢાર ભાર વનસ્પતિબીજો અને અખંડ વહેતાં વારિના ધોધોનો પાર નથી. માનવીઓએ જે જે ઇચ્છયું તે તે તેમને તેં આપ્યું. જગતને જન્માવ્યું, પાળ્યું, પોષ્યું; અને અનંત અવકાશમાં લીન થતા તારા અંક—વિશાળ અંકમાં સહુને ઝીલી લઇને, હે માતા, તારી ગોદમાં તે સમાવી દીધા. ક્ષમાની દેવી, સહનશીલતાની મૂર્તિ, ઉપકારની ત્રિવેણી,

સમભાવે બિરાજતી ઓ મહામાયા ! તારા ગુણાનુવાદ ગાવા માટે મારી આ તુચ્છ લેખિની સમર્થ કેવી રીતે બની શકે ?

પણ તું તો પંચભૂતની પ્રતિમા છે, તારૂં સ્થૂળ રૂપ ચૈતન્યવંતું તોય જડ, અને તારી પ્રતિકૃતિ જાણે ન હોય, તેવી પ્રતિકૃતિ રૂપે સ્ત્રી–એ સ્ત્રી રૂપે તું જ દ્વિતીય સ્વરૂપમાં ભાસે છે.

તેં મૂલ્યમાન રત્નોને ધારણ કર્યાં, તો સ્ત્રીએ નરરત્નો નિપજાવ્યા. તેં ધાન્યબીજો આપ્યાં તો તેણીએ અમીકુંપી સમા સ્તનમાંથી માનવીના સપ્તધાતુપોષક ધાવણ ધવરાવ્યાં. તેં હૃદય ખુંદાવ્યાં તો માતાએ ખોળા ખુંદાવ્યા. તારૂં ઉદર વિશાળ છે, તો તેણીની કુખ વિશાળ છે. તેં અનેકના પદાઘાતો સહ્યા છે, તો તેણીએ સમાજના અને સંસારના કડવા ઘુંટડાને અમૃત કર્યા છે. તું પૃથ્વી છે તો તે પ્રકૃતિ છે, તું ચાર ભૂતો ( જળ, તેજ, વાયુ, આકાશ ) સાથ રહી રાચે છે, તો તે પ્રકૃતિ પુરૂષની સાથે રહી રાચે છે. આવો માતાઓ! તમને વંદન, હજાર વાર વંદન! પ્રકૃતિ અને પૃથ્વી, સંસારને સર્જંતી મહામાયાઓ, અમારાં સહસ્ર શિરનમન સ્વીકારો, મા !

કવિઓ કવે છે : સહસ્રરશ્મી સૂર્યનારાયણે તેના અરૂણ સારથીની સાથે રહીને જગતને ઉજાળવા અવકાશમાં પ્રવેશ કર્યો. શાસ્ત્રીઓ કહે છે : કારણશરીર ધારણ થવાથી અરૂપ આત્માએ જીવ રૂપે જગતમાં પ્રવેશ કર્યો. સૂત્રધાર કહે છે : રંગભૂમિ પર સંગીત કલા ને ભાવ સ્થાપવા પાત્રોએ પ્રવેશ કર્યો. હું કહું છું : સૃષ્ટિક્રમને અવિચ્છિન્ન રાખવા માટે માતાના ઉદરેથી બાળકે સંસારમાં પ્રવેશ કર્યો.

અને એ પ્રવેશનું નામ પ્રસૂતિશાસ્ત્ર. આજે પ્રસૂતિશાસ્ત્ર જેવા ગહન, સક્રિય, અને ચાણાક્યતાભર્યા વિષય સમા મહાન વિષયમાં મારી કલમ પ્રવેશનો આનંદ અનુભવે છે, અને એ પ્રવેશથી, રંગભૂમિનાં પ્રેક્ષકોને તથા સંસારનાં અંધારાં આટોપી મંગળમય પ્રભાતની વાંચ્છના

કરનાર સંસારીને જેટલો આનંદ થાય, તેટલો બલકે તેથીયે વધુ આનંદ મારાં વાચકોને થશે.

પ્રસુતિશાસ્ત્ર એટલે કે તેને હળવી ભાષામાં કહું તો સુવાવડ અને બાળઉછેર. આ પ્રધાન વિષયોને આ આખાય ગ્રંથની અંદર સાંકળી લેવાના છે.

કોઇ કહેશે : બાળઉછેર એ તો સાધારણ જનસમાજને ઉપયોગી છે જ, પણ પ્રસુતિશાસ્ત્ર યાને સુવાવડ સંબંધી વિચારવિનિમય અને ક્રિયા સાધારણ જનતાને વધુ ઉપયોગી નથી. એવું સાહિત્ય તો ખાસ કરીને સુયાણીઓ અને મીડવાઇફો અથવા નર્સોના કામનું છે. તેથી તેની ચર્ચાને આ પ્રકારે પ્રગટ કરવાથી રસક્ષતિ નહિ થાય ?

રસ : જો રસની વ્યાખ્યા કરીએ તો જ તેની ક્ષતિ સંબંધમાં ચોખવટ થઇ શકે. કેટલીક વખતે રસ આહ્‌લાદની ખાતર હોય છે અને કેટલાક રસો માણ્યા પછી આહ્‌લાદ પેદા થાય છે. તેમાં પણ બે ભેદ પડે છે: દાખલા તરીકે એક રૂના વેપારીને ભરૂચના ભાવની વધઘટમાં રસ છે, છતાં એક એન્જીનની બનાવટ એ જોવા લાગે તો તેમાં ગોઠવેલાં વિવિધ યંત્રો અને તેના કાર્યમાં તેને રસનો અનુભવ થવા લાગે છે અને તે તેમાં રસ લેવા લાગે છે. ખરી રીતે તેને તે ઉપયોગી નહિ હોવા છતાં પણ તેમાં તેને રસ પડે છે તો ખરો.

માણસ જાત જ્ઞાનવૃદ્ધિને ઇચ્છે છે અને જેમ જેમ જ્ઞાનની વિશાળતા વધતી જાય છે, તેમ તેમ એ મહાન બને છે. વહેવારિક કે ઉપયોગ પૂરતું જ જ્ઞાન હોય તેને વિશાળ જ્ઞાન ન કહી શકાય. જીવનમાં નજર સામે બનતા હરેક કાર્ય અને ક્રિયાનું સવિશેષ જ્ઞાન દરેક જ્ઞાનપિપાસુને મળવું જ જોઇએ. અને એ જ વ્યક્તિને ખરેખર જ્ઞાની કહી શકાય.

સુવાવડ એ ગૃહસ્થજીવનનું અમુલ્ય કાર્ય છે, અને ગૃહસ્થાશ્રમ ધરાવનાર દરેક નરનારીને તે કાર્ય સંબંધમાં એક નહિ તો બીજી

રીતે પણ ધ્યાન દોરનારૂં છે. જે વખતે તેનું તે તરફ ધ્યાન દોરાય છે તે વખતે એ સંબંધી જે જ્ઞાન તેને હોય છે તો ઘણી સરલતા અને સુગમતા સાંપડે છે અને તેમને રસક્ષતિ થતી નથી.

હોસ્પીટલો અને સર્જરી સાથેની મીડવાઇફ્રી તો હમણાંના નૂતન યુગમાં જ આપણને લાધ્યાં છે; પણ એમનો જે વખતે અવતાર નહોતો થયો ત્યારે પણ આપણા ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીઓની પ્રસૂતિ થતી હતી અને તેની સારવાર ઘરની વૃદ્ધાઓ કરતી હતી. મોટા ગામમાં બે ચાર અને ગામડામાં એકાદ કુશળ દાયણ પણ રહેતી અને આજનું બધું પ્રસૂતિતંત્ર (મીડવાઇફ્રી) તેમને હસ્તગત તથા કંઠસ્થ હતું.

યુગબદલો થયો. વિદેશીઓએ દેશમાં આવી બીજાં ક્ષેત્રોની સાથે વૈદકીય ક્ષેત્ર પણ હાથ કર્યું, લોકોને તે રૂચ્યું અને જનતા તે તરફ વધુ દોરાવા લાગી. એટલે પછી હસ્તક્રિયા અને મૌખિક જ્ઞાનથી સબળ અને સફળ રહેલી દેશી સુયાણીઓની યોગ્યતા તથા જરૂરીયાત ઘટી ગઇ અને તેમનાં જ્ઞાન ઘસાતાં ગયાં. છતાંયે આજે લાખો ગામડાં અને ગ્રામ્યજીવન જીવનાર વસતિમાં રહ્યાસહ્યા જ્ઞાનથી, દેશી સુયાણીઓ પરંપરાગત ઝીલેલી ક્રિયાથી સુવાવડ કરાવે છે અને પ્રસૂતિની દરેક ક્રિયાને જાળવી લે છે. છતાં આ વર્ગ, ઘણું કરીને અશિક્ષિત અને તેણે સંગ્રહેલા સંકુચિત તથા મર્યાદિત જ્ઞાનવાળો જ છે. એમના જ્ઞાનની અભિવૃદ્ધિ થવા માટે કોઇએ એમને સાચો સાથ કે ઉત્સાહ આપ્યો નથી. આપણા સમાજે તેમનો સંપર્ક ‘ ખપ પુરતો ’ રાખેલો હોઇ સુવાવડ અને સુવાવડીની સારવારમાં એમને હવે આનંદ રહ્યો નથી. માત્ર થોડાક મળતરની લાલચ પૂરતો જ એમનો ધંધો રહેવાથી આજનું સુધરેલું સમાજજીવન, આજની નાજુક પ્રકૃતિ અને સ્ત્રીઓની સંભાળ બાબત તેમનાં વિચારો અને વર્તન, પરિવર્તન પામતા જમાનાની સાથે જે રીતે ફરવાં જોઇએ તે રીતે ફરી શક્યાં નથી.

એટલે જૂની ઢબે થતી સુવાવડ સુંદર હોવા છતાં તેમાં કેટલીક ખામીઓ રહેલી છે, તે દૂર કરવાને માટે કોઇએ પ્રયત્ન કર્યો જ નથી.

શહેરોની અંદર સ્ત્રીઓ માટે સુવાવડ ખાતાની મોટી મોટી હોસ્પીટલો ખોલનાર ધનવાનોને એક નજીવો પણ વિચાર, લાખો ગામડાઓમાં થતી સુવાવડો અને તેમાં દેશી સુયાણીઓને હાથે થતી સારવાર સંબંધમાં આવ્યો નથી. તેઓ તો માત્ર એકાદ હોસ્પીટલ ખોલી સુવાવડના પચીસ-પચાસ ખાટલાઓ રાખી, એકાદ ડોકટર અને પાંચ દશ કેળવાયેલી નર્સો રાખી, સ્ત્રીસમાજ ઉપર મહાન ઉપકાર કરવાનું પોતાનું પ્રતિકર્તવ્ય સમજી લે છે!

બીજી તરફ નવી થીયેરી પ્રમાણે સુવાવડ કરાવનાર ચિકિત્સકો અને નર્સો પોતાનું તે સારૂં અને દેશી સુયાણીઓનું કામ તે અતિ બુરૂં, ખરાબ, અવૈજ્ઞાનિક, ઢંબગ, ઉંટવૈદા જેવું ગણી, તેને તુચ્છકારી કાઢીને મોઢું મચકોડે છે. વળી તેમના દિલમાં દેશ અને દેશી ઉપર પુષ્કળ સુગ હોવાથી તેમણે તો જુના વખતની પ્રથાથી સુવાવડ કરતી સુયાણીઓ તરફ નિધા પણ કરી નથી!

તટસ્થ દૃષ્ટિથી આપણે નવી અને જુની બન્ને પદ્ધતિ અને ક્રિયાઓ જોઇ વળીએ છીએ અને ચોક્કસ અનુભવ બંધાય છે ત્યારે એમ લાગે છે કે ઘણા જુના વખતથી થતી આવેલી સુવાવડ કેટલીક રીતે અપૂર્ણ છે અને તેમાં ફેરફાર તથા સુધારો થવાની અત્યંત જરૂર છે. કેટલાક વિચારો ભલે નવી પદ્ધતિના પણ અપનાવવા પડે, અને એ અપનાવ્યા વગર છુટકો પણ નથી, કારણ કે દેશી વૈદક પ્રસૂતિ-શાસ્ત્ર વિષયમાં જ્યાંનું ત્યાં જ છે. એટલે કે એ વિષય ઉપર ભલે કેટલાક બુદ્ધિમાન વૈદ્યોએ થોડાંક ભાષણો કર્યા હોય યા નિબંધો લખ્યા હોય, પરંતુ સક્રિય રીતે લગભગ નવાણું ટકા વૈદ્યો પોતાની જાતે સુવાવડ કરાવી શકે, યા સુવાવડ વખતે આવી પડેલી મુશ્કેલીમાં

શસ્ત્રક્રિયા કરી, ઉપચારો કરી, પોતાની રીતે સુવાવડ નિર્વિઘ્ને પાર ઉતારે તેવા મળી આવવા મુશ્કેલ છે.

શસ્ત્રવિદ્યા ઘણા લાંબા વખતથી દેશી વૈદ્યોના હાથથી છુટી ગયેલી છે. જ્યારે એ પૂર્ણ પ્રકાશમાં હતી ત્યારે વિદેશીઓની અપેક્ષાએ આપણા વૈદ્યો શસ્ત્રક્રિયા સરસ કરી જાણતા. તેના પુરાવા તો પુરાણાં પુસ્તકો—સુશ્રુત જેવા ગ્રંથોમાંથી જોઇએ તેટલા મળી આવે છે. પણ તેને સંભારીને સંતોષ માનવા સિવાય, અત્યારે એ વિષયની અપૂર્ણતાનો સ્વીકાર કર્યા વગર ચાલે તેમ નથી. જો કે હમણાં હમણાં આવેલી આયુર્વેદની પ્રગતિમાં અને આયુર્વેદિક કોલેજોમાં તૈયાર થતા વૈદ્યોમાં શસ્ત્ર-વિદ્યા (સર્જરી) સાથે સાથે શીખવવામાં આવે છે ખરી. એ નવા તૈયાર થતા વૈદ્યોની સેવા તો હજી હવે જગતને મળશે. પણ એ તો ભવિષ્યની વાત છે, જ્યારે આપણે તો સાંપ્રત સમયની વિચારણા કરીએ છીએ. જો આપણે દેશી રીતે સુવાવડ અને સુવાવડીની સારવારમાં સુધારો કરવો હોય તો નવી પદ્ધતિના ચોક્કસ વિચારો અને ક્રિયાઓનો વિનિમય કરી, સુયાણીઓ—દેશી ઢબે તૈયાર થતી સુયાણીઓને હાથ ઉપર લઇને, એમના જ્ઞાનમાં આવશ્યક સુધારો કરીને, અત્યારે જે ઠેકાણે એ જ્ઞાન પડયું છે ત્યાંથી સહેજ ઉંચી ભૂમિકા ઉપર લઇ જવામાં આવે તો આપણી જૂની અને દેશી પદ્ધતિ ઘણી જ અસરકારક અને વ્યવહારૂ બની શકે તેવી મારી ખાતરી છે.

કોઇ એમ કહે કે સુવાવડીની સારવાર અને સુવાવડ પાશ્ચાત્ય નવી પદ્ધતિ પ્રમાણે અપનાવવી ઘણી સારી છે, તો તેમાં હું સહમત થવા તૈયાર નથી અને તેનાં અનેક કારણો છે.

એક તો એ પદ્ધતિ અત્યંત ખરચાળ છે. થોડા ધનવાન અને સારી કમાણીવાળાં કુટુંબોને બાદ કરીએ તો આપણાં સેંકડો કુટુંબો અને ગરીબ પ્રજા એ પદ્ધતિએ સારવાર લેવા તયાર નથી.

આર્થિક બાબત બાજુ ઉપર રાખીએ તો બીજી રીતે આપણા દેશની સ્ત્રીઓના બંધારણ અને શારીરિક અવસ્થાને લઇને પણ તે પદ્ધતિમાં અંગીકાર કરેલી રીતે વપરાતાં ઔષધો અને આપવામાં આવતી સારવાર મોટે ભાગે માફક નથી આવતાં.

'માફક નથી આવતાં' એ હું દેશી પદ્ધતિનો પક્ષપાત કરવા માટે લખું છું એવું ન માનતા. હોસ્પીટલોમાંથી સુવાવડ લઇ આવેલી અનેક સ્ત્રીઓના શરીરનો મને અભ્યાસ છે. એ હોસ્પીટલમાંથી છુટી આવેલી સ્ત્રીઓનાં અંગોપાંગોનો ખ્યાલ કરતાં મને લાગે છે કે તેમના બાંધા, શરીરની પ્રકૃતિ, હિંદની આબોહવા અને વાતાવરણનો વિચાર કરતાં નવીન પદ્ધતિની સારવાર હિંદની સ્ત્રીઓને કોઇ રીતે બંધ બેસતી નથી, બલકે તેઓ હોસ્પીટલમાંથી નવીન રોગ અને ગુપ્ત અવયવોની વિશિષ્ટ નિર્બલતા લઇને જ આવે છે.

અર્થાત જુની પદ્ધતિ સુધારો માગે છે, જે નવી પદ્ધતિ છે તે સ્વીકારવા જેવી નથી, ત્યારે ત્રીજો જ એક માર્ગ એવો હોવો જોઇએ કે સ્વતંત્ર રીતે નાનાં ગામડાંઓમાં ઘરઆંગણે થતી સુવાવડમાં ચોકસ જ્ઞાન અને પદ્ધતિનો ફેલાવો થાય, તેમના વિચારોને ફેરવી શકાય અને આવી પડેલી મુશ્કેલીઓમાં સહેલાઇથી માર્ગ કાઢી શકાય તેવું અનુભવી જ્ઞાન રજૂ કરવા માટે આ વિષયની શરૂઆત કરવામાં આવે છે.

આજસુધી મારા આલેખાયેલા વિચારો બની શકે ત્યાંસુધી મેં શુદ્ધ શાસ્ત્રીય રીતે રજુ કર્યા છે, પરંતુ આ સંબંધમાં શરૂ થતી વિષયમાં કેવળ શાસ્ત્રીય અર્થાત આયુર્વેદિક વિચારોને વળગી રહેવાનું મને મુશ્કેલ લાગે છે, અને એથી જ એલોપથી અને આયુર્વેદનો સમન્વય સાધી, આમ જનતાને વધુ અનુકૂળ અને વધુ સરલ બને એ રીતે

અહીં મારા વિચારો રજુ થશે. જ્યાં ફુટકો નહિ થાય ત્યાં જ મારે બીજી થીયેરી ઉપર હસ્તાક્ષેપ કરવો રહેશે.

આ વિષય સંબંધમાં મારો અનુભવ વધે એ માટે મેં સતત મહેનત કરી છે. સ્વમાનને બાજુ ઉપર રાખી, લેડી ડોક્ટરો સાથે વિચારોની લેવડદેવડ કરી છે, અનેક ગ્રંથોના વાચન અને અભ્યાસ પછી જ મેં આજે કલમ પકડી છે. મારા બીજા પ્રવાસોથી જેમ આમજનતાને લાભ થયો છે અને મારા વિચારો માર્ગદર્શક બન્યા છે, તેમ આ લેખમાળા પણ તેમાં ઉમેરો કરશે એવી મારી ભાવના છે.

વધુ નહિ. તો હવે પછી શરૂ થતો આ વિષય બહેનો અભ્યાસપૂર્વક વાંચી, તેમાં બતાવેલા વિચારો અને અનુભવોનું મનન કરતી રહેશે, પુરૂષો વાંચી વિચારી સંપર્કમાં રહેતી બહેનોને તે તરફ ખેંચવા પ્રયાસ કરશે તો તેમના હમેશના જીવનમાં આ જાતનું જ્ઞાન અત્યંત ઉપયોગી નીવડશે.

સુવાવડને લગતા વિષય સંબંધમાં ગુજરાતી ભાષામાં તેના જ્ઞાનનો પ્રચાર થાય તેવું સાહિત્ય ઘણું જુજ છે, અને જે છે તે પણ બધી રીતે પુરતું નથી, એ મોટી ઉણપ ગણાય. એ ઉણપ કાંઇક અંશે ટળી જાય એવી મારી ઇચ્છા છે, તેની સાથે મને આત્મવિશ્વાસ છે કે મારી લેખિનીને હું જરૂર લોકપ્રિય બનાવી શકીશ. એ શક્તિ પ્રાપ્ત કરવા દીનદયાળુ પ્રભુ મને પ્રેરણા આપો.

*　　*　　*

# પ્રકરણ ૨ જું

## બુઢ્ઢી-માની વાતો

'સરલા ઓ સરલા !'

'હાં બા, આવી.'

'જરા અહીં આવ તો બેટા ! કહે, દીકરા ! મેં પરમ દિવસે તને એક સુચના કરી હતી કે નાની વહુ જ્યોત્સ્નાની સુવાની પથારી હવેથી નીચેના મારા ઓરડામાં કરવાની છે, તો પણ બે દિવસથી એ રમેશના રૂમમાં સાથે જ કેમ સૂવે છે ?'

'બા ! જાણે વાત એવી બની કે તમે મને સૂચના કરી ત્યારે મેં જ્યોત્સ્નાને બોલાવીને કહ્યું કે 'આપણી સાસુએ કહ્યું છે કે આજથી તમારે નીચેના ઓરડામાં બાની સાથે સૂવાનું છે.' 'વારૂ' કહીને તે ચાલી ગઈ, પણ ગઇ રાત્રે તેણે સૂવાનું બદલ્યું નહિ. એટલે ગઈ કાલે મેં ફરીથી તેને કહ્યું : 'જ્યોત્સ્ના ! તેં બાનું કહેવું માન્યું નથી. બા મને પૂછશે તો હું શું કહીશ ?'

'એ કહે : 'ભાભીજી ! હું શું કરૂં ! તમારા દિયરે કહ્યું કે, 'બા તો કહે, પણ મને એકલા ગમે નહિ. તારે મારા રૂમમાં સાથે જ સુવા આવવાનું છે.' ભાભીજી ! પછી તો હું શું કરૂં ! મેં રાત્રે નીચે સુવા આવવાનો પ્રયત્ન કર્યો હતો પણ નીચે આવતાં તેમણે મને અટકાવી.'

'આ વાત તમને કહેતાં બા, મને જરીક શરમ થતી હતી. વળી તમારી આગળ કહું તો તમે નારાજ થાઓ એટલે મેં કહ્યું નહિ.'

'હં, એમ છે કે બેટા ! રમેશ યુવાન અને જ્યોત્સ્ના પતિપરાયણ છે. તેઓ સંસારમાં પ્રવેશ્યાં, પણ એ માર્ગના વિવિધ વળાંકોની હજી એમને ક્યાંથી ખબર હોય ? આજે જરી જમી પરવારીને બપોરના જ્યોત્સ્ના અને તું બેઉ મારી પાસે આવજો,

બેટા ! નીચેની પરશાળમાં જ બેસીશું. ઉપર રમેશનો રૂમ છે અને પરશાળમાં જ બારી પડે છે, એટલે આ બુઢ્ઢીનાં બે વચનો ભલે ને ભણેલગણેલ દીકરાના કાને ય જાય.'

જમ્યા પછી રમેશબાબુ જમીને આરામચેર ઉપર બારી પાસે બેસી છાપું વાંચવામાં પડ્યા હતા, એ વખતે બાનો જરી ઉતાવળા અવાજનો ધાંટો સંભળાયો :

'સરલા, ઓ સરલા !'

'હાં બા ! આવી.'

'આવ તો બેટા ! જ્યોત્સ્નાને પણ તારી સાથે લેતી આવજે.'

રમેશે છાપામાંથી આંખ અને કાન બારી વાટે બા પાસે વહેતાં કર્યાં. સરલા અને જ્યોત્સ્ના બા પાસે આવીને બેઠાં.

'સરલા !' બા બોલ્યાં.

'હાં, બા ! શું કહો છો ?'

'જ્યોત્સ્નાએ આજે મેથીની ભાજી અને રીંગણાનું શાક કેવું સરસ બનાવ્યું હતું ? મને તો જાણે એમ જ થાય કે રોટલી ને શાક જ ખાધા કરૂં ! દીકરી રાંધવામાં તો ભારી કુશળ નીકળી હોં !'

'જુવો બા, એક ચીજ સારી થઇ કે તમે મને વખાણવા લાગ્યાં ! સરલાભાભી જેવું હજી મને ક્યાં રાંધતાં આવડે છે ! પરમ દિવસ પુરણપોળી મેં બનાવી ત્યારે તમે જ કહ્યું'તું કે 'દીકરી, હજી તને સરલા જેવી પોળી નથી આવડતી, જરા આટો વધુ લે છે અને પુરણ ઓછું પડે છે તેથી જાડી થાય છે.''

'હા, દીકરા ! એ તો જેમ જેમ અભ્યાસ વધારો અને કાળજી રાખો તેમ તેમ સુધારો થાય. અભ્યાસ, આવડત અને કાળજી એ માણસની જાતમાં ગુણવર્ધનની ખાણ સમાન છે. જ્યારે સરલા આપણે ઘેર આવી ત્યારે તો તારાથીયે નપાવટ હતી. રોટલી વણે તો જાણે ત્રણ ખૂણા ! પણ એનો ગુણ એક એવો મોટો કે હું જે જે

શિખામણ તેને આપું તે હિતકર માને. આજે સરલા દીકરી એ તો મારા ઘરનો જાગતો દીવો છે દીવો.'

'અને બા, હું?'

'બેટા, તું તો મારા ઘરની લક્ષ્મી! અમે તો હવે વૃદ્ધ થયાં, માથે પળીયાં આવ્યાં, કામકાજ બને નહિ, દીકરા ભણ્યાગણ્યા, એમને વખતસર જમવા, સુવા, બેસવા જોઇએ. તમે બેઉ તો મારા હાથ પગ, મારો આત્મા, જમણી-ડાબી આંખો, મારે તો એ આંખોએ જોવાનું અને રાચવાનું. સરલા તો હવે બે પુત્ર અને એક પુત્રીની માતા થઇ. એને આવ્યાને બાર વરસ વીતી ગયાં. એ તો પીઢ થઇ. હજી તું બાળક છે, દીકરી! ઉછળતું લોહી છે, છતાંય કલાગરી છે. એથી તો મારી આંતરડી ઠરીને હીમ થાય છે.

'આ બિચારી ગંગા! દીકરો મેટ્રિક ભણ્યો, વહુ લાવ્યાં, પણ કહે છે કે વહુ પાંચ અંગ્રેજી ભણેલી છે. આવડત છે, પણ આજનો જમાનો એવો આવ્યો છે કે ગંગા બિચારી કાંઇક કહે કે બોલે તેને બકવા ગણી કાઢે! કેવું ઉજળું ઘર! પણ એની વહુને બે બાળક થયાં: તેમાં છોકરો જીભે તોતડો અને છોકરી આંખે ત્રાંસી. આવાં ભણેલગણેલ વહુ-વર બેઉ રૂપાળાં ને તેમનાં છોકરાં કદરૂપાં! કેટલું ખરાબ?'

'પણ ત્યારે બા, એમનાં બેય છોકરાં કેમ કદરૂપાં થયાં?' જ્યોત્સ્નાએ ઇન્તેજારી બતાવી.

'એ તો એમ જ હોય ને બેટા!'

'ત્યારે શું એમાં ભગવાનની માયા હશે! કે એમનાં પરભવનાં પાપ હશે!'

'ના, એમાં ભગવાનની માયા કે પરભવનાં પાપ કામ નથી કરતાં. એ તો માનવીઓની પોતાની રહેણી-કરણીનાં જ ફળ છે. ગંગા મારી પાસે બેસવા આવે ત્યારે હું એને કહેતી કે ગંગા! વહુને

દાડા છે. હવે એ બે જણાંને જુદાં પડાય તો સારું. પણ ગંગા બિચારી કરે શું ? એનો તો કહીને જીભનો લોચો વળી ગયો, પણ એ હુતી ને હુતો, ખાઇ પીને નવરાં થાય કે ચોવીસે કલાક ભેગાં ને ભેગાં ! એમને જુદાં પડવું ગમે નહિ ! એ સમયનેય ન ઓળખે.

'નિશાળમાં ભણે કે કોલેજમાં ભણે, પણ એ ભણતરમાં સંસારની વાત ક્યાં લખી છે, બેટા ? એ વિષે તો માવતર પાસેથી સાંભળીને તેની સમજણ રાખવી જોઇએ. માવતરની વાતોમાં રહેલી શિખામણ જેમણે માની એ સુખી થયાં છે અને નથી માનતાં તેને દુઃખી થતાં દેખ્યાં છે. સ્ત્રી જાત છે, એનું શરીર તો રત્નની ખાણ છે. તો યે તે ખાણની સંભાળ તો રાખવી જ પડે ને. તો જ તેમાંથી પાકતા હીરા પહેલ પાડવા લાયક નીવડે છે.

'એક ભાત રાંધવા હોય છે તો યે તમે એની નીપજથી માંડીને રંધાતાં સુધીમાં થતી ક્રિયાઓ ઉપર નજર ફેરવી જુઓ તો ખબર પડે કે આપણા હાથમાં શોભતા ચોખલીઆ નીપજાવતાં પહેલાં એના ઉત્પાદકોને કેટલી કાળજી રાખવી પડી હશે ! તમે તપેલી ચુલે ચઢાવીને પાણી મૂકવામાં, રાંધવામાં, નીચે મૂકેલી આગને સંભાળીને તપેલીમાં જરૂર લાગે તો પાણી ઉમેરવામાં, અને વારંવાર ચોખાનો દાણો દબાવીને તે ચઢયા છે કે નહિ તેની તપાસ રાખો છો. એમાં તમારી જરા જેટલી પણ ગફલત થાય તો તે નીચે દાઝી જાય છે કાં પાણીપોચા થાય છે.

'ત્યારે સંતાન પકવવું એ શું કેવળ બેકાળજીનું કાર્ય છે ? નહિ, બેટા ! એવી બેકાળજી જ્યારથી દેશમાં વ્યાપી અને પૂર્વની વાતો તરફ દુર્લક્ષ થયું ત્યારથી હિંદનાં સંતાનો વધુ પડતી ખોડ-ખાંપણવાળાં, માયકાંગલાં અને દુર્બળ બનતાં ગયાં. આ ભરતરાજાની ભૂમિમાં એવાં બાળકો થાય તે વાજબી ગણાય ખરૂં ?

'ઉદરમાં જ્યારથી ગર્ભાશયમાં બાળકે નિવાસ કર્યો ત્યારથી શાણી સ્ત્રીએ તો પોતાની જવાબદારી બરાબર સમજી લેવી જોઇએ.

ધણું તો એકાદ વધુ મહિનો ન સમજાય, પણ ત્રણ મહિનાનો ગર્ભ થયા પછી તો સ્ત્રી-હરકોઇ સ્ત્રી તેના શરીરમાં થયેલા ફેરફારો સમજી જાય છે. એટલું તો એ જરૂર સમજે છે કે તેના શરીરમાંથી જ બાળકનું શરીર બંધાય છે. રૂધીર, માંસ અસ્થી ને સ્નાયુ એ માતાનાં જ તે બાળકમાં હોય છે, તેમાં તેના વિચારો ને વર્તણુંક પણ ઝડપભેર ગર્ભમાં રહેલા બાળકના શરીરમાં ઓતપ્રોત બને છે. એટલે જ ગર્ભવાળી સ્ત્રીએ વિલાસ અને વાસનાથી દૂર રહેવું જોઇએ. આપણે જેટલાં સગર્ભાવસ્થામાં બેદરકાર રહીએ અને અવિચારીપણે આહારવિહારમાં સંયમ ન જાળવીએ, તેટલું જ સુવાવડમાં આપણને કષ્ટાવું પડે, બચ્ચું પણ કષ્ટાય અને આપણા ભાગ્યના ભાવી સિતારા ચમકવાને બદલે અંધકાર ફેલાવનાર નીકળે.

'પુરૂષોને સ્ત્રીઉદરની કરામતનો ખ્યાલ ક્યાંથી હોય, માઠી ! અને સહવાસ-એકાંતવાસ-એ તો ગમે તેવા સબળ મનવાળાનું મનો-બળ પણ પણ ગાળી નાંખે છે. બેન, ઉદરમાં ત્રણ માસનો ગર્ભ થયો, ગર્ભાશય વિસ્તૃત બને, ત્યારે એ ગુપ્તાંગમાં પણ આગળ વધે છે. તેવા વખતે અડપલા અને વિષયભોગ તો ગર્ભમાંના બાળક ઉપર બહુ જ માઠી અસર કરે છે, અસ્વાભાવિક તથા અનુચિત વાસના પ્રત્યે સ્ત્રી દોરવાય છે અને ક્ષણિક સુખની ખાતર તેનું માર્દવતાભર્યું દિલ વેડફાઇને વિકૃત બની જાય છે.

'અતિ વિષયવાનને શ્વાનની ઉપમા ડાહ્યા માણસો આપે છે. પરંતુ બિચારા શ્વાનોને ખાલી નિંદવાની એ તો એક પરંપરા થઇ ગઇ છે. ગર્ભધારણ કરેલી કૂતરી પોતાના જીવના જોખમે પણ શ્વાનને નજીક ઢુંકવા દેતી નથી; જ્યારે પુરૂષો તો દો-હદથી દારા બનેલી હોવા છતાં તેનો કેડો મૂકતા નથી, અને જ્યારે પાછળથી કષ્ટાતી ઓરતનાં દુઃખ સાંભળે છે ત્યારે રડવા બેસે છે ! પછી તેમને રૂપગુણથી રહીત માયકાંગલી પ્રજા થાય છે ત્યારે એ મૂર્ખાઓ પોતાના ભાગ્ય અને ભગવાનને દોષ આપે છે ! આટલા માટે જ

આપણી જૂની રૂઢી વહુવારૂને પાંચ માસ બેસતાં જ પીયર વેળા·વીને એને એના પતિથી દૂર લઇ જાય છે. એવી રીતે બે ત્રણ સુવાવડો એ પિતૃગૃહે જ ખાય છે. તેટલા કાળમાં તો ઉભય જરા સમજણમાં આવી જાય છે અને જુવાનીનું જોર તથા જુસ્સો કાંઇક હળવો પણ બને છે.

'પીયરમાં માતા અને સાસરે સમજણી સાસુ દીકરી અને વહુને ટોકતી રોકતી રહે છે. કડવી વાતો એ મીઠી કરીને એને ગળે ઉતારે છે. બેટા, પેટમાં બાળક હોય અને એક પગલુંય અવળું સવળું પડે તો બેઉને દુઃખરૂપ નિવડે છે. તમે જોયુંને, પેલી જગમોહનની વહુ ત્રણ દિવસ સુધી પીલાણી ત્યારે તેને પ્રસવ થયો. એ વહુને મેં એક વખત ઘઉં વીણતાં માટીની કાંકરીઓ ખાતી જોએલી અને તે વખતે મેં તેને ઠપકો પણ આપેલો કે 'ઓ ગાંડી! તું આ માટી ખાય છે તે છોકરૂં તારૂં પેટમાં ચોંટી જશે!' પણ ટેવ પડી હોય તે કેમ જાય?

'ઉમાગૌરીને છેક છેલ્લે દિવસે એની બા સાસરેથી સુવાવડ કરવા માટે લઢી ઝગડીને તેડી લાવ્યાં. જમાઇ તો ઉમાને મોકલતો જ ન હતો. ઉમાને દીકરો તો રૂપાળો આવેલો, પણ બિલાડીનું બચ્ચું યે એથી મોટું હોય! અને તાળવામાં તો તસુ એકનો ખાડો! ડાહી બેન દોડતાં આવ્યાં: 'બા–બા, ચાલો તો, મારી ઉમાને ભલીઓ સાંપડયો છે, પણ બા! મને તો જોવુંય નથી ગમતું.'

'બિચારી ઉમાનો એમાં વાંક શો? અને એની સાસુ તો એની પરભવની વેરવી! બિચારીને પૂરા દી બેઠા તો ય ઘી–દુધનું સ્વપ્નુંય ન હોય! ધાન ખવરાવે અને ઢોરની જેમ કામ કરાવે રાખ્યું! રાત પડે ને 'ઓલ્યા ભવનો વેરી' ઉમાનો ધણી! એને એકલાને બિચારાને ગમે નહિ! 'બાપડી ગરીબ ગાય જેવી ઉમા! 'દી ઉગે ત્યાં દાસી અને રાત પડે ત્યાં રાણી!' કુખે શ્વાસ લેવાની જગ્યાએ ન રહી હોય તેવા વખતે પણ 'રડયા' કાંઇ સમજે જ નહિ! અને

આજકાલના છોકરા ! બૈરી એ તો જાણે એમનું જાપાનીસ રમકડું ! તેમની વાસનાતૃપ્તિને ખાતર સ્ત્રીએ જેમ કહે તેમ જી-હજુર રહેવું જોઈએ. નહિ તો 'મને ગમતી નથી' એમ કહેતાં તેમને કાંઈ વાર છે ?

'અને આ મારી સરલા ! મેં તેની ત્રણ ત્રણ સુવાવડો કરી. આજે તો મારા ઘરનું એ જવાહીર થઈને રહી છે. જુઓ, છે એને નખમાંયે રોગ ? એ મારી કહ્યાગરી રાણી રાણી મારું વચન ઉથાપેય નહિ. શરૂઆતમાં તો એમના પોપટજી જરા વાયરે ચઢેલા, અને આ મેનાને રમકડું બનાવવા જરી આગળ વધવા ગયા. પણ હું હજી બાવન વરસની ખખડધજ બેઠી છું ને ! એક વખત વાતમાં ને વાતમાં એવી હાકલ કરી કે, એ પોપટજી સીધા દોર જેવા થઇ ગયા, અને પછી તો તે એમની આ મેના-સરલાને કહે કે ' બા કહે તેમ કર, સમજી ? એમણે વરસો અનુભવનાં ગાળ્યાં છે. જે કહેતાં હશે તે આપણા ભલાની ખાતર. '

' હારતો, મા ! દીકરા ને વહુ કોને આંગણે હોય ? જેણે પૂર્વે શંકર પાર્વતિનાં એકનિષ્ઠાએ વ્રત કર્યાં હોય, અને એમનેય ઉજળો દુધ જેવો વસ્તાર આ બુઢાપામાં જોવો હોય તો ' આંકાહ'માં રાખવાં જોઇએ. હા, ઘીનો કોળીઓ હું તો વહુને ખવરાવું, પણ જો તે મારી શિખામણ ન માને તો એ મને ન ગમે, બા.

' જાઓ, બેટા સરલા, જ્યોત્સ્ના ! હજી સાંજનાં કામ બાકી છે. વખત થવા આવ્યો, કામે વળગો. મારી સીતા ને સાવિત્રી જેવી જેઠાણી-દેરાણીની જોડીને મા અંબા અમર રાખે, અને હાં બેટા સરલા ! જ્યોત્સ્નાની પથારી આજે મારી જોડે નીચેના ઓરડે કરજો. દીકરી ! હવે પાંચમો મહિનો બેઠો. પેટમાં જીવ સંચર્યા. ખોટા વિચારે પ્રાયશ્ચિત્ત ચઢે. હજી એ છોકરાં છે, આપણે કાંઇ છોકરાં થોડાં છીએ, વહુ ! ' સાસુજીએ મુદ્દાની સૂચના આપી દીધી.

* * *

# પ્રકરણ ૩ જું

## બુઢીમાની વાતો (ચાલુ)

"બા!" સરલા બોલી.

'હં, કેમ દીકરી સરલા!'

'બા! તમે નારાજ ન થાઓ તો હું તમને એક વાત કહું.'

'કહેને દીકરા! તારા જેવી શાણી વહુની વાતથી હું નારાજ કેમ થાઉં?'

'જુઓ બા! આજે જ્યોત્સ્ના સવારના મેડી ઉપર રડતી હતી, મારે કાંઇ લેવાનું હતું. હું ઉપર ગઇ એટલે એ રડતી બંધ રહી ગઇ અને સાડીથી આંખો સાફ કરવા લાગી.'

'પછી તેં એને કાંઇ પૂછ્યું નહિ?'

'મેં તો તેની પાસે જઇ, તેને મારી પડખે ખેંચી, બરડામાં હાથ પસવારતાં પૂછ્યું: 'અલી કેમ રડે છે?'

''એ કહે: 'કાંઇ નહિ.'

''હં. કાંઇ નહિ! તારી આંખો કહે છે ને તું રડે છે. બોલોને મારી રાણી, શાને રીસાયાં?'

'પછી એ બોલી: 'સરલાભાભી! બાએ કાલે વાતો કરી ત્યારથી તો મને એવો ભય લાગે છે કે હાય મા, મારૂં શું થશે! જયમોહનની વહુની વાત સાંભળીને મને તો આવતા દિવસનો એવો ડર લાગે છે કે દિલમાં કાંઇનું કાંઇ થઇ જાય છે.'

'મેં કહ્યું: 'ગાંડી રે ગાંડી! બીક ને ભયવાળી જોઇ ન હોય તો! અરે ભગવાન તે બધાને શું એમ પજવતો હશે? તું તો બાની શીખામણનો અવળો અર્થ કરી બેઠી! ચાલ નીચે.' એમ કહી હું તેને નીચે લાવી. એ તો એમ જ માની બેઠી છે કે એની સુવાવડ વખતે શુંનું શું થશે!' સરલાએ ખુલાસો કર્યો.

'ખરી વાત છે સરલા! ગઇ કાલે તેને ઠપકો આપવા અને સીધે માર્ગે વાળવા મેં વાતો કરી. પરંતુ પાછળથી મને પણ થયું કે મેં જરા વહુને ડર લાગે તેવી વાતો કરી તે ઠીક ન થયું. એટલે આજે આપણે શણની નવી ગાદીઓ બનાવવી છે ને બેટા, ત્યારે જરા વાતમાં ને વાતમાં એનો ડર હું દૂર કરી દઇશ. કાંઇ ફિકર નહિ. તેં મને કહ્યું તે સારૂં જ કર્યું છે.'

બપોરના જમી પરવારી, સરલા, જ્યોત્સના અને બુઢ્ઢીમા શણના કપડાની અંદર રૂ ભરીને તેનું ગાદલું તથા ઓશીકું ભરવા માટે રૂ તુનતાં હતાં તે વખતે સરલા બોલીઃ

'હેં બા, શણ ન અભડાય અને સુતરાઉ કાપડનું ગાદલું અભડાય! આ બધી પ્રચલિત આભડછેટની રૂઢીઓ કેવી રીતે પેદા થઇ હશે?'

'બેટા, જે પ્રચલિત રૂઢી જોવામાં આવે છે તે બે રીતે ઘુસી હોય એમ જણાય છેઃ એક તો અભડાવાની પાછળ હેતુ હોય છે અને બીજું સગવડતાનું કારણ હોય છે, બાકી ખરી વાત તો અસ્વચ્છતા એનું નામ આભડછેટ. આપણે અભડાયેલી વસ્તુને પાણીથી ધોઇ સ્વચ્છ કરીએ છીએ, એટલે એ પવિત્ર બની જાય છે. ખરો હેતુ એને સ્વચ્છ બનાવવા માટેનો હોય છે. પરંતુ કેટલીક કીંમતી વસ્તુ ધોવાથી બગડે તેવી હોય તેને પાણી જરા છાંટી, છાંટ નાંખીને પણ પવિત્ર માની લેવાય છે. જો કે અત્યારે તો અમુક અભડાયું, અમુક ચોખ્ખું છે, એની પરંપરા બહુમુખી અને સગવડીયા બની ગઇ છે. લોકોમાં અભડાવાનો મુળ હેતુ રહ્યો નથી. માત્ર ક્રિયા જે પરંપરાથી ચાલી આવી હોય તે મૂર્ત રૂપે જણાય છે.

'હરકોઇ ક્રિયા અને કાર્યને પ્રચારમાં મૂકનારે દૂરંદેશીભરી નજરે આચારમાં મૂકેલ હોય છે. પણ તેના પાછળના હેતુને નહિ સમજનાર વારાજીના નાડાની માફક તેને પકડી રાખે છે. પછી તે દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે.'

'બા, વોરાજીનું નાડું એ શું છે?'

'હા, એ તો એક કહેવત છે, બેન! એક ખેડુએ જુવારના પુળાનું ગાડું ભરેલું અને તે બહારગામ જાય. વોરાજીને તે જ ગામ જવાનું. તેમને ગાડા ઉપર બેસારેલા, ગાડું ઉંચું, તેની ઉપર માથોડું જુવાર ખડકેલી, તેની ઉપર વોરાજી બેઠેલા. વચમાં ગાડું ચાલતાં ધાંચ આવી (જમીનમાં એક તરફ ખાડો પડી ગયેલો તેને ધાંચ કહેવાય) અને ખેડુએ કહ્યું: 'વોરાજી! ધાંચ આવે છે, નાડું પકડી રાખજો.' ખેડુનો કહેવાનો હેતુ એ હતો કે જુવારના પુળાને ખૂબ જાડા દોરડાનાં બંધ લીધેલાં તેને વોરાજી પકડી રાખે તો ગાડું ધાંચમાં આંચકો લે ત્યારે વોરાજી ગબડી ન પડે. ખેડુતો એ જાડા રાંઢવા જેવા દોરડાને નાડ—નાડું કહે છે. પણ વોરાજી સમજ્યા બીજું એમણે પહેરેલું જે સુંથણું એનું નાડું બે હાથે કકડાવીને તેમણે પકડી રાખ્યું, અને ધાંચ આવી. ગાડાએ એક તરફના પૈડા ઉપર આંચકો ખાધો અને તેથી વોરાજી ગાડા ઉપરથી ગબડી જમીન ઉપર ઉંધા માથે ઢીંચણીયાભર થયા અને જમીન માપી લીધી. ધબાકો થતાં ખેડુએ ગાડું ઉભું રાખી, નીચે ઉતરીને વોરાજીનો હાથ પકડીને બેઠા કર્યા. પછી ખેડુએ તેમને કહ્યું: 'ભલા માણસ, મેં તમને કહેલું કે નાડું પકડી રાખજો, પણ તમે માન્યું નહિ!'

''માન્યું નહિ! જોટા નથી! હજુ પન બે હાથે પકડી રાખું છે!'

''અરે વોરાજી! તમારા સુથણાનું નાડું નહિ, એ હવે મુકી દો. મેં તો બાંધેલા ભોરનું નાડું કહેલું.'

''હં, ટારે અવલઠી ભસ્યો નહીં ને મારાં ઢીંચણ ટોડાબ્યાં! જા નઠી બેસવું. તારૂં ગાડું જ એવું નાપાકનું બચ્ચું છે!'

'આ બનાવ ઉપરથી 'વોરાજીનું નાડું' એ કહેવત પડી ગઇ છે. દીકરા, એ તો જોને, ગઇ કાલે મેં વાત કરી કે સમજી વિચારીને નિયમો નહીં પાળનાર દુઃખ ભોગવે છે. તે મારો હેતુ આ જ્યોત્સ્ના ન સમજી, અને એણે પોતાની ચિંતા ઉભી કરી. માણસ

જાત જેટલી બેદરકાર છે એટલી જ કુદરત હુશિયાર છે. ગર્ભ રહેવાથી માંડીને પ્રસવકાળ આવે અને પ્રસવ થાય ત્યાંસુધીની ક્રિયા કુદરત પોતે જ સંભાળપૂર્વક કરે છે. એમાં બુદ્ધિથી માણસ જો કુદરતની આડે નહીં આવે તો ગર્ભની વૃદ્ધિ અને પ્રસવમાં એ પોતે પોતાની રીતે જ આગળ વધે જાય છે. ઉપરાંત પોતાની સ્વતંત્ર ક્રિયાથી બની શકે ત્યાંસુધી માણસની મુર્ખાઇથી થયેલી વિરૂદ્ધ અસરને પણ એ સુધારી લે છે.

'કુદરતી ક્રિયા આટલી સબળ અને હુશિયાર ન હોત તો આજે આટલો વધી રહેલો સૃષ્ટિક્રમ કયારનોય અટકી પડયો હોત, એટલી બધી આજે માનવીમાં તો અજ્ઞાનતા પ્રસરી રહેલી છે.

'જે જ્ઞાન ઘેર ઘેર પહોંચાડી સ્ત્રીજાતિ માત્રને તેથી જાણકાર કરવાની જરૂર છે તે જ્ઞાન (ધાત્રીશિક્ષા) મૃતપ્રાય: થઇ ગયું છે. અને આ નવા જમાનામાં વિલાયતી રીત પ્રમાણે ઇસપીતાલમાં કરાતી સુવાવડો ચાલુ થઇ છે. પૈસાદાર માણસ બૈરીને શહેરની ઇસ્પીતાલમાં મૂકી આવી સુવાવડ કરાવે છે. એથી હિંદુસ્તાનના માણસનો કયાં દાડો વળે એમ છે? લાખ્ખો ગામડાં અને કરોડો સ્ત્રીઓની ઘરઆંગણે જ સુવાવડો થાય છે. સગર્ભા થયેલી વહુ-દીકરી ઘરમાં હરે ફરે તેને 'સાદી શિખામણ' રૂપે જે જ્ઞાન આપવાની જરૂર છે અને જે જ્ઞાનની સ્ત્રીજાતિને પોતાના શરીર અને ભાવી બાળકના કલ્યાણની ખાતર અત્યંત જરૂર છે તેવું જ્ઞાન હજી કોઇએ આલેખ્યું નથી.

'જૂના વૈદકના ગ્રંથોમાં થોડાક શ્લોકોમાં આ જ્ઞાન અપાયું છે. પણ તે તો તેના અભ્યાસ કરનારા સમજતા હોય તો ભલે. ઓછું ભણેલી સ્ત્રીઓ એ દૈવી વાણીનો અર્થ ક્યાંથી સમજે, મા? અને વળી નવું શાસ્ત્ર અંગ્રેજીમાં થોકડાબંધ થોથાં-પોથાંમાં ભર્યું હોય તે ડોકટરો સમજે. સ્ત્રીઓ એ જાણવા કયાં બેસે! આપણી સ્ત્રીઓ અર્ધશિક્ષિત હોઇ તેમને તો કોઇ 'ક'ને હસ્વવૈડું 'કુ'ની માફક સમજાવનાર હોય ત્યારે એ સમજે.'

'બા, એવું જ્ઞાન પદ્ધતિસરનું બને ખરૂં?' સરલાએ પૂછ્યું.

'શું કરવા ન બને? વિદ્વાન અને અનુભવી લોકકલ્યાણની ભાવનાવાળા પુરૂષો સૂત્રરૂપે આલેખાયેલા જ્ઞાનને પોતાના અનુભવના રંગ પુરી તેને લોકગમ્ય ભાષામાં સરલ બનાવે છે. હમણાં મને એક સ્ત્રીઉપયોગી પુસ્તક વાંચવામાં એટલો રસ પડયો કે તેનાં શું વખાણ કરૂં? બેન, એનું નામ છે 'પુત્રદા અને પારણું.' વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રીએ તે લખેલું છે. સ્ત્રીઓને લગતા શરીર અને માનસશાસ્ત્રના ઉંડા અભ્યાસથી એ પુસ્તક લખાયેલું છે. હું વાંચીને પછી તમને વાંચવા આપીશ. જો તમે એને પૂરૂં વાંચશો, તો તમારા બધાય વહેમ દૂર થઇને સાચા જ્ઞાનની ભુખ ભાંગી જશે.'

'ત્યારે બા! સ્ત્રીઓને માટે વાચન કરવું એ ઉપયોગી તો ખરૂં?' સરલાએ કહ્યું.

'જરૂર. સ્ત્રીઓએ પોતાના જાતીય જીવનને લગતું સાહિત્ય જરૂર વાંચવું જોઈએ, અને ઠરેલ, તથા અનુભવી વૃદ્ધોની વાતો પણ એટલી જ સાંભળવી જોઇએ. હું તો જ્યારથી નાની હતી અને સાસરેય નહોતી આવી, ત્યારથી વાતો સાંભળવાનો મને ઘણો શોખ હતો. તે કુથલી નહિ પણ જેમાં આપણું હિત સમાયેલું હોય તેવી. મારા વડવા દાદા વૈદ્યરાજ હતા, તેઓ સંસ્કૃતના મોટા મોટા ગ્રંથો વાંચ્યા કરે અને વાંચવાથી થાકે એટલે વાતો કરી ઘરનાં અને બહારનાં પોતાની પાસે બેસવા આવે તેમને મીઠી વાણીમાં સંભળાવે. મને તો એમની વાતોમાં એટલો રસ પડે કે હજી પણ એમને હું સંભારૂં છું, ત્યારે એમ લાગે છે કે જાણે એ વાતો કરે છે અને હું સાંભળું છું. એક વખત તેઓ સગર્ભાને લગતી વાતે ઉખળેલા. તે તો પાટીમાં કોરાયેલા અક્ષર માફક મારા દિલમાં કોતરી લીધા હોય મને અક્ષરેઅક્ષર યાદ છે.

'એ કહેતા કે જગતની ઉત્પત્તિનું દ્વાર સ્ત્રી છે, અને તે જ્યારે ગર્ભ ધારણ કરે ત્યારે તેણે હમેશ કરતાં વિશેષ ધર્મ અને નિયમોને

જાળવવા જોઇએ કે જેથી તેને થતી પ્રજા સુંદર, તેજસ્વી અને ગુણવાળી થાય છે.

'ગર્ભ રહ્યાની તો પ્રથમ માસ પૂરો થયે ખબર પડે છે અને એથી તેને દર માસે આવતો ઋતુધર્મ (અટકાવ) બંધ થઇ જાય છે. તેની સાથે શરીર ભારે, આળસ, મોઢે મોળ આવવી, વગર જમ્યે તૃપ્તિ જણાવી, એ લક્ષણો જણાય એટલે એણે પોતાની જીવનચર્યામાં ફેરફાર કરવો જોઇએ. પ્રથમ માસે તો બહુ જ સૂક્ષ્મ આકારમાં નાના બોરના ઠળીઆ જેવો ગર્ભ સ્થિત અને સ્થીર થાય છે. એ મહિનામાં વધુ નહિ તો માત્ર આઠ દિવસ કમળનું કેશર અને સુખડ ઘસીને બબ્બે વાલ દુધ સાથે પીવરાવે તો ગર્ભ સરસ વૃદ્ધિ પામવાની શરૂઆત કરે છે.

'બીજા માસમાં ગર્ભ પિંડના આકારનો તૈયાર થાય છે. જો પુરૂષ હોય તો ગોળ પિંડ હોય છે, નારી હોય તો લાંબો માંસપેસી જેવો પિંડ હોય છે.

'ત્રીજા માસમાં સગર્ભાવસ્થાનાં ઘણાં સ્પષ્ટ ચિહ્નો માલુમ પડે છે : કુંખોનો ભાગ જણાવા લાગે છે, ગ્લાની જણાય છે. ઉલટી થાય છે, ખાસ અંગો ઉપર નવી રૂંવાટી જણાય છે, ખાટી વસ્તુ ખાવાની ઇચ્છા થાય છે અને સ્તનનો ભાગ શ્યામ થાય છે. આ જ મહિનામાં ગર્ભના પિંડમાંથી હાથ, પગ અને મસ્તકની પાંચ શાખાઓની આવૃત્તિ બંધાય છે તથા દરેક અંગનો સૂક્ષ્મ વિભાગ બંધાવા લાગે છે.

'ચોથા મહિનામાં બધાં જ અંગોપાંગ તૈયાર થાય છે અને ગર્ભમાંના બાળકનું હૃદય તૈયાર થાય છે, તેમાં ચૈતન્ય (જીવ) પ્રગટે છે અને એથી જ ત્યારથી સ્ત્રી બે હૃદયવાળી થાય છે અને ગર્ભમાંના જીવને ઇંદ્રિયો દ્વાર રૂચી થાય છે.

'પાંચમા માસે ગર્ભમાં માંસ તથા રૂધીરની વૃદ્ધિ થાય છે અને એ પોતાને થતી સુખદુ:ખની ભ્રાંતિથી શરીરસંચાલન કરે છે, જેને આપણે બાળકનું ફરકવું કહીએ છીએ.

'છટ્ઠા મહિનામાં ગર્ભનાં બળ અને વર્ણની વૃદ્ધિ થાય છે અને એ મહિને સ્ત્રી વધુ કમજોર લાગતી જણાય છે. તેમ જ છઠ્ઠા મહિનામાં ગર્ભને બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

'સાતમા મહિનામાં ગર્ભ સંપૂર્ણ ભાત્ર અને સર્વાંગવાળો બની જાય છે અને એથી જ ગર્ભિણી એ મહિનામાં વધુ ઉદાસીન રહે છે. કોઇ કોઇ સ્ત્રીઓને સાતમે મહિને બાળકનો પ્રસવ થાય છે. જો કે સર્વાંગવાળો ગર્ભ તો હોય છે, પરંતુ પુરતી પુષ્ટિ નહિ હોવાથી બાળક જીવે છે, પણ વધુ રોગી અને અલ્પાયુષી થાય છે.

'આઠમા મહિનામાં માતા ગર્ભ પાસેથી અને ગર્ભ માતા પાસેથી રસસંવાહી નાડીઓ દ્વારા ઓજ નામના ધાતુને પરસ્પર ગ્રહણ કરે છે, અને એથી જ ગર્ભવતી આઠમા મહિનામાં ગ્લાનિ અને હર્ષ ધારણ કરે છે. એ મહિનામાં ઓજ ધાતુ સ્થિર ભાવથી નથી રહેતી અને એથી જ આઠમા મહિનામાં પેદા થયેલું બચ્ચું કદાપિ જીવતું નથી. કારણ કે આઠમા મહિનામાં પ્રસવ થવાથી ઓજ જે પક્ષમાં વહન કરતું હોય એથી વિરૂદ્ધ પક્ષનું મૃત્યુ થાય છે.

આઠમા મહિના ઉપરાંત નવમા મહિનાના બે દિવસ જાય તો પણ તેને નવમો મહિનો માનવામાં આવે છે, અને એ પછીના સમયને પ્રસવનો પ્રાકૃત સમય માની શકાય, અને દશમા મહિનાના દિવસો પ્રસવના છેલ્લા દિવસો અથવા પૂરા દિવસ ગણાય છે.

'જો ગર્ભ ધારણ થવાના દિવસોનો ચોક્કસ આંકડો હોય અથવા દિવસની નિશ્ચિતતા હોય તો પ્રસવના દિવસો પણ નક્કી કરી શકાય. પરંતુ એ માટે પછી વાતો કરીશું.

'જાઓ બેટા! કામે લાગો. સ્ત્રી એ તો માતા છે અને પ્રસવક્રિયા એ કુદરતે પ્રેરેલી હાજત અર્થાત સ્વાભાવિક છે. તેમાં ડરવાનું કે ગભરાવાનું અથવા કશી પણ ચિંતા કરવાનું હોય જ નહિ.'

* * *

# પ્રકરણ ૪ થું

## બુઢ્ઢીમાની વાતો (ચાલુ)

'ત્યારે જે સ્ત્રીઓ ગર્ભાવસ્થામાં સમજી વિચારી વર્તણુક કરે તેની સુવાવડ સુધરે, એમ તમે કહો છો ને?' સરલાએ બપોરનાં નવરાં પડતાં એકાંતમાં બેસી વાતે વળેલાં બાને પૂછ્યું.

'એ વાત તો નિર્વિવાદ છે, બહેન, કે પુખ્ત ઉમરે પહોંચેલી, જેના અંગોપાંગ પૂરાં ખીલી રહ્યાં છે, તેવી સ્ત્રી ગર્ભ ધારણ કરી નવ માસ સુધી નિયમબદ્ધ ગર્ભને સાચવે છે તો તેને સુવાવડ વખતે કોઈ વિશેષ પ્રકારની તકલીફ થતી નથી. હા માત્ર, કેટલીક સ્ત્રીઓને અપવાદ રૂપે કષ્ટાવું પડે છે અને કેટલીક સ્ત્રીઓને વિરૂદ્ધ પ્રસવની વેદના સહન કરવાની હોય છે, તેવી સ્ત્રીઓને ખાસ તકલીફમાં ઉતરવાનું થાય છે. પણ એ તો એમનાં અંગોપાંગમાં ખોડ હોય છે તો જ એવું બને છે.'

'બા, આ સંબંધમાં હરેક સ્ત્રીઓ સમજી શકે એવા સાદા-સરલ નિયમો છે ખરા કે?' જ્યોત્સ્નાએ પૂછ્યું.

'નિયમો તો શાસ્ત્રમાં એવા એવા બનાવ્યા છે કે આપણે સાંભળીને દિંગ થઈ જઈએ કે અહાહા, આપણા મહર્ષિઓએ ક્યાં સુધી નજર દોડાવી છે. પણ એ બધા યે આજસુધીમાં સુત્ર રૂપે રહી ગયેલા છે. આજની અર્ધશિક્ષિત સ્ત્રીઓને સમજાવવા માટે ભાષાની સરલતા અને હેતુની સ્પષ્ટતા હોય તો જ તે એમને ગળે ઉતરે. દાદાજીના પ્રતાપે મેં ઘણું જાણ્યું છે અને મારા શરીર ઉપરથીયે મને ઘણો અનુભવ મળ્યો છે. એટલે મેં મારા એ અનુભવને આધારે નિયમોની સ્પષ્ટતા કરી છે તે હું તમને કહીશ.

' પ્રથમ કહેવાઇ ગયું છે કે સાધારણ સ્થિતિ કરતાં ગર્ભિણીના મનની ચંચલતા વધુ વેગવતી બને છે. તેની ઇચ્છાઓ જેમ વધુ સબળ હોય છે તેમ હર્ષ—વિષાદનાં મોજાં વારંવાર તેના મનમાં ઉઠે છે, અને એથી જ તેની ભાવનાઓ જુદા જુદા રૂપે પ્રગટે છે. એનું કારણ તો તેના ઉદરમાંનો ગર્ભ છે. મન ગર્ભસ્થાન ઉપર પોતાનો પ્રભાવ પાડે છે, ગર્ભસ્થાન સ્નાયુબદ્ધ શરીર છે. સ્નાયુઓનો સીધો સંબંધ જ્ઞાનતંતુ અને મગજ ઉપર છે અને તેની અસર મન ઉપર થાય છે. એટલે જ ગર્ભિણીની ઇચ્છાઓ અને ભાવનાઓ જે કાર્ય કરવા ઇચ્છે તેને તરછોડી નાંખવા જેવી પણ હોતી નથી, તેમજ તે જેમ કરવા ધારે તેમ તેને કરવા દેવામાં પણ કોઇ વાર હાનિ થઇ જાય છે.

' તેનો એક દાખલો જ આપું : સગર્ભા થયા પછી જે જે અંગો તે તે અવસ્થા માટે ખીલવાનાં હોય છે અથવા તે તે અંગ નીચે ખાસ વિશિષ્ટ પ્રકારની નવી ક્રિયા શરૂ થાય છે એ સ્થળે સ્ત્રીને મીઠી ખુજલી આવે છે. સ્તન નાભિ નીચેનો પ્રદેશ અને સાથળનાં મૂળમાં આ મીઠી ખુજલી આવવી એ સકારણ હોય છે. જો તાત્કાલિક તેને કોઇ પણ રીતે સમજાવ્યા સિવાય, માત્ર ખજવાળવાનો પ્રતિરોધ કરવામાં આવે તો તે કદાપિ રહી શકવાની નથી, અને સગર્ભાવસ્થામાં પેડુ ઉપર, સ્તન ઉપર કે સાથળના મૂળમાં ખજવાળવાથી પડેલા નખોરીયાના લીસોટા કાયમને માટે તે જગ્યાની ચામડીની કોમળતા તથા સુંદરતાનો નાશ કરે છે. કારણ કે શરીર ઉપર સામાન્ય રીતે આવતી ખજવાળમાં જ્યારે નખથી ખજવાળવામાં આવે ત્યારે ચામડી તુટી લીસોટા પડે છે ખરા, પણ ચામડી સ્વયં તેને સાંધી દે છે; જ્યારે સગર્ભાવસ્થામાં રક્તની સાથે ખાસ વિશિષ્ટ પ્રકારના ક્ષારો તે જગ્યામાં વહન કરતા હોય છે અને નખથી પાડેલા લીસોટામાં તે ક્ષારો આવીને તે સાંધાને દગ્ધ કરી દે છે, એટલે એ ભાગ કદાપિ

સંધાતો નથી. આ બાબત માટે ઘરમાંનાં વડીલે સગર્ભા થયેલી પુત્રી કે વહુને કહેવું જોઇએ કે 'બહેન, જરી ગરમ પાણી લઇ તેમાં ખાવાના સોડા અથવા બોરીક નાંખી, રૂના પેલ અથવા કપડાના કકડા વડે તને ખજવાળ આવતી હોય તે જગ્યા ઉપર ધીમા હાથે એ પાણીથી ચોળીશ એટલે ખજવાળ મટી જશે અને તારૂં શરીર પણ હમેશનું બગડતું બચશે.'

'ઠંડા પાણીથી હમેશાં સ્નાન કરતી અને ખોટી ભક્તાણીના ચાળે ચઢેલી સ્ત્રીને સમજાવીને કહેવામાં આવે કે 'મા, તારા શરીરમાંના લોહીને ઠંડો પદાર્થ અડકશે તો તે સ્તંભી જશે અને તારા ઝડપી પરિવર્તન પામતા શરીરમાં ખામી આવશે. માટે હવે તું નવશેકા પાણીથી સ્નાન કરતી જા, અને સ્નાન કરતી વખતે સ્તનની દીંટડીઓનાં છિદ્રો ઉપરનો મેલ ધોઇ સાફ કરી નાંખ. દુધ આવવાનાં છિદ્રો ઉપર પસીનાથી મેલના પોપડા બાઝે છે. તેનો પહેલેથી નિકાલ કરવામાં ન આવે અને પછી એ બીંગડા જેવા મેલના પોપડા ઉપર બાળક અચાનક ધાવવા લાગે છે તો અંદરની કોમળ ચામડીને લઇને એ પોપડા ઉખડી જાય છે અને તેથી દીંટડીઓ પાકી જાય છે, ત્યારે મુશ્કેલીનો પાર નથી રહેતો. પાણીથી ધોવાય. દીંટડીનો મેલ અલગ થતો ન હોય તો દિવસે જરીક તેલ કે ઘી લગાવી દેવાથી કુણો થઇને પછી એ નીકળી જશે અને છિદ્રો સ્વચ્છ રહેશે.

'સ્તન ઉપરનું બોડીસ ભલેને પહેલાં સખત બાંધતી હોય કે ચોળીને તસતસાવીને લગાડતી હોય, પણ હવે તો તેમાં દુધ તૈયાર કરનારી ગાંઠો ખીલવા માગે છે અને સ્તન વિશાળ બને છે, તેને ખીલવવા માટે ઉપરનું સખત બંધન કાઢી નાંખે તો જ એ શિરાઓ પૂરી ખીલે અને બાળકને પૂરતું ધાવણ મળવા લાયક દુગ્ધકુપીઓ તૈયાર થાય. તું માતા બનવાની છે એટલે તારાં પયોધર સ્તનનાં થશે તેની વિશાળતાથી ઉભરાઇશ નહીં. જુવાની એમ ચાલી નહીં

જાય. ખોટો દેખાવનો મોહ હિંદની સન્નારીને ન હોય કે જેને પોતાનાં બાળકોને પોતાના જ પય ઉપર ઉછેરવાનાં છે.

'અને દીકરા! પેટ ઉપરના ચણીયાનું નાડું આટલું બધું તંગ ન હોય, હો કે! એ નાડું રહે છે તે જગ્યાએ જ તારૂં બાળક વધી રહેલું છે—ખીલી રહેલું છે. એના હૃદયનાં સ્પંદનો તેની નીચે થાય છે. માટે નાડું ખુલતું રહેવા દેજે. નાજુક કેડો રાખવાનો એટલો મોહ શા માટે હોય? અને સમય આવે તે કેડો આપમેળે સંકેલાઇ જશે, જો કાળજી હશે તો. હમણાં તો એ ખીલવા માંગે છે.

'અને એક પડખે સુઇ ન રહેવાય, મા! બાળકની થેલી એ પડખે ખસી પડે, પછી સુવાવડ વખતે હેરાન થવું પડે. ડાબી જમણી બન્ને બાજુ સુવાનો અભ્યાસ રાખો કે જેથી ગર્ભસ્થાન સમાન કક્ષાએ વધે અને રહે.

'અને ના, મા એમ હીંડાય નહિ, ધીરા ધીરા હાલો, મા! આપણે ત્યાં 'અધરણીનાં પગલાં' શા માટે ભરાય છે? એ અનેક સ્ત્રીઓને બોધ આપવા. ઉદરમાં બોજો છે, પગ ખસ્યો, લપસ્યો, ધ્રસકાણો તો ગર્ભને કેટલો આંચકો લાગે! માટે સમાલીને ધીરી ચાલે ચાલો, દીકરી! શું લુંટાઇ જાય છે? હવે થોડાં જ બાળક છો તે કુદો, નાચો ને દોડો!

'વેગવાન વાહન ઉપર બેસીને સગર્ભાથી મુસાફરી થાય જ નહિ. એનો ધધડાટ અને શરીરને લાગતો હચમચાટ કસુવાવડ કરાવી નાંખે. નહિ તો છેવટે ઉપયોગી દ્રવ્યોનો સ્રાવ થઇ જાય અને બચ્ચું વધતું અટકીને ઢોડ થાય, કાં સુવાવડ આવવાના દિવસો લંબાય. ગાડાં, ગાડી કે વાહન—સવારી ઉપર પાંચમા મહિને સગર્ભાએ બેસવું એ જોખમ ભરેલું તો છે જ.

'પેટમાં બચ્ચું હોય એટલે આળસ તો આવે અને સુસ્તીયે ભરાય, પણ પડતાં મૂકવાં એ શું ઠીક છે? ભલે દિવસે બે કલાકની નિંદર લે, રાતે વહેલાં સુઇ જરા મોડાં ઉઠે, પણ ઘરનું કામ તો તેણે કરવું જ પડે ના, બાઇ! હરતાં ફરતાં રહેવાથી શરીર તાજું-માજું રહે. કામ મૂકયું તો શરીર પોટલાં જેવું બની જાય. માટે બને તેટલું કામ કરવું, રાંધવું-સીંધવું અને ઉઠબેસનું કામ પણ કરવું જોઇએ. મારાં સાસુ તો સાતમા મહિના પછી રોજ મને સવારે ઉઠાડી કહે: 'બેટા, શેર ઘઉં દળી નાંખો. એથી જરાક ગર્ભમાં રહેલા બાળકને કસરત મળશે અને તે સારી રીતે ફરકશે.' એ તો કહેતાં કે 'જેનું બાળક પાંચમા મહિનેથી બરાબર ફરકતું ન હોય તેને જરૂર થોડું થોડું દબાવવું. એ કસરત પેટ ઉપર મજાની અસર કરે છે અને ગર્ભને હલનચલન કરવાની ચેષ્ટા મળે છે. એથી એ ફરકતું થાય છે.'

'દીવાળીમાં દહીંથરાં કર્યાં હોય અને હુતાશણીનો હારડો આવ્યો હોય, પણ દીકરી, સગર્ભાને એ પેટ ભરીને ખાવા કેમ અપાય? એ મેંદાની ચીકણી બનાવટો અને એ હારડાની ખજુર સગર્ભાના પેટમાં ચોટી જાય અને અજીર્ણ થાય તે! તો તો બાપ, ગજબ થાય! સગર્ભાનું અજીર્ણ બહુ ખરાબ. એથી તો એને કબ-જીયાત થાય અને પેસાબ અટકે.

'અને ગર્ભિણીનો પેસાબ બગડયો એટલે તો સોજા-થેથર આવે. આપણી પાડોશમાં રહેતા ડોકટર કહેતા હતા કે સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં ખાવાનું ભાન ન રાખે એટલે એમના પેસાબમાં 'આલબ્યુમીન' કે એવું કાંઇક જાય છે. અને સોજા આવી જાય છે.

'એ પંચાતમાં ઉતરવું આપણને કામનું નહિ. આપણે દેશી માણસ. આવી પેસાબને તપાસવાની માથાકુટમાં ક્યાં ઉતરીએ?

હું તો ખાવાનું જ બંધ કરાવી દઉં. આ ગામમાંથી મને ઘણાં પૂછવા આવે છે કે વહુને ચેથર જેવું લાગે છે; તો તુરત હું કહી દઉં કે એને ખાવા ન આપશો. થોડો વખત ગાયનું દુધ આપે અને ગરમ દુધ સાથે દીવેલ પાઇ ધો એટલે એક બે ઝાડા થઇ જશે અને આપોઆપ ચેથર ઉતરી જશે. જ્યારે પેટમાં ખોરાકને બોજો વધે અને અજીર્ણ થાય ત્યારે જ આવું થાય. ખાવાપીવામ તો પુરતી હું કાળજી રખાવું. દુધ ઘીની છુટી ખરી, પણ હું તો ઘરમ સગર્ભા થઇ કે અથાણાં ને તાળું જ વાસી દઉં અને જે દિવસે જમણવાર હોય તે દિવસે તો વહુને એકલી બેસવા દઉં જ નહિ. આગળથી જ કહી દઉં કે બેટા, આપણે સાથે જમીશું, મને બોલાવજે. હું ભાણામાં મૂકવા દઉં ત્યારે જ એ ખાંડની મીઠાઇ, રાઇતાં, વાલ, આંબલી, અથાણાં કે ચટણીઓ ચપાટેને !

'જીભના સ્વાદ તો સહુને સરસ લાગે, પણ ગર્ભિણીએ પોતાની સ્થિતિનો વિચાર કરવો જોઇએ ના ! જીભને ગમ્યું તે ગળાય છે, પછી એ સ્વાદનો જવાબ દેવો શરીરને ભારી પડે છે !

'એ જ રીતે કંકાસ, કજીયા, લડવાડ, મારામારી અને રોવા-કુટવામાં સગર્ભાને ભાગ ન લેવા દઉં. એક વખત આ સરલા સાંજના વખતે નવી સાડી પહેરીને તૈયાર થયાં અને પૂછવા આવ્યાં : 'બા ! હું એમની સાથે સીનેમા જોવા જાઉં ?' મેં કહ્યું : 'શેનુ જોવાનું છે ?' તે કહે : 'બા, એક સ્ટંટ પીકચર છે.' 'એ વળી શું ?' સરલા કહે કે 'ધમાલ, મારામારી, દોડાદોડી.' મેં કહ્યું: 'ના, મા! એવું જોતાં જોતાં મન ઉપર આઘાત થાય, કયારેક એથી ભય લાગે, એની અસર પેટમાંના બાળક ઉપર થાય.' એને પાંચમો મહિનો જાય ને એવું જોવા જવા દેવાય, બા ? મેં ના કહી એટલે મારી ડહાપણી શાણી સરલા સમજી ગઇ અને એણે બહાર જવાને સજેલો

સ્વાંગ ઉતારી નાંખ્યો. સગર્ભાને તો કોઇ પણ જાતના ભય, હર્ષ, કે વિષાદના ભાવોનો અતિરેક ન થવો જોઇએ. સ્ત્રીઓનું હૃદય કોમળ છે. કરૂણરસ, પ્રેમરસ, ભક્તિરસના નાટયપ્રયોગો એ જોવામાં તલ્લીન થાય અને તેનું મન તથા ઇંદ્રિયો સાથીદાર બને, તેની અસર બાળક ઉપર પણ થાય.

'તમે જુવોને! કેટલાંય બાળકો બીકણ અથવા માયકાંગલાં કે ક્રૂર અથવા પ્રેમનાં ટાયલાં કરનારાં નાનપણથી જ નીવડે છે! તે તેની માતાનાં દિલ અને લોહીની અસર છે. નવ માસ એને સાચવવા જેવા છે તે સાચવતી નથી, ભરથારની ભેગી ભમતી ફરે! જોયું જાણ્યું તે જીવનમાં–એની આવૃત્તિ કરતી હોય, તેમ પોતાની સ્થિતિનું ભાન ન રાખે, ગમે તેવા વિલાસી વિહાર કરે અને પછી કુલાંગાર પ્રજા પાકે કે પોતાનું શરીર હાથ ન રહે ત્યારે રોદડાં રૂવે, તેમાં કોઇ શું કરે? કર્યાં ભોગવવાનાં.

'મારે પીયર હું ગયેલી. પાડોશમાં એક કુટુંબ રહે. તેમને ત્યાં પહેલા ખોળાનો દીકરો આવ્યો. દૂધે ધોઇને જણ્યો હોય તેવો રૂપાળો, પણ એને આંચકી આવ્યા કરે, અને કોઇ વાતની સંજ્ઞા જ નહિ. મને જોવા બોલાવી ગયા અને પૂછવા લાગ્યા: 'આનો ઉપાય શો?'

'ઉપાય શો હોય? બિચારીને ગર્ભ રહ્યો તે દાડાથી દેરાણી જેઠાણીના કંકાસ! દિ ઉગે ને જાદવાસ્થળી જામે! બાઇના પતિને એની મા સાંધા કરે: 'રડયા, તારી રાણીને કાંઇ કહે તો ખરો! વાંદરીની માફક વળગી આવે છે!' અને ભાઇસાહેબ જોષ્ટિકા હાથમાં લઇ પેટમાં બચ્ચું હોવા છતાં પત્નીની પૂજા કરે! અરર મા, સગર્ભાને તો ઉંચા સાદે લડાય પણ નહીં, અને તેને મારવાથી તો મહા

પાતક લાગે! પણ કંગાલ પુરૂષો અને પેટબળી સાસુઓને ખ્યાલ જ ક્યાંનો હોય? એવા નરરાક્ષસોને તો ગળથુથીમાં જ શીખવાડેલું કે

'ઘોડે જાર બાજરી, ઘોડે નાર પાંસરી,
ઘોડે ડોબું દોવા દે, ઘોડે છોરૂં છાનું રે!'

'એટલે 'રાંડ તારો રોટલો ને ઘડતાં ભાંગી કોર!' પુરૂષોની ગુલામી કરવા અવતરેલી સ્ત્રીઓનો વાંક કાઢવો, એ તો જાણે પુરૂષોને મન પતંગમાં ભરાયેલી હવા! પણ ફળ તો સહુને સરખાં ભોગવવાનાં! મેં આ હકીકત સાંભળીને છોકરાનો રોગ જોયો ને કહી દીધું કે 'બા, છોકરાને તો ઉન્માદ અને અપસ્માર બેઉ ભેગાં છે. એની માના પેટમાં એ હતો ત્યારે એની માતા ઉપર વીતાડવામાં, દુઃખ દેવામાં, મારવામાં અને રડાવવામાં બાકી નથી રાખી, એટલે એ બાળક જીંદગીભર એવો જ રહેશે.'

'હું તો સર્વેને કહું છું કે બાળક પેટમાં હોય ત્યારે તમારા દેહ અને તમારી દુનિયાને સાચવી લ્યો. એથી તમારો સુવાવડનો ખાટલો સુધરશે અને દેવના દીધેલાને ઉછંગમાં રમાડતાંયે ધરાઓ નહિ, એવા રળીયામણા અને આયુષ્યમાન પુત્રો પ્રાપ્ત થશે. ચાલો બેટા, ઉઠીએ. હવે મારે મંદિર જવાનો વખત થયો છે અને તમારે પણ કામની વેળા છે.'

*   *   *

# પ્રકરણ ૫ મું

## પ્રસવનો સમય

ગત પ્રકરણ સુધીમાં પૂર્વભુમિકા તરીકે સાસુ–વહુના સંવાદ રૂપે સગર્ભાના કેટલાક આવશ્યક નિયમો સરલતાથી સમજાય અને તે આચારમાં મૂકે તો સુવાવડ વખતે કોઇ તકલીફ થાય નહિ, એ બાબત સમજાવવા ખાતર રજુ કરવામાં આવ્યા છે. કારણ કે ઘણું કરીને સુવાવડની સફળતા સગર્ભાની તંદુરસ્ત સ્થિતિ ઉપર અવલંબે છે, અને એટલા જ માટે સુવાવડના વિષયમાં એ વિષે થોડોક જરૂરી નિર્દેષ કરવાની આવશ્યકતા જણાયાથી આ પ્રથમનાં પ્રકરણો એ રીતે મૂક્યાં છે.

હવે આપણે પ્રસવના સમય માટે ચોક્કસ વિચાર કરવાની જરૂર છે. પ્રસવનો સમય અગાઉથી નક્કી થઇ જાય તો પ્રસૂતા કેટલીક બાબતમાં સફળતા મેળવી શકે છે અને એને મુશ્કેલી નડતી નથી. ચોક્કસ કાળનું ભાન નહિ હોવાને કારણે કેટલીક વખત રેલ્વેના ડબામાં, બહાર ગયા હોય ત્યાં કોઇને ઘેર, કોઇ વાર જંગલમાં વૃક્ષની નીચે–પ્રવાસમાં અને એ રીતે પ્રસવ થઇ આવે છે. આવા દાખલા અનેક બને છે. તેનું કારણ પ્રસવકાળની ગણતરીની ભૂલ હોય છે, અથવા તે સંબંધનું સ્ત્રીઓને જ્ઞાન કે ભાન નથી હોતું તે હોય છે.

પ્રસવકાળના નિર્ણયનો આધાર ગર્ભધારણના નિશ્ચય ઉપર અવલંબે છે. અટકાવ આવ્યા પછીના પહેલા સમાગમ પછીથી જ્યારે બીજી વખત સ્ત્રી ઋતુમતી થતી નથી ત્યારે તેણીને ગર્ભ રહેવાની ખાતરી થાય છે અને તે મહિનાને એ પહેલો મહિનો માને છે. જનનવિજ્ઞાનના નિયમ પ્રમાણે અટકાવ આવવાના પ્રથમ પખવાડિયામાં જ સ્ત્રી વિશેષે સગર્ભા બની જાય છે. કદાચ આ નિર્ણયમાં અપવાદને સ્થાન હશે ખરૂં. વળી કેટલાક દાખલા એવા પણ બને છે કે ઋતુ આવ્યા પછીનું પ્રથમ પખવાડિયું સમાગમ સેવવા છતાં ખાલી ગયું

હોય છે અને ફરી વખત અટકાવ આવવાના આગમચના બે ત્રણ દિવસે કે જે વખતે ઋતુની અસર બીજવાહિની નળીમાં થઇ ચૂકી હોય છે તે વખતે સમાગમમાં આવવાથી ગર્ભ રહી જાય છે અને અટકાવ આવતો નથી, છતાં પણ ગર્ભને એક મહિનો માનવામાં આવે છે અને એ કારણે જ કેટલીક સ્ત્રીઓને પૂરા દિવસ બેસી જવા છતાં જ્યારે પ્રસવ નથી થતો ત્યારે 'ગણતરીમાં ભૂલ' મનાય છે.

આ બાબતનો નિર્ણય સ્ત્રીઓની સબળ માનસશક્તિ ઉપર અથવા શરીરમાં થતાં પરિવર્તિત ચિહ્નો ઉપર આધાર ધરાવે છે. કેટલીક સ્ત્રીઓને એવી ચૈતન્યવતી જોઇ છે કે એ રાત્રિએ સેવેલા સમાગમ પછી તાત્કાલિક કહી શકે છે કે તેણે ગર્ભ ધારણ કરી લીધો છે! એની સમાગમ પછીની પરાકાષ્ટાની તૃપ્તિ એનો પુરાવો આપે છે, અને તે ખોટી પડતી નથી. તેની સાથે તેના શરીર ઉપર હમેશની થતી ક્રિયાઓથી વિરૂદ્ધ અસર થવા લાગે છે, એ પણ તેનો પુરાવો હોય છે. છતાંયે પ્રથમ વાર બનેલી સગર્ભા આ પ્રમાણેનો ચોક્કસ નિર્ણય બાંધી શકતી નહીં હોવાથી ૨૮ દિવસના ઋતુના ગાળા દરમ્યાન ગમે તે દિવસે ગર્ભ રહ્યો હોય તો પણ તેને આખો મહિનો ગણવામાં આવે છે.

જો ચોક્કસ દિવસની ગર્ભધારણની ખાતરી થઇ હોય તો ઘણું કરીને એકસો ને ચાલીશ દિવસે પેટમાં બાળક હલનચલન કરવાની શરૂઆત કરે છે એટલે કે ફરકે છે, અને બસો ને એંશી દિવસે પ્રસવ થાય છે. આ ગણતરી ગર્ભધારણ કરવાના ખરા દિવસને અંગે છે. તેમાં જેટલા દિવસનો ફેર ગર્ભધારણના સમયનો હોય છે તેટલો પ્રસવકાળ લંબાય છે અથવા ટુંકો થાય છે.

કેટલીક વખત ગર્ભધારણનો દિવસ ચોક્કસ નથી હોતો ત્યારે ઘણી સ્ત્રીઓ પ્રથમ વાર પેટમાં બાળક ફરકે તેને સાડાચાર મહિના આવે છે અને ત્યારથી ગણતરી બાંધે છે. કેટલાકનો મત ચોથો માસ બેઠા પછી બચ્ચું ફરકે છે એવો હોવાથી આ ગણતરી સાચી નિવડતી નથી.

ગર્ભધારણ અને પ્રસવકાળ સંબંધમાં વધુ પડતી આટલી ચોક્કસ ચોખવટની માથાકૂટ આમ તો નરી આંખે એટલી જ સમજાય છે કે પ્રસવકાળ સમજવામાં આવે તો તેની પૂર્વતૈયારી અને સાવચેતી રાખી શકાય. પરંતુ પ્રસવ અને ગર્ભધારણ સંબંધમાં કેટલીક વખત ઘણો અટપટો પ્રશ્ન ઉભો થાય છે.

દાખલા તરીકે મોટાં રજવાડાં અને રીયાસતોમાં ગાદીપતિનું મૃત્યુ થાય છે અને તેની રાણી સગર્ભા હોવાનું જાહેર કરવામાં આવે છે. તે વખતે બીજા વારસદાર કે સર્વોપરિ સત્તા એકદમ એ માનવાને તૈયાર નથી હોતાં, યા તો વાંધો ઉઠાવે છે. રાજાનું મૃત્યુ અથવા તેની ભયંકર અસ્વસ્થ હાલત, તે સ્થિતિ ક્યારથી થઇ, બાઇને ક્યારે ગર્ભ રહ્યો અને પ્રસવ ક્યારે થયો, એ બાબતની ગણતરી ઘણી જ ચોક્કસાઇપૂર્વક કરવાની રહે છે. તેવા વખતે વિદ્વાનોએ કરેલ નિર્ણય અને આપેલા ઠરાવ ઉપર મરનાર પુરૂષનો એ ગર્ભ સંભવે કે કેમ તેની વિચારણા થાય છે. તે બાઇની દેખરેખ ઉપર કુશળ સુયાણીઓ અને અનુભવી લેડી ડોકટરોનો કે વૈદ્યોનો ચોકી-પહેરો રહે છે, અને પ્રસવકાળમાં ૨૮૦ દિવસની અંદર કે આસપાસ ચાર ૭ દિવસનું અંતર રહે તે માટે વાંધો ઉઠાવવા દેવામાં આવતો નથી.

નવ માસ અને દશ દિવસે પ્રસવ થવાની માન્યતા ઘણા વખતથી ચાલી આવેલી છે; છતાં તેને વળગી રહી શકાતું નથી. કારણ કે ગર્ભધારણના દિવસ માટે તો ગર્ભવતી પોતે દિવસ મુકરર કરી આપે તો જ આ ગણતરી કામ આવે છે. એ ભુલ ખાતી હોય તો બધું જ ખોટું કરે છે.

કુદરતની આગળ માનવીઓ ગમે તેવા શાણા હોય તો પણ તેમની માન્યતા એ માત્ર ગણતરી યા અનુમાન જ છે, પણ ૭ મહિનાનો ગર્ભ પુરા અંગવાળો બનીને અવતરી શકે છે. વળી દશ મહિના પુરા થતાં સુધી પણ ગર્ભ ઉદરમાં રહે છે અને દશ માસ બાદ પણ પ્રસવ થાય છે. પછી તો એથી જ્યારે દિવસો લંબાય છે ત્યારે

એ કલ્પના થાય છે. કાં તો ગર્ભના સમલક્ષણ જેવો કોઇ રોગ પેટમાં વધી રહેલો છે, અગવા મૂઢ ગર્ભ થઇ જઇ સ્રીને પીડા કરે છે. આવા ગર્ભો ઘણી વાર અઢાર માસે અવતરે છે. એવા તો મેં બે ચાર કેસો જોયા છે પરન્તુ એ બન્ને પ્રકારની ચર્ચા કરવાને આ સ્થાન નથી.

અંગ્રેજી મહિના પ્રમાણે પ્રસવના સમયની સમજુતી આપતું કેલેન્ડર ન્યુયોર્કના ડો. વીલીયમે તૈયાર કર્યું છે, અને તે સમય બતાવવા માટે પ્રમાણભુત ગણાય છે ને ઉપરથી ઘણું કરી સમય બરાબર કલ્પી શકાય છે.

## ગર્ભાધાનનીમુદતગણવાનુંકેલેન્ડર.




## પ્રસુતીનોસમયબતાવેછે.

**સમજુતી**—જે અંગ્રેજી તારીખે છેલ્લો ઋતુસ્રાવ થયો હોય તે તારીખ યાદ રાખો. એ તારીખ જે માસની હોય તે માસ આ

કેલેન્ડરમાં જુઓ. તેની સાથે આંકડો આપેલો છે. એ માસ પછી તમારા જમણા હાથે જે માસ આવે છે તે માસની તેટલામી તારીખ ( ઋતુસ્રાવ થયાની તારીખ ) માં જે માસમાં ઋતુસ્રાવ થયો હોય તે માસની સાથે કેલેન્ડરમાં આપેલો આંકડો ઉમેરવો, એટલે પ્રસવની તારીખ આવશે.

દાખલા તરીકે છેલ્લો ઋતુસ્રાવ જાનેવારીની ૧૭ મી તારીખે થયો છે. જાનેવારી માસની સાથે ૭ નો આંકડો આપેલો છે. તે પછી જમણા હાથે ઓકટોબર માસ છે. એટલે ઓકટોબર માસની ૧૭ મી તારીખમાં જાનેવારી માસની સાથે આપેલો ૭ નો આંકડો ઉમેરો: ૧૭+૭=૨૪. એટલે જો જાનેવારીની ૧૭ મી તારીખે છેલ્લો ઋતુસ્રાવ આવ્યો હોય તો સામાન્ય રીતે ઓકટોબરની ૨૪મી તારીખે પ્રસવ થશે.

પ્રસવકાળને એકાદ મહિનાની વાર હોય તેવે વખતે જેમને સગવડ અને સાધન હોય તેમણે એકાદ કુશળ દાયણુ અથવા વૈદ્ય કે ડાકટર પાસે સગર્ભાને બતાવી તેના અંગની તપાસ કરાવવી જોઇએ. તે તપાસમાં ત્રણ બાબત જરૂરની છે.

એક તો ગર્ભ યથાસ્થિત વધી રહ્યો છે, અને પૂર્ણ અવસ્થાએ પહોંચ્યો છે ? બીજું સગર્ભાની શારીરિક શક્તિ પ્રસવપીડા અને સુવાવડનો ખાટલો સહન કરી શકશે કે કેમ ? ત્રીજું ગર્ભને આવવાનો માર્ગ યાને રસ્તો ખાસ કોઇ ખોડ રહીત અને સમય આવે સંપૂર્ણ વિકાસ પામી શકે તેવો છે ને ?

ઉપરની બે બાબતોની તપાસ તો હરેક સુવાવડ આવનારી સ્ત્રી માટે જરૂરની છે, જ્યારે ત્રીજી બાબત પ્રથમ વખત સગર્ભા થયેલી સ્ત્રી માટે આવશ્યક છે.

ગર્ભ યથાર્થ વધી રહ્યો છે કે કેમ, તેની તપાસ પેટ ઉપરથી અને ગુહ્યમાર્ગમાં અંગુલી મૂકીને થઇ શકે છે. જેમ જેમ દિવસો વધતા જાય છે તેમ તેમ ગર્ભસ્થ બાળક વધતું જતું હોવાથી, ગર્ભાશય

ઉપરના ભાગમાં વિસ્તૃત બને છે અને છઠે મહિને ગર્ભાશયનું મથાળું સ્રીની નાભિ સુધી બરાબર ઉંચું આવે છે. યુક્તિપૂર્વક પેટ ઉપર દબાણ કરી જોવાથી ગર્ભાશયનું ઉપર આવેલું મથાળું જણાય છે. સાતમે મહિને નાભિનો ખાડો ઓછો થાય છે અને ગર્ભાશયનું મથાળું નાભિથી ઉપર આશરે બે ઈંચ જેટલું ઉંચુ આવેલું હોય છે.

આઠમે મહિને નાભિનો ખાડો દેખાતો નથી, પેટ ઘણું મોટું થાય છે, અને ગર્ભાશયનું મથાળું લગભગ નાભિથી ઉંચે સાડાત્રણ ઇંચ હોય છે. તેની સાથે શ્રવણનળી (સ્ટેથેસ્કોપ)થી પણ ગર્ભની તંદુરસ્ત હાલતની પરીક્ષા કરી શકાય છે. પાંચમો મહિનો બેઠા પછી દુંટીની નીચેના ભાગ ઉપર કોઇ પણ જગ્યાએ શ્રવણનળી મુકીને સાંભળવાથી ગર્ભાશયના રક્તાશયનો ધ્વનિ (ધી ફીટલ હાર્ટ-સાઉન્ડઝ) સંભળાય છે, અને તે ઘડીયાળના ટીક-ટેક ટકોરાની માફક એક મીનીટમાં ૧૩૦ થી ૧૫૦ જેટલા થાય છે. ૧૪૪ ની આસપાસ ટકોરા થાય તો તે ગર્ભમાંથી છોકરી જન્મશે અને ૧૨૪ ટકોરાની આસપાસ થાય તો છોકરો જન્મશે એમ કેટલાક નિરીક્ષકો માને છે. અર્થાત્ પુરૂષ-બાળક કરતાં સ્રી-બાળકના હૃદયનાં સ્પંદનો ગર્ભમાં વધુ હોય છે.

આ ટકોરાનાં ચિહ્નો જેમ માસ વધતા જાય છે તેમ સ્પષ્ટ થતા જાય છે. નવ માસ પૂરા થતાં અર્થાત પૂરા દિવસો બેસતાં તો શ્રવણનળીથી હૃદયના, નાળના અને ફરકવાના અવાજો ઘણા ખુલ્લા આવે છે.

યોનીમાર્ગમાં અંગુલી મૂકી ગર્ભની તંદુરસ્ત હાલત સંબંધમાં જ્ઞાન મેળવી શકાય છે. સગર્ભાને પાંચમો મહિનો બેઠા પછી તેને ઉભડક પગે બેસારીને જમણા હાથની પહેલી આંગળી દાખલ કરી, કમળમુખ અને મુત્રાશયની વચમાં એ અંગુલીથી ટકોરો મારવાથી કોઇક ભારે વસ્તુ ઉંચે ચઢી ગઇ હોય તેમ જણાય છે અને થોડા

વખત આંગળી તે જ સ્થળે રાખવાથી પાછી તે વસ્તુ ત્યાં આવી બેસતી જણાય છે. આ ભારે વસ્તુ બીજી કોઇ નહિ પણ ચૈતન્યવંતો ગર્ભ હોય છે. હડસેલો લાગવાથી ગર્ભાશયના પ્રવાહીમાં તે ઉંચો ચઢે છે, અને પાછો નીચે આવી બેસે છે.

માત્ર આ પરીક્ષા સાતમા મહિના સુધી જ કરી શકાય છે. આઠમો માસ બેઠા પછી ગર્ભાશય ઘણું ઉંચે ચઢી ગયું હોય છે. એટલે ગર્ભાશયમાંના બાળકને આ જાતની અસર થતી નથી. માત્ર યોનીમાર્ગ કાળાશ લેતો રંગ ધારણ કરે છે અને તે વધુ પડતો ભીનો રહે છે.

બીજી બાબત સગર્ભાની શારીરિક બાબત–એટલે તેનાં દરદોને સુધારી, તેને તંદુરસ્ત હાલતમાં લાવવા સંબંધની ચર્ચા ઘણી વિશાળ છે. અગાઉ ‘ પુત્રદા અને પારણું ’ના વિષયમાં યથારૂપમાં એ લખાઇ ગઇ છે. એટલે વાચકો અને સુવાવડના વિષયના અભ્યાસકોનું એ પુસ્તક પર નજર ફેરવી જવા ધ્યાન દોરૂં છું.

હવે ત્રીજી બાબત બાળકના પ્રસવમાર્ગ સંબંધીની ખાતરી માટેની છે.

પ્રસવમાર્ગમાં ખાસ કોઇ પણ જગ્યાએ મુશ્કેલી નડતી હોય કે સ્ત્રીઓને કષ્ટાવું પડતું હોય તો તે સ્થળ છે શ્રોણીગુહા. અર્થાત ગર્ભાશયના મુખથી શરૂ થતો માર્ગ કે જ્યાં ગર્ભાશયનું ઉદર આવી લાગે છે એટલો નળી જેવો માર્ગ છે, તેને શ્રોણીગુહા કહે છે. સુખપૂર્વક પ્રસવ થવો કે કષ્ટાવું એ આ શ્રોણીગુહાની રચના ઉપર આધાર રાખે છે.

પ્રસવ થવાનો સમય આવી લાગતાં આ શ્રોણીગુહા પોતાનું મુખ ખોલે છે અને પ્રથમ શ્રોણીગુહામાંથી મસ્તક બહાર આવે છે, અને યોનીમાર્ગમાં દાખલ થાય છે. એ શ્રોણીગુહાની પાંચ પ્રકારની વિકૃતિ હોય છે. અને એ વિકૃતિના પરિણામે જ પ્રસવ થતો અટકે

છે તથા શસ્ત્રક્રિયા કરવાનો વખત આવી ઉભો રહે છે. કાચી ઉમરની કન્યાઓ અથવા જેના શરીરનું બંધારણ ઘણું નાજુક હોય છે તેવી સ્ત્રીઓને આ શ્રોણીગુહા પૂરા રૂપમાં વિકાસ પામેલી હોતી નથી, અને તે વિસ્તૃત થતી નથી ત્યારે જ ગર્ભને કાપીને કાઢવામાં આવે છે.

તેના જુદા જુદા પ્રકાર છે: નાની શ્રોણી, ફુલેલી શ્રોણી, બે છેડા સંકોચાયેલી શ્રોણી, એક તરફ સંકોચાયેલી શ્રોણી, અને એક તરફ વધુ ફુલેલી તથા બીજી તરફ વધુ સંકોચાયેલી શરણાઇના આકારની શ્રોણી. આ રીતે વિકૃતિ ધારણ કરેલી શ્રોણીવાળી સ્ત્રીઓને પ્રસવ વખતે કષ્ટાવું પડે છે અને ઘણા કષ્ટે પ્રસવ થાય છે. કષ્ટ થવા છતાં પણ શ્રોણીગુહામાંથી ગર્ભનું મસ્તક પસાર નથી થઇ શકતું તો પછી તાત્કાલિક શલ્યકર્મ કરીને બાળકના ભોગે પણ માતાને બચાવવી પડે છે.

ઘણું કરીને કાચી ઉમરની અથવા ઉમર વધવા છતાં શરીરે ઘણી જ કૃશ અથવા ઘણી જ નાજુક રહી ગયેલી સ્ત્રીને આવી શ્રોણીગુહાની વિકૃતિ હોય છે. પુખ્ત ઉમર અને પુરા બાંધાની સ્ત્રીઓને આવી શ્રોણીગુહાની વિષમતા હોતી નથી. છતાં દાયણો અને ચિકિત્સકોની ફરજ છે કે જેની સુવાવડ નજીક આવવાની છે તેવી સ્ત્રીના ગુપ્તભાગની તપાસ કરી લઇ તેની શ્રોણીગુહાની અંગુલીનિર્દેષથી પરીક્ષા કરે અને પ્રસવ કષ્ટદાયક નીવડશે તેવી ખાત્રી થાય તો તેની સુવાવડના દિવસો નજીક આવતાં પહેલાં તેને માટે શસ્ત્રકર્મ કરી શકે તેવા કુશળ ચિકિત્સકની સગવડ રાખે.

ઇશ્વરકૃપાથી અમારી પાસે શ્રોણીગુહાને વિસ્તૃત બનાવી, ઓપરેશન વગર પ્રસવ કરાવી શકાય એવો સફળ પ્રયોગ છે. તે સુવાવડીની ચાલુ ક્રિયાઓમાં અમે બતાવી આપશું.

* * *

# પ્રકરણ ૬ ઠું
## પ્રસવની પૂર્વતૈયારી

જે ઘરમાં સુવાવડ આવવાની હોય છે, તે ઘરમાં સુવાવડી અને સુવાવડ માટે કેટલીક પૂર્વતૈયારી કરી રાખવાની હોય છે અને આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે પ્રસવના સમયની બરાબર કાળજી હોય છે તો નવમો માસ બેસતાં પહેલાં સુવાવડ માટે ઘણી સ્ત્રીઓ કેટલાંક સાધનો તૈયાર કરી રાખે છે અને કેટલીક વિચારણા તેઓ પહેલેથી જ કરી રાખે છે.

પ્રથમ તો સુવાવડી માટેના સ્થાન–પ્રસુતિગૃહની થોડીક વિચારણા કરવાની જરૂર છે કે જે સ્થાનમાં પ્રભુના દીધેલાનાં પગલાં પૃથ્વી પર મંડાય છે, કે જે સ્થાનમાં કષ્ટના ભયે સ્ત્રીઓ એક પગ ખાટલે અને એક પગ ચિતામાં હોવાનું માને છે. જેમાં સવા મહિના સુધીનો કાળ નિર્ગમન કરવાનો છે, એ પ્રસુતાનું ગૃહ કેવું હોવું જોઇએ?

નવી થીયેરી અહીંથી જ જૂની પ્રથાને નિંદવાનું શરૂ કરે છે. પ્રસુતિગૃહનિર્માણ માટે પૂર્વાચાર્યોની બહુ ઉંચી ભાવના, એમની આજ્ઞા વાંચતાં તરી આવે છે, પરંતુ કોણ જાણે કેટલાય વખતથી ધીરે ધીરે પ્રસુતાની મહત્તા તરફ સમાજનું દુર્લક્ષ થયું અને સ્ત્રીસમાજની પડતી અને પરાધીનતાની સાથે તેના હરેક કાર્ય માટે તિરસ્કારની ભાવના સાથે સેવા થતી રહી.

એક દરદી બનેલા માનવી માટે તેના આહાર, હવા, સ્થાન અને વિહારના વિષયમાં જેટલી કાળજી રાખવામાં આવે છે, તેથી પણ વધુ કાળજી સુવાવડી માટે જરૂરની છે, એ શું આપણો ઘરઆંગણે સુવાવડ લેતો વર્ગ નહીં સમજતો હોય? કે પછી આંખ આડા કાન કરીને થતું હોય તેમ થવા દઇ ચલાવે રાખ્યું હશે? પ્રભુ

જાણે, પણ પ્રથમ તો ઘરઆંગણે થતી સુવાવડના સ્થાનની પસંદગી ઉપરથી જ કલ્પના તરી આવે છે !

જે વખતે તેને પૂરતા પ્રાણવાયુની (ઓકસીજન) જરૂર છે, જે કાળે એને વારંવાર થતા કષ્ટમાં દીર્ઘશ્વાસ ખેંચવા પડે છે, હવા અને ઋતુકાળના પ્રમાણે તેને તાપ-શેક લેવાના હોય છે, અને જે વખતે એ તાપ–શેકના પરિણામે વાતાવરણમાં વિશિષ્ટ પ્રકારે કાર્બન વધી જાય તો તેને માટે બહાર ફેંકવાની જરૂર હોય છે, અર્થાત્ આવી જાતની જરૂરીયાતો જ્યાં ઉભી થતી હોય, તે સ્થાન કેટલી અને કેવી સગવડોવાળું હોવું જોઇએ ?

પુરતા પ્રમાણમાં હવાની અવરજવર થઇ શકે તેટલાં બારી-બારણાં તેમાં અવશ્ય રાખવાં ઘટે અથવા હોવાં જોઇએ. અને વળી એ વખતસર બંધ થઇ શકે તથા ઉઘાડી પણ શકે તેવાં હોય એ જરૂરી છે.

તેની સાથે પ્રસુતિગૃહ એટલું વિસ્તારવાળું જોઇએ કે જેમાં એક શય્યા (ખાટલો કે પલંગ) અને એક પારણું રહી શકે, તેમાં બે-ત્રણ માણસો હરીફરી શકે, છતાં જરીયે અગવડતા જેવું ન લાગે. આટલો વિસ્તાર આ ગૃહમાં નથી હોતો તો સુવાવડ વખતે પરિચારકો અને દાયણને પુષ્કળ મુસીબતો વેઠવી પડે છે.

પ્રસુતિગૃહ રહેવાના મકાનની સાથોસાથ અથવા જોડાજોડ હોય એ જ વધુ જરૂરનું છે. છતાં પણ રસ્તા ઉપરનો એ ખંડ ન હોવો જોઇએ, રસોડાની સાથે એ જોડાયેલો ન હોવો જોઇએ અને દીવાન-ખાનાની લગોલગ તે ઓરડો ન હોય તે પણ ઇચ્છવા યોગ્ય છે.

કારણ કે પ્રસુતાને જેમ હવા-ઉજાસની જરૂર છે તેમ જ તેને શાંતિની પણ જરૂર છે. તેના મગજ ઉપર આવતા અવાજો તેના તાજા આજારી તન અને મન ઉપર કેટલીક વાર ખરાબ અસર નીપજાવે છે. મોટા કોલાહલ, જોરદાર વાજીંત્રોનો અવાજ, મારામારી,

હથિયારોનો અવાજ અને ઘોંઘાટ સ્વસ્થ ચિત્ત ઉપર અસ્થીરતા લાવે છે, તેના મનને બેચેન બનાવી મગજનો દુ:ખાવો અથવા સ્નાયુ કે જ્ઞાનતંતુનાં દર્દોને ઉપજાવવામાં મદદ કરે છે. રસ્તા ઉપર જો એ ખંડની બારી પડતી હોય તો રસ્તા પર થઇને પસાર થતા અનેક માનવીઓના કોલાહલ, ઘોંઘાટ અને ધમાલીયા વાતાવરણની અસર સુવાવડીને લાગે છે. દીવાનખાનામાં થતો અવાજ, માનવીઓની વાતચીત, પગરવ અને હમેશાં રહેતી રોજીંદી ઘટમાળમાંથી ઉત્પન્ન થયેલાં ઘર્ષણનાં આંદોલનો સુવાવડીના કાનને અથડાઇ, તેની શારીરિક અને માનસિક અવસ્થા ઉપર માઠું પરિણામ નીપજાવે છે.

પ્રસુતિગૃહને રસોડાથી જુદું રાખવાનો હેતુ એ છે કે ત્યાં થતો ધૂમાડો અને બનતાં દાળશાકના વઘાર તથા પછડાતાં વાસણોના રણકારથી તેના સ્વસ્થ મનને તો જ બચાવી શકાય કે તેનો ખંડ અથવા પ્રસુતિગૃહ જુદું અથવા દૂર હોય.

પરંતુ દૂરનો અર્થ એમ તો નથી જ કરવાનો કે એકાદ અંધારો ઓરડો કે જે છાણાં–લાકડાં ભરવાના કામમાં આવતો હોય કે એકાદ જનાવરને બાંધવા માટે ઉપયોગનો હોય તે ખાલી કરી સુવાવડીને ત્યાં ધકેલવામાં આવે ! કેમકે એ તો વધુ ખરાબ છે. અવ્યવસ્થિત, અસ્વચ્છ અને અવાવરૂ ઓરડી કે કોટડીનાં રૂપકો જોઇને તો આજના સુધારકો આપણને નિંદે છે કે દેશી સુવાવડ અને તેની રીતો કઢંગી છે. એ નિંદકો પણ જો સાચું કહેતા હોય તો તેને નિંદા નહિ પણ સાચી સલાહ આપણે કેમ ન માનીએ ? રાત્રિ–દિવસ સુખ ભોગવતી, રૂપાળા રૂમમાં વસતી, સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરતી, સારા ગોદડા–ગાદલામાં સુતી સ્ત્રીને સુવાવડ વખતે જ કોઇ એવા સ્થાનમાં કે એવા વસવાટમાં આવી પડવું પડે કે જ્યાં સાધારણ મનુષ્યને પણ કંટાળો આવે, તો પછી તે બાઇની શી દશા થાય ?

આપણા મધ્યમ વર્ગના માનવીઓના માનસમાં સુવાવડી પ્રત્યે બેદરકારી વધતી ગઇ તેનાં મુખ્ય બે કારણો નજર સામે જણાય છે:

એક તો આપણો સ્ત્રીવર્ગ અભણ વધતો ગયો અને શરીરવિજ્ઞાનના જ્ઞાનથી અજાણ થતો ગયો, તેમ તેમ એ ચીલો એટલો સાંકડો બનતો ચાલ્યો કે તે ચીલા ઉપરનો ડબ્બો ક્યારે ગબડી પડશે તેની ખાતરી રહી નહિ. બીજી તરફ સ્ત્રીઓમાં પરંપરાએ ધર્મ-ભીરૂતા અને આભડછેટ હદ ઉપરાંતનાં અને બિલકુલ બુદ્ધિમત્તારહીત બનીને બહેકી ગયાં. તેને પરિણામે સુવાવડીની જરૂરીયાતો અને વાસ્તવિકતા સમજ્યા વગર છુ–છા અને અસ્પૃશ્યતાને લીધે હડધૂત બની રહેલી સુવાવડીની માઠી દશા નીપજતી ગઈ, અને ત્યારથી જ દેશી રીતિનીતિની નિંદા થવા લાગી.

કહેવાનો હેતુ એ છે કે હવે આપણે અહિતકર જૂની ઘરેડ છોડીને તેમાં જરીક બુદ્ધિપૂર્વક અને સારસારના વિવેકથી નવી વાતોનો હેતુ સમજવો જોઈશે, જો આપણે સુવાવડ સુધારીને રૂડાં સંતાનો પ્રાપ્ત કરવાં હશે તો.

નવી પદ્ધતિ કહે છે કે સુવાવડીનું સ્થાન સ્વચ્છ હવા–ઉજાશવાળું હોવું જોઈએ. એની આપણાથી ના પણ કેમ કહી શકાય? સ્વચ્છતા અને સુઘડતા કોને નથી ગમતી? જ્યાં સુવાવડીનો ખાટલો હોય ત્યાં ધોળા દિવસે પણ પ્રકાશ ન આવે તે કેમ પોષાય? વધુ હવા આવીને સુવાવડી તથા નવબાળકને ટાઢી હવા લાગી જવાની બીક હોય તો તે સમયે બારીબારણાં બંધ કરી શકાય તેવી સગવડ જરૂર રાખવી જોઈએ.

તેની સાથે સુવાવડીના ગૃહમાં કોઈ અનાવશ્યક વસ્તુનો કે ઘરમાં દરરોજ વપરાતી વસ્તુનો ભંડાર પણ ન હોવો જોઈએ, કે જેથી દરપળે એક નહિ પણ અનેક માણસોનો પગરવ તે ખંડમાં એ વસ્તુ લેવાને માટે રહ્યા કરે; તેમ તેની અંદર એવી બારીઓ કે બારણાં પણ સંયુક્ત રૂપમાં બીજા ખંડમાંથી પડતાં હોય તેવાં ન હોવાં જોઈએ કે ત્યાંથી કોઈ અનિચ્છનીય માનવી સુવાવડીના ઓરડામાં

દૃષ્ટિપાત કરી શકે. એના દરવાજા સરલ અને સહેલાઇથી વાસી ઉઘાડી શકાય તેવાં હોવાની જરૂર છે, અને તે સરલ ન હોય તો પહેલેથી તેને રીપેર કરાવી લેવાં ઘટે કે જેથી તે ડાહ્યાં ડમરાં બની પછી ઉઘાડતાં ને વાસતાં ક્રીચુડડ, ધડડડડ, અવાજ કરીને એકાંતિક વાસમાં તન મનની શાંતિ મેળવી રહેલી પ્રસૂતાને અશાંતિ પેદા ન કરે!

વધારે પડતાં વાસણો, બિનઉપયોગી રાચરચીલું, નકામાં વસ્ત્રોના ઢગલા, નકામા ફોટાઓ કે આખું શરીર દેખાય તેવા આયના પણ એ ખંડમાં ન હોવા જોઇએ.

રેડીયોના અવાજો, ગ્રામોફોનના ચિત્કાર, બાળકોની ધમામસ્તી કે સાસુ વહુના ઝગડાઓની કોઇની સુવાવડીને જરૂર નથી. એટલે પ્રસૂતિગૃહ એવું નક્કી કરી રાખવું કે જ્યાં પ્રસૂતા નિરાંતે આરામથી નિદ્રા લઇ શકે, સુઇ-બેસી શકે, અને તેના મન ઉપર તથા તન ઉપર બહારનું કોઇ કલુષિત વાતાવરણ સ્પર્શ કરે નહીં.

અમારી આ ડાહી વાતો અને શાણી શીખામણ સાધારણ મધ્યમ વર્ગનાં માનવીઓને જ ઉપકારક છે. જેઓ સાધનસંપન્ન કુટુંબ તરીકે હસ્તી ધરાવે છે તેમનામાં, તેમજ શહેરી જીવન જીવતાં ત્રણ હાથની ઓરડીનું તેર રૂપીઆ ભાડું ભરી પેટ ખાતર પ્રારબ્ધના ધસડાયા વૈભવી શહેરમાં વસતા જોડામાં જો પત્ની સગર્ભા બને તો તેની બિચારીની સુવાવડ તો થવાની છે લાખ-બે લાખના કોઇ આલીશાન મકાનમાં સફેદ પરીઓના હાથે મેટરનીટી હોસ્પીટલમાં, અને કાં તો દેશમાં દળણું દળીને દહાડા કાઢતી નાની કે સાસુના હાથે! છતાં ઘરઆંગણે થતી સુવાવડોમાં જરૂર સુધારો નીપજાવી શકાય, તેની સાથે અંગ્રેજી પદ્ધતિથી સુતિકાગૃહોમાં થતી સુવાવડોના સંબંધમાં તેમની પદ્ધતિમાં કેટલાક ફેરફારો સૂચવવાનું, કેટલાંક વિદેશી દ્રવ્યોની જગ્યાએ દેશી ઔષધ દાખલ કરે તેવું કહેવાનું, ઘણું દિલ થાય છે. પણ આપણી વાતો એમને કહેવી એ તો રસ્તે

જતા મોટરમાં બેઠેલા ધનપતિ પાસે 'શેઠ! એક પૈસા દે દીજીએ, ચને લેઇંગે, બહોત ભૂખ લગી હૈ.' એના જેવું થઈ જાય. એટલે એ ડાહી ડમરી થીયેરીના ઉપદેશક બનીને અરણ્યરૂદન કરવું એ કરતાં



અસ્વચ્છ સુવાવડીની ઓરડી

આપણાં લાખ્ખો ગામડામાં ઘરઆંગણે થતી સુવાવડમાં સુધારો સૂચવવો એ જ વધુ બહેતર છે. પછી શ્રીમંતોને એ વાત રૂચે તો તેઓ પોતાના બંગલામાં એવા પ્રસૂતિગૃહની વ્યવસ્થા કરી શકે છે.

આછો આછો યે સ્વચ્છ સુવાવડીગૃહનો ભાસ થાય એ ખાતર સ્વચ્છ અને અસ્વચ્છ સુવાવડીગૃહોનાં ચિત્રો આ સાથે રજુ કરવામાં




આવે છે. તે ઉપરથી સ્હેજે સમજી શકાશે કે સુવાવડી માટેનું ગૃહ કેવું હોવું જોઇએ !

તે પછી સુવાવડ વખતે મુખ્ય જરૂર રહે છે દાયણની. કેટલીક વખતે એવું બને છે કે દાયણને પહેલેથી ખબર હોતી નથી કે અમુક બોને ક્યારે સુવાવડ આવવાની છે અથવા મધ્યમ વર્ગનાં ગામો કે જ્યાં હજાર બે હજાર માણસ સિવાય વધુ વસતી નથી તેવાં ગામોમાં એકાદ બે દાયણો જ હોય છે અને તે જો વખતપર બહારગામ ચાલી ગઇ હોય છે તો ખરી વખતે મોટી મુસીબત ઉભી થાય છે. અને અજાણી દાયણને શોધી લાવવી પડે છે. એ પણ કામ તો કરી જાય છે, છતાં એક વાત ચોક્કસ જણાય છે કે સુવાવડીના દિલમાં તેની ઓળખીતી પરિચીત દાયણ પ્રત્યે જેટલું મમત્વ હોય તેટલાં જ અજાણ અને અપરિચીત દાયણ પ્રત્યે ભય અને શંકા હોય છે. પરિચીત દાયણ પ્રસૂતિનાં સ્વભાવ, અવયવ, અને ખાસીયતથી જાણુ-કાર હોય છે. તે હેતભરી રીતે તેનો સુવાવડ વખતનો ગાળો આસા-નીથી ઓળંગી શકે છે. એટલે જ પંદર દિવસ અગાઉથી, જેને નિયુક્ત કરવાની હોય તેવી દાયણના ધ્યાન ઉપર આ હકીકત દોરીને તે વખતે તેણીની જરૂર પડશે એ બાબત ચોક્કસ કરી લેવું ઘટે છે.

દાયણ એ પ્રસૂતિ વખતનું પ્રધાન અંગ છે. તેની બુદ્ધિમત્તા, તેની કુશળતા, તેની કુનેહ, એનો સ્વભાવ અને એની ધીરજ તથા અનુભવી હાથો પ્રસૂતિ માટે ઘણાં જ અગત્યનાં છે. આખા પ્રસૂતિ-શાસ્ત્રનું દાયણ એ પ્રતિક છે. ભલે પછી એ પોપટની માફક મીઠી મીઠી વાતો અને ચાંપલાવેડા ન કરી શકતી હોય. પણ તેની કુનેહભરી આવડત ઉપર પ્રસૂતાની જીંદગી અને તંદુરસ્તીની જવાબદારી ભરી હોય છે. એટલે વાસ્તવિક દાયણ કેવી હોવી ઘટે તેની આંતરબાહ્ય વિચારણા આપણે આવતા પ્રકરણમાં કરીશું અને તેની વિચારણા કરવાની ખાસ જરૂર પણ છે.

*　　　*　　　*

# પ્રકરણ ૭ મું

## દાયણ

તમે રસોડાની જ વાત લ્યો. રસોઈ કરનાર બાઈ સ્વચ્છ, પવિત્ર અને સુઘડ હોય તો તમને એના હાથની રસોઈ આરોગતાં કેટલો આનંદ થાય ? સ્વચ્છતા મનને ગમે છે, એટલું જ નહિ પણ સ્વચ્છતાથી પવિત્રતા પળાય છે, સ્વચ્છતાથી તંદુરસ્તી જળવાઈ રહે છે, સ્વચ્છતાથી સંક્રામક રોગોનો ફેલાવો થતો અટકે અને સ્વચ્છતા એ જ જીવનબગીચાને ખીલેલો રાખવા માટે બહુમૂલી કરામત છે.

જો પવિત્ર રહેવાનો સાચો માયનો સમજાય તો એ સ્વચ્છતામાં જ સમાયેલો છે. તેનાથી આપણે બાહ્ય દેહને પવિત્ર રાખવા પ્રયત્ન કરતા હોઈએ, તો પછી જ્યારે આંતર દેહ સાથે કામ પડયું હોય ત્યારે વધુ સ્વચ્છતાની જરૂર ખરી કે નહિ ?

હું સ્વચ્છતાનું આટલું વિવેચન એ માટે કરૂં છું, કે મારે દાયણની સ્વચ્છતા અને સુઘડતા માં થોડું સૂચન આપવાનું છે.

આપણાં ગામડાંમાં અને ઘરઆંગણે પ્રસુતા માટેનું કામ કરતી દાયણો કેટલાય દશકાથી બહુ જ હીન સ્થિતિ ભોગવતી જણાય છે. એમાં એનો એકલીનો દોષ નથી પરંતુ આપણા સમાજે એ બહુ અગત્યના અંગને ખીલવવા અથવા તો હાથ ઉપર લેવાની પરવા જ કરી નથી. તેની આજીવિકા માટે, તેનું જ્ઞાન કે ઉત્સાહ વધારવા માટે કોઈએ કશી પણ જાતનો ટેકો તેને આપ્યો નથી. એટલે આજે એ દાયણ માત્ર સમય આવે પ્રસવ કરાવી, થોડો વખત મળમૂત્ર સુંથી, થોડીક સામાન્ય મજુરી કે મહેનતાણું મેળવી, એ હંમેશને

માટે તે તે કુટુંબોથી દૂર થાય છે. પ્રસુતાપરને પછી કદી નથી આવતી દાયણુ યાદ, કે દાયણુ નથી નિધા કરતી કદી કોઇ ઘર સામે કે જ્યાં સુવાવડ આવવાની ન હોય.

સૈકાઓ પહેલાંની વાત છે કે જે વખતે વૈદ્યો શસ્ત્રચિકિત્સા કરતા હતા ત્યારે આજની ડોક્ટરો સાથેની નર્સો કરતાં યે તે વખતે દાયણોના નામે સ્ત્રીચિકિત્સક તરીકે અને પ્રસૂતિશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરાવીને દાયણો તૈયાર કરાતી હતી. તે વખતે એક સદ્વૈદ્ય જેટલું જ તેનું સન્માન હતું અને એની ક્રિયાકુશળતા પરિપૂર્ણ હતાં.

પછી તો જ્યાં આર્યસંસ્કૃતિ અને આયુર્વેદ ઉપર પનોતી બેઠી અને વૈદ્યો જ હડધૂત થતા ચાલ્યા, ત્યાં પછી દાયણોની તો શી દશા ? એમની અભ્યાસપૂર્ણ દૃષ્ટિ તો રહી જ નહિ. માત્ર પરંપરાથી સંગ્રહેલું મૌખિક જ્ઞાન અને દેખાદેખીથી ચાલી આવેલી પ્રણાલિ પ્રમાણે તેઓ કામ કરતી થઇ ગઇ. તેની આજીવિકા માત્ર તે ધંધા ઉપર પૂરી થવા ન લાગી, એટલે મહેનત-મજુરી પણ સાથે કરતી રહીને એણે સ્ત્રીસમાજની સેવા જારી રાખી. છતાં સમાજે તેની પરવા ન કરી અને દાયણે પણ નિષ્ઠુર બની જઇ રામભરોસે જેમ આવ્યું તેમ ચલાવ્યે રાખ્યું.

આવું અપમાનિત જીવન જીવવા માટે કોઇ સંસ્કારી કે ઉચ્ચ કુટુંબમાંની સ્ત્રીઓએ પસંદ ન કર્યું, એટલે પછી સેવાભાવી ગણાતી કોમ-નાપીક, કોળી, કણબી, વગેરે કોમની સ્ત્રીઓએ તે કામ માથે લીધું અને તે આજસુધી જે ને તે રૂપમાં ચાલ્યું આવે છે. લાખો ગામડાંઓમાં આવી દાયણો જ હાલ પણ સુવાવડ કરાવે છે.

હું સેંકડો ગામડાંઓમાં ફર્યો છું અને મારા સ્વભાવ પ્રમાણે 'બાળકમાંથી યે ગુણ ગ્રહણ કરવો' એ દૃષ્ટિથી મેં અનેક સુવા-

ણીઓ અને દાયણો સાથે વાતો કરી છે. અનેક બહેનોને તેમની ક્રિયામાં રહેતી ઉણપને સુધારવા તથા નવી રીતે–સુધારેલી રીતે સુવાવડો કરવાની સૂચનાઓ મેં આપી છે. પરંતુ મારે કહેવું જોઈએ કે પરંપરાના ચાલ્યા આવેલા રીવાજ કે રૂઢીને અનુસરનારી ઘણી દાયણોને જોતાં મને જણાયું છે કે તેઓ એથી જુદી રીતે સુધારો વધારો કરવા તૈયાર હોતી નથી; અને તૈયાર નથી હોતી તેનું એક કારણ એ પણ છે કે તેમનામાં બુદ્ધિનો વિકાસ થવા જેટલી શક્તિ પણ નથી. ઉપરાંત કેટલીક દાયણો ખોટો ઘમંડ પણ ધરાવતી જોઈ છે. તેઓ એમ માની બેઠી હોય છે કે પોતે જેટલું સમજે છે તેટલું બીજા સમજતા નથી.

જો કે મારે કબુલ કરવું જોઈએ કે તેઓની પાસેથી પણ મને કેટલુંક નવીન જાણવાનું મળ્યું છે. કેટલીક દાયણોના હાથની કુશળતા સારા ડૉકટર અને પાસ થયેલી નર્સોને શરમાવે તેવી હોય છે અને એ હાથોએ અનેક સ્ત્રીઓના પ્રસવકાળમાં ઓપરેશનથી તેમનો બચાવ કરી લઈ સુખે પ્રસવ કરાવવાના દાખલા પણ મેં નિહાળ્યા છે.

એટલે જ મારી માન્યતા દૃઢ થાય છે કે તેમના એ પરંપરાથી ચાલ્યા આવેલા જ્ઞાનમાં જો થોડોક શરીરવિજ્ઞાનનો અને પદાર્થવિ-જ્ઞાનનો પદ્ધતિસર ઉમેરો થાય અને તેઓ ખોટા દંભને બાજુ ઉપર મૂકી ગુણગ્રાહી સ્વભાવ રાખે તો તેમના એ ખપ પુરતા જ્ઞાનથી તેઓ આપણને ભારે આશીર્વાદ સમાન થઈ પડે અને સુવાવડની બાબતમાં ઘણી વાર ડૉકટરોને હસ્તાક્ષેપ કરવો પડે છે તેથી બચી જવાય.

હવે વાસ્તવિક અથવા સુઘડ દાયણ કોને કહી શકાય તે સંબંધમાં આપણે ચર્ચા કરીએ.

મારાં માનવા પ્રમાણે તો તદ્દન અભણ સુયાણી કરતાં ભણેલી દાયણ હોય તો આજના જમાનામાં તે વધુ બંધ બેસતી થાય. આજનો જમાનો મૌખિક જ્ઞાન સંગ્રહવા જેવો અને જેટલો સરળ રહ્યો નથી, પરંતુ જ્ઞાનાલેખન ગ્રંથો દ્વારા જ થાય છે. જેમને લખા વાંચી શકવાની આવડત નથી તેવાં માનવીઓ સાંપ્રત સમયમાં નિરૂપયોગી નીવડે છે અને એ ખોટું પણ નથી. તો પછી દાયણ જેવું જવાબદારીવાળું કામ કરનાર બાઇ તદ્દન અભણ હોય એ કેમ પાલવે? નવી થતી દાયણોને કદાચ આ ઉપદેશ અસર કરશે, પણ જેઓ જીંદગીનાં વરસો વીતાવી ગઇ છે તેમને ભણવા બેસવું એ ફાવે નહિ, અને ' પાકા ઘડે કાંઠા ' ચઢે પણ નહિ. છતાં જે ગુણગ્રાહી બુદ્ધિવાળી છે તેવી દાયણો તો જરૂર ઘણું સમજવા ઇચ્છે છે, નહિ ભણેલી હોવા છતાં એ આવા ગ્રંથો બીજા પાસે વંચાવીને પણ ઘણું જાણી લે છે અને તેની સાથે ઇશ્વરદત્ત બુદ્ધિના બળ વડે એ પાવરધી બને છે.

સુયાણીના જ્ઞાન પછી બીજા નંબરે આવે છે એનો સ્વભાવઃ એક માનવીના સ્વભાવની અસર બીજા માનવી ઉપર થાય છે એ કેવળ સત્ય માટે તો બેમત છે જ નહિ.

રીબાતા આજારી મનુષ્ય પાસે એક ડરપોક, ભયવાળો, ક્રોધી, કટુતાવાદી અથવા ધ્રૂજતા સ્વભાવવાળો માણસ આવીને બેસે, વાતો કરે અને ચાલ્યો જાય.

બીજો આનંદી, સમયસૂચક, નીડર, શાંત સ્વભાવનો, રમુજી અને સારાસારના વિવેકવાળા સ્વભાવનો માણસ આવી, બેસીને વાતો કરી, ચાલ્યો જાય.

બેઉ જુદા જુદા સ્વભાવના માનવીઓ આવ્યા અને ગયા, તેમના સ્વભાવ પ્રમાણે વાતો કરી ગયા. તેનું પરિણામ તેઓ કેવું મૂકતા જાય છે, તે જાણો છો?

પહેલા પ્રકારનો માનવી આજારીને દુઃખથી ભયવાળો બનાવે છે, તેની પીડાનું સ્મરણ કરાવે છે અને તેની વર્તમાન રોગગ્રસ્ત, દુઃખપૂર્ણ, રીબામણીવાળી સ્થિતિમાં વધારો કરે છે.

બીજા પ્રકારનો માનવી દુઃખને ભુલાવે છે, આશ્વાસન આપે છે, હિંમત વધારે છે અને ઘડીભર આજારીનું માનસ આનંદના હીંચકે ઝુલતું કરી જાય છે. એ છે ભિન્ન ભિન્ન માનસોના સ્વભાવ અને તેની અસર.

એટલે દાયણ–સુયાણી એ–પ્રસુતાની સાચી સાથીદાર છે, તેના દુઃખની ઘડીની બેલી છે અને સંકટ સમયની સાંકળ છે.

જ્યારે ઘડી ઘડી, પલ પલ, કષ્ટ અને દુઃખની વહી રહી હોય, જ્યારે દમ ભર દમ શ્વાસ ઘુંટી ઘુંટીને પક્ષીને પીંજરામાંથી છોડવા પ્રાણ હલેસાં દઇ રહ્યો હોય, ત્યારે ખડે પગે ઉભી રહી, હિંમત, ચતરાઇ ને બાંહ્યધરીના મક્કમ બોલો સુણાવતી, કાયરતાને કાઢવા, દૃઢ છતાં માર્દવભર્યાં, પ્રેમાળ છતાં મક્કમતાભર્યાં વાકયોથી, પ્રસુતાને માર્ગનાં ડગ ભરાવતી તેની સાથે વહી રહેલી 'દાયણો' સ્વભાવે કેટલી સરલ અને સરસ હોવી જોઇએ ?

તેટલી જ સ્વભાવની તે મક્કમતાવાળી પણ હોવી જોઇએ અને હિંમતબાજ પણ જોઇએ. પ્રસુતિકાળ માટે ભય ઉપજે તેવા દાખલા દલીલો એ કદાપિ પોતાના મુખે ન કહે; અને વળી ન કહે નબળાઇની વાતો: 'અહો હો ! એમાં શું ? ઘેલી રે ઘેલી ! ઘડીના છઠ્ઠા ભાગનું એ કાર્ય છે. હિંમત રાખ. હું તારી પાસે છું. પુરા દિવસો છે. બાળક સ્વસ્થ છે. તેમાં ગભરાવાનું કારણ ન હોય. ચિંતા ન રાખ, વેણ આવવા લાગે એટલે મને સાવચેત કર. હું બધું સંભાળી લઇશ. ગભરાવાનું કાંઇ કારણ છે, દીકરી ?'

આવી વાતો જે બળ પ્રેરનારી છે તે જ કરે. તેની સાથે પ્રસુતાની એ મૈત્રિણી પણ બની ન જાય કે જેથી પ્રસુતા તેની આજ્ઞા ઉઠાવવામાં બેદરકાર બને. સુયાણીની ફરજ છે કે તે ચોક્કસ કામે આવેલી હોય ત્યારે ગામની કુથલી સાથે લેતી ન આવે, તેમ જ બીજાં કુટુંબોમાં કે જ્યાં તે જાય-આવે છે, ત્યાંની અર્ધસત્ય મિશ્ર હકીકતો તેણે આ કુટુંબમાં અને આ કુટુંબમાંની હકીકતો બીજા સ્થળે કહેવાનો સ્વભાવ ન રાખવો જોઇએ. એવો સ્વભાવ અને એવું વર્તન એક દાયણને માટે ભારે દોષરૂપ ગણાય.

દાયણો પ્રસવ કરાવવાના કાર્યનો બદલો લેવાનું ઘરધણીની સ્વેચ્છા ઉપર રાખે છે. એટલે કે કેટલીક જગ્યાએ પુત્રી આવે તો અમુક અને પુત્ર આવે તો એથી વધારે મેળવે છે. ઉપરાંત રાજીપો, અને મહેનતાણું તથા દાણાદુણી, વસ્ત્ર વગેરે મળે છે. ખરી રીતે તો મધ્યમ કુટુંબોમાં જ્યાં આર્થિક સ્થિતિ મર્યાદિત છે તેવી જગ્યાએ થોડા પૈસા, થોડુંક અનાજ અને થોડુંક આ અને તે આપવાથી પ્રત્યક્ષ નાણાંનો ઘસારો જણાતો નથી. પરંતુ એથી કેટલીક વખત દાયણોને ધારેલું પ્રાપ્ત થતું નથી અને તેના દિલમાં એથી અસંતોષ પણ જાગે છે. એ કારણે કેટલીક હલકા વિચારની સુયાણીઓ પ્રસુતાની તબીયત બગાડવાનો પ્રયાસ પણ કરવાનું જાણે છે. એ કરતાં તો વધુ સારૂં એ છે કે તેને ચોક્કસ રકમ અગાઉથી ઠરાવી આપવી કે જેને આજે ફી કહેવામાં આવે છે. જો આવી પ્રથા ગામડાંઓમાં પણ દાખલ થાય તો તે સારૂં છે. એથી બે લાભ થશે : એક તો દાયણને અસંતોષ નહિ થાય અને ઘરધણીને પણ અનુકૂળ રહેશે. ઘરધણી તરફથી પણ પ્રચુર દ્રવ્યો આપવામાં ધારવા કરતાં વધુ રકમ જાય છે, છતાં તે દાયણોને ઓછું ઓછું લાગે છે, તેને બદલે એક સાથે રોકડ રકમ તેને ચાલૂ જમાનાને અનુસરીને મળે તો પૂરો સંતોષ થશે.

બીજી એક બાબત નહિ ઇચ્છવા જેવી છે. આપણે જોઇએ છીએ કે મોટે ભાગે દાયણો પાસે સુવાવડીનાં મેલાં કપડાં ધોવરાવવાનો અને તેનાં રક્તથી ખરડાયેલા ચણીઆઓને સફાઇ કરી આપવાનો રીવાજ ઘણી જગ્યાએ પ્રચલિત છે. પ્રસુતિની આવી ઉપયોગી માવજતમાં કામે લાગતી બાઇ પાસે આવું હલકું કામ કરાવવું તે બિલકુલ વાજબી નથી.

એથી એક બીજું પણ નુકસાન છે. સુયાણી દશ દિવસ સુધી પ્રસુતાની દેખભાળ લેવા આવે છે, તે એને અડકે છે અને સમય પ્રમાણે ગુપ્ત ભાગમાં આવશ્યક દવાઓ પણ મૂકે છે. એટલે સુવાવડીના દેહ સાથે તેને દશ દિવસ સુધી ઘણો જ નજીકનો સંપર્ક રહે છે.

હવે તે પ્રસુતાનાં મેલાં લુગડાં ધોવાના કામને વેઠ તો માનતી જ હોય છે. વળી ગામડીયણ સુયાણીઓ ધોવા વીંછળવામાં સ્વચ્છતાની દષ્ટિએ ઓછું સમજતી હોવાથી તેના હાથ પ્રસુતીના બલગમ રક્ત આદિથી ખરડાયેલા હોય છે. અર્થાત રક્તનાં મૃત પરમાણુઓ કે જે બહાર નીકળ્યા પછી બીજા જીવાણુઓથી મિશ્ર થઇ ફરી સુયાણીની સાથે પ્રસુતાના ગૃહ અને દેહમાં આવી મળે છે. માટે કોઇ પણ રીતે દાયણ પાસે પ્રસુતાની ગંદકી સાફ કરાવવી તે વાજબી નથી. એથી તો બહેતર છે કે આવાં કપડાં ધોવા કે સાફ કરવા માટે અન્ય સેવિકાને પસંદ કરવામાં આવે કે જે પ્રસુતાના દેહ સાથે સંસર્ગમાં ન આવતી હોય. આ મારી તાત્ત્વિક સૂચના છે અને તેનો અમલ કરવાથી પ્રત્યક્ષ નહિ તો અપ્રત્યક્ષ લાભ જરૂર થાય છે. એટલા માટે જ ધ્યાન દોરીએ છીએ.

*　　*　　*

# પ્રકરણ ૮ મું

## સ્વચ્છ અને અસ્વચ્છ દાયણ

ગયા પ્રકરણમાં દાયણના સ્વભાવ તથા જ્ઞાન સંબંધે આપણે કેટલીક સૂચનાઓ કરી ગયા છીએ. છતાં હજી તેની ફરજના સંબંધમાં લખવાનું રહે છે.

બહુ નાની ઉમ્મરની દાયણ અથવા અતિ વૃદ્ધ થઇ ગયેલી દાયણ એ બન્ને નકામી છે. નાની ઉમ્મરની દાયણ કદાચ ભણેલી હોય તોપણ તેનો અનુભવ કાચો હોય છે. આ વિષયમાં માત્ર એકલા પુસ્તકીયા અભ્યાસથી કામ ચાલી શકે તેમ નથી. અનુભવી જ્ઞાનની પણ જરૂર છે. જે દાયણના હાથે પચાસ અથવા સો સુવાવડો થઇ ગયેલી હોય છે, જેણે અનેક પ્રસંગોમાં આકરી કસોટી વખતે હિંમત રાખી અનેક ઉપાયો અને ઉપચારોથી પ્રસૂતિની રક્ષા કરી લઇ આસાનીથી પ્રસવ કરાવેલો હોય છે, તેવી દાયણ કુશળ ગણાય છે. જેમને વ્યાવહારિક જ્ઞાન મળ્યું નથી હોતું અને જે માત્ર અભ્યાસ કરીને બહાર આવી હોય છે, તેવી દાયણો ખરી મુશ્કેલી વખતે ગભરાઇ જાય છે અને ખરી તકે પોતાના હાથ ખંખેરીને ઉભી રહે છે; જ્યારે અનુભવી હોવા છતાં ઘણી વૃદ્ધ થઇ ગયેલી હોય છે તો પણ તેનામાં બુદ્ધિ હોવા છતાં તેનું શરીર એની બુદ્ધિનો હુકમ ઉઠાવી શકે તેવું રહ્યું નથી હોતું અને તેની હસ્તક્રિયામાં હાથ ધ્રુજવા લાગે છે. એથી એ સફળ કાર્ય કરી શકતી નથી. એટલે જ અનુભવી, આધેડ અને ઠરેલી દાયણની પસંદગી વધુ સારી છે. બિનઅનુભવી નાની ઉમરની દાયણોએ આવી કુશળ દાયણોની સાથે રહીને તેની આજ્ઞા પ્રમાણે સુવાવડના પ્રસંગમાં વર્તન ચલાવી પોતાના અનુભવ તથા હાથને મક્કમ બનાવી લઇને આગળ આવવું જોઇએ.

બીજું, દાયણનું શરીર અને હાથ બન્ને નીરોગી તથા સ્વચ્છ રાખવાં એ ઘણું જ જરૂરનું છે. દાયણ પોતે જ જો રોગી હોય અથવા તેના હાથ ઉપર કોઇ કુષ્ટ જેવો રોગ અથવા ખસ, ખુજલી, દાદર, ખરજવું કે ઉપદંશજન્ય ચકામાં થયેલાં હોય અને તેના હાથે સુવાવડીની ક્રિયા કરાવવામાં આવે તો નવાણુ ટકા પ્રસૂતિનાં ગુપ્ત અવયવ ઉપર તેનો ચેપ લાગવાનો સંભવ છે.

લગભગ સાઠ વરસ વીતાવેલી એક દાયણને હું ઘણા વખતથી ઓળખતો હતો. છેલ્લાં બે વરસથી તો એ સ્વર્ગે સંચરી છે. તેની બુદ્ધિ માટે મને માન હતું. પરંતુ તેના હાથનાં તળીયાં ઉપર કોઇ એના અક્ષમ્ય અપરાધે કુષ્ટ જેવા કાળા ડાઘા પડી ગયેલા અને મારા માનવા પ્રમાણે તે ચેપી પણ હતા.

એ બાઇ ભણી તો નહોતી, પણ સેંકડો સુવાવડો એણે કરાવેલી. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેના હાથ બગડેલા છતાં એ સુવાવડો કરાવતી, અને જેને જેને તેણે સુવાવડ કરાવલી તેના ગુપ્તભાગો ઉપર પ્રદર, ખુજલી અને ચાંદાં થઇ આવવાનું હું જાણું છું. અનેક વખતે આ બાઇને મેં સમજાવીને તેને આ ધંધો છોડી દેવાનું અથવા પોતાની દેખરેખ નીચે બીજી સ્વચ્છ બાઇ પાસે કામ લેવા સંબંધમાં કહેલું. પરંતુ એ હઠીલા સ્વભાવની બાઇએ મારૂં કહેવું માન્યું નહોતું. એ સફાઇને માનતી હતી પણ સ્વચ્છતાના સિદ્ધાંતને સમજીને એ કદિ પણ સ્વચ્છતા રાખતી નહોતી, એનું જ એ ફળ હતું.

વધુ નહીં તો ઓછામાં ઓછું આવી દાયણોએ પોતાના હાથને કેમ સ્વચ્છ કરી લેવા તે તો શીખવું જોઇએ. હાથ ઉપર લાગેલો બલગમ નર્યા પાણીથી સાફ કરવાથી કદાચ ધોવાઇ જાય છે પણ એથી

હાથ બરાબર સ્વચ્છ નથી બનતા. એટલે એસીડ ' કાર્બોલિકનો સાબુ, પોટાશ–પરમેંગનેટનું પાણી, ગરમ પાણી, મીઠાનું પાણી, છેવટે કડવો લીંબડો નાંખી ઉકાળી રાખેલા પાણીથી વારંવાર હાથ ધોઇને એ પ્રસૂતિના કામમાં આગળ વધે તો તેના પોતાના હાથની ખાતર અને પ્રસૂતાના ગુપ્તભાગની તંદુરસ્તી માટે તે બહુ જ અગત્યનું અને આવશ્યક છે.

સાથે એ પણ કહી લેવા દો કે દાયણે પોતાના નખ દરરોજ ઉતારી નાંખવા જોઇએ. કારણ કે વારંવાર તેને ગુપ્ત માર્ગમાં અંગુલી અને હાથ મૂકવાનાં હોય છે. નખ વધેલા હોય તો એથી કોમળ માર્ગમાં કદાચ ક્ષત થઇ જવા સંભવ છે અને વળી વધેલા નખની ઓથે રહેલો મેલ પણ ગુપ્ત ભાગમાં લાગવા સંભવ છે.

તે સાથે શોભાની ખાતર પણ આવા કાર્ય વખતે આંગળીઓ ઉપર વીંટી (મુદ્રિકા) પહેરવી એ ડહાપણભર્યું નથી. તેમ જ નથી તો ડહાપણ ભર્યું દાયણે પોતાના ચાલુ વ્યસનનો પ્રસૂતિ વખતે વપરાશ કરવો તે. જૂના જમાનાની દાયણો તપખીર સુંઘવાની ઘણી શોખીન હોય છે. તપખીર એ એની પ્રિય વસ્તુ હોય છે અને ડબીમાં સાથે રાખી પોતે તેનો વારંવાર ઉપયોગ કરે છે. ચાલુ પ્રસૂતિની ક્રિયામાં એ ચપટી ભરી તડાકો મારે છે અને ફરી સાબુથી હાથને સાફ કરવાનું ભૂલી જાય છે. કદાચ પોતાના કપડા ઉપર કે પહેરેલી સાડી ઉપર તે તપખીરવાળી આંગળી લુછી નાંખતી હશે. પણ એથી કાંઇ તપખીર ચાલી જતી નથી અને પ્રસૂતાના ગુપ્તમાર્ગમાં એની અસર નીપજાવે છે.

માટે પ્રસૂતાના ભલાની ખાતર હાથની સફાઇમાં આવું કશું ન બને તેની કાળજી રાખવાની જરૂર છે અને એ વ્યસન ન છૂટી

શકતું હોય તો તપખીર સુંઘાને તુરત જ હાથ સાબુથી ધોઇ કાઢવા એ જ હિતકારી છે.

અને એ જ રીતે પાન ખાનાર કે પાનમાં તમાકુ નાંખી ખાનાર દાયણોએ પણ કાળજી રાખવી જોઇએ. તેમાં કદી પણ ભૂલ થવી જોઇએ નહિ.

દાયણનાં વસ્ત્રો સ્વચ્છ અને તાજાં ધોયેલાં હોય એ વધુ જરૂરી છે, અને વિવિધરંગી વસ્ત્રો કરતાં તો સફેદ અને પૂર્ણ રીતે ધોવાઇ સાફ થયેલાં જ વધુ હિતકર છે. આજની નર્સોના ડ્રેસ તદ્દન સફેદ રાખવામાં આવ્યા છે એ વખાણવા લાયક છે અને તેની પાછળ રંગવિજ્ઞાનનું માનસ પણ ભર્યું જણાય છે.

દાયણના સ્વભાવમાં ચંચળતા, કાર્ય કરવાની સ્ફુર્તિ અને બુદ્ધિમાં તર્કશક્તિ એ ઘણાં જરૂરી છે. કેવળ 'શાસ્ત્ર શું કહેતા હૈ'ની ગોખણપટ્ટી ઉપર મદાર બાંધનાર કરતાં સમયનું માપ કાઢી દરદીની સ્થિતિનો વિચાર કરી, શરીરના બંધારણ પ્રમાણે બુદ્ધિપૂર્વક ઝડપભેર નિશ્ચય કરી, અમલ કરનાર દાયણ ફતેહ મેળવી શકે છે. ડરી જનાર, ભય પામનાર, વસ્તુસ્થિતિને સમજવા છતાં પ્રમાદ સેવનાર અને ખોટી રીતે 'ઇશ્વરઇચ્છા' ઉપર આધાર રાખનાર પોતે અપજશ વહોરે છે અને વળી પ્રસૂતાના પ્રાણ જાય છે.

તેની સાથે પોતાના જ્ઞાન સંબંધે પોતાને ભાન પણ પૂરતું હોવું જોઇએ. પોતે ક્યાંસુધીની ક્રિયામાં ફતેહમંદ બની શકે તેમ છે અને ક્યાંથી આગળ પોતાને વધારે બુદ્ધિમાન ડૉક્ટર યા નર્સની મદદની જરૂર છે તેનો ખ્યાલ દાયણ બરાબર સમજતી હોય અને નિરર્થક પોતાની મહત્તા બતાવવાનો દંભ જો ન સેવે તો જ તેની

કીર્તિ વધે છે અને પ્રસૂતાના પ્રાણુસ્થાપનના મહા પુણ્યની તે ભાગીદાર બને છે.



અસ્વચ્છ દાયણ

મને તો આજસુધીમાં ઘણી દાયણો તરફથી કડવા અનુભવો થયા છે. વર્ષો થયાં કામ કરતી છતાં અશિક્ષિત દાયણો હઠીલા

સ્વભાવની આંપડી છે અને તેના હાથે થતી ઉંધી ક્રિયાને સુધારવા માટે તેને સમજુતી આપવા છતાં તે સુધારો કરતી નથી.

નવી ફુટતી–તૈયાર થતી દાયણો એવું સમજવા છતાં ઘણું જાણવાનો ડોળ કરી, ઉપરની ટાપટીપથી સામાને આંજી નાંખવાનો પ્રયત્ન કરતી જણાય છે, જ્યારે તેના અનુભવમાં મોટું મીંડું જ હોય છે.

બહુ જ થોડા દિવસ પહેલાંની વાત છે. મારી અમદાવાદની દવાશાળામાં એક સ્ત્રી નર્સ (સ્ત્રી–વૈદ્ય) મારી સાથે કામ કરી શકે તેવી રાખવાની મને ઇચ્છા થઇ. કારણ કે સ્ત્રીઓના કેસો ઘણા અને તેથી તેનાં ગુપ્ત અવયવોની તપાસ માટે એક કુશળ બાઇ હોય તો સારૂં એમ માની મેં મારા એક સ્નેહીને વાત કરેલી. તે ભાઇ એક બાઇને મારી પાસે લાવ્યા અને તેનાં અભ્યાસ, જ્ઞાન તથા કુશળતાનાં તેમણે વખાણ કર્યાં.

મને લાગ્યું કે મારે પણ જરા દાણો દબાવી જોવો જોઇએ કે જ્ઞાનની પરિસીમા આ બાઇ કેટલી વટાવી ગયાં છે. મેં પ્રથમ થોડુંક પૂછી લેવા માટે સ્ત્રીઅવયવ સંબંધી ચર્ચા શરૂ કરીને તેમને પૂછવાનું શરૂ કર્યું :

'બહેન ! જરા સમજાવો. સ્ત્રીઓના ગુપ્તમાર્ગમાં બૃહદ ઓષ્ટ નીચે લઘુ ઓષ્ટ પછી કયાં કયાં અવયવો આવે અને તેનાં મુખ્ય કાર્ય શાં હોય છે ?'

થોડાક વખત પહેલાં ચપળતાથી લાંબીચોડી વાતો કરનારાં આ બાઇની જીભ સીવાઇ ગઇ અને મારે એમને માનપૂર્વક રજા આપવી

પડી. તેમણે પોતાની અપૂર્ણતા કબૂલી લીધી. તેમને મારા લખેલા 'પુત્રદા અને પારણું'ના ઉત્તરાર્ધને અભ્યાસપૂર્વક વાંચવા-વિચારવાની ભલામણ કરીને છૂટાં કીધાં. મને ઘણી દિલગીરી ઉપજી. શું સમાજમાં શાણી ગણાતી સ્ત્રીવૈદ્યાઓ આટલી અજ્ઞાન હશે? ત્યારે શું થાય? શું એમને સાથમાં લઇ તૈયાર ન કરી શકાય?

સ્ત્રીઓની સારવાર, ઉપચાર અને પ્રસૂતાઓ માટે સ્ત્રીવૈદ્યોની ખાસ જરૂર છે. જ્યારે મારા દેશમાંહેની બહેનો બહાર આવી, વિદ્વાનોની સાથે રહી કાર્ય કરતી થાય તે વખતે ચિકિત્સાપ્રણાલિમાં કેટલી ઉન્નતિ સંભવે? પરંતુ એ દિન ક્યાં?

મારો કહેવાનો હેતુ આ સત્ય હકીકત ઉપરથી એ છે કે જેમ એલોપથીના ડોક્ટરો નર્સોને સાથ આપી, તૈયાર કરી, કુશળ બનાવે છે તેમ વૈદ્યોએ પણ દાયણોને હાથમાં લઇ તૈયાર કરી આપી હોય તો ઘણી અપૂર્ણતા ટળી જાય અને આવી સેંકડો દાયણો તૈયાર થાય તો ચોક્કસ દેશી સુવાવડની પ્રણાલિ દેશનું ધ્યાન ખેંચતી બને.

તેની સાથે સ્ત્રીઓને સ્વાવલંબી બનવા માટેના અનેક ઉપાયોમાં આ ચિકિત્સાપ્રણાલિ તેમને સ્વતંત્ર અને સ્વાવલંબી બનાવી શકે છે, અને એથી જ આજે અભ્યાસમાં ઉમંગ ધરાવતી તથા અનેક કારીગરી, હુનર, ઉદ્યોગ અને વિદ્યા તરફ ધસી જતી બહેનોનું દાયણ બનવા માટે અથવા સ્ત્રીવૈદ્ય બનવા માટે હું ધ્યાન ખેંચું છું, અને પ્રસૂતિશાસ્ત્રમાં અનુભવી તથા ક્રિયાકુશળ વૈદ્યરાજોને આવી દાયણો તૈયાર કરવા ભલામણ કરૂં છું.

જો આપણે ત્યાં ઘરગથ્થુ ભણેલી દાયણો તૈયાર થાય અને દેશી રીત તથા દેશી ઔષધોના વપરાશ સાથે થોડો 'મીડવાઇફરી'નો સુમેળ સાધી શિક્ષણ આપવામાં આવે તો તેઓ ઘણું સુંદર કામ

કરી શકે અને એ રીતે તૈયાર કરવામાં ઘણા લાંબા કોર્સની પણ જરૂર ન પડે.

માત્ર સ્ત્રીઅવયવનું પૂરૂં જ્ઞાન, સ્ત્રીઅવયવનાં કાર્યો અને સમયાનુસાર તેમાં થતી વિવિધ ક્રિયાઓને પ્રત્યક્ષ રૂપે અને ચિત્રો ઉપરથી ધીરે ધીરે પણ સમજાવટભરી રીતે અભ્યાસ કરાવવામાં આવે, કેટલીક વાર સુવાવડ વખતે એવી વિદ્યાર્થિનીઓને સાથે રાખી સમજુતીપૂર્વક હસ્તક્રિયા શીખવાય તો કુશળ દાયણો ઝડપભેર તૈયાર થાય. સમાજને તે આશીર્વાદ સમાન નીવડે અને એ રીતે આયુર્વેદની કીર્તિ વધવા પામે.

આ તો મારા વિચારો હું દાયણો માટે રજુ કરી રહ્યા છું. ચિકિત્સક સમાજને તે કેટલા રૂચીકર નીવડશે એ તો જોવાનું રહે છે. પરંતુ આજે ચિકિત્સકોને પ્રસુતિશાસ્ત્ર જેવા ગહન વિષયથી દૂર રહેવું પરવડે તેમ નથી રહ્યું અને તેની સાથે એ વિષયમાં સ્ત્રીઓના સાથની પણ જરૂર છે. એટલે જ જ્યાંસુધી આપણે આપણી રીતે સ્ત્રીવૈદ્યાઓ તૈયાર નહિ કરી શકીએ, ત્યાંસુધી આપણું સ્થાન આપણે પ્રાપ્ત કરી શકવાનાં નથી. તેમ જ એલોપથીની રીતે અને પદ્ધતિએ તૈયાર થયેલી અત્યારે વિદ્યમાન મળી આવતી નર્સ તમને સાથ આપવાની નથી. કારણ કે તેમના દિમાગમાં એક અજબ દંભની હવા ભરાએલી હોય છે. એટલે એની પાસેથી મેળવવાનું ઘણું ઓછું છે અને એમનો સાથ લેવાનું પ્રતિકૂળ છે.

દાયણની ફરજ સાથે ચિકિત્સકો–દેશી વૈદ્યોનું ધ્યાન દોરી આ વિષય પૂરો થાય છે. હવે આપણે પ્રસૂતિની પૂર્વ તૈયારીમાં જોઈતાં સાધનો અને સાહિત્ય તરફ વધીશું.

*　　　*　　　*

# પ્રકરણ ૯ મું

## સુવાવડનાં સાધન-સામગ્રી

આપણી દેશી સુવાવડો ઘરઆંગણે કરવામાં આવતી હોય છે, તેમાં કેટલીક બાબતોનો સંકોચ હદ ઉપરાંત રાખવામાં આવતો હોય એમ નથી લાગતું ?

અને આવા ખોટા અર્થહીન સંકોચના પરિણામે સુવાવડીની તબીયત બગડી પડે છે તેનો ખ્યાલ ઘરનાં માણસોને હોય છે ખરો ? આપણે શરૂઆતથી જોઈએ તો સુવાવડીને માટે વાપરવામાં આવતો ખાટલો ઘણું કરીને ઘરમાં નિરૂપયોગી થઇ પડયો હોય અથવા જે ખાટલાને ભરવામાં આવેલું વાણ જૂનું થઈ, સડી-તુટી જઇને સીંદરીના કકડા લટકતા હોય, તેવો જ જુદો કાઢવામાં આવેલો ઝોળીયા વાણ જેવો હોય છે. અને તેથી આસાનીથી શરીર લંબાવી સુવાને બદલે ટુંટીયા વાળી પડી રહેવાય તે સ્થિતિમાં સુવાનું સુવાવડીના ભાગ્યમાં લખાયેલું હોય છે. હવે આ વખતે જો તેને નવો ભરેલો ખાટલો આપવામાં આવે તો કદાચ વધારાનું ખર્ચ માત્ર આઠ દશ આનાનું છે. પણ એથી નવા ભરેલા પાંગત તાણીને તંગ બનાવેલા ખાટલામાં, સુવા-વડી કે જેનું શરીર આળું અને દુઃખતું બની ગયું હોય છે તે નિરાંતે સુઇ શકે છે. આભડછેટને લઇને સુવાવડીના ખાટલાનું વાણ કાઢી ફેંકી દેવાનો આપણામાં ચાલ છે. એ શા માટે ? એને બદલે વાણને ઉખેળી નાંખી ગરમ પાણીથી ધોઇને ફરીથી એ જ ખાટલા ઉપર ભરાવી શકાય. એથી કોઇ નુકસાન નથી, અને કદાચ ફેંકી દેવાય તો પણ એથી કયું મોટું ખર્ચ આવી જાય તેમ છે ? સીંદરી લટકતી હોય, ખાટલો તુટું તુટું કે ભાંગું ભાંગું થઇ રહેલો હોય-તેવા ખાટલે સુવાવડીને નાંખવી, તે સુવાવડી પ્રત્યેની બેદરકારી

અથવા તો તેની આપણને કોઇ કીંમત જ નથી એમ માની શકાય. આવો સંકોચ સમજુ અને વિચારવંત કુટુંબે નહીં કરવો જોઇએ. તુટેલા ખાટલાના પરિણામે સુવાવડીને અપાતા શેક વખતે કોઇ વાર લટકતી સીંદરી સળગી જઇને આગ લાગવાનો બનાવ બને છે. માટે ખાસ કરીને ખાટલો મજબુત, મોટો, બચ્ચાને પડખે સુવડાવી શકાય તેટલો પહોળો હોવો જરૂરી છે. આવી નજીવી લાગતી બાબતમાં પણ ખાસ કરીને પ્રથમથી જ સાવચેતી રાખવી જોઇએ.

બીજું તેને માટે બિછાવવામાં આવતું ગોદડું અથવા ગાદલું પણ ધ્યાન ખેંચે તેવું હોય છે! ખાટલાની માફક તે પણ જૂના ડૂચા અને સડેલા ગાભાથી તૈયાર કરેલું ધડકલું પાથરવામાં આવે છે. સુવાવડીને સુતી વખતે બરડામાં, પીડમાં, તેના ડૂચા ઘણો ત્રાસ આપે છે. એ કરતાં તો રૂ ભરીને શણનાં લગભગ દશ-પંદર શેર રૂનાં ગોદડાં બનાવી રાખ્યાં હોય, અને તેની ઉપર ઓછાડ રાખવામાં આવે તો સુવાવડી આસાનીથી પંદર વીશ દિવસ તેની ઉપર પસાર કરી શકે. અને જ્યારે વૃદ્ધિસુતક કાઢવામાં આવે ત્યારે તેમાંથી રૂ કાઢી નાંખી, શણ જુદું પાડી, એ રૂને તુનીને સાફ કરી શકાય અને તેને પુનઃ કામમાં પણ લઇ શકાય. સુવાવડીએ ઉપયોગમાં લીધેલી વસ્તુઓ કાંઇ અગ્રાહ્ય નથી બની જતી. માત્ર તે સફાઇ અને સ્વચ્છતા માગી લે છે. ગાદલા—ગોદડા સાથે એકાદ બે ઓશીકાં પણ એ જ રીતે નવાં બનાવી આપવાં જોઇએ. ઓઢવા માટે ગરમ કામળા અને સુતરાઉ પછેડીની સગવડ પણ હોવી જોઇએ. તેની સાથે ઠંડી ઋતુ હોય તો ઓઢવા માટે રૂપલ ગોદડું પણ હોય તો જ તેની તંદુરસ્તી જાળવી શકાય.

વધુ નહિ તો આજારી બનેલી સુવાવડીને લેશ પણ ત્રાસ ન પડે તે ખાતર પણ થોડાક વધુ ખરચની પરવા રાખ્યા સિવાય આવી સાધારણ સામગ્રીની સગવડ જરૂર હોવી જોઇએ. એ ઉપરાંત બીજાં

પણ સાધનસાહિત્ય અગાઉથી તૈયાર કરી રાખવાં જોઇએ કે જેથી ખરે વખતે તેને મેળવવા માટે દોડાદોડી યા શોધાશોધ કરવી ન પડે.

**ચાકુ**—બાળકના પ્રસવ પછી નાળ કાપવા માટે સારા ધારવાળા ચાકુ અથવા તેજદાર કાતરની જરૂર પડે છે. આપણી સ્ત્રીઓ ઘરમાં શાકભાજી સમારવા માટે વપરાતાં છરી–ચાકાંનો આ વખતે ઉપયોગ કરે છે. 'નકટીનું નાક કાપે' તેવી બુઠ્ઠી છરીથી અનેક ઘસરકા મારવા છતાં અને પુરી મહેનત કરવા છતાં નાળ વધેરાતી નથી. શાક સમારી સમારીને ધાર વિનાની કરી નાંખેલી છરી અથવા તો કાટ ખાઇને નિરૂપયોગી થઇ ગયેલી કાતર વાપરવી એ તો દુનિયાની પહેલી હવા લેનાર અત્યંત કુમળા બાળકને પૂરો ત્રાસ આપવા બરાબર છે. એટલે જો નવું ચપ્પુ ન ખરીદવું હોય, તો પણ ઘરમાંના ચપ્પા કે છરીને ફરી ઉતરાવી, ધારદાર બનાવી, તેને ગરમ પાણીમાં ઉકાળીને અલાયદું એ જ કામ માટે વાપરવાને રાખી મૂકવું તે હિતકર છે. ઘરના બીજા કામકાજ માટે વપરાયેલ છરી, ચાકુ કે કાતર આ કાર્ય માટે નહિ વાપરવાની જોરદાર ભલામણ કરવામાં આવે છે.

**કપડાના કકડા**—ઉપરાંત થોડાક સફેદ કપડાના કકડા નાની મોટી સાઇઝના સાબુ અને ગરમ પાણીથી ધોઇ સ્વચ્છ બનાવી રાખી મૂકવા. તે નવા હોય એવી ખાસ જરૂર નથી. ધોતીયાં કે ટુવાલમાંથી ઉતરેલા હોય તે પણ ચાલે. પરંતુ તેને ધોઇને ડાઘા-ડુઘી વિનાના બનાવવા; અને ધોયા પછી વપરાશ કર્યા વગરના કામમાં લેવા. તે કકડા બાળકને ઓઢાડવામાં, નીચે નાંખવામાં અને સુવાવડીને પેટે પાટો બાંવવા કે શરીર લૂછવાના કામમાં લઇ શકાય.

**દોરો**—સારી જાતના મજબૂત દોરાની આ વખતે જરૂર પડે છે. એનાથી નાળને બાંધવાની હોય છે. એટલે અગાઉથી જોઇએ તેવો સારો, સફેદ, સ્વચ્છ અને મજબૂત દોરો તૈયાર કરી રાખવો, જે સમયસર હાથ લાગે.

**સાબુ**—જેમાં ક્ષારની મિલાવટ ન હોય તેવો એકાદ સાબુનો પાસો સુવાવડીના રૂમમાં રાખી મૂકવો. મને તો સામાન્ય રીતે 'સનલાઇટ' સાબુ ઠીક લાગે છે. એ બધા જ કામમાં લાગે છે—હાથ ધોવામાં, કપડાં ધોવામાં અને સફાઇ કરવામાં. જો કે એવો બીજો સારો સાબુ હોય તો પણ ચાલે. માત્ર તે કાસ્ટિક સોડાથી બનેલો ન હોવો જોઇએ.

**તેલ**—એરંડીયું તેલ દેશી હોય તો પણ ચાલે. તેને ગરમ કરી કપડે ગાળી લઇ તેની શીશી ભરી રાખવી. એ જ રીતે આ વખતે તલનું ચોખ્ખું તેલ પણ હાજર રાખવું.

**દીવો-બત્તી**--ક્યારેક પ્રસવ રાત્રે થાય ત્યારે પ્રકાશવાળી બત્તીની જરૂર હોય છે. કોડીયાના દીવા બરાબર પ્રકાશ ફેંકી શકતા નથી. એટલે જેને આપણે લાલટેન કહીએ છીએ તે હરીકેન ફાનસ એવી રીતે રાખવું કે તેનો પ્રકાશ સુવાવડીની આંખો ઉપર સીધો ન પડે. જેમ ઘણા મંદ પ્રકાશની જરૂર નથી, તેમજ ઘણો તીવ્ર પ્રકાશ (વધુ કેન્ડલપાવરવાળી વીજળીની બત્તીનો) પણ ન હોવો જોઇએ. જેમને વીજળીની બત્તીની સગવડ હોય તેમણે પ્રસવ થતા પહેલાં લાલ બત્તી અને પ્રસવ થઇ ગયા પછી લીલી બત્તીની સગવડ કરવી, એટલે કે એ પ્રકારના રંગના કાચના ગ્લોબ અગાઉથી જ તૈયાર કરીને ગોઠવી રાખવા.

છતાં સુવાવડીની પાછળના ભાગમાં આ બત્તીઓ હોય તો જ ઘણું સારૂં. તેની નજર સામે-તેની સન્મુખ કદી પણ દીવાનો પ્રકાશ ન હોવો જોઇએ.

**ગરમ અને ઠંડું પાણી**—વારંવાર હાથ ધોવામાં અને બચ્ચાને નવડાવવામાં પાણીના ઉપયોગની જરૂર છે. એ પાણીની સગવડ ચાલૂ રસોડામાં રાખવા કરતાં સુવાવડીના ખંડની બહાર સગડી ચેતાવી તેની ઉપર ઉનામણું મૂકી રાખવું જોઇએ, અને તેની બાજુમાં ઠંડા

પાણીનો હાંડો ભરી રાખવો. બીજાં પણ બાલદી, તપેલાં, કળશ્યા જેવાં સાધનો સાથે રાખવાની આવશ્યકતા છે.

**હાંડલી અને કોડીયું**—નાળ વધેર્યા પછી અને ઓર બહાર પડયા પછી તેને કપડામાં ઢાંકી મૂકવી એ તદ્દન અયોગ્ય છે. માટે પ્રથમથી જ હાંડલી અને કોડીયું તૈયાર રાખવાં અને સાથે થોડીક રાખોડી પણ રાખી મૂકવી કે જે સમયસર ઉપયોગમાં આવી શકે.

આ ઉપરાંત બની શકે તો થોડીક ગંધીયાણાની ચીજો અને ઘરગથ્થુ દવાઓ પણ રાખી મૂકવી જોઇએ :

બ્રાન્ડી અથવા જૂનો દ્રાક્ષાસવ, ફુલાવેલા ટંકણખારનો પાઉડર, તજનું ચૂર્ણ, લોબાન, હળદર, શ્રીફળ, શેકની કોથળી, ટરપેન્ટાઇન, અને વળી ધાર્મિક જૂની રૂઢી પ્રમાણેનાં કોઇ સાધનોની જરૂર જણાય તો અને તેની પાછળ કાંઇક તત્ત્વ હોય તો તે પણ એકઠાં કરીને રાખી મૂકવાં, જે સમયસર ઉપયોગમાં આવે. જેઓ ધાર્મિક બાધને લઇને બ્રાંડીથી વિરૂદ્ધ હોય તેમને ત્યાં હિરણ્યગર્ભની માત્રાવાળી સોગઠી જરૂર હોવી જોઇએ. કેટલીક વખતે સુવાવડ પછી પ્રસૂતા ક્ષીણ થઇ જાય છે તે વેળાયે તેની ગરમાઇ ટકાવી રાખવાની જરૂર પડે છે, ત્યારે બ્રાન્ડી ઘણું જ સરસ કામ આપે છે. જૂના વખતમાં 'સુરા' નામે દવા વપરાતી એ જ આ બ્રાન્ડી છે, અને તેના જેવું જ હિરણ્યગર્ભ પણ કામ કરે છે. બ્રાન્ડીથી ઉતરતું કામ જૂનો દ્રાક્ષાસવ પણ આપે છે.

જેમના ઘરમાં કોઇ વૃદ્ધા કે આધેડ ઉમરની ઠરેલ અને અનુભવી બાઇ ન હોય તેમણે પોતાનાં સગાંવહાલાંમાંથી આઠ દશ દિવસ અગાઉ એવી અનુભવી બાઇને પોતાને ઘેર તેડાવી રાખવી એ વધુ ડહાપણભર્યું છે. કારણ કે પ્રસૂતિનો સમય સ્ત્રીઓ માટે ઘણો જવાબદારીવાળો છે. જે બાઇએ અનેક સુવાવડો જોઇ છે તે અનુભવથી ઘડાઇ ગઇ હોય છે. એટલે તે જરૂર જણાય ત્યારે દાયણને ઘણી

મદદ કરી શકે છે. પ્રસવ વખતે ' કડલો ' આપવાનું અને દાયણની આજ્ઞા ઝીલવાનું કામ પણ આવી અનુભવી બાઇઓ જેટલું સરલતાથી અને સહેલાઇથી કરી શકે છે તેટલું બિનઅનુભવી નાની ઉમરની બાઇ કરી શકતી નથી. માટે અગાઉથી આ સગવડ કરી રાખવાની ઘણી અગત્ય છે. જો પોતાને ત્યાં કાયમને માટે રહેવા આવનાર અનુભવી બાઇની સગવડ ન હોય તો સુવાવડના સમયે પડોશમાંથી કે નજીકમાંથી સગાંસંબંધીની અનુભવી બાઇને અગાઉથી જ હાજર રાખવી જોઇએ.

વિદેશીઓ અને પાશ્ચાત્ય પદ્ધતિ સ્વચ્છતાને ઘણું મહત્ત્વ આપે છે અને સ્વચ્છતાના નિયમો પાળવા માટે ઘણી જોરદાર ભલામણ કરે છે. આપણી દેશી સુવાવડોમાં એ બાબતમાં મોટી ખામી જોવામાં આવે છે અને તેને લઇને જ ઘણી વાર સુવાવડીને કષ્ટાવું પડે છે અને તેથી ઘણી વાર પ્રસૂતિજ્વર જેવા વ્યાધિઓ થઇ આવે છે.

અંગ્રેજી થીયેરી તો માને છે કે સુવાવડ વખતની અસ્વચ્છતાના કારણે દાખલ થયેલા જંતુથી જ સુવાવડીને તાત્કાલિક તાવ ચઢે છે, અને તે તાવનું નામ તેમણે ' સેપ્ટીસીમીયા ' પાડયું છે.

સુવાવડ આવવાની હોય ત્યારે બર્લીનની સુવાવડની હોસ્પીટલના દરેક ખાટલા ઉપર બોર્ડ લગાવવામાં આવે છે અને તેમાં મોટા અક્ષરે લખ્યું હોય છે : ' ચોખાઇ પાળો. '

અને પછી આ મુજબની ભલામણ કરી હોય છે: જેને જેને સુવાવડીનું ગર્ભાશય તપાસવાની જરૂર હોય તે બધાએ ' કાર્બોલીક ઓઇલ ' (ચોખું તલનું તેલ તો. ૨ાા, અને કાર્બોલીક એસીડ ટીપાં ૨૦)માં હાથ બોળ્યા બાદ કાર્ય શરૂ કરવું. એટલે સહુથી પહેલાં ગરમ પાણીમાં હાથ ધોયા બાદ કાર્બોલીક ઓઇલથી હાથ તર કરી પછી જ સુવાવડીના ગુપ્ત અવયવને અડકવું.

કોઇ પણ હથિયાર વાપરવાની જરૂર પડે તો પણ તે હથિયારને ગરમ કરેલા પાણીમાં ઉકાળી તેની ઉપર કાર્બોલીક ઓઇલ લગાડીને તેનો ઉપયોગ કરવો.

સુવાવડીના હરેક કામમાં આવતાં સાધનોને જંતુઘ્ન ધૂણી વચ્ચેથી પસાર કરવાં. (ખાટલો, ગોદડું, વાસણ, સુવાનો ઓરડો વગેરે) એ માટે આવી હોસ્પીટલમાં એવો પ્રબંધ છે કે એક ઓરડામાં આ બધી ચીજો ભેગી કરી તે ઓરડામાં બારી બારણાં બંધ કરી, એક ઘનફુટ જગ્યામાં ૧૫ ગ્રેઇનના માપે ગંધક બાળે છે. તેની સાથે સુવાના ઓરડાને પણ ગંધકની ધૂણીથી જંતુરહીત બનાવ્યા પછી ઉપયોગમાં લે છે.

તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં આ રીવાજ અથવા હોસ્પીટલમાં રખાતી સ્વચ્છતાની આજ્ઞા ખોટી નથી. આપણે એમનું પુરતું અનુકરણ ન કરી શકીએ તો પણ સુવાવડીના ઓરડાને લીંપાવી, ગારમાટી કરી, ચુનાનો હાથ મારી દઇ, બધાં સાધન સામગ્રી—ખાટલા, ગોદડાં વગેરે આવી ગયા પછી થોડાક ગંધકની ધુમાડી કરી દઇએ તો ઘણી જીવાત અને જંતુઓ તથા મચ્છર અને ચાંચડનો વિનાશ કરી શકીએ. જો સુવાવડીના ખંડમાં ગંધક બાળવાની ઇચ્છા ન હોય તો કડવા લીંબડાનાં પાંદડાં અને ગુગળ બન્નેના મિશ્રણની ધૂણી કરી દેવી એ તો ખાસ કરીને જરૂરી છે, અને વળી લીંબડો તથા ગુગળ પણ ગંધકના જેટલું જ જંતુનાશક કામ કરી શકે છે અને બીજી જીવાતને દૂર ભગાડી મૂકે છે,

ઉપર બતાવેલું કારબોલીક ઓઇલ, પોટાશ પરમેંગનેટનું લોશન (એક રતલ પાણીમાં એક ગ્રેન પોટાશ પરમેંગનેટ નાંખવું.), બોરીક એસીડનું લોશન (એક રતલ પાણીમાં ૨૦ ગ્રેન બોરીક એસીડ નાંખવું.)—આવાં લોશનો તૈયાર રાખી જ્યારે જ્યારે હાથ ધોવાની જરૂર જણાય ત્યારે ત્યારે દાયણ આ લોશનનો હાથ ધોવામાં ઉપયોગ કરે તો એને પોતાને માટે અને સુવાવડીને પણ જંતુરહીત રાખવા માટે તે હિતકર છે.

લોશનની આ વિદેશી દવાઓ મેળવવાની જેમને અનુકૂળતા ન હોય તેમણે એક હાંડામાં બે મૂઠી કડવા લીંબડાનાં પાતરાં નાંખી, તેના ઉકાળેલા પાણીનો જંતુનાશક પાણી તરીકે ઉપયોગ કરવો સારો છે. ગંધકમાં જે જંતુઘ્ન ગુણો રહેલા છે, તે જ ગુણો લીંબડામાં પણ ભારોભાર રહેલા છે.

પૂર્વતૈયારી તરીકે જેને સુવાવડ આવવાની છે તે બાઈને પણ કેટલીક આવશ્યક સૂચનાઓ આપવાની રહે છે. પહેલી અને વહેલી તકે પ્રસવ થનાર બાઈનો મળાશય ( સફરો ) તદ્દન મળરહીત હોય એ ઘણું જરૂરી છે. આ બાબત દેખીતી રીતે ઘણી નજીવી લાગે છે, પરંતુ પ્રસવકાળમાં સફરો મળથી ભરેલો જો હોય છે તો પ્રસુતાના પ્રસવને તે ઘણી જ આડખીલીરૂપ થઈ પડે છે. શરીરના બંધારણ સંબંધમાં જેમને થોડું પણ જ્ઞાન છે તે સમજી શકતા હશે કે યોનીમાર્ગ આખો અને મળાશયની નળી તે વચ્ચે માત્ર એક પડદો જ છે. મળાશયમાં મળ ભરાયેલો હોય છે તો યોનીમાર્ગ સંકડાયેલો રહે છે, એટલે સુવાવડને થોડા સમય( એકાદ બે દિવસ)ની રાહ હોય એ આગમચ સગર્ભાને દીવેલ (એરંડીયા)નો જુલાબ આપી દઈ મળ સાફ કરી નાંખવો ઘટે. અને જો કદાચ 'એનીમા' આપવાની જરૂર જણાય તો સાદા પાણીની એનીમા આપીને પણ આવો માર્ગ મળરહીત બનાવી લેવો.

સગર્ભાની કોઈ પણ અવસ્થામાં દીવેલનો જુલાબ આપવામાં લેશ પણ ડરવાની જરૂર નથી. માત્ર થોડા સુંઠના ઉકાળા સાથે તોલો બે તોલા દીવેલ આપી દેવાથી તેને સ્હેજે દસ્ત થઈ જાય છે. અને સુંઠના સંસર્ગથી દીવેલ વાયુ કરતું નથી.

* * *

# પ્રકરણ ૧૦ મું

## પ્રસવ પહેલાનું સપ્તાહ

સાધારણ રીતે તો સગર્ભા સ્ત્રી પોતે અથવા ઘરમાં રહેતાં વડીલો સગર્ભાને પુરા દિવસ બેસી ગયા પછી પ્રસવકાળ નજીક આવતો જાય છે તે સમજી ગયાં હોય છે, અને એ હિસાબે તેઓ પૂર્વતૈયારીઓ કરી રાખે છે, દાયણને સમયસર હાજરી આપવાનું ચેતવી રાખે છે અને સગર્ભા બાઈને માટે બહારગામ જવાનું કે મુસાફરી કરવાનું મુલતવી રાખીને ઘરમાં જ રાખે છે.

લગભગ એક સપ્તાહ આગમચ પ્રસવની નજીકતા બતાવનારા શરીર ઉપર કેટલાક ફેરફારો પણ થાય છે. ગર્ભ વધવાના પરિણામે શરીર ઉપરનો ભાર અને શ્વાસોચ્છવાસની ક્રિયા જે રહેજ વધી રહેલાં હોય છે તે હળવાં બને છે, ઉપરથી પેટ પોચું પડેલું જણાય છે અને સગર્ભા આસાનીથી શ્વાસોચ્છવાસ લઇ શકતી હોય એમ જણાય છે. તેને પણ પોતાનું શરીર હલકું-હળવું જણાય છે, તેની સાથે સાધારણ સ્ફૂર્તિ અને હાલવાચાલવાની ગતિ પણ સુખરૂપ થઇ શકે છે. બસ્તીમાં ગર્ભ નીચે આવતો જતો હોય તેમ જણાય છે. અને ગર્ભનું નીચે દબાણ થતું હોવાને પરિણામે કેટલીક સગર્ભાને વારંવાર પેશાબની હાજત થાય છે અને કેટલીક સ્ત્રીઓને કદાચ દસ્તની હાજત પણ વારંવાર થાય છે. અગાઉ દસ્ત સાફ થવાની પૂરતી કાળજી રાખી નથી હોતી એવી સ્ત્રીઓને મરડો થવા જેવી હાલત પણ થઇ જાય છે.

આ પ્રમાણે મળાવરોધ અથવા કબજીયાત જે સગર્ભા વધુ વખતથી નિભાવતી જતી હોય છે તેને પ્રસવ વખતે ઘણું કષ્ટાવું પડે

છે અને એ થયેલો મળનો અવરોધ પ્રસવકાળે બાળકને બહાર આવવામાં મોટી અડચણ પેદા કરે છે. એટલે અવલથી જ સગર્ભાનો દસ્ત સાફ થવા માટે કાળજી રાખવાનું વારંવાર અમે સૂચન કર્યું છે. છતાં મળાવરોધ રહ્યો હોય તો એક સપ્તાહ આગમચથી તેને દીવેલ અને સૂંઠના ઉકાળા સાથે સપ્તાહ દરમ્યાન બે ત્રણ વખત આપીને પણ એનો સફરો તદ્દન મળરહીત કરી દેવો. એ બાબતને ખાસ ફરજ સમજવી જોઇએ.

જો દીવેલ આપવા છતાં પણ મળ નીકળી ન જાય તો 'એનીમા' આપીને પણ એ માર્ગ સાફ કરવો ઘટે. તેની સાથે પ્રસવના છેવટના સપ્તાહમાં સગર્ભાને સખત, વિદાહી અને અત્યંત ગરીષ્ટ પદાર્થો નહિ આપતાં સાત્ત્વિક, પ્રવાહી, પૌષ્ટિક, અને સ્નિગ્ધ પદાર્થો આપવા તે વધુ સલાહકારક છે.

ખોરાકમાં બેદરકારી રાખનાર સગર્ભાને કબજીયાત જરૂર થાય છે અને એ કબજીયાત પ્રસવ સુધી લંબાય તો પ્રસવવેદના શરૂ થતાં તે ભૂલાવામાં નાંખી દે છે, અને એને લઇ પેટમાં દુઃખાવો થાય છે. એ દુઃખાવાના પરિણામે પેટમાં આવતી ચૂંક, આંકડી, કે વાયુના અવરોધને ભૂલથી કેટલીક વખત પ્રસવકાળની વેદના અથવા દુઃખ માનીને પ્રસવની તૈયારી કરવા લાગી જવું પડે છે. અને એના પરિણામે ખોટી વેણ (ફોલ્સ પેઇન)ને સાચો પ્રસવકાળ માની લેવાય તો પ્રસૂતાને વધુ મુશ્કેલીમાં ઉતરવું પડે છે. એથી જ મળ-શુદ્ધિને આટલું મહત્ત્વ આપવું પડે છે. જેમનો સફરો મળરહીત તદ્દન ચોખો છે અને લીધેલો ખોરાક બરાબર હજમ થઇ ગયો હોય છે તેમને આવી ખોટી વેણ આવતી નથી. છતાં દર્દ શરૂ થાય ત્યારે ખોટી વેણ અને સાચી વેણના દર્દમાં ફરક તો જરૂર હોય છે.

ખરી વેણ (પ્રસવવેદના) પેટની અંદર કોઇ કાપતું હોય તેવી રીતે શરૂ થાય છે અને તેની શરૂઆત પાછળ કેડના ભાગમાંથી શરૂ

થાય છે અને ધીરે ધીરે એ દર્દ વધતું જઈ ગુપ્તભાગમાં પ્રસરીને જાંઘો સુધી વધે છે. ક્રમે-ક્રમે એ દુઃખમાં વધારો થતો જાય છે. તેની સાથે ગુપ્તભાગમાંથી મેલા રંગનું પ્રવાહી (પ્રદર જેવું જ) સાધારણ રતાશ પડતું આવવાનું શરૂ થાય છે.

ખોટી વેણમાં અજીર્ણને કારણે જે જાતનું દર્દ થવું જોઈએ તે જાતનું દર્દ પેટમાં થાય છે અને તે એક જ પ્રકારનું સરખી રીતે થયા કરે છે. અને એ દુઃખ નીચે પેડુ અને જાંઘોના ભાગમાં પ્રસરતું નથી, તેમજ આ જાતના દર્દમાં કોઈ પણ જાતનો પ્રવાહી ગુપ્ત ભાગમાંથી નીકળવાનો શરૂ થતો નથી.

ખરી વેણ અને ખોટી વેણની પરીક્ષા દાયણ સગર્ભા સ્ત્રીના યોનિમાર્ગમાં આંગળી મૂકીને પણ કરી શકે છે.

ખરી વેણની શરૂઆત થતાંની સાથે સગર્ભાનું કમળમુખ ખુલવા લાગે છે અને ગર્ભ નીચે આવતો જતો હોય છે, એ બાબત આંગળી મૂકી ગર્ભાશયના મુખ ઉપર તપાસ કરવાથી અનુભવી દાયણ અથવા કુશળ વૈદ્ય ખરા દુઃખની પરીક્ષા કરી શકે છે

કેટલાક કેસોમાં સાચી વેણો શરૂ થવા છતાં પણ ઘણા વખત સુધી કમળમુખ ખુલતું નથી. તેનું કારણ કમળમુખ અથવા કમળ-મુખની આખી નળી જેને અગાઉ શ્રોણીગુહાના સંબોધનથી ઓળખાવી, એ વિષે હકીકત આપી ગયા છીએ તેમાં વાંધો હોય છે. અથવા એ શ્રોણીગુહા અસ્વાભાવિક ઘાટની હોય છે, તો પ્રસવકાળ વખતે પ્રસવ થવામાં અને એ દરવાજો ખુલવામાં સમય ઘણો નીકળી જાય છે, અને આપણે જાણીએ છીએ કે ઘણી સ્ત્રીઓ બે-ત્રણ-ચાર દિવસ સુધી કષ્ટાવા અને પીલાવા છતાં તેનો છૂટકો થતો નથી. તે દોષ આ શ્રોણીગુહા અથવા ગર્ભને છૂટો થવા માટેનું પ્રથમ દ્વાર જેને કમળમુખ અથવા ગર્ભાશયનું મુખ કહેવામાં આવે છે તેનો હોય છે.

આ શ્રોણીગુહાનું અસ્વાભાવિકપણું અને તેને અંગે થતું કષ્ટ તેની પ્રથમ સુવાવડ વખતે થઇ જાય છે, અને કદાચ આ શ્રોણીગુહા તદ્દન જ અસ્વાભાવિક ઘાટની હોય છે તો પછી ઓપરેશન કરીને ગર્ભને બીજે રસ્તે કાઢવાની જરૂર પડે છે. પરંતુ એવો બનાવ ક્વચિત્ જ બને છે.

શ્રોણીગુહા અર્થાત્ ગર્ભાશયમુખનળી ઉપરાંત બસ્તીની બેડોળ અથવા વિષમ સ્થિતિ પણ પ્રસવકાળમાં અડચણરૂપ હોય છે.

વાચકને બસ્તી એ શું છે, એવો સ્વાભાવિક પ્રશ્ન થશે, એટલે એની સ્પષ્ટતા કરવાની જરૂર છે.

સ્ત્રીઅવયવના બે જુદા જુદા ભાગ પાડી નાંખવામાં આવે તો અંતરાવયવના રક્ષણાર્થે લગભગ એ અવયવની ચોતરફ હાડકાનું બેડોળ ગૃહ છે, તેને બસ્તી કહેવામાં આવે છે.

અને આ બસ્તી—ગૃહની વચમાં સ્ત્રીનાં યોનિમાર્ગ, શ્રોણીગુહા, ગર્ભાશય અને તેનાં બંધન તથા સ્ત્રીઅંડ એ અવયવો રહેલાં છે.

જ્યારે ગર્ભાશયના સ્નાયુમંડળના સંકોચાવાથી ગર્ભ નીચે ધકેલાય છે ત્યારે આ બસ્તીમાર્ગમાં થઇને એને પસાર થવું પડે છે. બસ્તીમાર્ગ અથવા બસ્તીનું હાડપિંજર જો વાસ્તવિક રીતે વિકાસ પામી મૂળ સ્વરૂપે હોય છે તો તેની વચમાં થઇને ગર્ભ કુદરતી ક્રિયા વડે બહાર ધકેલાઇ જાય છે. પરંતુ બસ્તીના વ્યાસ અને એનું બંધારણ વાસ્તવિક રીતે ખીલ્યું નથી હોતું અથવા વિરૂદ્ધ રીતે બંધાયેલું હોય છે તો પ્રસવ વખતે અનહદ કષ્ટ અને દુઃખ સહેવું પડે છે.

પરંતુ કુદરત અજબ કરામતવાળી છે. એક જ માતાપિતાના સર્જનથી જન્મતાં બાળકોમાં પુરૂષઅવયવ અને સ્ત્રીઅવયવના ગુણધર્મ પ્રમાણે તેના ઘાટો તેણે અનોખી રીતે જ ઘડયા હોય છે અને તેની જાતિના ધર્મ બજાવવા માટે એનાં અવયનું ઘડતર હોય છે.

બસ્તીપ્રદેશ પણ પુરૂષો કરતાં સ્ત્રીઓનો ફેરફારવાળો હોય છે. પુરૂષની બસ્તી નાની, સાંકડી ઉંડી અને વધારે ઘેરાવાવાળી હોય છે. તેનાં અસ્થિ વધારે જાડાં અને મજબૂત હોય છે. તેની ઉપર સ્નાયુઓ અને બહારના ખાડાખડીઆ વધારે સ્પષ્ટ જણાય તેવા હોય છે. વળી તેઓની વક્ષણસંધિ સ્ત્રીઓના કરતાં લગભગ બમણી ઉંડી હોય છે. ત્રિકાસ્થી વધારે સીધું હોય છે અને અંદરની ખાંચ તથા ખાડા નાના હોય છે. તો પણ આબ્યુરેટરનો ખાડો વધારે મોટો અને વધારે લંબગોળ હોય છે, ગુદાસ્થી ત્રિકની સાથે વધારે મજબૂત રીતે ચોંટેલ હોય છે અને સાધારણ રીતે પુરૂષબસ્તીનાં હાડકાં વહેલાં સંધાઇ જાય છે.

સ્ત્રીઓની બસ્તી વધારે પહોળી હોય છે અને તેના 'એસેટાબ્યુલમ'ના ખાડા એક બીજાથી વધારે દૂર હોય છે, તો પણ જાંઘનાં અસ્થિ જુદા પ્રકારનાં હોવાથી સ્ત્રીઓનાં ઢીંચણ વધારે પાસે પાસે રહે છે એથી તેમની ચાલમાં અને રૂપમાં ફેર પડે છે, નિતંબાસ્થિમાં સ્નાયુને જોડાવાના ખાડા જરા વધારે પહોળા હોય છે અને તેની સાથે કરોડનો સંયોગ થાય છે ત્યાં પણ વિશેષ જગ્યા રહે છે. આથી બસ્તી પહોળી રહે છે. આગમનદ્વાર વધારે મોટું અને લંબગોળ હોય છે, ત્રિકાસ્થીનો ખાડો વધારે ઉંડો હોય છે. વક્ષણસંધિ પુરૂષના કરતાં અડધી હોય છે અને એકંદર રીતે સ્ત્રીઓની બસ્તી વધારે હળવી, વધારે સ્થિતિસ્થાપક, વધારે પહોળી અને વધારે મજબૂત હોય છે. સ્ત્રીઓની બસ્તી સાત વરસની ઉમર પછી વિકસવા માંડી પંદર વરસની ઉમર પછી પૂર્ણ સ્વરૂપ ધારણ કરે છે, અને એ બસ્તીની વચમાં રહી ગર્ભ વિકાસ પામે છે. એ બસ્તી તે એનું આશ્રયસ્થાન અથવા મજબૂત રહેઠાણ છે.

જેનો આ બસ્તીપ્રદેશ બરાબર ખીલ્યો નથી હોતો તેવી નાજુક બાંધાની સ્ત્રીઓ અથવા બસ્તીપ્રદેશ વિરૂદ્ધરૂપે ખીલ્યો હોય છે તેવી

સ્ત્રીનો બાંધો ઘણું કરીને તેના ઉપરના દેખાવથી જ જણાઈ આવે છે. તેવી સ્ત્રીઓને ગર્ભ ધારણ ન થાય એ જ ઇચ્છવા યોગ છે, અને ગર્ભ ધારણ થયો તો તેનો પ્રસવ ઓપરેશન સિવાય થઈ શકતો નથી.

માત્ર અપવાદરૂપે મેં સોજીત્રામાં એક બાઈનો તાજો જ દાખલો જોયો છે. એ બાઈનો બસ્તીપ્રદેશ ઘણો જ બેડોળ રૂપમાં તૈયાર થયેલો હતો, તેટલો જ તેનો બાંધો પણ નાજુક હતો; છતાં એ બાઈને પાંચ સંતાન થયેલાં અને મેં તેને જોઈ ત્યારે છઠ્ઠો ગર્ભ પેટમાં હતો. પ્રસૂતિ વખતે તે વગર કષ્ટે પ્રસવ કરી શકતી અને અંદરથી કુદરત જ ગર્ભસ્થ બાળકને ફેરવી ફેરવી પ્રસવ કરાવી લેતી.

આવા અપવાદો કેટલાક ભલે સફળ થતા હોય, પરંતુ જેનો બસ્તીપ્રદેશ પૂર્ણ સ્વરૂપમાં ખીલ્યો નથી તે સ્ત્રીઓ માટે પુરો ભય હોય છે. છતાં ભય રાખીને સાધારણ દાયણ–સુયાણી આ વિષયમાં કાંઈ જ કરી શકતી નથી. એ માટે સર્જન(શસ્ત્રવૈદ્ય)ની જરૂર હોય છે. અને એ ચોક્કસ પ્રકારના ઓપરેશનનો વિષય હોઈ આપણે એને વિનાસ્પર્શ કર્યે છોડી દેવો રહે છે. કારણ કે અહીં તો સાધારણ જનસમાજ અને સ્વાભાવિક પ્રસૂતિ માટેનો વિષય ચર્ચાય છે. એથી એવો ગહન વિષય આ ઠેકાણે ચર્ચવો યોગ્ય નથી.

હવે આગળ બતાવેલ શ્રોણીગુહાને કારણે ગર્ભસ્થ બાળક પ્રસવ ન પામી શકે અથવા વેણો આવવા છતાં અને દર્દ દિવસો સુધી લંબાવા છતાં પ્રસવ ન થાય, અર્થાત્ અંગુલીનિર્દેશ કરવાથી જણાય કે સાચી વેણો શરૂ છે છતાં ગર્ભાશયમુખ યાને શ્રોણીગુહા ખુલતાં નથી, તો શું કરવું ?

ડાકટરો તો એમાં પણ ઓપરેશન કરે છે અને નસ્તર મૂકી, બાળકના મસ્તકને કાપી કાઢી પ્રસવ કરાવે છે અને એ રીતે ગર્ભના ભોગે બાઇની રક્ષા કરે છે.

દેશી સુયાણીઓ અને દાયણો કષ્ટાતી સ્ત્રીઓ માટે કેટલાક ટુચકાઓ કરે છે અને આવા ટુચકા દેશી વૈદકમાં મળી આવે છે. આ ટુચકા ખવરાવવાની દવાઓના હોય છે, મસ્તક ઉપર બાંધવાનાં મુળાડીયાં હોય છે, કેડ ઉપર બાંધવાનાં મુળાડીયાં અને જડીબુટ્ટી, તેમજ કેટલાક જંત્રો, કેટલાંક તાવીજો, વગેરે અનેક પ્રબંધ થાય છે. સેંકડો નહિ હજારો સ્ત્રીઓ કષ્ટ ભોગવતી હોય છે તેમને આવા ઉપચારો, ઉપાયો, જંત્રો અને જડીબુટ્ટીઓથી પ્રસવ થાય છે. છતાં આ જંત્રો, જડીબુટ્ટીઓ, તાંત્રિક વિદ્યાઓ શું કામ કરે છે? તેની કેવી રીતે અસર થાય છે? શરીર ઉપર તેની અસર થાય છે કે મન ઉપર? અને મન ઉપર તેની અસર થવાથી શું સંકલ્પબળ મહા બળવાન બની શ્રોણીગુહાનાં આંતરઅવયવોને ફરજીયાત વિસ્તૃત બનવા હુકમ–ફરમાન કરે છે એથી પ્રસવ સુખરૂપ થાય છે? અથવા તે તે વસ્તુઓમાં કોઇ ઇલેકટ્રીક પાવર હોય છે કે જે સીધી અસર શ્રોણીગુહાના સ્નાયુમંડળ ઉપર નિપજાવે છે? આ બાબત સંબંધમાં આજસુધીમાં આ વિષયનાં દેશી પુસ્તકો લખનાર કે દેશી રીતે સુવાવડ કરવાની હિમાયત કરનારે સ્પષ્ટતાથી લખીને તે તે વસ્તુ પાછળ છુપાયેલું વિજ્ઞાન સમજાવ્યું નથી. આજે તે પ્રયોગો લખાયેલા હોવા છતાં તેના વિશ્વાસ ઉપર રહી પ્રસુતિને કષ્ટાતી રાખવા આજના જમાનામાં માણસો તૈયાર થતાં નથી અને એવા તાંત્રિક પ્રયોગો ઉપર વિશ્વાસ મૂકતા નથી.

પ્રસવની અટકાયત શ્રોણીગુહા અથવા ગર્ભાશયના મુખ સિવાય બીજે થવા સંભવ નથી. હા, યોનિમાર્ગમાં કોઇ વધુ મોટા કદનો

મસો થઇ આવ્યો હોય અથવા અસ્વાભાવિક ઓલિંગ ખીલી રાક્ષસી કદ ધારણ કરી બેઠેલ હોય તો જ ગર્ભ શ્રોણીગુહામાંથી પસાર થઇ યોનીમાર્ગમાં અટકી જાય. બાકી દ્વિતીય દ્વાર યોનીમુખ આગળ સહેજ ગર્ભના મસ્તકની અટકાયત થાય છે. પરંતુ ત્યાંથી તો ઘણું થાય તો શીવણીનો ભાગ તુટી જઇને પ્રસવ થાય છે.

યોનિમાર્ગમાં ઉપર બતાવ્યા પ્રમાણેની હરકત (મસો અથવા ઓલીંગનું રાક્ષસી કદ) તો બહુ સહેલાઇથી તપાસી શકાય છે અને તેના ઉપચાર પહેલેથી જ થઇ શકે છે. એટલે ખરી રીતે પ્રસવ-કાળમાં પ્રસૂતિને કષ્ટાવાની ખરી મુશ્કેલી કમળમુખમાંથી ગર્ભસ્થ બાળકનું મસ્તક પસાર થવું તે છે; અને ઓપરેશન કરીને બાળક પ્રસવ કરાવવાનો પ્રસંગ આવે છે તો આ શ્રોણીગુહા અથવા ગર્ભાશય-મુખની નાળના દોષથી જ આવે છે. અને જે અનેક નાના મોટા યાંત્રિક, તાંત્રિક કે ઔષધીના પ્રયોગો છે, તે શ્રોણીગુહાને પુરતા પ્રમાણમાં વિકસિત બનાવી ગર્ભને પસાર થવાના માર્ગ માટેના જ છે.

ઓપરેશન વગર શ્રોણીગુહા વિકાસ પામે તેવો એક પ્રયોગ અત્રે લખું છું. તે ઘણો ઉમદા છે. વૈદ્યો, દાયણો, નર્સો, ડોકટરો, તેનો ઉપયોગ કરે એ માટે તેની ભલામણ કરવામાં આવે છે.

**(૧) મોરમખી, (૨) મેંદાલકડી, (૩) શ્વેત ચંદન.**

આ ત્રણે વસ્તુ સરખા વજને લઇ તેને બારીક ખાંડી તેનો પાઉડર કરવો, તેમાંથી પાવલીભાર પાઉડર લઇ એક બારીક અને સફેદ સ્વચ્છ કપડામાં તેની પોટલી બાંધવી. તે પોટલી તલના તેલમાં બોળી, સ્ત્રીના ગુપ્તભાગમાં છેક ગર્ભાશયના મુખ આગળ મૂકી દેવી.

ખરી રીતે તો જો પ્રથમ શ્રોણીગુહાની વિકૃતિની ખબર પડે તો એક સપ્તાહ આગમચ દરરોજ આ પોટલી ત્રણ ત્રણ કલાક રાત્રિના વખતે ધારણ કરાવી લેવી.

અને પ્રસવવેદના શરૂ થયાને એક દિવસ વિતી જાય, તેમ જ અંગુલીનિર્દેશથી એમ જણાય કે શ્રોણીગુહાનું મુખ ઉઘડતું નથી, ત્યારે સ્ત્રીને બિછાના ઉપર સુવરાવી રાખી આ પોટલી મુકવી. દર ચાર ચાર કલાકે એ પોટલી કાઢી લઇને તપાસવું. જ્યારે એમ જણાય કે મુખ હવે ખુલવા લાગ્યું છે ત્યારે એ પોટલી મુકવી બંધ કરવી.

આ દવાની અસરથી શ્રોણીગુહા વિસ્તૃત થાય છે, સન્ધીબંધન અને પેશીયો ઢીલી પડે છે અને શ્રોણીગુહાની લંબાઇ વધે છે, તેથી પ્રસવ સુખરૂપ થઇ શકે છે.

જે સ્ત્રીઓને ગર્ભ નથી રહી શકતો એવી સ્ત્રીઓ કે જેમનું કમળમુખ સંકુચિત થયું હોય છે અને ડોકટરો તપાસીને કહે છે કે તેમને 'ક્યુરેટ' કરવાની જરૂર છે, તેવી સ્ત્રીઓને પણ આ પોટલી એક માસ સુધી દર ત્રીજે દિવસે રાત્રિને વખતે પહેરવા આપો. એથી વગર 'ક્યુરેટ' કરે જ ગર્ભાશયનું મુખ અને શ્રોણીગુહા ખુલશે, વિસ્તૃત થશે અને ગર્ભ ધારણ થશે.

* * *

# પ્રકરણ ૧૧ મું

## પ્રસવમાં કામ કરતાં અંગો

પ્રસવ કરાવાય છે કે થાય છે, તે વખતે શરીર પોતાની ચાલુ ક્રિયામાં કેટલી ક્રિયાઓ મહત્ત્વ ભરી કરે છે, તે સંબંધી વિચાર કરવાની જરૂર છે. કયાં કયાં અંગો કેટલી અને કેવી ખૂબીભરી રીતે ઝડપભેર કામે લાગે છે તે આપણે જો ઝીણવટભરી રીતે તપાસીએ તો કુદરતની અજબ કરામત અને તેની વિશિષ્ટતાના સંબંધમાં આપણને ઘણું જાણવાનું મળી શકે તેમ છે. તેની સાથે સુવાવડ સંબંધમાં જ્ઞાન ધરાવવાની ઇચ્છા રાખનારને તે તે અંગોની સાધારણ ક્રિયા તેમ જ તેનું બંધારણ, આદિ બાબતોનું પણ સાચું જ્ઞાન થઇ શકે તેમ છે.

સાધારણ જ્ઞાન ધરાવનાર માનવી પણ એટલું તો સમજે છે કે ગર્ભાશયની અંદર ગર્ભ રહે છે અને નવ માસ સુધી તેમાં વૃદ્ધિ પામે છે. એમ છતાં પણ સ્ત્રી હમેશનાં પોતાનાં નિત્યનિયમ મુજબનાં કાર્યો કરે જાય છે. શરૂઆતમાં તો બુદબુદ જેવો પરંતુ પછી ક્રમે કરી અંગોપાંગો ધારણ કરનાર બાળક રૂપ ગર્ભ નારીના ગર્ભાશયમાં સજીવ રહી, પોષણ પામી, સમય આવતાં તે તેવા જ રૂપમાં પૃથ્વી ઉપર આવે છે. ગર્ભાશયમાં એ ગર્ભ રહ્યા પછી હમેશાં સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપે ફેરફાર પામતો રહી, પૂર્ણેન્દ્રિય સાથે અવતાર લે છે. એને અવતરવાની ઘડી જે વખતે આવી જાય છે ત્યારે શરીરનું યંત્ર તેને ગર્ભાશયમાંથી બહાર ધકેલવા માટે પોતે સ્વતંત્ર રીતે કામે લાગી જાય છે. એ શરીર કોઇનીયે પરવા કર્યા વગર અથવા સુયાણી કે નર્સની રાહ જોયા સિવાય ગર્ભને બહાર ધકેલી મેલે છે. પછી ભલે એ ગર્ભવતી નારી સુવાવડ માટે તૈયાર

કરેલા પ્રસૂતિગૃહમાં બિછાના ઉપર સુતી હોય કે વનવગડામાં અથવા રેલ્વેના ડબામાં બેઠી હોય !

અર્થાત કહેવાનો માયનો એ છે કે સુવાવડ કરાવવી નથી પડતી પણ સુવાવડ થાય છે. તેમાં કુદરતી ક્રિયાઓને આપણે હાથ આપીએ છીએ અથવા મદદ કરીએ છીએ, એટલું જ માત્ર.

એ મદદ આપવા સમયે એટલે કે સુવાવડ વખતે આપણું ધ્યાન સ્ત્રીનાં ત્રણ અંગ પ્રત્યે જાય છે. એ ત્રણ અંગની સાથે સંયુક્ત થયેલાં તો બીજાં અનેક અંગો છે. છતાં આપણે ત્રણ અંગો ઉપર બહુ કાળજીભરી દેખરેખ અને સંભાળ રાખવી પડે છે. એથી આપણે ફરીથી એ અંગો તરફ નજર ફેરવી જઇએ તો સુવાવડ આવતાં પહેલાં તેની સમજુતી આપણને ઘણી ઉપયોગી નીવડશે.

પ્રથમનું અંગ એ **યોનીમાર્ગ** છે. અર્થાત સ્ત્રીને બહાર જણાતાં બૃહદ્‌ઓષ્ટ, એની પછી લઘુ ઓષ્ટ અને ત્યાં જણાતી સ્ત્રીલીંગની ગ્રંથી. ત્યાંથી જે માર્ગ શરૂ થયો, એટલે લઘુ ઓષ્ટથી જે નળી લંબાઇ એ ગર્ભાશયના મુખ ફરતી જોડાઇ ગઇ, તે નળીને યોનીમાર્ગ કહેવામાં આવે છે. તેની સ્વાભાવિક સ્થિતિમાં તે વચમાંથી જરા વળેલ હોય છે. તેનો બાહ્યગોળ ભાગ મળાશય તરફ અને અંતરગોળ ભાગ મૂત્રાશય અગર વક્ષણસંધી તરફ રહે છે. તે ભાગ ચોતરફ ઘણો વિસ્તાર પામી શકે છે. પણ સાધારણ રીતે તે સંકુચિત રહે છે. તેનો આગળનો ભાગ મૂત્રાશય અને મૂત્રમાર્ગની ત્વચા સાથે જોડાયેલો હોય છે. જ્યારે ગર્ભાશયની સ્થિતિ બદલાય છે ત્યારે યોનીમાર્ગની ત્વચા ખેંચાય છે અને તે ખેંચાવાથી મૂત્રાશય તથા મૂત્રમાર્ગની ત્વચા પણ ખેંચાય છે. એથી કરીને આગળની બધી રચના ફેલાઇ જાય છે. તેથી પેસાબની હાજત વારંવાર થવા

કરે છે. તેનો પાછળનો ભાગ મળાશય સાથે એટલો બધો જોડાયેલ નથી હોતો.

યોનીમાર્ગની લંબાઇ સ્ત્રી પરત્વે જુદી જુદી હોય છે. વળી એક જ સ્ત્રીમાં તેની સ્થિતિને અનુસરીને એ માર્ગ જુદે જુદે વખતે લાંબો ટુંકો હોય છે. સાધારણ રીતે તેની લંબાઇ ચારથી છ ઇંચ સુધીની હોય છે. તેનો આગળનો છેડો એટલે યોનીદ્વાર અને તેનો પાછળનો છેડો જ્યાં તે ગર્ભાશય સાથે જોડાય છે તે બન્ને જરા સાંકડા હોય છે અને તેનો વચ્ચેનો ભાગ ઘણો પહોળો હોય છે.

યોનીમાર્ગની દીવાલોમાં સ્નાયુઓ અને શ્લેષ્મપડ હોય છે. યોનીદ્વાર આગળ ગોળ સ્નાયુ હોય છે. તે સિવાય તેમાં ઘણી રક્તનળીઓ અને શિરાઓ રહેલી છે. કેટલીક સ્ત્રીઓના સ્નાયુઓ વધારે મજબુત અને પરિપક્વ હોય છે. અંદરનું શ્લેષ્મપડ વાટા વળેલું હોય છે અને એ વાટા અથવા ઘડીઓ યોનીદ્વાર આગળ વધારે હોય છે. આ ઘડીઓ પ્રસવ વખતે ખેંચાઇ જાય છે અને તેથી યોનીમાર્ગ ઘણો પહોળો થઇ શકે છે. આ શ્લેષ્મપડમાં ગર્ભાશયની પાસેના ભાગમાં ઘણા પિંડો (ગ્લેન્ડઝ) હોય છે. તેમાંથી પણ સમાગમ અને પ્રસવ વખતે શ્લેષ્મ નીકળે છે અને તે અમ્લ (ખટાશ) ગુણવાળું હોય છે.

યોનીમાર્ગનો નળ ગર્ભાશય સાથે જ્યાં જોડાય છે ત્યાં ગર્ભાશયની ગ્રીવા તેમાં આગળ પડતી રહે છે. તેની ફરતું ગોળ કુંડાળું પડે છે અને તે વર્તુલાકાર દ્રોણી કહેવાય છે.

આ યોનીમાર્ગનું કાર્ય પુરૂષના વીર્યને ગર્ભાશય સુધી લઇ જવાનું છે, તેમ જ પ્રસવ વખતે ગર્ભાશયનું મુખ ખીલતાં બાળકને વહાવી બહાર લાવવાનું છે.

એવા પણ દાખલા મળે છે કે માત્ર યોનીના મુખની અંદર પણ વીર્ય દાખલ થવાથી ગર્ભાધાન થયું હોય.

ગર્ભાધાન પછી પ્રસવ વખતે આ નળ અથવા યોનીમાર્ગ ઘણો ઉપયોગી છે. કેમ કે તેમાં થઇને બાળક બહાર આવી શકે છે. ત્રણ અંગ પૈકી આ માર્ગનું સ્વરૂપદર્શન પ્રથમ કરાવ્યું. હવે બીજું અંગ છે ગર્ભાશય :

જે પિંડમાં પુરૂષવીર્યના કણ સાથે સ્ત્રીનું રજ મળીને પોષાઇ બાળક રૂપે તૈયાર થાય છે અને રહે છે તેનું નામ ગર્ભાશય અથવા ગર્ભને રહેવાનું સ્થળ.

ગર્ભાશય જમરૂખના આકારનું સહેજ પોકળ અવયવ છે. તેનો આકાર ઉંધા મૂકેલા શંકુના જેવો કહીએ તો પણ કહી શકાય. જો કે તેને અણીદાર ભાગ હોતો નથી પણ જમરૂખના દીટા જેવું હોય છે અને તે દીટા જેવો ભાગ નીચે યોનીમાર્ગમાં ગોઠવાયેલો હોય છે. તેને જ ગર્ભાશયની ગ્રીવા અથવા શ્રોણીગુહાના જુદા જુદા નામથી સંબોધાય છે. તેની વચમાં લાંબું છિદ્ર હોય છે.

ગર્ભાશયની ડોક ઉપર ગર્ભાશયનો જે લાંબો ભાગ રહેલો છે તેના પણ બે વિભાગ ગણવામાં આવે છે. સૌથી ઉપરનો ભાગ તે ગર્ભાશયનું મથાળું અને મથાળા તથા ગ્રીવાની વચ્ચેનો ભાગ તે ગર્ભાશયનું મધ્યાંગ.

તેની આગળના ભાગમાં મુત્રાશય આવેલ છે. તેની ઉપર તે જરા નમતો રહે છે તેની પાછળ અંતરાવરણની ઘડીઓ તરફનો ભાગ બાહ્ય ગોળ છે. ઘડીઓની પાછળ મળાશય આવેલો છે.

ગર્ભાશયના મથાળાનો ભાગ સૌથી વધારે જાડો છે અને ત્યાંથી તે અવયવ સાંકડું થતું જાય છે. તે ભાગ ગ્રીવા આગળ આશરે અરધો

પાતળો થઇ જાય છે. આ ગ્રીવાનો ઉપસેલો ભાગ યોનીમાં બહાર પડતો જણાય છે.

ગર્ભાશય ઘણું જ દળદાર અવયવ છે. એટલે તેનું માંસ ઘણું જાડું છે અને તેના કદના પ્રમાણમાં સાધારણ રીતે અંદરનો પોકળ ભાગ ઘણો નાનો તથા સાંકડો છે. કમળના મુખની બન્ને બાજુ બે હોઠ હોય એવું લાગે છે અને આ હોઠ ઉપરથી ગર્ભાશયનું મુખ બીડાયેલું છે કે ખુલ્લું છે તે જાણી શકાય છે. તે મુખની અંદર લાંબી અને સાંકડી પોકળ જગ્યા પહેલાં ગ્રીવાની અંદર હોય છે (શ્રોણીગુહા) તે પોણો ઇંચ કે એક ઇંચ લાંબી હોય છે. એ પુરી થવા આવે છે ત્યાં ગર્ભાશયનો અંદરનો ભાગ બન્ને બાજુથી જરા વધારે નજીક આવેલો હોય છે. અને તેથી આગળ જતાં વળી બીજી વધારે લાંબી પોકળ જગ્યા આવે છે. તે ગર્ભાશયનું ખરૂં વીવર પોલાણ કહેવાય છે. જે ગર્ભાશયમાં ગર્ભ એક વખત રહ્યો હોતો નથી તે ગર્ભાશયમાં ખરી રીતે કશું પોલાણ જેવું ખાસ હોતું નથી. પરંતુ સામસામી દીવાલો કેરીની ગોટલીની માફક અડીને રહે છે. ગર્ભાશયની લંબાઇ ગર્ભરહીત દશામાં આશરે ત્રણ ઇંચ અને જાડાઇ બે ઇંચ હોય છે. તેના સ્વરૂપનો આટલા વિવેચનથી વાચકને બરાબર ખ્યાલ આવી ગયો હશે.

ત્રીજું અંગ એ ગર્ભાશયની ફરતા રહેલા સ્નાયુ-મંડળ અને ઉદરના સ્નાયુઓ છે. સુવાવડ વખતે આ સ્નાયુઓ ઘણું મહત્ત્વનું કાર્ય બજાવે છે. હરેક માનવીને એટલો તો ખ્યાલ જરૂર હોવો જોઇએ કે આપણા શરીરમાં બે જાતના સ્નાયુઓ છે. કેટલાક ઐચ્છિક અને બીજા અનૈચ્છિક. ઐચ્છિક સ્નાયુઓ આપણે આપણી ઇચ્છાથી હલાવી શકીએ છીએ; જ્યારે અનૈચ્છિક સ્નાયુ આપણે આપણી ઇચ્છાથી હલાવી શકતા નથી, પણ શરીરસંચાલનની ક્રિયામાં તેઓ જરૂર જણાય ત્યારે આપમેળે હલનચલન કરે છે.

પ્રસવ વખતે આ સ્નાયુમંડળના બન્ને જાતના સ્નાયુઓ ઘણું મહત્ત્વભર્યું કાર્ય કરે છે. જ્યારે પ્રસવનો સમય નજીક આવે છે ત્યારે અનૈચ્છિક સ્નાયુઓ ગર્ભાશયને ઉપરના ભાગમાંથી સંકોચવાનું કામ શરૂ કરે છે. આ સ્નાયુઓનું સંકોચન, એનું નામ તે વેણુ અથવા પ્રસવપીડા કહી શકાય.

શરૂઆતમાં ઘણી ધીમી ગતિએ અથવા ધીમા સ્પંદનથી સ્નાયુનો સંકોચ થાય છે અને એ સંકોચન ઉપરથી શરૂઆત પામી નીચે કમળમુખ સીધી આંચકો અનુભવે છે. પછી ધીરે ધીરે આ સંકોચનક્રિયા વધારે સમય લેતી જાય છે.

આ સંકોચનની ક્રિયા પ્રથમ અનૈચ્છિક સ્નાયુઓ પકડી લે છે. એટલે સ્ત્રી જાણે હોઠ ભીડીને બળ કરતી હોય, કરાંઝતી હોય અથવા મરડો થવાથી જેમ મરડાનો દરદી ક્રિયા કરે છે, તેવી ક્રિયાઓ કરવા લાગે છે. એટલે એની અસર ગર્ભાશયની થેલી ઉપર થવા લાગે છે.

સ્નાયુના સંકોચનની અસર ગર્ભાશયની અંદર કેવી થાય છે તે તપાસીએ. ગર્ભસ્થાનની અંદર પાતળા પડની થેલી છે. તેની અંદર બાળક તરતું રહે છે અથવા ગર્ભને ફરતું રહેલું ગર્ભજળ બાળકનું રક્ષણ કરે છે. ખરી રીતે સ્ત્રીની હમેશની ક્રિયાઓ અને નવ માસ સુધી જાતભાતના આઘાતપ્રત્યાઘાતો અંદરના અથવા બહારના જે આવી પડે છે, તે સીધા ગર્ભ સુધી પહોંચતા નથી, પણ પાતળા પડ અને ગર્ભની વચમાં રહેલું આ ગર્ભજળ તેને ઝીલી લઇ, દરેક સમયે ગર્ભમાંહેના બાળકનું આ ગર્ભજળ રક્ષણ કરે છે.

એટલું જ નહીં પણ પ્રસવ વખતે થતાં સ્નાયુનાં સંકોચનોનો પડઘો પણ આ ગર્ભજળ ઝીલી લઇને ગર્ભનું રક્ષણ કરે છે. જો

ગર્ભાશયમાં આ ગર્ભજળ ન હોય તો કદાચ સ્નાયુનું દબાણ બાળકના પ્રાણનો નાશ પણ કરી નાંખે. ઉપરાંત એ ગર્ભજળ, તેની ઉપરનું દબાણ શરૂ થાય છે એટલે ધીરે ધીરે નીચે ઉતરવા લાગી, ગર્ભાશયના મુખ અથવા શ્રોણીગુહાને ખૂલ્લાં કરવા માટે અગત્યનો ભાગ ભજવે છે.

અને ગર્ભજળે સરલ કરેલા માર્ગથી જ ગર્ભ બસ્તીમાર્ગના આગમનદ્વારમાં દાખલ થઇ, તેની કક્ષામાં ફરતો જઇ, નિર્ગમનદ્વારથી બહાર આવે છે.

પરંતુ પ્રથમ ક્રિયામાં ગર્ભજળ સ્નાયુના સંકોચનને ઝીલીને નીચે ઉતરે છે, ગર્ભાશયના મુખને વિસ્તૃત કરે છે, પ્રથમ તે ગર્ભજળ બહાર વહી જાય છે અને પાછળથી બાળક બહાર આવે છે.

બાળકને બહાર આવવામાં બસ્તીની સારી સ્થિતિ, શ્રોણીગુહાનું બરાબર વિસ્તૃત થવું, અને વેણુ આવવી—સ્નાયુના દબાણની ઝડપ, એ બધાં કાર્ય ઉપર પ્રસવકાળના સમયનો આધાર રહે છે. છતાં સાધારણ રીતે ઓછામાં ઓછો ૭ કલાક અને વધારેમાં વધારે બાર કલાકનો સમય વેણુની શરૂઆત થઇને બચ્ચું પેટની બહાર પડે તેનો માનવામાં આવે છે.

આ સમય સરલ અને સ્વાભાવિક પ્રસવકાળનો છે. અસ્વાભાવિક પ્રસવ અથવા ખોડખાપણવાળી શ્રોણીગુહા માટે પ્રસવનું નિર્માણ કાંઈ સમય નહિ. પરંતુ પીડા શરૂ થાય અર્થાત વેણુ આવવા લાગે અને તે સાચું દર્દ હોય તથા તેને બાર કલાક ઉપરાંત વીતી જાય, છતાં પ્રસવ ન થાય ત્યારે સહેજ શંકા થાય છે કે એ બાઇની કમજોરી છે અથવા તેના ગર્ભાશયનું મુખ વિસ્તૃત થવામાં કોઇ આડખ છે,

અગર જોઇએ તેવું દર્દ થઇ શકતું નથી, યાને ગર્ભાશયના સ્નાયુઓ કમજોર છે કે જેથી તે વાસ્તવિક દબાણ કરી શકતા નથી.

તેવે વખતે વેણ વધારનાર અથવા કમી થયેલા દર્દને ફરી પેદા કરનાર ઔષધો આપવાની જરૂર રહે છે. તેવા ઔષધો દેશી અને વિદેશી પણ છે, અને એ ઔષધોની અસર સીધી ગર્ભાશયના સ્નાયુ-મંડળ ઉપર થાય છે અને તે સ્નાયુમંડળ જોરપૂર્વક પોતાનું દબાણ શરૂ કરે છે.

એ સ્નાયુમંડળના કાર્યને મદદરૂપ થઇ પડે તેવી બહારથી પેટ ઉપર દબાણ કરવાની ક્રિયા કરવાનો રીવાજ છે, અને તે માટે દાયણ સાથે મદદમાં ઉભી રહેલી સ્ત્રી પ્રસૂતિના પેટ ઉપર ચોક્કસ સ્થાને હાથ વડે દબાણ કરે છે, જેને 'કલ્લો દેવો'ના નામથી સંબોધાય છે. આ કલ્લો દેવાની ક્રિયા કુશળ હાથે થતી હોય છે તો તે પ્રસૂતિને ઘણી મદદગાર થઇ શકે છે અને તે ખોટી પણ નથી.

આ પ્રકરણમાં શરૂઆતથી કીધેલા વિવેચન ઉપરથી વાચકનું ત્રણ પ્રકારે ધ્યાન દોરવામાં આવ્યું છે. યોનીમાર્ગની વાસ્તવિક સ્થિતિ, ગર્ભાશય અને તેનું કાર્ય તથા સ્નાયુમંડળનું પ્રસવ વખતે વિશિષ્ટ કાર્ય.

આટલી સમજુતી પછી હવે પ્રસવની શરૂઆત થાય છે તે કલ્પીને, પ્રસવ વખતની હસ્તક્રિયા, તેનાં ત્રણ જુદાં જુદાં કાર્યો, તે વખતે રાખવી જોઇતી અગમચેતી અને જરૂર જણાય તો ઔષધો અથવા તાંત્રિક ઉપાયો, ઇત્યાદિ આવતા પ્રકરણમાં આપવામાં આવશે.

* * *

# પ્રકરણ ૧૨ મું

## પ્રસૂતા અને સ્વાભાવિક પ્રસવ

આયુર્વેદના નિષ્ણાતોએ પ્રસૂતાના વિષયમાં ઘણી ઝીણવટભરી રીતે સૂચનાઓ કરી છે. પ્રસૂતાગૃહનિર્માણ બાબત અગાઉ અમે લખી ગયા છીએ, તે આજના જમાનાને અનુસરીને લખ્યું છે. પણ જો આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણેનું ઘર બનાવવું હોય તો પ્રસૂતાગૃહનું દ્વાર પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ રાખવાનું સૂચવે છે. આવી રીતે દ્વાર રાખવા પાછળ ખાસ સિદ્ધાંત છે.

ઉપર બતાવેલાં દ્વાર સિવાયનાં દક્ષિણાભિમુખ દ્વાર હોય તો પ્રસૂતાને ઉત્તર દિશાએ માથું રાખી સુવાનો પ્રસંગ આવે. ઉત્તર દિશાએ લોહચુંબકનો પહાડ આવેલો છે. લોહચુંબક લોઢાનું આકર્ષણ કરતું હોવાથી પ્રસૂત થયેલી સ્ત્રીના શરીરનાં લોહતત્ત્વો ઘટવાનો અને તેને કારણે મગજના જ્ઞાનતંતુઓ ખેંચાવાનો સંભવ હોવાથી તે પ્રસૂતાને કદાચ આંચકી, લકવો અને એવા જ મહાન વાતવ્યાધિ સુવાવડમાં લાગુ પડે તો ના ન કહી શકાય.

પશ્ચિમાભિમુખનું દ્વાર રાખવામાં આવે તો તે સ્ત્રીને પૂર્વ તરફ માથું રાખવાની જરૂર પડે. તેથી સૂર્યના ઉદયથી તે અસ્ત સુધીમાં તેના શરીર ઉપર સીધાં કિરણો પડવાથી પ્રસૂતાના શરીરમાં લોહીનો ઉકાળો થાય અને તેથી તેનાં હૃદય, ફેફસાં યકૃત, પ્લીહા જેવાં લોહીને બનાવનારાં, લોહીને સુધારનારાં અને લોહીને રંગનારાં અવયવો ઉપર ભારે અસર થવાથી, લોહીની ગતિમાં ફેરફાર થઈને તે સ્ત્રીનું દૂધ વિકારવાળું થવાથી તે દૂધ ધાવનાર બાળકને વૃદ્ધિ પામતું અટકાવી રોગી બનાવી નાંખે છે.

એટલે જ દક્ષિણ દિશાનું પ્રસૂતિગૃહનું દ્વાર તથા પશ્ચિમ દિશાનું દ્વાર હાનિકર્તા છે. ઉપરાંત દક્ષિણ દિશા તરફથી આવતો પવન ઝેરી હોય છે અને શાસ્ત્રકારોએ પણ 'દક્ષિણે યમાલય' કહેલું છે. પશ્ચિમ તરફ સમુદ્ર છે અને એ તરફથી આવતી હવા પ્રસૂતાને નિર્બળતા વધારનાર અને મંદાગ્નિ તથા સોથ ઉત્પન્ન કરનાર છે.

આવી સ્પષ્ટતા કરવાનો હેતુ એ છે કે આપણી કેટલીક લોકમાન્યતા અને રૂઢીચુસ્તતા, જે શાસ્ત્રના આધારે થઇ છે તેની પાછળ ખાસ સિદ્ધાંતો પડયા છે. છતાં અત્યારના જમાનામાં રહેવાનાં મકાનોનાં દ્વાર સંબંધમાં જ હવે તો વિશ્વકર્માના શાસ્ત્ર ઉપર આધાર રાખવામાં નથી આવતો, તો પછી થોડા વખત માટે જોઇતા પ્રસુતિગૃહ સંબંધે પૂરતી સ્પષ્ટતા કર્યા વગર આવી કાળજી રાખવાનું કહેવાથી 'વેદીયા'માં ખપવા જેવો ભય રહે છે.

અગાઉ આપણે પ્રસવ પહેલાના સપ્તાહ સુધીના વિવેચન પર્યંતના ખુલાસાઓ અને સૂચનાઓ કરી ગયા છીએ. હવે એ સમય આવી પહોંચે છે કે સચમુચ સગર્ભાને પ્રસવ થવાની તૈયારીની સૂચના રૂપે પેટમાં ઝીણું દર્દ થવાની શરૂઆત થાય છે, જેને પ્રસવની તૈયારી અથવા પ્રસવની પહેલી અવસ્થા કહી શકાય.

જ્યારે સ્વયં સગર્ભા ઘરમાંનાં વડીલ પાસે સંકોચાતા દિલે પોતાના દર્દની હકીકત જાહેર કરે ત્યારે વડીલોએ દોડાદોડી કરવાની કે હાંફળા ફાંફળા બની જવાની જરૂર નથી. પરંતુ શાંતિથી તેની હકીકત ધ્યાનમાં લઇ તેને થતા દર્દની હકીકત સાંભળવી, અને અગાઉના પ્રકરણમાં સાચી વેણુ અને ખોટી વેણનાં લક્ષણો અમે બતાવી ગયા છીએ, તે ઉપરથી નક્કી કરવું કે સગર્ભા જેની ફરિયાદ કરે છે તે શું તેને પ્રસવ થવા માટેની સાચી વેણ છે?

એમ જ હોય તો પ્રથમથી નક્કી કરી રાખેલ સુયાણીને બોલાવવા માટે ઘરના ચોક્કસ માણસને મોકલવું અને પ્રસુતાને પ્રસૂતિગૃહ તરફ ધીરે ધીરે લઇ જવી, છતાં તાત્કાલિક તેને શય્યામાં સુવડાવી દેવી નહિ પરંતુ હરવા ફરવાનું કહેવું.

વૈદક શાસ્ત્ર કહે છે કે પ્રસૂતાને એ વખતે તૈલાભ્યંગ કરવું. અર્થાત્ શરીર ઉપર ધીમા હાથે તલના તેલનું સર્વાંગે માલીશ કરાવવું અને ગરમ પાણીથી સ્નાન કરાવી લેવું. એથી તેનાં ગાત્રો અને સ્રોતોમાં કોમલતા આવશે. તેની સાથે તે વખતે અશેળીઓ, સુંઠ, તજ, અક્કલકરો અને તેજબળ સરખા વજને ખાંડી તેમાંથી એક તોલો તથા ગોળ અઢી તોલા અને ઘી અઢી તોલા લઇ તેની પાણીમાં રાબડી બનાવી, પ્રસુતા થવા તૈયાર થયેલી સ્ત્રીને પીવરાવવી. એથી તેના અંગમાં હિંમત અને શક્તિ રહેશે, પ્રસવની વેદના ઝીલી શકાશે અને વેણોના કાર્યમાં મદદ થશે. કેમકે આમાં આપેલાં દ્રવ્યોનો ગુણ એ પ્રકારનો છે. આ જાતની રાબડી આપવાનો હજી પણ ઘણા પ્રદેશોમાં રીવાજ છે અને તે ચાલુ રાખવો હિતાવહ છે.

પ્રસૂતાને દર્દ શરૂ થયા પછી ધીરે ધીરે એ દર્દ લંબાતું જાય છે. પ્રથમ કેડની પાછળના ભાગમાં કપાતું હોય યા આંકડી આવતી હોય તેવું જણાય છે. એ દર્દ પેટમાં પ્રસરી ગુપ્તભાગ આગળથી વધીને સાથળો સુધી લંબાય છે. શરૂઆતમાં આ વેદના સહી શકતી પ્રસૂતા પણ પાછળથી જાણે તેનાથી એ સહન ન થતું હોય તેવું મુખ કરી નાંખે છે. એટલા સમયમાં તો સુયાણી યા દાયણ આવી પહોંચે છે, અને અગાઉ જણાવેલાં સાધન-સાહિત્યોની ઝડપભેર પણ ધમાધમ કર્યા વગર તૈયારી કરાવી લે છે. આટલો કાળ પ્રસુતાને શય્યામાં સુવરાવવાની જરૂર નથી, પરંતુ હરતા ફરતા અથવા ઉઠતા



દાયણ પ્રસૂતાના ગર્ભાશયની પરીક્ષા કરે છે. (પૃષ્ઠ ૯૩)

બેસતાં રાખવાની જરૂર છે. છતાં તેનાથી હરીફરી શકાતું નથી, અને એ સુવા માટે લલચાય છે. તે પોતાના હાથે કેડનો પાછળનો ભાગ દબાવવા લાગે છે અને ઉંચી નીચી થાય છે. ક્યારેક હોઠ દબાવી અંદર આવતી વેણની આંકડીના કષ્ટને ઝીલી લઇ શ્વાસનું રૂંધન કરતી એમ કરવા લાગે છે. અને એવા વેણોના કેટલાક હુમલા થયા પછી ગર્ભાશયનું મુખ ખુલે છે. આ વખતે સ્રીને સહેજ ડાબે પડખે સુવરાવી રાખી, બન્ને ઢીંચણોને વળાવી વચમાં તકીયા જેવું રાખી લેવાથી સારો આધાર રહે છે. પછી તેનાં કપડાં અલગ કરી સુયાણીએ બહુ જ બુદ્ધિપૂર્વક પ્રસુતાના ખાટલાથી દૂર નહીં જતાં તેની નજીક બેસી યોનીપરીક્ષા કરી લેવી જોઇએ.

ચાલુ વેણમાં ગર્ભાશયનું મુખ ખુલવા લાગેલું હોય, પરંતુ કોઇ પણ કારણવશાત જો દર્દ ટાઢું પડી જાય અર્થાત પ્રસવવેદના મંદ પડે અને તે વખતે તપાસ કરતાં સુયાણીની આંગળી ગર્ભ ફરતા રહેલા જળની થેલીને લાગી, તે ફુટી જઇ ગર્ભજળનો સ્રાવ થઇ જાય અને પ્રસવ બાકી રહે તો ઘણું અનિષ્ટ બને છે. માટે યોનીપરીક્ષા વખતે ઘણી ધીરજ અને સાવચેતીથી—આઘાત પ્રત્યાઘાત ન લાગે એવી સાવચેતીથી પરીક્ષા કરવી જોઇએ. કારણ કે પ્રસવના વખતમાં એક તો વેણ આવીને દર્દ ચાલુ રહેવું એ જેટલું જરૂરી છે, તેટલું જ એ ચાલુ દર્દમાં ગર્ભજળની સાથે ગર્ભ નીચે આવી જવો એ પણ મહત્વભર્યું છે.

પ્રથમ અવસ્થા વેણો આવીને ગર્ભાશયનું મુખ ખુલ્લું થવું ત્યાં પૂરી થાય છે, અને મુખ ખુલ્લું થયા પછી તસીયો ફુટયો ત્યાંથી પ્રસુતાની બીજી અવસ્થા શરૂ થાય છે. આ વખતે યોનીમુખમાં આંગળી મુકવાથી ગર્ભાશયનું મુખ જણાતું નથી પણ યોની માર્ગ અને ગર્ભાશયનો એક સળંગ નળ બની ગયેલો હોય છે.

પહેલી અવસ્થામાં ગર્ભ ફરતી પાણીથી ભરેલી થેલી જેને તસીઓ કહેવામાં આવે છે (મેંબ્રેન) તે ભૂલથી ફુટી ન જાય તેની કાળજી રાખવા સૂચના કરવામાં આવી છે; જ્યારે બીજી અવસ્થા કે જેમાં જોરદાર વેણો ચાલુ હોય, આંગળી મૂકતાં ગર્ભાશયની ડોક પાસે ગર્ભનું મસ્તક જણાતું હોય, છતાં તસીયો ફુટી ગર્ભજળ ન વહેતું હોય તો દાયણે પોતાની આંગળીથી તસીયો ફોડી નાંખવો જોઇએ.

આ પ્રમાણે તસીયો ફુટી જઇ, ગર્ભજળ વહેવાથી પ્રસુતાને કાંઇક સારૂં લાગે છે, કારણ કે ગર્ભજળ વહેવા લાગે છે તેની સાથે ગર્ભ નીચે આવે છે અને ગર્ભિણી શ્વાસ આસાનીથી લઇ શકે છે. છતાં રહી રહીને વેણો તો ચાલુ જ હોય છે.

પરંતુ આ બીજી અવસ્થા શરૂ થયા પછી સુયાણીએ કાળજી રાખવાની એ હોય છે કે ગર્ભ નીચે આવીને પાછો ઉપર ચઢી ન જાય. કારણ કે જ્યારે જ્યારે વેણ આવે છે અને પ્રસૂતા જોર કરે છે ત્યારે ત્યારે ગર્ભ નીચે આવે છે. પણ વેણનું જોર નરમ પડતાં ફરી ગર્ભ ઉપરની બાજુ તરફ ચઢી જાય છે. જો કે એની પાછળ પણ કુદરતનો એક હેતુ છે. ગર્ભના મસ્તકના વારંવાર ઉપર ચઢી નીચે આવવાના પ્રયાસોથી, નીચે સંકુચિત રહેલાં અવયવો ખીલતાં જાય છે. છતાં બહારથી સુયાણી સાથે મદદમાં રહેલી અનુભવી બાઇએ આ વખતે એટલે બીજી અવસ્થામાં પ્રસુતાની પડખે ઉભા રહી પોતાના બંને હાથથી તેના પેટ ઉપર પાંસળીઓ નીચે આંગળીઓ અને અંગુઠાને ઉપર નીચે ગોઠવી યુક્તિપૂર્વક દબાણ ચાલુ કરવું જેને ‘ કલ્લો દેવા ’ની ક્રિયા કહેવામાં આવે છે.

આ કલ્લો દેવાની ક્રિયા કુશળ હાથે જો થતી હોય છે તો તે પ્રસુતાને પ્રસવમાં ઘણી મદદરૂપ થઇ પડે છે. એથી તેની વેણને

જોર મળે છે, બાળક ઉપર નહિ ચઢતાં ધીરે ધીરે નીચે ધકેલાય છે અને સ્ક્રુની માફક પોતાનું મસ્તક બસ્તીમાર્ગ અને શ્રોણીગુહામાંથી ફેરવતું ફેરવતું યોનીનળમાં આવે છે. તે વખતે વેણો ચાલુ જ હોય છે અને મસ્તક યોનીમુખ તથા બેસણી પાસે આવી અટક્યું હોય છે. નિર્ગમનદ્વારમાં આવતાંની સાથે મુખનું દ્વાર પહોળું થાય છે અને ભીનું તથા કોમળ બને છે. તે વખતે વેણ આવી, મસ્તકનું એકાએક દબાણ બેસણી ઉપર થાય તો બેસણીની જગ્યા તુટી જવાનો ભય રહે છે. માટે મસ્તક યોનીમુખમાંથી બહાર નીકળતી વખતે સુયાણીએ ખુલ્લા હાથે કે રૂમાલ હાથમાં રાખી તેથી ટેકો આપવો. આખું મસ્તક બહાર આવે એટલે તેને જમણા હાથનો આધાર રાખવો અને મસ્તકમાં નાળની આંટી હોય તો ધીરેથી કાઢી નાંખવી. મસ્તક બહાર આવવા પછી પણ બાળકને ખેંચવાની કે ઉતાવળ કરી ત્રાસ આપવાની જરૂર નથી. સ્વાભાવિક પ્રસવમાં કુદરત જ પહેલેથી છેલ્લે સુધી કામ કર્યે જાય છે. મસ્તક બહાર આવ્યા પછી ફરી એક વખત પ્રસૂતાને જોરદાર વેણ આવે છે અને એ જોરથી બાળકના ખભાનો ભાગ બહાર નીકળે છે.

મસ્તક બહાર આવી ગયા પછી ખભાનો ભાગ બહાર આવતાં વખત જતો હોય અને પ્રસુતા કણાતી હોય તો ધીરેથી આગળના ભાગમાંથી આંગળી દાખલ કરી ગર્ભની બગલમાં આંગળીઓ ભીડાવી સાધારણ બહાર ખેંચવા પ્રયાસ કરવો. તેની સાથે વેણનું જોર ભળશે એટલે બાળક બહાર આવશે.

બાળક માતાના દેહથી બહાર પડ્યું એટલે પ્રસવની બીજી અવસ્થા પુરી થઇ ગણાય છે.

ત્રીજી અવસ્થામાં હવે માત્ર ઓર બહાર પડવી એ કાર્ય રહે છે. ત્રીજી અવસ્થાનું વર્ણન અને ઓર બાબતની સમજુતી સંબંધે

વિવેચન કર્યા પહેલાં પહેલી અને બીજી અવસ્થા માટે કેટલુંક કહેવા જેવું છે, તેમ જ અયોગ્ય રૂઢીના કારણે બનતી કેટલીક અનિચ્છનીય બાબત માટે પણ જણાવીશ.

ગામડામાં થતો સુવાવડો અને તેમાં કામ કરતી ઓછી સમજણની સુયાણીઓ કેટલીક વખત ખોટી ઉતાવળ કરીને પ્રસૂતાને બેહદ ત્રાસ આપે છે. દર્દની પરીક્ષામાં પહેલી–બીજી અવસ્થાનું તેને પુરૂં જ્ઞાન નહીં હોવાને કારણે તેને બોલાવવામાં આવી કે તાત્કાલિક પ્રસવ કરાવવાની ઉતાવળ કરવા લાગી જાય છે. તે બીજી સ્ત્રીઓને પેટ ઉપર કલ્લા દેવાનું સૂચન કરે છે, પ્રસૂતાને ઉભા પગે બેસારી, હાથમાં ઉંચે ટાંગેલું દોરડું પકડાવી, જોરદાર સૂચના આપે છે, અથવા પ્રસૂતાને ઉભા પગે બેસારી દાયણ પોતાનું માથું પ્રસૂતાના પેટમાં ભીડાવી, જોર કરીને પરાણે પ્રસવ કરાવે છે. આ બધા ખરી રીતે જંગલી ઉપાયો છે. પ્રસવ થવા માટે ખરૂં જોર પ્રસૂતાનું જ કામ આવે છે અને પ્રસવ માટે સાચી વેણો જ પ્રસવ કરાવે છે, આપણે તો સમયને પિછાની પ્રસુતાનાં અવયવો ઉપર થતી અસરની સાથે રહી યોગ્ય મદદ આપવી, એટલું જ આપણું કર્તવ્ય છે.

જે દાયણો સાચી અને ખોટી વેણુને પિછાની શકે છે અને પ્રસૂતા થતી વખતે અંગુલીપરીક્ષા બરાબર સમજી શકે છે, તે કદાપિ ખોટા ધમપછાડા કરતી નથી અને સ્વાભાવિક પ્રસવમાં અન્ય માનવીઓની અજુકતી દરમ્યાનગીરીની જરૂર પણ નથી.

પહેલી અને બીજી અવસ્થાનું વર્ણન ઉપર આપી ગયા છીએ. છતાં ઘણી સ્પષ્ટતાથી અને સાદી રીતે એક વખત તેનો નિર્દેશ કરી આપું કે જેથી સાધારણ માનવી પણ એ બાબત સહેલાઇથી સમજી શકે.

પ્રસુતાને વેણો આવવા લાગે એટલે દાયણની પ્રથમ ફરજ એ છે કે પોતાના હાથ ધોઇ, સાફ કરી, આંગળી ઉપર તેલ કે ગ્લીસેરાઇન લગાડી, યોનીપરીક્ષા કરવી જોઇએ. એનાથી વેણો ખરી છે કે ખોટી, પ્રસૂતિનો આરંભ થયો છે કે નહિ, પ્રસુતિ પૂરી થયાને કેટલી વાર લાગશે, ગર્ભની સ્થિતિ સ્વાભાવિક છે કે અસ્વાભાવિક, અર્થાત ગર્ભ નીચે આવેલો છે, તેનો કયો ભાગ આગળ છે, (વાસ્તવિક રીતે મસ્તક હોય તો જ સ્વાભાવિક ગણાય. બીજાં અવયવો પ્રથમ દેખાય તેને અસ્વાભાવિક પ્રસવ કહે છે. એવા અસ્વાભાવિક પ્રસવ માટે હવે પછી વર્ણન આવશે.) વગેરે મહત્ત્વની માહિતી પહેલી તકે અંગુલી વડે કરેલી પરીક્ષાથી થઇ શકે છે.

પરીક્ષા કરવા માટે પ્રસુતાને ખાટલા ઉપર ડાબા પડખે ખાટલાની એક બાજુની ઇસ તરફ ઘુંટણ વળાવી એવી રીતે સુવરાવવી કે તેના નિતંબનો ભાગ ખાટલાની કોર ઉપર રહે. પછી ડાબા હાથની તર્જની તેલમાં બોળીને કક્ષોટા તરફથી સંભાળીને ધીમેથી યોનીમાર્ગમાં દાખલ કરવી. આંગળી ઉપર જરા પણ નખ વધેલા ન હોવા જોઇએ. આંગળી છેડે જવા દેવી અને ગર્ભાશયનું મુખ તપાસી લેવું, જમ-રૂખના દીંટા જેવું ગર્ભાશયનું મુખ વગર ખુલેલું હોય ત્યાંસુધી જણાય છે. પરંતુ વેણો આવ્યા પછી તે ખુલતું જાય છે. જ્યાંસુધી મુખ બીડાયેલું હોય ત્યાંસુધી પ્રસવની શરૂઆત થઇ છે તેમ સમજવું, થોડું ખુલેલું હોય તો તુરત જ પ્રસવનો આરંભ થયો છે એમ સમજવું અને બીલકુલ પહોળું થઈને યોનીમાર્ગ તથા ગર્ભાશય એક નળી જેવું જણાય તો અને ગર્ભાશયમાંથી નીચે ઉતરી આવેલ બાળકનાં અવયવ સાથે આંગળી લાગે તો પ્રસવનો આરંભ થયાને ઘણો વખત થઇ ગયો છે એમ સમજવું.

કમળમુખ પહોળું હોય છતાં તસીયો (ગર્ભને રહેવાની થેલી) દૂર હોય તો પહેલી અવસ્થા પૂરી થવાને થોડી વાર છે એમ સમજવું. નજદીક હોય તો પહેલી અવસ્થા પૂરી થશે એમ સમજવું. પરંતુ આંગળીને તસીયો નહિ લાગતાં બચ્ચાના માથાની ખોપરી અથવા આંગળી લાગે તો તસીયો ફુટી ગયો છે અને પ્રસવની બીજી અવસ્થા શરૂ થયેલી સમજવી.

બાળકનું માથું ગર્ભાશય છોડી, અર્થાત શ્રોણીગુહામાંથી બહાર આવી, યોનીમાર્ગમાં દાખલ થયું હોય તો બીજી અવસ્થા ચાલે છે એમ સમજી, સાધારણ કલ્લાની શરૂઆત કરી, મસ્તક નિર્ગમનદ્વાર તરફ આવે છે તેની સંભાળ રાખવી.

અંગુલીથી યોનીપરીક્ષા કરતી વખતે યોનીની ગરમાઇ તથા બધા સુંવાળા ભાગો કેટલા પહોળા થઇ શકે તેવા છે તથા માર્ગમાં બીજી કાંઇ ખોડ છે કે નહિ તે બધું તપાસી લેવું.

પહેલી અવસ્થામાં આંગળીપરીક્ષાથી તસીયો ન ફુટે તેની કાળજી રાખવી. પહેલી અવસ્થામાં પ્રસૂતાને સુવાડી રાખવી નહિ અને તે સુઇ રહેતી પણ નથી. વ્યાકુળતાને કારણે તે ઉઠબેસ કરતી રહે છે અને તડફડાટ કરે છે. બીજી અવસ્થા શરૂ થાય, તસીયો ફુટે એટલે તેને સુવાડવી ઘટે છે.

પહેલી અને બીજી અવસ્થા આસાનીથી પૂરી થઇ, બાળક ગર્ભની બહાર પડયું એટલે અરધું મહત્ત્વનું કાર્ય પુરૂં થયું. છતાં ત્રીજી અવસ્થા કે જેમાં બાળકના પ્રસવની જેમ વેણો આવી ઓર બહાર પડવા-પાડવાની ક્રિયા બાકી હોય છે, તે ત્રીજી અવસ્થા ગણાય છે. હવે પછીના પ્રકરણમાં એ વિષે જોઇશું.

* * *

# પ્રકરણ ૧૩ મું

## પ્રસવની ત્રીજી અવસ્થા અને ઓર

**પ્રસવની** બે અવસ્થા ગયા પ્રકરણુમાં આપણે જોઇ ગયા છીએ. બાળકનો પ્રસવ થયા પછી અર્થાત પેટ બહાર બાળક પડયા પછી ત્રીજી અવસ્થા સુવાવડીની બાકી રહે છે, અને આ ત્રીજી અવસ્થામાં જવાબદારી વિશેષ વધી જાય છે.

બાળકનો પ્રસવ થઇ જવા છતાં ઓર ગર્ભાશયની અંદર હોય છે, જ્યારે બીજી તરફ પ્રસવ પામેલા બાળકની માવજત શરૂ થાય છે, ત્રીજી તરફ સુવાવડીની સારવાર પણ કરવાની હોય છે એટલે આ વખતે ખાસ કરીને દાયણુ સાથે મદદમાં રહેલી અનુભવી બાઇ બહુ ઉપયોગી નીવડે છે,

બાળક બહાર પડયા પછી દાયણે પોતાના હાથમાં બાળકને ઝીલી લીધા પછી, પ્રથમ સમજાવી ગયા છીએ કે બાળકના ગળામાં નાળની આંટી હોય તે ઉકેલી નાંખી બાળકને રડાવવા માટે અને તેના શ્વાસોચ્છવાસને ચાલુ કરવા માટે દાયણે ઝડપથી તેના મોઢામાથી, આંખ ઉપરથી અને નાક ઉપરથી બલગમ દૂર કરવો જોઇએ, અને બાળક ઉપર એક ઠંડા પાણીનો લોટો તથા ગરમ પાણીનો લોટો ભરી પાણી રેડી દેવું જોઇએ. એથી બાળક રડવા લાગશે. ત્યારપછી તેની સ્વચ્છતા, સફાઇ અને નાળછેદન અથવા નાળ વધેરવા સંબંધમાં જરૂરત ઉભી થાય છે. તે સંબંધમાં કાળજી-પૂર્વકની સમજુતી માટે નાળછેદન માટે સ્વતંત્ર પ્રકરણુ હવે પછી લખીશું. અત્યારે તો વહેલી તકે ઓર પડી જાય તે માટેની સાવચેતીનો ખ્યાલ આપવાની જરૂર છે.

પ્રથમ તો એ લક્ષ દોરવાની જરૂર છે કે પ્રસવ વખતે કળીઓ આપનારી બાઇ કે જે યુક્તિપૂર્વક પ્રસૂતાનું પેટ દબાવતી હોય છે તેણે પ્રસવ થઇ ગયા પછી પણ પ્રસૂતાનું પેટ છોડી દેવું ન જોઇએ, પણ ધીરૂં ધીરૂં દબાણ ચાલુ રાખવું જોઇએ. જો પેટને છોડી દેવામાં આવે તો વાયુ ગુપ્ત ભાગમાંથી સંપ્રવેશ કરીને ગર્ભાશયનો સંકોચ પેદા કરશે, જેથી ઓર આવતાં વાર લાગશે.

કદાપિ આવી મદદનીશ કુશળ બાઇની સગવડ ન હોય તો દબાણ રાખવા માટે મજબૂત ખાદીનો પેટ ઉપર નાની રૂવલ ગાદી મૂકીને પાટો બાંધી રાખવાની જરૂર છે.

બાળકનો પ્રસવ થઇ ગયા પછી, કુદરતી રીતે જ ગર્ભાશય થોડો વખત આરામ લે છે. અર્થાત્ એકાદ બે મીનીટ આરામ લઇ, ફરી અગાઉની માફક વેણ આવે છે અને થોડો રક્તસ્રાવ થઇ ગર્ભાશયની અંદરથી, ઓર (ગર્ભાશયની અંદર ગર્ભ ફરતી રહેલી પાતળી થેલી જેણે ગર્ભાશયનું રક્ષણ કર્યું હોય છે તે) બહાર પડે છે. અને એ ઓર બહાર પડી ગયા પછી પ્રસવની ત્રીજી અવસ્થા પૂરી થાય છે.

કેટલીક વખત પ્રસવ થઇ ગયા પછી નાળ વધેરવામાં ન આવેલ હોય ત્યાં જ ઓર બહાર પડી જાય છે અને કેટલીક વખત ઓર બહાર પડતાં પહેલાં નાળ વધેરી લીધેલ હોય છે. જો ઓર ગર્ભાશયમાં જ હોય અને નાળ વધેરી લેવામાં આવેલ હોય તો નાળનો છેડો છૂટો નહીં રહેવા દેતાં છેડાને હાથમાં પકડી રાખવો જોઇએ.

કેટલીક અજ્ઞાન સુયાણીઓ આ છેડાને પકડી જોરથી ખેંચવાનો પ્રયાસ કરે છે અને એ રીતે હાથના જોરે ઓરને જલદી બહાર પાડવા માટે મુર્ખાઇ કરી પ્રસૂતાને હાનિ પહોંચાડે છે.

સ્વાભાવિક પ્રસવમાં જેવી રીતે પ્રસવ આપમેળે થાય છે તેવી જ રીતે પ્રસવ થયા પછી ઓર પણ ગર્ભાશયની બહાર પડે છે. તેને માટે ઉતાવળ અને ખેંચતાણ ન કરવી જોઇએ, તેમ ઓર પડવાને વાર લાગે તો ગફલતમાં પણ ન રહેવું જોઇએ.

કારણ કે પ્રસવ પછી ઓર બહાર આવી પેટ (ગર્ભાશય) તદ્દન સાફ થઇ જવાની જરૂર છે, અને એમ બને તે જ પ્રસૂતાના ભવિષ્ય માટે અને એનાં સ્રીઅવયવના બાંધા માટે હિતકારી છે.

ઘણી સ્રીઓને સુવાવડ આવી ગયા પછી પેટ મોટું રહી જાય છે, પેટમાં કાયમનો દુઃખાવો રહી જાય છે, અથવા ગર્ભાશયનો સોજો કે એવો જ કોઇ ચીકણો વ્યાધિ લાગુ થાય છે, એ જીંદગી સુધી સાલે છે. માટે બલગમ તથા ઓરનો પુરો નિકાલ થવો અને આળા બની ગયેલા અવયવની પૂરતી સંભાળ લેવી એ ઘણું જરૂરી છે.

પ્રસવ થઇ ગયા પછી પા, અરધો કે વધુમાં વધુ એક કલાક સુધી ઓર આપોઆપ પડી જાય તેની રાહ જોવી. હાથમાં પકડી રાખેલ નાળને ઘણી જ ધીમી રીતે સહેજ ખેંચી જોવી. આ તદ્દન સાધારણ ખેંચાણથી એકાદ જગ્યાએ ઓર ચોટી રહેલી હશે તો છુટી જશે. અને એ રીતે ગર્ભાશયથી છુટી થઇ ગયેલી ઓર અંદર રહી શકતી નથી, જ્યારે ગર્ભાશયની અંદર દીવાલો સાથે ઓર લાગેલી હોય છે તો જ એ બહાર આવી શકતી નથી અથવા એ છુટી પડી જવા છતાં ગર્ભાશયનું મુખ વહેલું સંકુચિત થઇ જવાથી અથવા વેણની ક્રિયા બંધ પડી જવાથી ઓર અંદર રહે છે. એટલે જ્યારે વખતસર ઓર બહાર ન આવે ત્યારે તેને કાઢવા માટે પ્રયત્ન કરવાની જરૂર ઉભી થાય છે. પ્રથમ તો ગર્ભાશયમાંથી ઓર છુટી

થઇ છે કે કેમ તે તપાસી લેવાનું હોય છે, અને અનુભવી તથા બુદ્ધિશાળી સુયાણી હાથમાં પકડી રાખેલી નાળ ઉપરથી તે સમજી શકે છે.

બચ્ચાની દુંટીથી કાપી અલગ કરેલ નાળ જેને હાથમાં પકડી રાખી હોય છે અને જેનો બીજો છેડો ગર્ભાશય માંહેની ઓર સાથે જોડાયેલો રહી લટકતો હોય છે તે નાળ દબાવવાથી નરમ જણાય, પોચી હોય, અડવાથી ઠંડી લાગતી હોય, અને નાળની અંદર રક્તાભિસરણનું સ્પંદન (થડકો) ન લાગે તો સમજવું જોઇએ કે ઓર ગર્ભાશયમાંથી છૂટી પડી ગઇ છે, તથાપિ ગર્ભાશયમુખ સંકુચિત થઇ જવાથી અથવા વેણુ બંધ થઇ જવાથી ઓર છુટી થઇ જવા છતાં બહાર આવી શકતી નથી.

અને નાળ લોહીથી ભરેલ તથા દબાવવાથી કઠણુ લાગે, તેમજ ગર્ભાશયનો થડકો નાળ ઉપર આવતો હોય તો સમજવું કે ઓર ગર્ભાશયની દીવાલ સાથે ચોંટેલી છે.

પ્રથમ બતાવ્યા પ્રમાણે ઓર છૂટી થઇ જવા છતાં બહાર આવી શકતી ન હોય તો પહેલું કર્તવ્ય એ છે કે વેણુ લાવવી જોઇએ. વેણુ આવી ગર્ભાશયનું મુખ ખુલીને ગર્ભને ધકેલી બહાર કાઢનાર જે શરીરની ક્રિયાઓ થાય છે તેવી ક્રિયાઓ ઉત્પન્ન કરવાને માટે ઔષધ આપવાની જરૂર છે. આવાં ઔષધો દેશી છે અને વિલાયતી (ઇંગ્રેજી) પણુ છે. તેની સાથે કેટલીક હસ્તક્રિયાઓ પણુ છે. એ બધી દવાઓ અને ક્રિયાઓ એક પછી એક કામે લગાડીને ઓરને છૂટી કરવી જોઇએ.

પ્રથમ ક્રિયાઓ તો એ છે કે પેટ ઉપર જે પ્રમાણે કલ્લો દેવામાં આવે છે એ જ રીતે તલનું તેલ તથા ટરપેન્ટાઇન સરખે વજને

મેળવી પેટ ઉપર લગાડી, કોઇ પણ પદાર્થને આપણે ઉપરથી નીચે ધકેલતા હોઇએ એ રીતે ધીરા હાથે પીચોટી ચોળવાની માફક પેટને ચોળવાથી સાધારણ રીતે ફરીથી અંદર વેણ શરૂ થાય છે અને કોઇ પણ જગ્યાએ સહેજ ચોટી રહેલી ઓર ચોળવાથી છુટી જાય છે, અને આ પ્રમાણે ચોળવાથી જ ઓર બહાર આવી જાય છે.

આવી કુશળતાપૂર્વકની ક્રિયા સિવાય મૂર્ખ દાયણો ઓરનો જલદી નિકાલ કરવા માટે સુવાવડીને ઉભા પગે બેસારી પછી તેના પેટમાં પોતાનું માથું ભીડાવી જોર કરે છે. ભલે એથી કેટલીક બહુ મજબૂત બાંધાની અને ઘણી મહેનત કરનારી સ્ત્રીઓને નુકસાન થતું નહિ હશે. તથાપિ ઓરની બાબત તો બાજુ ઉપર રહી, પરન્તુ આવી જંગલી ક્રિયાથી ગર્ભાશય આખું સ્થાનભ્રષ્ટ થઇ જઇ ખસી જાય છે, અને તે આખું જ બહાર આવી જઇ ભયંકર આફતમાં ઉતરવું પડે છે. એટલે વાચક સ્ત્રીઓએ, કદાચ મૂર્ખ સુયાણીના હાથથી કોઇ વખત આવો પ્રસંગ પડવાનો વખત આવે, તો પણ તેમણે આવી ક્રિયાઓ સામે પોતાનો વિરોધ જાહેર કરવો જોઇએ.

એટલે હું એ કહેવા માગું છું કે પેટને ચોળીને ઓર યુક્તિથી બહાર લાવવી તે સારૂં છે, પરંતુ પેટ ઉપર અસ્વાભાવિક દબાણ કરીને જોર કરવું ઘણું જ ખરાબ છે.

બીજી ક્રિયા છે તે ગુપ્તમાર્ગમાં હાથ દાખલ કરવાની છે. પેટ ચોળવાથી અથવા રાહ જોવાથી ઓર ન પડે તો દાયણે પોતાના ડાબા હાથને જંતુઘ્ન પાણીથી ધોઇ, સાફ કરી, હાથ ઉપર એરંડીયું લગાવી, ચાર આંગળી અને અંગુઠો એક કરી હાથને શંકુ આકારનો બનાવી, સ્ત્રીના ગુપ્ત અંગમાં દાખલ કરવો, અને એ ભાગને પહોળો રાખી, એકાદ આંગળીથી ગર્ભાશયના મુખને તપાસી જોવું. એ જો

સંકુચિત ન થઇ ગયું હોય તો અંગુલીપ્રવેશ કરાવીને ગર્ભાશયના મુખમાં આંગળી દાખલ કરી થોડો વખત રહેવા દેવી. આટલું કરવાથી પણ કેટલીક વખત વેણુની ક્રિયા શરૂ થઇ ગર્ભાશયના સ્નાયુ સંકોચાવા લાગી, મુખ પહોળું થઇને ઓર બહાર આવી જાય છે. બને તો આવી હસ્તક્રિયાની શરૂઆત કરતા પહેલાં પ્રસૂતાને નીચેની દવાઓ આપી એ પછી જ હસ્તક્રિયામાં પ્રવૃત્ત થવું.

અરગટ નામની અંગ્રેજી દવા આવે છે. આ પ્રકારની વનસ્પતિનાં મૂળીયાંનો અર્ક આવે છે અને તે તૈયાર કેમીસ્ટોને ત્યાં મળે છે. તેનું આખું નામ ‘લીક્વીડ એક્સ્ટ્રેક્ટ ઓફ અગરટ’ છે. આ દવાની સીધી અસર ગર્ભાશયના સ્નાયુમંડળ ઉપર થાય છે અને તે ગર્ભાશયને સંકુચિત કરે છે. એટલે ગર્ભાશય પોતામાં રહેલા પદાર્થને બહાર ધકેલવા માટે પ્રયાસ કરે છે. એથી લીક્વીડ અગરટનાં ૩૦ ટીપાં થોડા પાણી સાથે પાઇ દેવાં. આ દવાની અસર વીસ પચીસ મીનીટમાં જ થાય છે અને ગર્ભાશય સંકુચિત બનવા લાગી ઓર બહાર પડે છે.

અરગટના જેવા જ ગુણવાળી દેશી દવા એ આપણા કપાસનાં મુળ છે. કપાસ આ દેશમાં પુષ્કળ થાય છે અને તે વીણી લીધા પછી તેની પાછળ રહેલી સાંઠી (કપાસ લઇ લીધા પછી તેના છોડ જે ખોદી કાઢવામાં આવે તેને સાંઠી કહે છે.) માત્ર બાળવાના ઉપયોગમાં આવે છે. તેનાં મૂળની છાલ લાવી, અઢી તોલા છાલનો ૨૦ તોલા પાણી સાથે ઉકાળો કરી, પાંચ તોલા રહેતાં કપડેથી ગાળી, તેમાં સહેજ મધ નાંખી પાઇ દેવામાં આવે તો અરગટ આપવાની જરૂર રહેતી નથી. પરંતુ આ વસ્તુ જે વખતે સુવાવડ આવી હોય, ઓર ન પડતી હોય તે વખતે શોધવા બેસે કાંઇ પત્તો ન લાગે. પ્રથમથી એને મેળવી રાખવી જોઇએ. તો જ તે ઉપયોગમાં આવે. ઘણું કરીને ગાંધી લોકો પણ કપાસનાં મૂળ રાખતા નથી. કેટલીક વાર એ જોઇને

એદ થાય છે કે આપણા આગણે પેદા થતી આવી અમૂલ્ય દવાને નકામી ગણીને ફેંકી દેવામાં આવે છે!

ત્રીજી દવા છે ટંકણખાર વાલ ૧ અને તજ વાલ ૧. આ બન્ને વસ્તુને મધ સાથે ચટાડી દેવાથી પણ તેની અસર બહુ જલ્દી થાય છે અને ઓર બહાર પડે છે.

અથવા બે વાલ જવખાર ઘીની સાથે મેળવીને ચટાડી દેવાથી પણ ઓર બહાર આવે છે. આ રીતે અંદરની દવાઓ આપવાથી તથા ઉપર બતાવી ગયા તે પ્રમાણે બાહ્યોપચારથી ઓર બહાર પડે છે. અને ઓર બહાર પડવી એ અત્યંત જરૂરી પણ છે.

વારુ, પરંતુ ઉપર બતાવેલા ઉપચાર તથા ઉપાય કરવા છતાં ઓર બહાર ન પડે ત્યારે અનુભવી સ્ત્રીચિકિત્સક અથવા દાયણે પોતાનો હાથ ગર્ભાશય સુધી લંબાવી, ગર્ભાશય સાથે ચોંટેલી ઓરને સમજી–વિચારી ઉખેડીને બહાર કાઢવાની હોય છે. આ માટે કેટલાંક ગુપ્તભાગને પહોળો કરી રાખે તેવાં યંત્ર (ચીમટા) તથા હથિયારની પણ જરૂર છે. તે કાર્ય અનુભવનું હોઇ એ અહીં આપી શકાય તેમ નથી.

તેની સાથે એ પણ ભલામણ કરવી જોઇએ કે જેમને ગર્ભાશયની અંદર હાથ દાખલ કરવાની આવડત નથી, જેમણે કોઇ સર્જન કે મીડવાઇફ પાસે એ વિષેનો અનુભવ મેળવ્યો નથી, તેમણે પોતાની શક્તિથી કોઇ પણ દિવસ આવું સાહસ કરવું નહિ, પરંતુ એવા વખતે તે ક્રિયાનો અનુભવ ધરાવનાર ડોકટર અથવા વૈદ્ય અને નર્સને બોલાવી, તેમને એ કાર્ય સોંપવું એ જ વધુ ઇચ્છવા યોગ્ય છે.

* * *

# પ્રકરણ ૧૪ મું

## અસ્વાભાવિક પ્રસવ

આગાઉ સ્વાભાવિક પ્રસવના સંબંધમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે. એવા પ્રસવમાં ખાસ કરીને પ્રસૂતિને યોગ્ય મદદ આપવા સિવાય, કોઇ ખાસ ઉપાય કરવાની કે ચિંતા કરી, અન્ય ઝંઝાવાતમાં ઉતરવાની જરૂર રહેતી નથી. તેમાં જો સરલ અને સૂચિત માર્ગે, કાળજી રાખીને કામ કરવામાં આવે તો થોડા કલાકોમાં, મહિનાઓથી જે પ્રસવની આગાહી સહેજ ચિંતા ઉપજાવી રહેલ હોય છે તે પતી જાય છે.

પરંતુ સ્વાભાવિક પ્રસવની બાબત બાજુ ઉપર રહેવા દઇએ તો અસ્વાભાવિક પ્રસવ માટે સ્વાભાવિક પ્રસવ કરતાં વધુ સાવચેતીની, કુશળ અને બુદ્ધિમાન દાયણ કે મીડવાઇફની અને અનેક ઔષધીપ્રયોગો તથા છેવટે શસ્ત્રકર્મની પણ જરૂર ઉભી થાય છે.

અસ્વાભાવિક પ્રસવનાં ત્રણ જુદાં જુદાં કારણો માની શકાય:

( ૧ ) ગર્ભને બહાર ધકેલનાર અવયવની ખામીને કારણે.

( ૨ ) ગર્ભને નીકળવાના માર્ગની ખામીને લીધે.

( ૩ )ગર્ભમાં પોતાનામાં ખામી હોવાને કારણે.

આ પ્રમાણે અસ્વાભાવિક પ્રસવને ત્રણ ભાગમાં વહેંચીને સમજવાથી સાચી અનુકૂળતા મળે છે.

( ૧ ) ગર્ભને બહાર હડસેલનારાં અવયવો તે ગર્ભાશયના સ્નાયુ તથા પેટના સ્નાયુ ગણાય, અને એ સ્નાયુનું સંચાલન અથવા સંકોચ એ જ પ્રસવ વખતે ગર્ભને ધકેલનારી ક્રિયા છે, અને એ સ્નાયુઓ જયારે સંકોચ પામે છે તથા વેણ આવે છે ત્યારે જ પ્રસવનો પ્રારંભ થાય છે.

કેટલીક સ્ત્રીઓને જોરદાર વેણો આવે છે, તેની સાથે ગર્ભાશયનું મુખ જલદી જોઇએ તેટલું પહોળું થઇ જાય છે અને આવી સ્ત્રીઓને 'શિઘ્ર પ્રસવ' થાય છે. તેમાં કેટલીક વખત ગર્ભમાંના બાળકનું કદ ઘણું નાનું હોવાને કારણે પણ આવા શિઘ્ર પ્રસવ થવાના દાખલા બને છે. સ્ત્રી ઉભી હોય, બેઠી હોય, કામમાં હોય કે ઉંઘતી હોય ત્યારે અચાનક દર્દનો સખત હુમલો થઇ, તે પોતાના નિયત કરેલા સ્થાને પહોંચતાં પહેલાં જ પ્રસવ થઇ જાય છે. આવા પ્રસવમાં બીજો તો વાંધો નથી આવતો, પણ કોઇ વાર બાળક પછડાઇ પડે છે, નાળ તુટી જાય છે, ગુપ્તભાગ ફાટી જાય છે અથવા બેસણી ચીરાઇ જાય છે અને કેટલીક વખત આવા પ્રસવમાં ઘણો રક્તપ્રવાહ વહી જવાથી પ્રસૂતાને મૂર્ચ્છા પણ આવી જાય છે.

આવી રીતે શિઘ્ર પ્રસવને પણ અસ્વાભાવિક પ્રસવની ગણતરીમાં જ લેવો જોઇએ. કેટલીક સ્ત્રીઓને આવી આદત હોય તેમણે સાવચેતી રાખવી ઘટે, અને જોરદાર હુમલો થઇ આવે તો પેટ ઉપર પાટો બાંધી દેવાથી અથવા એકાદ બે ગ્રેઇન ( ૦ા રતી કે ૧ રતી ) અફીણ આપવાથી જોરદાર વેણનો હુમલો નરમ પડે છે અને આસ્તે આસ્તે પ્રસવ થાય છે.

બીજો પ્રકાર વિલંબી પ્રસવનો છે. વિલંબી પ્રસવમાં ઘણું કરી સ્નાયુમંડળ બરાબર સંકોચનનું કામ કરી શકતું નથી, અને એ કારણે સ્નાયુનાસંકોચનથી ગર્ભાશયના મુખ ઉપર જે અસર થવી જોઇએ અને તેનું મુખ ખુલવું જોઇએ તે ખુલતું નથી.

આ રીતે કેટલોક વખત ચાલ્યા કરે છે અને કલાકો તથા દિવસો પણ નીકળી જાય છે ત્યારે અસ્વાભાવિક પ્રસવ માટે ચિંતા થાય છે અને તેના ઉપાયો હાથ ઉપર લેવા પડે છે.

દેશી વૈદક અને દેશી ઉપચારમાં હાલમાં પ્રચલિત ઉપાયો જે જે કરવામાં આવે છે તે ઘણું કરીને તો અસ્વાભાવિક પ્રસવના જે

ત્રણુ પ્રકારો બતાવ્યા છે તે પૈકીમાં આ પહેલા પ્રકારમાં 'ગર્ભને બહાર ધકેલનાર અવયવની ખામી'ને લગતા અર્થાત સ્નાયુસંકોચન અને વેણોત્પાદન કરનાર ઉપાયો હોય તેમ લાગે છે.

બાકીના બે પ્રકારો પ્રવેશમાર્ગની ખામી અને ગર્ભની ખામીના છે. તેમાં સામાન્ય ઔષધોપચાર અથવા મંત્રતંત્ર કામ કરતા નથી. તેમાં તો અનુભવી હસ્તક્રિયાની અથવા શસ્ત્રોની જરૂર રહે છે. એટલે એ સંબંધીની ચર્ચા હવે પછીના પ્રકરણુ ઉપર રાખી, પ્રથમ આ વિલંબી પ્રસવ માટે વિચાર કરીએ.

ઝીણી ઝીણી વેણો શરૂ થઇ પ્રસૂતા પીડાવા લાગે છે ત્યારે તેને માટે તૈયારીઓ થઇ જાય છે અને પ્રસવની રાહ જોવાય છે. જ્યારે દશ-બાર કલાક અથવા એથી વધુ વખત વીતી જાય છે ત્યારે પ્રસવ જલદી થાય-છુટકો થાય તે માટે મન વિહ્વળ બને છે અને એ માટે શું કરવું તે તરફ વૃત્તિ દોરાય છે.

ઘણાં ગામડાંઓમાં પ્રસૂતિનો છુટકો થવા માટે વિવિધ જાતના ઉપાયો કામે લગાડવામાં આવે છે, જેમાં ઔષધોના ઉપચાર ઉપરાંત તાંત્રિક અને મંત્રપ્રયોગો પણુ થવાની હકીકત હું જાણું છું.

મારા સ્વ. પૂજ્ય કાકા પ્રાણુજીવનદાસ એક પ્રયોગ આ માટે કરતા. કષ્ટાતી સ્ત્રી માટે ઉપાય માગવા કોઇ સ્ત્રી આવે તો તેને કાંસાની થાળીમાં અષ્ટગંધથી અભિમન્યુના ચક્રાવાનું ચિત્ર દોરી આપતા. એ ચિત્રને ઘેર લઇ જઇ, બાઇને બતાવી, તેમાં પાણી નાંખીને એ પાણી પાઇ દેવામાં આવતું. એથી ઘણી સ્ત્રીઓનો તત્કાળ છુટકારો થવાનું સાંભળ્યું છે.

પછી તો એ ચક્રાવો ચીતરતાં બીજા યજમાનવૃત્તિ કરનાર બ્રાહ્મણો પણુ શીખી ગયા અને એમણે પણુ એવા પ્રસંગોમાં આ ચક્રાવો ચીતરી આપવાનું શરૂ કરેલું, પરંતુ મેં સાંભળેલું કે એથી સ્ત્રીઓનો છુટકારો થતો નહોતો. એ ઉપરથી એક વાત સમજાઇ

હતી કે એ ચીતરેલા ચક્રાવા કરતાં તે ચીતરી આપીને પાવાની આજ્ઞા કરનાર, પવિત્ર અને સબળ મનોબળવાળા વિધાયકની ઈચ્છા-શક્તિ જ તેમાં કામ કરતી હોવી જોઈએ.

બીજો એક દાખલો અહીં પાટડીની બાજુમાં બજાણા સ્ટેટના મહુંમ દરબાર શ્રી નસીબખાન બાપુનો મારી જાણમાં છે.

કષ્ટાતી સ્ત્રી માટે ગામમાંથી કોઈ દરબારગઢમાં આવે તેને, તે દરબારના પહેરવાના પાયજામાનું નાડું તેમના દરબારમાં ઘરકામ કરતી વડારણો ચુપ–ચાપ ખાનગી રીતે પાણીમાં બોળીને તે પાણી આપતી. એ પાણી પાવાથી કષ્ટાતી સ્ત્રીનો છુટકારો થતો.

એક વખત એવો સંજોગ બન્યો કે તેમના પાયજામાની નાડી બોળી આપ્યાને થોડી મીનીટો થઈ હશે અને તેમણે પાયજામો પહેરવા માગ્યો. તેમણે જોયું તો નાડી લીલી જણાઈ. એમણે ચાંપતી તપાસ કરી ત્યારે સત્ય હકીકત બહાર આવી. એથી એમને ખૂબ આઘાત થયો અને એક હાથમાં તસ્બી તથા એક હાથમાં કટાર લઈ તેઓ ખુદાનું નામ જપતા બેઠા. બીજી તરફ વડારણને તપાસ કરવા મોકલી કે જેને નાડી બોળી આપી છે તે બાઈનો છુટકો થયો કે નહીં. તે નિશ્ચય કરીને બેઠા કે જો ખુદા સત ન રાખે તો કટાર ખાવી.

ખુદાએ એમનું બિરદ સાચવ્યું, બાઈનો છુટકો થયો. પરંતુ ત્યારપછી આવાં પારખાં નહીં લેવાની એમણે સખત મનાઈ ફરમાવી અને પોતાનો પાયજામો પોતાની જાતે તાળાકુંચીમાં રાખવા લાગ્યા.

આ દરબાશ્રી મુસ્લીમ જાતના હતા, પરંતુ ખુદા ઉપર ટેકવાળા, પ્રજાપ્રેમી અને નાડીના સાબૂત હતા. પોતાની રાણી સિવાય દબારગઢમાં રહેતી સ્ત્રીઓ તેમ જ પ્રજાની સ્ત્રીઓ તરફ કદાપિ આંખ ઉંચી કરીને જોતા નહિ. પાંચ વખતના નમાજી અને પાંચ કલાકના હમેશના ભજની–તસ્બી અને ‘બીસ્મીલ્લાહ’નું રટણ કરનાર એ રાજવી

ચાચ-કાચ્છના સાબૂત, તેમના પાયજામાની નાડીના પાણીમાં આવું પરાક્રમ હોય તો ના કેમ કહી શકાય ?

એક ત્રીજો દાખલો આપું : અમદાવાદ પાસે બારેજા ગામ છે. એક વણીક ગૃહસ્થની પત્નીને જલોદરનો વ્યાધિ હતો. મેં તેને દુધના પ્રયોગ ઉપર રાખેલી. એટલે મારે અવારનવાર ત્યાં જવું પડતું અને એકાદ બે દિવસ રહેવાનો પ્રસંગ મળતો. ગ્રામ્યજીવનમાં એક વિશિષ્ટતા એ હોય છે કે ગામના પ્રતિષ્ઠિત માણસને ત્યાં મહેમાન આવે ત્યારે સાંજના વખતે ગામના ઘણાખરા સારાસારા માણસો બેસવા આવે. એટલે જ્યારે મારે બારેજા રાત રહેવાનું થાય ત્યારે વીશ-પચીશ માણસોનો ડાયરો ભરાય અને વાતો થાય.

હું રહ્યો વૈદ્ય. એટલે ઘણું કરીને મારી પાસે જમા થયેલા ડાયરામાં વૈદકની વાતો જ હોય.

જેની હું દવા કરતો હતો તે વણીક શેઠને ત્યાં ઘણાં વરસથી નોકરી કરનાર પાટીદારને વનસ્પતિનો પુષ્કળ શોખ હતો. એ ભાઇની ઉમર લગભગ ૫૦ વર્ષની હશે. છતાં જંગલમાં રખડવું, નવા નવા છોડ લાવવા, જાણકારને પૂછવું અને દવા રૂપે લોકોને મફત આપવું-આવું હમેશ કર્યા કરવાનો એમને શોખ હતો. ગુજરાન તો એ નોકરી ઉપર જ કરતા. માત્ર માનવીઓને અનેક પ્રકારનો શોખ હોય છે એમ, આ ભાઇએ વનસ્પતિ શોધવા અને વાપરવાનો શોખ અનેક વર્ષોથી કેળવેલો.

મારા ત્યાં જવર-અવરથી મારી સાથે એમને બહુ બનવા લાગ્યું. એક વાર એમણે મને એક મુળાડીયું આપ્યું અને તેની પાછળ છુપાએલો કિસ્સો કહી સંભળાવ્યો.

બારેજાથી અમદાવાદ પગરસ્તે ૧૩-૧૪ માઇલ આશરે થતું હશે. આ ભાઇ અને બે સાથીદારો પગરસ્તે ત્યાંથી અમદાવાદ જવા નિકળેલા. અમદાવાદ અને આસપાસના પ્રદેશમાં વાંદરાની વસ્તિ ઘણી છે. પાંચેક માઇલ ગયા પછી તેમણે એક ઝાડ નીચે એક વાંદરીને દુ:ખથી

વ્યાકૂળ બનેલી જોઇ. તે કૂદભાગ કર્યા વગર બેઠી થતી, સુઇ જતી, આળોટતી અને ચીચીયારી પાડતી હતી. પ્રથમ તો તેમણે માન્યું કે તેને કાંઇ દુઃખ થતું હશે. પણ પછી તેની વ્યાકૂળતાભરી સ્થિતિ જોવા માટે તેમને દિલ થયું અને ત્રણે જણા બીજા એક ઝાડની ઓથ લઇને ઉભા રહ્યા. થોડીક વાર પછી એ પીડાતી વાંદરી પાસે દૂરથી એક વાંદરો દોડતો આવતો જણાયો. એ વાંદરાએ પોતાના હાથમાં એક મુળાડીયું પકડી રાખેલું. તે વાંદરી પાસે જઇ બેઠો અને પેલું મુળાડીયું એણે વાંદરીના માથા ઉપર મૂકી રાખ્યું.

આ દૃશ્ય નિહાળવાથી આ પાટીદાર ભાઇની ઉત્સુકતા વધી. એમણે એમના સાથીદારોને અમદાવાદ જવા રજા આપી, પોતે ત્યાં જ રોકાઇ ગયા.

વાદરાંએ મુળાડીયું વાંદરીના મસ્તક ઉપર મૂકી રાખ્યા પછી લગભગ ૨૦ થી ૩૦ મીનીટની અંદર તેને પ્રસવ થયો અને બચ્ચું બહાર આવ્યું, એટલે વાંદરીએ માથા ઉપરથી મુળાડીયું બાજુ ઉપર ફેંકી દીધું.

વનસ્પતિના ગુણ તરફ પ્રીતિ ધરાવનારા આ પાટીદારને એક વાત ચોક્કસ સમજાઇ કે પ્રથમ વાંદરી જે દર્દથી પીડાતી હતી તે તેની પ્રસવવેદના હતી. સ્વાભાવિક પ્રસવ થવો જોઇએ તે પ્રમાણે પ્રસવ નહિ થતાં તે જ્યારે દુઃખથી વ્યાકૂળ થવા લાગી ત્યારે તેના દુઃખની મુક્તિ માટે વાંદરાએ જંગલમાંથી વનસ્પતિનું મુળાડીયું લાવી તેના મસ્તક ઉપર રાખ્યું અને એના પ્રતાપે અથવા એ મુળાડીયાના પ્રભાવે વાંદરીને પ્રસવ થયો.

ત્યારપછી એ ભાઇ જ્યાંસુધી પેલી વાંદરી સ્વસ્થ થઇને પોતાની જગ્યા છોડી ચાલી ગઇ નહિ, ત્યાંસુધી તે જ સ્થળે બેસી રહીને વાંદરીએ ફેંકી દીધેલા મુળાડીયા ઉપર નજર રાખતા રહ્યા.

વાંદરી અને વાંદરાએ સાયંકાલ થવા આવ્યો એટલે રાત્રિ ગાળવા સારૂ વૃક્ષની શાખા ઉપર જવા માટે એ સ્થાન છોડયું, ત્યાર પછી

આ ભાઇએ વાંદરાએ ફેંકી દીધેલું મુળાડીયું ઉંચકી લઇને પોતાના હસ્તગત કર્યું.

એ જ મુળાડીયું તેમણે મને બતાવેલું અને તેમના કહેવા પ્રમાણે એનો એમણે અનેક સ્ત્રીઓને કષ્ટાવા વખતે ગળામાં અથવા કેડે બાંધવામાં ઉપયોગ કર્યો હતો અને તેથી પ્રસવ સુખે થયેલો હતો.

એ મુળાડીયામાં છુપાયેલો પ્રભાવ મને ચમત્કારિક લાગ્યો અને એ ભાઇની કહેલી હકીકત જો સત્ય હોય તો આવી વનસ્પતિઓ માનવીને કેટલી ઉપયોગી નીવડે એ જાણવા થોડો વખત મુળાડીયું અનુભવ મેળવવા અને તે કઇ વનસ્પતિનું છે, તે જાણવાને મારી સાથે લીધું. કેટલોક સમય તેની પાછળ વિચારણા, તપાસ, જંગલી જડીબુટ્ટીઓ માંહેની શક્તિનું સમન્વય કરતાં એ મુળાડીયું કઇ વનસ્પતિનું છે તે હું જાણી શક્યો અને તેનો અનુભવ પણ કેટલીક જગ્યાએ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તે વાચકને જણાવીશ.

આ પ્રકરણમાં અસ્વાભાવિક પ્રસવના પહેલા પ્રકાર બાબત કેટલાક લોકપ્રચલિત ટુચકાઓ અને વનસ્પતિ બાબત હું દાખલા ટાંકી ગયો છું. એ ઉપરથી એક વસ્તુ જરૂર સમજાય છે કે વર્ષો થયા આ રીતે ચાલ્યા આવતા ઉપાયો તદ્દન અર્થહીન માની લેવાની આપણે ઉતાવળ તો ન જ કરવી જોઇએ. જેમ નવું એટલું સોનું નથી તેમ જૂનું એટલું સડેલું માની ફેંકી દેવું ન જોઇએ, પરંતુ તેમાં છુપાયેલું રહસ્ય અથવા તેમાં સહેતુક ભરેલી ભાવનામાં આપણે જો ઉંડા ઉતરીએ તો તેમાંથી પણ આપણને ચોક્કસ પ્રકારનું નવનીત સાંપડી શકે. એટલે જ હવે પછી સુખે પ્રસવ થવા માટેના કેટલાક જંત્રો, મંત્રો, અને વનસ્પતિનાં મુળીયાંમાં રહેલા ગુણો સંબંધમાં લખીશ, તેમ જ ઔષધીપ્રયોગો પણ આપીશ કે જેથી સાધારણ ગ્રામ્ય-જનતા પ્રસુતી વખતે તેનો લાભ ઉઠાવી શકે.

* * *

# પ્રકરણ ૧૫ મું

## અસ્વાભાવિક પ્રસવ (ચાલુ)

સુખરૂપ પ્રસવ થવા માટે ગયા પ્રકરણમાં જણાવેલા વાંદરાના કિસ્સા ઉપરથી અને વાંદરે લાવીને ઉપયોગમાં લીધેલા મુલાડીયાના સબંધમાં વાચકને આશ્ચર્ય થશે કે જનાવરોને આવી વનસ્પતિની ઓળખાણ ક્યાંથી !

પરંતુ આપણે જાણીએ છીએ કે પશુઓમાં પણ ચોક્કસ પ્રકારની સંજ્ઞાઓ હોય છે અને બીજાં પ્રાણીઓ કરતાં વાંદરા વિશેષ બુદ્ધિમાન માલૂમ પડયાં છે. એ જનાવરની ક્રિયા મનુષ્યોને મળતી અને સમજપૂર્વક થતી હોય એવું આપણે ઝીણવટભરી નજરે જોઇએ તો જણાયા વગર રહે નહિ.

એ જંગલના પ્રાણીને હમેશાં જંગલમાં જ રહેવાનું હોય છે : ઝાડ, પાલો, ફળ ફુલ ઉપર તેમનો રાત્રિદિવસ ગુજારો રહે છે, બધી વનસ્પતિઓમાં પણ ચોક્કસ પ્રકારની વનસ્પતિ એ ખાય છે અને ગુણદોષના હિસાબે દરેકનો સ્વાદ પારખીને અમુક વનસ્પતિને એ હાથ લગાડતા પણ નથી. આ ઉપરથી વનસ્પતિઓના ગુણાવગુણ તરફ એમનું લક્ષ હોવાનું આપણે માનીએ તો ખોટું નથી.

સેંકડો વાંદરીઓને પતિ એક જ નર વાંદરો હોય છે. એ એક જ નર વાંદરો વાંદરીઓના આખા ટોળામાં રહે છે, અને પતિ તરીકેનો પોતાનો હક જાળવી રાખી, એ માદાના ટોળામાં જેમ બીજા નરને તે દાખલ થવા દેતો નથી, તેમ વાંદરીઓને સુખદુઃખમાં અને કષ્ટમાં એ સાથ આપી મદદ કરે છે. વાંદરાની જાતિમાં સારાસાર સમજવાની વિવેકબુદ્ધિનો અમુક અંશ છે અને તેટલી જ ચપળતા પણ છે.

તેમણે નિત્ય જંગલમાં રહી, જંગલના વનસ્પત્યાહારમાં કેટલાક વેલાઓ અને મુલાડીઆંઓનો પ્રકૃતિના સમવિષમ કાળે ઉપયોગ કરવાનું સમજીને જાણી રાખ્યું હોય તોયે તે માનવાનું આપણને કારણ મળે છે. વારુ, પેલા પાટીદાર પાસેથી લીધેલા મુલાડીયા માટે નિશ્ચય કરવાને તો વનસ્પતિઓના ગુણદોષ જાણવા માટે મારે નિઘંટુઓનું વાચન કરવું પડ્યું. તેમાંથી બે વનસ્પતિ મળી આવી. એક કલગારી અને બીજી ઉંટકંટો.

'રસરત્ન સમુચ્ચય' નામના સંસ્કૃત ગ્રંથમાં કલગારીના વર્ણનમાં '**प्रयोज्यो मूढ गर्भाणां प्रलेपो गर्भमोचन**' ગર્ભમોચન-મુક્તિ માટે કલગારીનો પેડુ ઉપર લેપ કરવા બાબત જણાવ્યું. ત્યારપછી કેટલાક પ્રાકૃત ગ્રંથના કર્તાઓએ કલગારીના મૂળને પ્રસૂતાની કેડે બાંધી દેવાથી જલદી પ્રસવ થવાનું જણાવ્યું છે. આ ઉપરથી એક વસ્તુ સમજાય કે કલગારીનું મૂળ પ્રસવ કરાવવા માટે ઉપયોગી છે. ત્યારે પાટીદારે આપેલું અને વાંદરાએ જેનો પ્રસવ માટે ઉપયોગ કરેલો તે મૂળ 'કલગારી'નું કેમ ન હોય ? ત્યારપછી એ મૂળ સાથે સરખાવવા અને સમગુણની પરીક્ષા કરવા માટે કલગારી વનસ્પતિ સંબંધી તપાસ ચલાવી.

કલગારીનું નામ જુદી જુદી ભાષા પ્રમાણે સંસ્કૃતમાં કલિકારી, લાંગલી, વિશલ્યા, ગર્ભપાતિની એમ જુદાં જુદાં નામ છે. હિંદીમાં કરિયારી, અગ્નિશિખા; બંગાલીમાં વિષલાંગલી, મરાઠીમાં કમલાવી, ખડયા નાગ; અને ગુજરાતીમાં તેને દુધીયો વછનાગ તથા કજીયારી કહેવામાં આવે છે, અથવા કલગારી અને રાધાગારી પણ કહે છે.

આના છોડ ચોમાસામાં ઉગી નીકળે છે અને પાંચથી દશ ફુટ ઉંચા હોય છે. કંદના મથાળેથી એક બે ઉભી શિખા નીકળી વેલાની માફક બાજુના વૃક્ષ ઉપર ચઢી જાય છે.

પાંદડાં લાંબાં, ટેરવે સાંકડાં તથા ગુંચળાની માફક આંટી વળેલાં હોય છે. શ્રાવણ ભાદરવામાં તેને ફુલ આવે છે. તે રંગે પીળાશ પડતાં સહેજ લાલ સિંદુરીયા રંગનાં હોય છે.

મૂળીયાં કાઢતાં કંદ જેવાં હોઇ, જરા ચપટાં અને લાંબાં હોય છે. બીજો આ વનસ્પતિનો એ ગુણ છે કે તેનાં ફુલ લઇને કોઇના ઘર ઉપર નાંખવામાં આવે તો તેના ઘરમાં કજીયો થયા વગર રહેતો નથી. એથી જ તેનું સ્વભાવવાચક કજીયારી નામ રાખ્યું હશે !

કલગારીનું મૂળ કઢાવીને અમારી પાસે રાખેલા મૂગ સાથે સરખાવી જોતાં તે એક સરખું જ લાગ્યું, અને ત્યારપછી પ્રસંગ મળતાં તેનો બે રીતે ઉપયોગ કરી જોયો. એક તો મૂળને દોરાથી બાંધી કષ્ટાતી સ્ત્રીની કેડે બાંધવામાં, અને બીજું નીચે પ્રમાણે લેપ કરી પ્રસૂતા સ્ત્રીની દુંટીની આસપાસ લેપ કરવામાં :

શતાવરી, કલગારી, દંતમૂળ, વછનાગ અને પાષાણભેદ, એ ૭ ચીજોને સરખા ભાગે લઇ, બારીક વાટી, પેડુ ઉપર લેપ કરવામાં.

અને મારે કહેવું જોઇએ કે તેથી પ્રસૂતાને પ્રસવ થવામાં સફળતા મળવા લાગી, અર્થાત તેનું ધીમું દર્દ (વેણો) જોરથી શરૂ થતું, ગર્ભાશયનું મુખ જલદી ખુલતું અને પ્રસવ તાત્કાલિક થતો.

આ લેપ અને મૂળને પ્રથમ અવસ્થા પૂરી થતાં દૂર કરી દેવો પડતો. અમે કેટલાક અનુભવી પાસેથી એ જાણેલું કે કદાચ ભૂલથી વધુ વખત એ ઉપાય ચાલુ રાખવામાં આવે તો વેણો એટલી વધી જવા સંભવ છે કે ગર્ભાશયને પણ બહાર ધકેલી દે.

ઉપરાંત મૂઢ ગર્ભ કે જે આડો આવેલો હોય તેવા ગર્ભમાં પણ આ લેપ અને મુલાડીયાને બાંધવાથી એ મૂઢ ગર્ભ પણ સરખો થઇને પ્રસવ થાય છે. આ રીતે તેના ગુણ જાણવામાં આવ્યા છતાં મૂઢ ગર્ભ માટે આ લેપ અને મુલાડીયા ઉપર અમે વિશ્વાસ રાખી

શક્યા નથી, અને તેનો અનુભવ લેવા જેટલી ધીરજ રાખવાનો પ્રસંગ પ્રાપ્ત નહીં હોવાથી એ બદ્દલ અમે અમારો અનુભવ નથી ટાંકતા.

બીજી વનસ્પતિ ઉંટકટો છે. હિંદીમાં એને ઉટકંટીરા, સંસ્કૃતમાં ઉષ્ટ્રકંટ, મરાઠીમાં ઉતાંટીકાંટે ચુણુક કહે છે.

શિયાળામાં તેની યુવાન અવસ્થા આવે છે. દોઢ ફુટ જેટલો તે ઉંચો વધે છે, ફુલ ન આવ્યાં હોય ત્યાંસુધી દારૂડી વનસ્પતિને મળતાં તેનાં ક્ષુપ હોય છે, અને પછી એને વચમાં દાંડી આવી ઉંચે વધી, તેની ઉપર ફુલનું મોટુ ઝુમખું અથવા ગોળ દડી જેવું હોય છે. એ દડીમાં લાંબા લાંબા કાંટા અને ફુલ ફીકાં, જાંબુડીઆ રંગનાં હોય છે. સખત પત્થરવાળી જમીનમાં તે પુષ્કળ પ્રમાણમાં થાય છે.

શોઢલકૃત નિઘંટુમાં આ વનસ્પતિ માટે લખ્યું છે :

'तन्मूल पानतः स्त्रीणां शीघ्र प्रसवकारकः'

તેનું મૂળ પીવાથી સ્ત્રીઓને શીઘ્ર પ્રસવ થાય છે, એ પ્રમાણે લખેલું મળે છે. ત્યારપછીના લેખકોએ પોતાના ગ્રંથોમાં કષ્ટાતી સ્ત્રી માટે ઉંટકંટાનાં મૂળને પાવા માટે લખેલું જણાય છે અને તેને પીવાની રીત નીચે મુજબ છે:

સ્ત્રી અત્યંત કષ્ટાતી હોય ત્યારે અને પ્રસવ ન થતો હોય ત્યારે ઉંટકંટાનું મૂળ પત્થર ઉપર પાણી નાંખી એક રૂપીઆભાર જેટલું ઘસીને પાઈ દેવું.

અમને આ વનસ્પતિનો અનુભવ થયો છે અને અનેક પ્રસૂતાને આ મૂળ આપી જોયાં છે. ક્યારેક આ મૂળ પાવા ઉપરાંત કલગારીનું મૂળ બાંધવામાં અને ઉપર બતાવેલો લેપ પેડુ ઉપર ચોપડવા માટે, એમ ત્રણેનો સાથે ઉપયોગ કર્યો છે અને તેનું ફળ સારૂં આવ્યું છે.

એક ધ્યાન દોરવાની એ જરૂર છે કે કલગારીનો બાહ્ય ઉપચારમાં અને ઉંટકંટાનો પીવરાવવામાં ઉપયોગ થવો જોઇએ. કારણ કે કલગારી એ ઝેર છે. અને એનો ભૂલથી પણ પીવામાં ઉપયોગ ન થાય તે ધ્યાનમાં રાખવા જેવું છે, જ્યારે ઉંટકંટો ઝેર નથી.

ઉપરના સુખે પ્રસવ કરાવનારા ઉપાયો અનુભવની ગાથા સાથે લખ્યા છે. એ ઉપરાંત પણ કેટલાક દેશી ઉપાયો મળી આવે છે અને તે અત્રે એટલા માટે લખું છું કે જેને સુલભ થઇ પડે તેઓ તેનો અજમાયેશ કરી અનુભવ મેળવે.

આપણે આંગણે થતી અને મફત મળતી વનસ્પતિઓ તરફ ઉપેક્ષા નહિ કરતાં તેનામાં રહેલી દિવ્યતા તરફ નજર કરવામાં આવે તો આપણે વગર ખર્ચે પ્રસૂતાના કષ્ટને નિવારી શકીએ અને વિદેશી દવાઓ તરફ આપણાં વહેતાં નાણાં બચાવી શકીએ.

(૧) એખરાનાં મૂળ અને સાકર સરખા વજને મોઢામાં ચાવીને જે રસ મોઢામાં પેદા થાય તે પ્રસૂતાના કાનમાં રેડવાથી પ્રસવ જલદી થાય છે.

(૨) સર્પની કાંચળી ગાયના દૂધમાં ભીંજવી રાખી સુકવીને, રાખ કરવી અને એ રાખ પ્રસૂતા સ્ત્રીની આંખમાં આંજવી. તેથી પ્રસવ તુરત થાય છે.

(૩) બકરીનું તાજું દુધ પ્રસૂતા સ્ત્રીની દુંટીથી માંડી સાથળ સુધી ચોળવું અને ઘોડાના નખની ધુમાડી આપવી, જેથી પ્રસવ જલદી થાય છે.

(૪) કાળા સર્પની કાંચળી તથા મીંઢળ સરખા વજને મેળવી તેની ધુમાડી યોનીમાર્ગમાં આપવી જેથી પ્રસવ તુરત થાય છે.

(૫) પોથી (પોઇ)ના મૂળનો કલ્ક કરી, તેમાં તલનું તેલ નાંખી, પ્રસૂતાના ગુપ્ત માર્ગમાં એ કલ્ક ચોપડવો. તેથી પણ પ્રસવ થાય છે.

(૬) બીજોરાનું મૂળ અને જેઠીમધ એને વાટીને ઘીની સાથે પાય તો પ્રસવ જલદી થાય છે, બન્ને મળી અરધો તોલો લેવું.

(૭) શેરડીનું ઉપરનું મૂળ લઇ, સુવાવડીની લંબાઇ જેટલો દોરો લઇ, તેનાથી શેરડીનું મૂળ કમર ઉપર બાંધવું તેથી પ્રસવ જલદી થાય છે.

(૮) તાડના મૂળને પણ ઉપરની માફક બાંધવું.

(૯) કરીયાતું, શતાવરી, રીંગણીનું મૂળ, યવાની અજમો, અજમો, વજ એ બધાંને પાણીમાં વાટી દુંટીની આસપાસ લેપ કરવો, જેથી પ્રસવ જલદી થાય છે.

(૧૦) કલગારીનું મૂળ, કુકડવેલનું મૂળ, તુંબડીનું મૂળ અને ગલકીનું મૂળ સરખા વજને પાણી સાથે વાટી દુંટીની આસપાસ લેપ કરવો કે જેથી પ્રસવ જલદી થાય છે.

(૧૧) કેળના કંદને કમરની બાજુમાં રાખવાથી પ્રસવ થાય છે.

(૧૨) ખપાટનું મૂળ, સુરજવેલ અને બ્રાહ્મીને સરખા વજને કાંજીમાં વાટી ઉપર લેપ કરવો.

ઉપર પ્રમાણેનાં ઔષધો પ્રસવ કરાવનારાં છે. વનસ્પતિઓમાં અનેક છુપા ગુણો સમાયેલા છે. શરીરના સંબંધમાં આવવાથી એ સ્નાયુને ઉત્તેજીત કરી શકે છે, ગ્રંથીઓને નરમ બનાવી શકે છે, કેટલાક અવયવને શીથીલ અને ઢીલાં પાડે છે અને પહોળાં પણ કરે છે. એ વનસ્પતિમાંના દિવ્ય ગુણો છે. માટે દેશી ઔષધો ઉપર અવિશ્વાસ નહિ લાવતાં, સુપ્રાપ્ય અને સુલભ–મળી શકે તેવાં ઔષધો મેળવી, તેની અજમાયેશ કરી અનુભવ મેળવવો.

જેમને યંત્રો અને મંત્રો ઉપર વિશ્વાસ હોય તેઓ તેનો ઉપયોગ કરે તે ખાતર નીચે યંત્રો અને મંત્રો આપું છું. એના વિધાયકોની ઉંચી ભાવના અંદર સમાયેલી છે, અને શ્રદ્ધાવાનને એથી અવશ્ય લાભ થાય છે.

પનરીયો જંત્ર

| | | |
|---|---|---|
| ૮ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૯ |
| ૬ | ૭ | ૨ |

ત્રીશો જંત્ર

| | | |
|---|---|---|
| ૧૬ | ૬ | ૮ |
| ૨ | ૧૦ | ૧૮ |
| ૧૨ | ૧૪ | ૪ |

ઉપરનો ગમે તે એક યંત્ર અષ્ટગંધથી કાગળ ઉપર બનાવી, પ્રસૂતા સ્ત્રીને બતાવવો, અથવા કાંસાની થાળીમાં લખી, પ્રસુતાને બતાવી તેમાં થોડું પાણી મેળવી હલાવીને એ પાણી પાઈ દેવું.

**મંત્રો**

**इहो मृतं च सोमश्च चित्र भानुश्च भामिनि उच्चैःश्रवाश्च तुरंगो मंदिरे निवसन्तु ते, इद ममृत मपां समुद्धृतं वै तव लघु गर्भ मिमं विमुंचतु स्त्री.**

**तद नल पवनार्क वास वास्ते**
**सह लवणां बुधरै र्दिशंतु शांतिम्**

**मुक्ताः पाशा विपाशा च मुक्ताः सूर्येन्दु रश्मयः मुक्तः सर्व भयाद् गर्भ पही माचिर माचिर**

કોઈ પણ પવિત્ર અને નિષ્પાપી, શુદ્ધ દિલના સ્ત્રી અથવા પુરૂષે નાહી, પવિત્ર થઈ, ઇષ્ટસ્મરણ કરી, એક તાંબાના અથવા પીત્તળના પ્યાલામાં પાણી લઈ ઉપરના મંત્રો ભણી પ્યાલાના પાણીમાં ફુંક મારવી અને સાત વખત મંત્ર ભણી-ભણી, પાણી ઉપર ફુંક મારી, એ પાણી પ્રસૂતાને પીવરાવી દેવું. મંત્ર ભણનારે સબળ મનોબળથી દૃઢ સંકલ્પ કરવો કે એ મંત્રેલું પાણી પેટમાં જતાંની સાથે જ સ્ત્રીને જલદી પ્રસવ થવો જ જોઈએ-થશે જ.

* * *

# પ્રકરણ ૧૬ મું

## અસ્વાભાવિક પ્રસવ (ચાલુ)

અસ્વાભાવિક પ્રસવના પ્રકારનો નિર્દેષ કરતાં ગયા પ્રકરણ સુધીમાં આપણે જોઇ ગયા કે ઔષધો, હસ્તક્રિયાઓ અને પ્રબળ ઇચ્છાશક્તિને અવલંબન મળે તેવા મંત્રો અને જંત્રોથી અસ્વાભાવિક પ્રસવના પ્રકાર પહેલા—'ગર્ભને બહાર ધકેલનાર અવયવની ખામીને કારણે'—માં તે માટે દર્શાવેલા ઉપચારો તથા ઉપાયો કેટલેક અંશે સફળ થાય છે. પરંતુ હવે બીજો અને ત્રીજો પ્રકાર અર્થાત 'ગર્ભને નીકળવાના માર્ગની ખામી' તથા 'ગર્ભમાં પોતાનામાં ખામી'–આ પ્રકાર અથવા એ બે કારણોને લઇને પ્રસવ થતો અટકે છે ત્યારે ઔષધો આપવાથી કે માત્ર બાહ્ય ઉપચારો કામે લગાડવાથી પ્રસવ થઇ શકતો નથી. પરંતુ તે વખતે અનુભવ મેળવી શારીરવિજ્ઞાન(પ્રત્યક્ષશારીર)નું જ્ઞાન પ્રાપ્ત કરી, જેણે શસ્ત્રકર્મ (સર્જરી)માં કુશળતા મેળવી હોય તેવા શસ્ત્રવૈદ્યની અથવા શસ્ત્રવેત્તાની જરૂર ઉભી થાય છે.

આવા પુસ્તકમાં એ વસ્તુને લગતો નિર્દેષ કરવામાં આવે અથવા તેની રીત લખવામાં આવે, તો પણ મારે કહેવું જોઇએ કે એ જ્ઞાન માત્ર પુસ્તકથી પ્રાપ્ત થતું નથી. પણ તે માટે પ્રત્યક્ષ જ્ઞાન મેળવી, અનુભવને કેળવવાથી જ સફળતા મેળવી શકાય છે. તે સાથે એ વસ્તુનો નિર્દેષ કરવો પણ હું આવશ્યક સમજું છું કે હરકોઇ વ્યક્તિ પ્રત્યક્ષ અનુભવી ક્રિયાકુશળ શસ્ત્રકર્મને જાણનાર પાસે અભ્યાસ કર્યા સિવાય, પુસ્તકમાં લખેલી ઓપરેશન કે કાપકુપ કરવાની રીત માત્ર વાંચીને તે પ્રમાણે કરવા લાગે તો કદાપિ સફળ થઇ શકે નહિ, તેમ જ સાધારણ દાયણ, સુયાણી કે વૈદ્ય પણ આપમેળે આવું કાર્ય કરવાને યોગ્ય નથી.

પ્રાચીન સમયના શુશ્રુતકાળમાં જે વખતે દેશી વૈદ્યોની શસ્ત્રક્રિયા સોળે કળાએ પૂર્ણ ખીલેલી હતી અને એ ગ્રંથોમાં એના થયેલા નિર્દેષો હાલ પણ વાંચવા મળે છે તેથી, અથવા તેટલા ઉપરથી સાંપ્રત સમયમાં વૈદ્યો સર્જરીમાં પૂર્ણ છે અથવા તેના બરાબર જાણકાર છે એમ માની લેવાને હું તૈયાર નથી. અને કોઇ પણ શાણો વૈદ્ય આ બાબતની ઉપસ્થિત થયેલી ઉણપ અથવા હાથથી છુટી ગયેલી શસ્ત્રવિદ્યા અને એ દિશાની અજ્ઞાનતા સ્વીકાર્યા સિવાય રહી શકતો નથી. બીજી દિશાથી એલોપથી થીયેરીએ એમાં સંપૂર્ણ પ્રગતિ કરી છે, અને આજે સોળે કળાએ ખીલી રહેલા એ થીયેરીના જ્ઞાન અને આવડતના જોરે તો આજે એની બોલબાલા છે. બીજી ઘણી જાતની તે થીયેરીની ઉણપ અને અણઆવડત માત્ર એમની ઉંચા પ્રકારની સફળ શસ્ત્રક્રિયા(ઓપરેશન)થી ઢંકાઇ જાય છે.

એટલે હવે તો દેશી વૈદ્યકે એલોપથીના શસ્ત્રક્રિયાના જ્ઞાનનો સાથ લઇ, દેશી રીતે પણ શલ્યતંત્ર અને શાલ્યકયતંત્રને સજીવન બનાવી આગળ આવવાની જરૂર રહે છે,

ખુશ થવા જેવી બિના એ છે કે આજે આયુર્વેદિક વિદ્યાલયોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને, આ વિષયમાં આયુર્વેદ અને એલોપથીનો સમન્વય સાધીને તેનો અભ્યાસ કરાવવા માટે કોર્સ શરૂ કરાયો છે, અને ઇશ્વરકૃપા હશે તો એકાદ બે દશકાની અંદર દેશી વૈદ્યોને પણ ઘણી જ કુશળતાથી સફળ શસ્ત્રકર્મ કરતા આપણે નિહાળીશું.

આ વિષયમાં મારે આટલું આનુસંગી વિવેચન એટલા માટે કરવું પડયું છે કે સુવાવડીને જ્યારે અસ્વાભાવિક પ્રસવ આવી લાગે છે ત્યારે દેશી વૈદ્યો અને દેશી સુયાણીઓ કશું કરી શકતાં નથી, અને તે વખતે સર્જન અથવા મીડવાઇફને બોલાવી લાવવાની

ફરજ પડે છે. તેઓ પોતાના અનુભવ અને અભ્યાસથી તેને પાર ઉતારે છે.

કેટલાક ગ્રંથોના આધારે તે તે જાતનાં ઓપરેશન સંબંધમાં હું ધારૂં તો આ જગ્યાએ લખી શકું છું. પરંતુ તેથી જાહેર પ્રજાને કે વાચકને કોઇ પણ જાતનો લાભ નથી. તેમ જ દેશી સુયાણીઓ એ વાંચીને એ જાતનાં ઓપરેશન કરવાને માટે શક્તિમાન બની શકતી નથી. માત્ર મૂળ વિષયને રૂપાંતર કરી અહીં લખવાથી એ વધુ અધરો થઇ જવા સંભવ છે. તેની સાથે મારો સિદ્ધાંત જે અનુભવના આધારે લખવાનો છે, તે પણ સચવાઇ શકે તેમ નથી. કારણ કે મારે એ વિષયની મારી ઉણપ પણ સ્વીકારવી જોઇએ કે મેં કદાપિ આવાં ઓપરેશનો કર્યાં નથી. માત્ર બીજા ગ્રંથોમાંથી અવતરણ તારવી, આ વિષયને ભારે અને ગહન બનાવવો મને ઠીક નથી લાગતો. એટલે માત્ર અસ્વાભાવિક પ્રસવના બન્ને પ્રકારો કે જેમાં શસ્ત્રકર્મની જરૂર પડે છે તેવાં કયાં કયાં અંગો છે તેટલા પરતું બતાવી હું આ વિષય પૂરો કરીશ,

## અસ્વાભાવિક પ્રસવ બીજો પ્રકાર : ગર્ભને નીકળવાના માર્ગની ખામી

આગળ આપણે શ્રોણીગુહા, બસ્તીમાર્ગ, યોનીમાર્ગ અને બેસણી વિષે ઘણું વિચારી ગયા છીએ. જ્યારે આ અવયવો પૂરાં ખીલેલાં હોતાં નથી અથવા ખામીવાળાં હોય છે ત્યારે ઉપરથી પ્રસવની હાજત થવા છતાં આ માર્ગો ગર્ભને બહાર આવવા માટે ખુલતા નથી અથવા અડચણ કરતા હોય છે.

અને તેથી જ્યારે પ્રસવ નથી થતો ત્યારે તેનું કારણ તપાસવા માટે કુશળ ચિકિત્સક આંગળી મૂકી તપાસ કરે છે. તેમાં ઘણી વખત કમળમુખની સજ્જડતા અથવા જડતા જણાય છે. ઉપરથી વેણ

આવી પ્રસવ થવા માટે દબાણ થતું હોય છે છતાં ગર્ભાશયનું મુખ ખુલતું નથી, તે વખતે થાકેલા સ્ત્રીઅવયવના સ્નાયુઓ પોતાના કામમાં શીથીલ બની જઇ પ્રસુતા નિર્બલ બની જાય છે અને પોતાનું સઘળું જોર ખુટી જવાથી તે નાતાકાત બની ગઇ હોય છે. તે વખતે એલોપથીના નિષ્ણાતો શસ્ત્રની અજમાયેશ કરતા પહેલાં 'ટાર્ટર ઇ મેટીક' નામની દવા $\frac{1}{4}$ ગ્રેન આપવાની ભલામણ કરે છે. તેમનું માનવું છે કે એ દવાની અસરથી ગર્ભાશયનું મુખ જે સજ્જડ હોય છે તે ઢીલું પડે છે. એ વખતે ગર્ભાશયના મુખ આગળ વાદળીનો ટુકડો મૂકી રબરની નળીથી તેમાં હવા ભરવામાં આવે છે તો ગર્ભાશયમુખ ખીલે છે અને પહોળું થાય છે અને તેથી પણ પ્રસવ થઇ આવે છે. જો આ ઉપચારથી પણ ગર્ભાશયનું મુખ ખીલે નહીં તો પછી ગર્ભાશયના મુખ ઉપર શસ્ત્રથી ચારે બાજુ છેદ મૂકી, પ્રસૂતાને પીવા માટે ઉપરથી 'અર્ગટ' યોગ્ય માત્રામાં આપવાથી મુખ પહોળું થાય છે અને પછી પ્રસવ થાય છે.

કેટલીક વખત યોનીમાર્ગમાં મસા થઇ આવ્યા હોય છે અથવા અર્બુદ હોય છે ત્યારે પ્રસુતા ઘણી સંકટમાં મુકાય છે. તે વખતે ઉદરવિદારણ કરીને ગર્ભને કાઢવામાં આવે છે અને ઘણા વખત કષ્ટાવાના પરિણામે ગર્ભ પેટમાં જ મરી ગયો હોય છે તો ગર્ભના ટુકડા બનાવી, શિરોભેદન કરી ગર્ભને કાઢવામાં આવે છે.

આવી જ રીતે યોનીમાર્ગની ધુંચ, બેસણીની સંકુચિતતાના પરિણામે શસ્ત્રકર્મ કરવું પડે છે. અને આ અવસરે પુરતી સાવધાની, કાળજી અને સંપૂર્ણ કુશળતાપૂર્વક સર્જરીમાં નિષ્ણાત ચિકિત્સકો યત્ન કરે છે તો ગર્ભ અને માતાને ઉગારી લે છે અથવા ગર્ભના ભોગે પણ માતાનો બચાવ જરૂર કરવાનો હોય છે.

કેટલીક વખત બસ્તીના હાડકાનો અસ્વાભાવિક વધારો થઇ જવાથી અથવા બસ્તીપિંજર બેડોળ હોવાથી, બાળકનું મસ્તક એ બસ્તી

મારફત પસાર થઇ શકતું નથી. તે વખતે બસ્તીનું માપ અને સરખાઇ તપાસી, બની શકે તો તે કાર્ય માટે વપરાતા જુદા જુદા પ્રકારના ચીપીઆઓની મદદ લઇ બાળકને ફેરવીને પ્રસવ કરાવાય છે. તેમ છતાં ઘણી જ બેડોળ બસ્તીના પરિણામે બાળકનું શિરોભેદન કરી પ્રસવ કરાવાય છે, અને છેવટે કોઇ રીતે સફળતા સાંપડી શકે તેવી સ્થિતિ નહીં રહેતાં ઉદરવિદારણ કરીને બાળકનો નિકાલ કરવો પડે :છે.

આ બીજા પ્રકારમાં બાળકમાં કોઇ પણ ખામી હોતી નથી પરંતુ પ્રસવમાર્ગની ખામી, અડચણો અને મુશ્કેલીઓ હોય છે.

### ત્રીજો પ્રકાર: ગર્ભમાં પોતાનામાં ખામી

આ ખામીઓ જુદા જુદા પ્રકારની હોય છે. કેટલીક વખત ગર્ભની ફરતું રહેલું જળ અને તેની રક્ષા કરનાર થેલીનું પડ એટલું જાડું અને દૃઢ હોય છે કે તે કદાપિ આપમેળે તુટતું નથી. તે વખતે આંગળી વડે આ પડને તોડવું પડે છે અથવા પડ ફોડવાની સળી આવે છે તે વડે તેને ફોડી નાંખવામાં આવે છે, અને તેથી ગર્ભજળ વહી જઇ પ્રસવ થાય છે. આ બાબત કાંઇ એટલી બધી મુશ્કેલીવાળી નથી, પરંતુ ગર્ભ જ્યારે સ્વાભાવિક સ્થિતિથી વિરૂદ્ધ હોય છે ત્યારે પ્રસવમાં ખરેખરી મુશ્કેલી ઉભી થાય છે.

આવા અસ્વાભાવિક ગર્ભો ઘણી જુદી જુદી જાતના હોય છે, જેને રાક્ષસી ગર્ભ કહેવામાં આવે છે: કોઇ ગર્ભને બે માથાં હોય છે, કોઇને ચાર હાથ હોય છે, અથવા ચાર પગ હોય છે, કદાચ ગર્ભને પૂછડું હોય છે. કેટલાક ગર્ભનું મસ્તક જાનવર જેવું તો કોઇક બે ગર્ભ એકબીજાથી જોડાયેલા હોય છે. આવા ગર્ભો સંબંધમાં પ્રસવ કરાવનાર કુશળ ચિકિત્સક સમજી જઇને તે માટે તાત્કાલિક કઇ જાતનું ઓપરેશન કરવું તેનો નિર્ણય કરી લે છે અથવા

હથિયારો, અને ચીપીઆઓની મદદથી હસ્તાક્ષેપ કરીને પ્રસવ કરાવી લે છે.

રાક્ષસી ગર્ભ ન હોય પરંતુ સ્વાભાવિક ગર્ભ હોય છતાં નિયમ પ્રમાણે નહીં આવતાં ગેરશિરસ્તે એ જ્યારે આગળ આવે છે ત્યારે તેને પણ અસ્વાભાવિક પ્રસવની ગણતરીમાં ગણવાનો હોય છે. દાખલા તરીકે સ્વાભાવિક પ્રસવમાં મસ્તક પ્રથમ આવવું જોઇએ. તેને બદલે ગર્ભના અંગનો બીજો કોઇ પણ ભાગ—હાથ, પગ, નિતંબ, હડપચી, કોણી, વગેરે કોઇ પણ અંગ પ્રથમ બહાર દેખાય છે ત્યારે અસ્વાભાવિક પ્રસવ સમજી તેને માટે યોગ્ય સારવાર શરૂ કરવી પડે છે.

બનતાં સુધી આવી રીતે અસ્વાભાવિક અંગ પ્રથમ બહાર દેખાય છે તે માટે ખાસ ઓપરેશનની જરૂર નથી. પરંતુ ક્રિયાકુશળ હાથવાળી દાયણો કે ડોકટરો ગર્ભની સ્થિતિને તપાસી, ગર્ભાશયમાં હાથ દાખલ કરી અથવા ચીપીઆની મદદથી અગર પેટ ઉપરના આવશ્યક દબાણથી ગર્ભને ફેરવી નાંખે છે, અને એ ફરી શકે એમ ન હોય તો પગ પ્રથમ બહાર કાઢી પ્રસવ કરાવે છે. ગર્ભ ફેરવવાના કાર્યમાં પણ પુસ્તકીયા જ્ઞાન કરતાં અનુભવનું જ્ઞાન વધારે મદદકર્તા થઇ પડે છે. બીજા અંગનો દેખાવ થાય ત્યારે ગર્ભની પુરી સ્થિતિ પેટ ઉપરના દબાણથી અગર ગર્ભાશયમાં હાથ દાખલ કરી, જાણી લઇને ઘણી જ સાવધાની અને સમજપૂર્વક ધીરે ધીરે ગર્ભને આવશ્યક દિશામાં ભ્રમણ કરાવી લઇ, ફેરવી લેવામાં આવે છે. એ રીતે થોડું કષ્ટ પ્રસુતાને આપીને પણ બાળક અને માતા બન્નેનું રક્ષણ કરે છે. પરંતુ જ્યારે આ રીતે અસ્વાભાવિક રીતે અવતરવા તૈયાર થયેલું બાળક ઘણી વખત છંછેડાવાથી ગર્ભસ્થાનની અંદર મરી જાય છે અને એ મરેલા ગર્ભના દોષે માતાને તેની અસર

થશે એમ જણાય છે, ત્યારે બાળકનો લોભ નહિ કરતાં શસ્ત્રથી તેનાં અંગપ્રત્યાંગોને કાપીને નિકાલ કરવાનો રહે છે. અને એ રીતે પણ પ્રસૂતાની રક્ષા કરવાની હોય છે.

જોડલાં અથવા બહુગર્ભને પણ અસ્વાભાવિક ગર્ભની ગણતરીમાં મૂકવામાં આવેલ છે.

કેટલીક સ્ત્રીઓને એકથી વધુ-બે ગર્ભ પેટમાં હોય છે. કેટલીકને ત્રણ કે ચાર પણ હોય છે. પરન્તુ ત્રણ કે ચાર બચ્ચાં એક સાથે હોવાના દાખલા બહુ જુજ બને છે, જ્યારે જોડું અથવા જોડલું અવતરવાના તો સેંકડો કેસો બને છે. એવા ગર્ભમાં બે છોકરા અથવા એક છોકરો અને એક છોકરી અથવા બન્ને છોકરીઓ હોય છે. આ રીતે જોડલામાં બન્ને ગર્ભની થેલી જુદી જુદી હોય છે અને નાળ પણ જુદી જુદી હોય છે. કોઇમાં નાળ બન્નેની એક થઇ ગયેલી પણ હોય છે અને એક જ થેલીમાં પણ હોય છે. તો પણ તેમનું રક્તાભિસરણ નિરનિરાળું થાય છે, અને આવું જોડલું પેટમાં હોય છે તો એક બચ્ચાવાળી પ્રસૂતાની માફક ગર્ભાશય સંકોચાઇ શકતું નથી. છતાં ધીરે ધીરે સંકોચ પામી પ્રથમ એક બાળકનો પ્રસવ થાય છે અને વચમાં ગર્ભાશય થોડો આરામ લઇ, ફરી વેણો શરૂ થાય છે અને બીજા બાળકનો પ્રસવ થાય છે.

પહેલું બાળક બનતાં સુધી મસ્તકથી જન્મે છે, જ્યારે ઘણું કરીને આવા જોડલામાં બીજું બાળક પગથી જન્મે છે, કદાચ પહેલું બાળક પગથી અને બીજું બાળક મસ્તકથી જન્મ લે છે.

પહેલું બાળક જન્મ્યા પછી બીજું બાળક પેટમાં હોય છે તો પેટ ઉપર હાથથી દબાણ કરી તપાસવાથી જણાઇ આવે છે અને જો બીજું બાળક અંદર છે એમ ખાતરી થઇ જાય તો પહેલા

બાળકની નાળ કાપવાની કે ખેંચવાની ઉતાવળ ન કરવી જોઇએ. પ્રથમ બાળકને પ્રસવ થવામાં જેટલી વાર લાગે છે તેટલી વાર બીજા બાળકમાં થતી નથી. કારણ કે માર્ગ મોકળો બનેલો હોય છે. એટલે પહેલા પ્રસવ પછી તુરત જ પા કલાકમાં બીજા બાળકનો પ્રસવ શરૂ થાય છે અને વેણો આવવા લાગે છે.

પેટમાં બીજું બાળક હોવા છતાં અવતરવામાં વાર લાગે તો એમ સમજવું જોઇએ કે બીજું બાળક પહેલાંની પ્રસવવેદનામાં મરી ગયેલું છે. અરધો અથવા એક કલાક પહેલા બાળકને અવતરવાને થઇ જાય અને પ્રસવ શરૂ ન થાય તો હાથ દાખલ કરી બીજા બાળકની થેલીને આંગળીથી ફોડી નાંખી, 'અર્ગટ' આપવાથી જીવતા અથવા મૃત બાળકનો પ્રસવ થાય છે. છતાં પણ પ્રસવ ન થાય તો તે વખતે ગર્ભાશયમાં હાથ મૂકી, ચરણ ભ્રમણ કરીને અથવા ચીપીઆની મદદથી પ્રસવ કરાવી લેવો જોઇએ.

અસ્વાભાવિક પ્રસવ માટે શસ્ત્રકર્મને યોગ્ય લખાણ લખવા માટે ઘણું બાકી રહી જાય છે. પરન્તુ આવા સરલ અને સાદા ઘરગથુ ગ્રંથમાં એવો અઘરો વિષય જાણી જોઇને દાખલ નથી કર્યો. તે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારા પ્રસૂતિશાસ્ત્રના વિદ્યાર્થીઓને, મૂળ અંગ્રેજીમાં રહેલા વિસ્તૃત ગ્રંથો કોઇ હૂંશિયાર સર્જન પાસે શીખવા માટે અને તેમના મદદનીશ તરીકે સાથે રહી 'પ્રેકટીકલ' જ્ઞાન મેળવી, આગળ વધવા માટે ભલામણ કરી આ વિષય પૂરો કરીએ છીએ.

* * *

# પ્રકરણ ૧૭ મું

## નાળછેદન

ઘણી અગત્યભરી વસ્તુ તરીકે, નજરે નહિ ચડતી છતાં બહુ જ મહત્ત્વનું કામ કરતા અવયવ સાથે સંલગ્ન થયેલી કોઇ વસ્તુ હોય તો તે નાળ છે. જન્મ પછી તો તેનું કાર્ય સમાપ્ત થાય છે, પરંતુ જ્યારે ગર્ભાશયમાં ગર્ભ હોય છે ત્યારે તેનો જીવનવ્યાપાર કોઇ ચલાવતું હોય તો આ નાળ ચલાવે છે. એ એક નાનકડી ચીજ છે, છતાં ગર્ભસ્થ બાળકના જીવનનો આધાર તેના ઉપર રહેલો છે.

ગર્ભાશયમાં રહેલો ગર્ભ પોતાની નાભિ સાથે લાગેલી આ નાળ મારફત જ માતાના શરીરમાંથી રક્ત મેળવે છે. જેવી રીતે નાળનો એક છેડો બાળકની નાભિ અથવા ડુંટી સાથે લાગેલો છે તેવી રીતે તેનો બીજો છેડો ગર્ભાશયના કમળ સાથે લાગેલો હોય છે. આ રીતે ગર્ભ તથા માતા આ નાળ દ્વારા એક બને છે. એટલે નાળને 'વાહક'ની ઉપમા આપીએ તો ખોટું નથી. જો આ નાળ ન હોય તો માતાનો સંબંધ ગર્ભસ્થ બાળકના શરીર સાથે સંભવતો નથી.

આ નાળ કેટલીક નળીઓ અથવા રક્ત વાહિનીઓ તથા બે ધમનીઓની બનેલી છે. એને નાભિશિરા કહીએ તો પણ ચાલે. એનું સંયુક્ત એકીકરણ બનીને એક રજ્જુ જેવી નાળ બનેલી છે. તેના ઉપર અંતરાવરણ જેવું પડ હોય છે.

આ નાળની લંબાઇ લગભગ ગર્ભમાંના બાળક જેટલી હોય છે, એટલે કે અઢારથી ચોવીસ ઇંચની હોય છે. કેટલીક વખતે આ નાળ

ઘણી લાંબી અથવા ઘણી ટુંકી હોય છે. પરંતુ એવી નાળને વાસ્તવિક નહીં પણ વિકૃત માનવી પડે છે.

નાળની લંબાઇ ઉપરથી બાળકના કદ વિષે સમજી શકાય છે કે ભવિષ્યમાં એ બાળક ટુંકા કદનું થશે કે લાંબા કદનું.

આ નાળ મારફત માતાના હૃદયના ધક્કાથી ફરવા નીકળેલું લોહી બાળકના શરીરમાં સૂક્ષ્મ રક્તવાહિનીઓમાં પ્રવેશ કરી ફરી વળે છે અને અશુદ્ધ લોહી પાછું નાળ મારફત માતાના લોહીમાં પ્રવેશ કરી પુનઃ શુદ્ધ થાય છે, અને આ રીતે ગર્ભમાં રહેલા બાળકના શરીરનું પોષણ અને વૃદ્ધિ માતાના રક્તમાંથી એ નાળ મારફત થયા કરે છે.

પરંતુ બાળકનો પ્રસવ થયા પછી એ બાળકના જીવનનો નિર્વાહ નાળ મારફતે ચાલતો હોય છે તે બંધ થઇ મુખવાટે લીધેલા આહાર ઉપર આવે છે. તેની સાથે માતાથી બાળક જુદું પડતું હોવાથી તેના દેહ સાથેની સંલગ્ન સ્થિતિથી પણ તેને જુદું કરવાનું હોય છે. એટલે માતાના દેહ અને બાળકના દેહને એક રાખતી આ નાળને કાપી કાઢવી તેનું નામ નાળછેદન

પ્રસવ થઇ ગયા પછી બાળક પ્રત્યેનું મહત્ત્વનું કાર્ય એ આ નાળછેદન અથવા નાળ કાપવી તે છે. આ કાર્ય ભયભરેલું નહિ પણ ચીવટભરેલું તો જરૂર છે, અને એ વખતની ચીવટ બાળકની તંદુરસ્તી માટે અગત્યની પણ છે.

નાળછેદન કરતાં પહેલાં બાળક પ્રથમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા લેતું થવું જોઇએ. એટલે જ આગળ અમે સૂચના આપી ગયા છીએ કે પ્રસુતાથી બાળક છુટું થતાં તેનાં મુખ, આંખ, નાકમાં લાગેલો

બલગમ હાથ વડે દૂર કરવો ઘટે, અને તે બાળક ઉપર ઠંડુ-ગરમ પાણી રેડીને તેને નવરાવવામાં આવે તો જલ્દી તેની શ્વાસોચ્છવાસની ક્રિયા શરૂ થાય છે અને બાળક રડવા લાગે છે.

જન્મ પછી બાળકનું રડવું ઘણું જરૂરી છે. એ રીતે પ્રથમ જ્યારે બાળક રડે છે ત્યારે જ પ્રસુતાને પ્રસવ થવાની જાણ થાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રસવ પછી બાળકના સજીવનપણાની નિશાની રૂપે તેની શ્વાસોચ્છવાસની ક્રિયા અથવા રડવું-એ થાય છે. છતાં કેટલાક દાખલામાં બાળકનો જન્મ થાય છે, તેનો બલગમ દૂર કરવામાં આવે છે, તેની ઉપર ઠંડુ-ગરમ પાણી એકેક લોટો રેડવામાં આવે છે, તે છતાં જો બાળક રડતું ન હોય તો શું સમજવું? એથી એકદમ બાળક મૃત છે એમ સમજવું નહીં. બાળકને મૃત સમજવામાં એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી. એ માટે તેની શ્વાસોચ્છવાસની ક્રિયા શરૂ કરવા સારૂ કેટલાક ઉપાયો અજમાવવાથી તેમાં સફળતા મળે છે.

એ માટે પ્રથમ ઉપાય તરીકે પાણી ભરવાની મોટી બાલ્ટીઓમાં એકમાં ગરમ અને બીજીમાં ઠંડું એટલે જેને સાધારણપણે આપણે ગરમ-ઠંડું કહી શકીએ તેટલું પાણી ભરી તુરતના જન્મેલા બાળકને બગલમાંથી પકડી વારાફરતી ઝડપભેર બાલ્ટીઓમાં ગળા સુધી ઝબોળવું. આ રીતે પાંચ છ વખત ઝબોળવાથી તે રડી ઉઠે છે અને તેના શ્વાસોચ્છવાસની ક્રિયા શરૂ થાય છે.

જો આ ઉપાયથી પણ બાળક રડે નહીં અને શ્વાસોચ્છવાસ શરૂ થાય નહીં તો બાળકને ચતું સુવરાવી, તેની છાતી ઉપર હાથ વડે સાધારણ દબાણ કરીને છોડી દેવું. એટલે કે શ્વાસોચ્છવાસ ચાલતી વખતે આપણી છાતી જે રીતે ઉછળે છે તે રીતે ખોલા હાથે વારંવાર દબાણ કરવાથી પણ શ્વાસોચ્છવાસ શરૂ થઇ જાય છે.

અથવા બાળકના ગાલ ઉપર તથા નિતંબ ઉપર થપડાકો મારવી. એમ કરવાથી પણ બાળક રડવા લાગે છે અને શ્વાસોચ્છવાસ ચાલુ થાય છે. વળી બાળકનું મુખ ખુલ્લું કરી, તેના મુખ આગળ આપણું મુખ લઇ જઇ, મોઢાની અંદર થોડે થોડે અંતરે ફુંકો મારવી. એથી કદાચ શ્વાસોચ્છવાસ શરૂ થાય છે.

બાળકને ચતું સુવરાવી આપણે પાછળ બેસવું. પછી તેના બન્ને હાથ કાંડેથી પકડી માથા ઉપર ખેંચવા. ખેંચીને તુરત કોણીથી વાળી, છાતી ઉપર લાવીને દાબવા. ફરીથી માથા ઉપર ખેંચી પાછા છાતી ઉપર લાવવા. એ પ્રમાણે એક મીનીટમાં દશથી પંદર વાર કરવું. આ કૃત્રિમ શ્વાસોચ્છવાસ ચાલુ કરવાની ઘણી સુંદર રીત છે.

બાળકના પ્રસવ પછી જ્યારે તે રડતું નથી અને શ્વાસોચ્છવાસ ચાલતા નથી ત્યારે આવી આવી ક્રિયાઓ કરવા લાગી જવા છતાં અરધો કલાક વીતી જાય અને બાળક શુદ્ધિમાં ન જ આવે, તો તેના જીવનની આશા છોડી દેવી.

બાળકની શુદ્ધિ નાળછેદન પહેલાં ઘણી જરૂરી છે, અને એટલા જ માટે ઉપરના ઉપાયો તથા બાળકને સંચાલિત બનાવ્યા પછી નાળ કાપવાની શરૂઆત કરવી.

નાળ કાપતાં પહેલાં પ્રથમ તેને ચોક્કસ અંતરે પાકા દોરાથી બાંધવામાં આવે છે. કેટલાકનો મત બાળકની દુંટીથી છ આંગળની નાળ મુકીને ત્યાં સખત રીતે દોરો બાંધવો એમ છે, જ્યારે કેટલાક આઠ આંગળના અંતરે દોરો બાંધવો તેમ જણાવે છે. નવીન મત અઢી આંગળના અંતરે બાંધવાનું કહે છે. છતાં ઓછામાં ઓછી ચાર આંગળ નાળ મૂકી, પાકો દોરો બેવડો કરી સખત બાંધી દેવો.

આ રીતે સખત બાંધવામાં કચાશ ન રાખવી. નહીં તો એ નાળ મારફત લોહીનું વહન થાય છે. આ પ્રમાણે ચાર આંગળના અંતરે એક દોરાનો બંધ બાંધી, ત્યાંથી બે આંગળ છોડી, બીજો એક દોરાનો બંધ બરાબર બાંધવો, અને આ બે બંધની વચમાંથી આગળથી તૈયાર કરી રાખેલી છરી અથવા કાતરથી નાળ કાપી નાંખવી.

બે જગ્યાએ બંધ બાંધવાનો હેતુ એ છે કે માતા અથવા બાળકના શરીરમાંથી નાળ મારફત લોહી બહાર નીકળી શકતું નથી.

જન્મનાર બાળક ઘણું દુબળું હોય અને એના પોષણ માટે રક્તની જરૂર હોય તો નાળ બાંધતાં કે કાપતાં પહેલાં પ્રસુતિના ગુપ્ત ભાગ પાસેથી નાળને ડાબા હાથે ચપટીથી પકડી રાખી, જમણા હાથે નાળમાં રહેલા લોહીને બાળક તરફ ધકેલવું—જેમ આપણે ગાયને દોહીએ છીએ તેવી રીતે. એમ કરવાથી નાળમાં રહેલું કેટલુંક લોહી નાભિદ્વારા બાળકના શરીરમાં દાખલ થશે, અને ત્યારપછી આગળ બતાવ્યા પ્રમાણે સમાન અંતરે બંધ બાંધી લઈને નાળને કાપી નાંખવી.

નાળને કાપ્યા પછી ફરી તપાસવું કે તેની મારફત બાળકના શરીરનું લોહી તો વહી જતું નથી ને ! જો વહી જતું હોવ એમ લાગે તો નાળની બાજુમાં તુરત જ સખત દોરાથી બીજો બંધ બાંધી દેવો. તેમાં જરી પણ વિલંબ કરવો નહિ. કેમકે જો બાળકના શરીરમાંથી લોહી આ રીતે વહી જાય છે તો તેનું મૃત્યુ થવાનો સંભવ છે.

હવે ડૂંટી સાથે લટકેલા અથવા ચોટી રહેલા નાળના ટુકડાને ખરી જતાં સુધી સાચવી રાખવા માટે બે મત છે. એક મત એમ

કહે છે કે નાળને એક દોરાથી બાંધી દઇ તે દોરાને બાળકના ગળામ નાંખી રાખવાથી નાળ નીચે લટકતી નથી અને એથી લોહી શરીરમાં ધસી આવી નાળ મારફત બહાર આવવા પ્રયત્ન કરતું નથી. આ રીત ખોટી તો નથી જ, કારણ કે ગળામાં નાંખી રાખેલા દોરાના આધારે નાળ ઉંચે ઉચકાયેલ રહે છે. એથી ત્યાં લોહીનું દબાણ થતું નથી. પરંતુ આ રીતે બાળકના ગળા સાથે નાળને દોરાથી બાંધવાની ક્રિયામાં એક દુઃખ થાય છે, કે જ્યારે જ્યારે બાળકને નવરાવવા, ધવરાવવા કે ફેરવવામાં એ દોરાને આપણો હાથ અડકે છે ત્યારે ત્યારે નાળ છંછેડાય છે અને એના પરિણામે તે પાકી આવવા કે સોજો આવી જવાનો વધુ સંભવ રહે છે. એથી નાળને બાંધીને ગળામાં દોરો રાખનારે નાળ છંછેડાય નહિ અથવા ખેંચાય નહિ તેની બહુ જ સંભાળ રાખવી પડે છે.

બીજો મત એવો છે કે એક લૂગડાના કકડાને ચોવડો કરી વચમાં છેદ પાડવો અને એ છેદની વચમાંથી નાળને બહાર કાઢી કાગળના પડીકાની માફક એ કપડાને ચારે બાજુથી નાળ ઉપર લપેટી, પેટ ઉપર મૂકી, બીજા કપડાનો પાટો બાંધવો. આ રીત મજાની છે. પરંતુ કેટલીક વખતે, આ રીતે નીચે રહેલ નાળ મારફત લોહી ટપકવા લાગે છે, એટલે એથી બાળકને નુકસાન થાય છે.

બન્ને રીતે રાખેલ નાળને, તે પોતાની મેળે ખરી ન જાય ત્યાંસુધી સાવચેતી અને કાળજીપૂર્વક તેની રક્ષા કરવાની હોય છે. અને આ બીજી રીતે રાખેલ નાળવાળા કપડાની કિનાર કે જે કિનાર નાળ ફરતી રહે છે (છિદ્ર પાડી નાળ બહાર કાઢવામાં આવેલ હોય તે કિનાર), તેને તેલવાળી કરવી કે જેથી તે નાળ સાથે ઘસાય નહિ.

નાળ કાપવાની રીત ઘણી સહેલી છે, છતાં તેમાં વપરાતી ચીજો–છરી, દોરા, વગેરે સ્વચ્છ અને જંતુનાશક પાણીમાં ઉકાળી તૈયાર રાખેલાં વાપરવાની વારંવાર ભલામણ કરવામાં આવે છે. કારણ કે એ બાબતમાં ક્યારેક અસાવધતાને પરિણામે બાળકને જંતુજન્ય વ્યાધિને લીધે સડો થવાનો સંભવ છે.

જ્યાંથી નાળ કાપેલ હોય તેનો છેડો કોઇ વખત આળો દેખાય છે અને ખુલ્લો હોય તો ત્યાં માખીઓ બેસી જાય છે. માટે તે જગ્યાએ 'ઝીંક ઓક્ષાઇડ'નો પાઉડર લગાવી દેવાથી એ ભાગ સુકાઇ જાય છે.

કેટલાક દિવસ પછી નાળનો ટુકડો બાળકની નાભિ આગળથી સુકાઇને આપોઆપ ખરી પડે છે. પરંતુ તે વખતે બાળકની દુંટી પર આળો ભાગ અથવા ચાંદા જેવું જણાય છે. તે જગ્યાએ પણ ઉપર બતાવેલ 'ઝીંક ઓક્ષાઇડ'નો પાઉડર લગાડી દેવો વધુ સારો છે.

નાળ છંછેડાવાથી અથવા ખેંચાવાથી કેટલીક વખત નાભિ ઉપર સોજો આવી જાય છે અને પાક થઇ આવે છે. એવું થાય તો તે જગ્યાએ લીંબડાના પાણીથી ધોઇ સાફ કરી નીચેના તેલમાં રૂનું પોતું બોળી, દુંટી ઉપર મૂકી, પાટો બાંધવાથી એ પાક રૂઝાઇ જાય છે.

તલનું તેલ તો. ૧૦, હળદર, લોદર, જેઠીમધ, એ દરેક તોલા અઢી–એ માપથી લેવું.

પ્રથમ ત્રણે વસ્તુને ચંદનની માફક પાણી સાથે લઢી, તે લુગદીને તેલમાં નાંખી ઉકાળી, પાણીનો ભાગ બળી જતાં ચોખ્ખું તેલ રહે એટલે કપડે ગાળી ઉપયોગમાં લેવું.

* * *

# પ્રકરણ ૧૮ મું

## ગળથુથી અને પ્રાથમિક સારવાર

જન્મેલા બાળકની પ્રાથમિક સરસ સારવારની જેમ જરૂર છે તેમ જ પ્રસવ થયા પછી માતાની સારવારની પણ તાત્કાલિક જરૂર છે. એટલે પ્રથમ આપણે બાળકને સંભાળી લઇ પછી પ્રસુતાની સારવાર તરફ વળીશું. જન્મ થયા પછી બાળકના શ્વાસોચ્છ્વાસ શરૂ થાય અને તે રડવા લાગે એ તરફ પહેલું લક્ષ આપવાની જરૂર છે અને એ સંબંધમાં વિવેચન થઇ ગયું છે. બીજી બાબત નાળછેદન સંબંધમાં આપણે ગત પ્રકરણમાં તેના વિધિ સાથેની સાવચેતી સંબંધમાં પણ જણાવી ગયા છીએ. નાળછેદન થઇ ગયા પછી અને તેને યથાસ્થાને ગોઠવી દીધા પછી બાળકને નવરાવી લેવાની જરૂર છે. કારણ કે તેનું આખું શરીર ચરબી અને બલગમથી ખરડાયેલું હોય છે અને તેથી તે બરાબર સફાઇ માગે છે. એટલે તેને સ્નાન કરાવી લેવું જોઇએ. ઋતુને અનુકૂળ ઓછા વધતા ગરમ પાણીથી સ્નાન કરાવવું જોઇએ. સ્નાનમાં કેટલાક પહેલી તકે સાબુ વાપરવાની ભલામણ કરે છે, પરંતુ તુરતના જન્મેલા બાળકની કોમળ ચામડી ઉપર સાબુ લગાડવાથી અમે વિરૂદ્ધ છીએ. તેને બદલે ચણાનો આટો પલાળી, તેમાં કપુરકાચલીનું થોડું ચૂર્ણ મેળવી એ આટો પ્રથમ સાબુની માફક લગાડી, પછી કોકરવણા પાણીથી સ્નાન કરાવવું જોઇએ. કેટલાંક સ્થળોએ જન્મેલા બાળકને શરીરે તેલ લગાડીને સ્નાન કરાવવાનો રીવાજ છે, તે પણ ખોટો નથી. કારણ કે ચામડી ઉપર સ્નિગ્ધ તેલી પદાર્થ લાગવાથી પાણીનો અંશ શરીર ઉપર રહેતો નથી અને એથી બાળકને શરદી લાગતી નથી. પરંતુ આવું તેલ લગાડી સ્નાન કરાવવાની ઇચ્છા હોય તેમણે સાદું તેલ નહિ વાપરતાં દશ તોલા તેલમાં ૧ તોલો નગોડનાં પાન તથા અઘેડો

તોલો અજમો નાંખી, તેને કકડાવી એ તેલને ગાળી લઇ, એ રીતે તૈયાર કરેલું તેલ લગાડવામાં આવે તો બાળકની ચામડીની ઉષ્મા સચવાઇ રહે છે અને સ્નાનથી શરદી લાગવાની ભીતિ રહેતી નથી.

તુરતના જન્મેલા બાળકને સાદા ઠંડા પાણીએ નવરાવવું તે ઠીક નથી, ગરમ પાણી કરીને નવરાવવું એ જ વધુ સારૂં છે. પછી ભલે પાણી ખૂબ ગરમ થઇ ગયા પછી જરૂરીઆત પ્રમાણે તેને ઠંડું બનાવી લીધું હોય.

જેઓ સાધનસંપન્ન હોય તેમણે બાળકને નવરાવવાનું પાણી ઉકાળતી વખતે તેની અંદર એક પાટ સોનાની તથા એક ચાંદીનો ટુકડો નાંખી, પાણી ઉકાળીને વાપરવું. પ્રત્યક્ષ રીતે આ પાણીમાં કોઇ વિશેષતા નહિ જણાય, પરંતુ પાણીની સાથે આ ધાતુઓના સંસર્ગથી તેના ગુણમાં વધારો થાય છે અને બાળકના આયુઃબળની વૃદ્ધિસૂચક આ સ્નાન ગણાય છે.

આ જ રીતે નવજન્મ બાળકને હમેશાં સ્નાન કરાવવું જરૂરી છે. એથી તેની અંગશુદ્ધિ થતી રહે છે, શરીરની સ્વચ્છતા જળવાય છે, બાળકના શરીરમાં લોહી સારી રીતે હરીફરી શકે છે અને શરીર ઉપરની ખોટી તથા વધુ પડતી રૂંવાટીની નાબૂદી થાય છે. સ્નાન કરાવ્યા પછી સાધારણ બરછટ, ખદ્દડ કપડાથી શરીર લુછવાની જરૂર રહે છે અને કાળજીપૂર્વક બાળકના કપાળ ઉપર, બાવડાં તથા સાથળ ઉપર, ઘણા ધીમા છતાં ઘસવાના પ્રકારરૂપે હમેશાં સ્નાન કર્યાં પછી ઘસીને લુછવાની કાળજી રાખવાથી, કપાળ વિશાળ અને રૂંવાટી વગરનું બને છે, તેમ જ શરીરનાં બીજાં ખુલ્લાં રહેતાં અંગો ઉપર રૂંવાટી રહેતી નથી. આ બાલ્યકાળની કાળજીથી તેની ચામડી વધુ તેજસ્વી બનાવી શકાય છે, છતાં ઘસીને લુછવાનો એ અર્થ થતો

નથી કે ચામડી ગોલાબ-લાલ થઇ જાય. એથી તો બાળકને ઉલટો ત્રાસ વેઠવો પડે.

હવે ત્રીજી બાબત ગળથુથી સંબંધની છે. જન્મેલા નવશિશુને પ્રથમ આહાર તરીકે ગળથુથી પાવાનો રીવાજ ઘણા જૂના વખતથી ચાલ્યો આવે છે. નવીન રીતે હોસ્પીટલમાં થતી સુવાવડના પ્રસંગમાં ગળથુથી પાવામાં આવતી હશે કે કેમ તે હું નથી જાણતો, પરંતુ ઘરઆંગણે થતી સુવાવડોમાં તો જરૂર ગળથુથી પાવામાં આવે છે.

ગળથુથીમાં બે શબ્દ મળેલા જણાય છે. ગળ એટલે ગળપણ અને થુથા એટલે કશાય પદાર્થ. આ બેના મિશ્રણથી તૈયાર કરેલ પ્રાથમિક પીણા તરીકે બાળકને આપવામાં આવતું જે પ્રવાહી તેને ગળથુથીનું નામ આપ્યું છે. પછી તો અપભ્રંશ થઇને સામાન્ય જનતામાં તે 'ગળહુતી'ના નામથી પણ પ્રચલિત થઇ ગયેલ છે.

ગળથુથીની સાથે સાથે એવી એક દૃઢ માન્યતા પ્રચલિત થઇ ગઇ છે કે બાળક જન્મે અને તેને ગળથુથી પાવામાં આવે, એ ગળથુથી પાનાર માનવીના સ્વભાવ જેવો તે બાળકનો સ્વભાવ થાય છે; અને એથી જ માતા પહેલેથી જ ભલામણ કરે છે કે બાળકને અમુકના હાથે જ ગળથુથી પાજો! ગુજરાતમાં તો જ્યારે બાળક તોફાની થાય છે અથવા ખૂબ રંજાડ કરે છે યા તો માતાને પજવે છે ત્યારે માતા પહેલી તકે ગાલીપ્રદાન કરે છે: 'કઇ રાંડે તને ગળહુતી પઇ'તી?'

કદાચ દુનિયાની પ્રથમ હવામાં પ્રવેશતા અને શ્વાસોચ્છવાસ લેતા બાળકને તેના પ્રથમ આહાર તરીકે પાવામાં આવતી ગળથુથી પાનાર

બાઇ પ્રબળ ઇચ્છાશક્તિ અને દૃઢ ભાવના સાથે સંકલ્પબળે ગળથુથી પાવાની સાથે ચોક્કસ પ્રકારની ભાવના ભાવતી હોય અને તેની અસર બાળકના જીવનમાં તેના સ્વભાવ સાથે સંલગ્ન થતી હોય તો આપણે એ માનવાને આનાકાની કરતા નથી. ગળથુથી પાનારના સ્વભાવ જેવો બાળકનો સ્વભાવ થતો હોય યા ન થતો હોય તે બાબતને આપણે બાજુ ઉપર રાખીને, ગળથુથી પાવાની જરૂરીયાત છે કે કેમ તે સંબંધમાં વિચાર કરીએ.

ગળથુથી પાવાનો હેતુ નવજનિત બાળકને એક તરફથી આહાર આપવાનો છે, તેમ બીજી તરફથી ગળાથુથીમાં પડતા પદાર્થો બાળકનાં અંદરનાં અવયવોને પ્રાથમિક મદદ કરે તેવા હોય તેમ જણાય છે.

જૂની પ્રણાલિવાળા માનવીઓ પ્રસવ પછી બે દિવસ સુધી બાળકને માતાએ ધવરાવવું ન જોઈએ તેવી માન્યતાવાળા છે, અને તેની પાછળ ચોક્કસ હેતુ પણ છે. કારણ કે સ્તનની આગળ આવી રહેલું પ્રથમનું દુધ પચવામાં ભારે અને રેચક ગુણવાળું છે. તેમ જ પ્રસવની બધી ક્રિયાઓ–વેદનાઓ અને આઘાત પ્રત્યાઘાતની અસર પણ એ પ્રાથમિક દૂધ ઉપર હોય છે. એટલે બે દિવસ સુધી બાળકને ધવરાવવામાં ન આવે તો એ દૂધ બીજા નવા દૂધ સાથે મળીને વિશેષ શુદ્ધ થઇ જાય છે અને હળવું પણ બને છે.

નવા મતવાદીઓ પ્રસવ પછી બે ચાર કલાક જવા દઇને દીંટડીઓ ગરમ પાણીથી સાફ કરી, દીંટડી ઉપર દીવેલ લગાડી, તેને કોમળ બનાવી, પ્રથમ થોડુંક દૂધ હાથથી બહાર ટપકાવી નાંખી, પછી બાળકને ધવરાવવાનું શરૂ કરવા કહે છે. તેઓ માને છે કે પ્રથમનું દૂધ ભલે રેચક હોય, તેથી બાળકને ઉદરમાંથી આવેલો શુષ્ક મળ કોમળ બની દસ્ત થશે અને એ રીતે બાળકને તે હિતકારી છે.

આ બન્ને મતનો વચલો માર્ગ અમે તો પસંદ કરીએ છીએ. બાળક જન્મ્યા પછી ચોવીસ કલાક એટલે એક દિવસ ધવરાવ્યા વગર જવા દેવો. તે દરમ્યાન સ્તનમાં પુરતી ધાવણની ભરતી થાય છે. ચોવીસ કલાકમાં માતા નિદ્રા આદિ લઇ, આરામ મેળવી, પ્રસવના લાગેલા આડાથી મુક્ત થઇ સ્વસ્થ પણ થાય છે, અને ત્યારપછી ધવરાવવાથી ખાસ કોઇ નુકસાન થતું નથી.

ગળથુથી પાવાનો રીવાજ સહેતુક હોવા છતાં બીજી કેટલીક માન્યતાની માફક આ રીવાજ ધાર્મિક વિધિ જેવો થઇ ગયો છે. અને રૂઢીના રંગે રંગાયેલી પ્રસૂતાની આસપાસની પરિચારિકા સ્ત્રીઓ ગળથુથી પાયા વગર રહેતી નથી. બરાબર સમજી વિચારી બાળકને ગળથુથી પાવામાં આવે તો એ રીવાજ ખોટો પણ નથી, બલકે સારો છે, હિતકર છે એમ અમે માનીએ છીએ.

હવે ગળથુથીની બનાવટ આપણે જોઇએ: જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી રીતે ગળથુથી તૈયાર કરવામાં આવે છે.

સાધારણ રીતે પાણી, ગોળ, ઘી, આંબાનું પાતરૂં—આ બધું ભેગું કરી ઉકાળી લઇ તેને ગાળી લેવામાં આવે છે. તે રૂના પુમડા વડે કે નાની ચમચી વડે બાળકના મોઢામાં મુકવામાં આવે છે. પરન્તુ જુદા જુદા સ્થાનની રૂઢી પ્રમાણે કેટલીક જગ્યાએ આ પદાર્થની અંદર સુવાદાણા નાંખે છે, કેટલીક જગ્યાએ આંબાના પાતરાને બદલે કડવા લીંબડાનું પાતરૂં નાંખવામાં આવે છે, કેટલીક જગ્યાએ બહરીની એક લીંડી અંદર નાંખે છે અને કેટલીક જગ્યાએ વધારામાં કુંવારનો રસ સહેજ નંખાય છે; ત્યારે અનેક જગ્યાએ ઘીને બદલે દીવેલ નાંખવામાં આવે છે. આ પ્રમાણેના પદાર્થો થોડા ઝાઝા એકઠા કરીને તૈયાર કરાય છે અને પીવરાવવામાં આવે છે.

જ્યાં ત્રણ દિવસ સુધી માતાને ધવરાવવા ન આપવું એવો ચ
છે, ત્યાં એ ત્રણ દિવસ સુધી તાજેતાજી ગળથુથી તૈયાર કરી બાળ
અપાય છે. પરંતુ કેવળ દેખાદેખી અને રૂઢીના બળ ઉપર આધ
ગાખનારાં કેટલીક વાર આ ગળથુથીથી બાળકને અણધાર્યું નુકસ
કરતાં હોય તેમ પણ જણાય છે.

મને તો ગળથુથીમાં ત્રણ પદાર્થ મુખ્ય હોય એ વધુ ઠીક લ
છે: ગળ—ગળપણ તરીકે ગોળ વધારે સારો છે. ગોળ શેરડી
રસમાંથી બને છે એ વસ્તુ નજર સામે રાખીને એના ગુણની
વાત કરૂં છું. પછી આપણી કમનસીબીએ આજે ગોળ જેવી વ
ગાજરમાંથી બનતી હોય કે બીટરૂટમાંથી બનતી હોય, તો પ
તેમાં ગુણ જેવું શોધવું મુશ્કેલ છે. પરંતુ ગોળ જો શેરડીના ર
માંથી બનેલો ગળથુથીમાં નાંખવામાં આવે તો વધુ સારૂં. મારી જ
પ્રમાણે મારે સૂચન કરવું જોઈએ કે આજે બહુ દૂર દૂરથી આવ
રવાના બંધારણ રૂપે ગોળ કરતાં અમદાવાદની આસપાસ બન
ગોળ જે પ્રત્યક્ષ શેરડીના વાઢ હોય છે ત્યાં બનાવવામાં આવે
અને માટલામાં ભરી 'કાસંદરીઆ' ગોળના નામે મળે છે
સાચો અને શુદ્ધ ગોળ કહી શકાય. તે જ રીતે શેરડીના રસમાં
કાઠિયાવાડમાં દેશી ગોળનાં ભીલાં પણ થાય છે. પરંતુ તેમાં કેટલ
વાર ભેગ થાય છે તે ઇચ્છનીય નથી. અને અમદાવાદમાં ખાંડ
કચરામાંથી સરસ દેખાતો સફેદ ગોળ બનાવવામાં આવે છે એ
કદિ પણ વાપરવો ન જોઈએ.

ગોળમાં હૃદયને મજબુતી આપવાનો, લોહીને સાફ કરવા
અને કીડની (ગુરદા)ને મદદ કરવાનો ગુણ છે. તેની સાથે એ મ
વાહક એટલે દસ્તને લાવવાનો ગુણ પણ ધરાવે છે. ગોળ મો
પ્રમાણમાં ખાવાથી ગરમી કરે છે, પરંતુ થોડા પ્રમાણમાં પા

સાથે પીગળાવીને પીવાથી લોહી માંહેની ગરમીને નાબૂદ કરે છે અને પિત્તની ગરમીને પણ ઓછી કરે છે. એટલે ગોળ ગળથુથીમાં હોવો જોઇએ.

બીજા કશાય પદાર્થ તરીકે આંબાનું પાતરૂં સારૂં છે, અથવા જ્યાં આંબો ન મળે ત્યાં લીંબડાનું પાતરૂં વાપરવું ખોટું નથી. તે પણ ઉષ્ણતાને નાબૂદ કરનાર, કશાય ગુણવાળું, જંતુનાશક અને આંતરડાને મદદ કરનાર છે. આ બે પદાર્થો શરીરની અંદરનાં શ્રોતો, નાડીઓ, અને આંતરડાંના નળમાં આસાનીથી પ્રવેશ કરી શકે છે.

જૂના મળને ઉખાડી વહાવી શકે તેવા પદાર્થ તરીકે સ્નિગ્ધ દ્રવ્યમાં ઘી નાંખવામાં આવે છે.

એટલે ઘી, ગોળ, પાણી અને આંબાનું અથવા લીંબડાનું પાતરૂં— આ દ્રવ્યોથી તૈયાર કરેલી ગળથુથી બાળકને પ્રથમ આહાર તરીકે પોષણ આપે છે અને લાભ પણ કરે છે. પછી તો ગળથુથીમાં સુવા, કુંવાર, બકરીની લીંડી, વગેરે જેવાં બીજાં દ્રવ્યો નાંખવાનો જ્યાં રીવાજ થયો હશે ત્યાં ડાહ્યા માણસોએ બાળકની પ્રસવ પછીની અસ્વાભાવિક સ્થિતિ અને શરદી જેવા જણાતા દોષને લઇને, અથવા કૃમી કે વાયુની શંકા ન રહે તેવા કારણથી ભિન્ન ભિન્ન પદાર્થો નાંખવાની યોજના કરી હશે, છતાં કહેવું જોઇએ કે કુમળા બાળકને કોઇ પણ કારણ વિના અતિ ગરમ કે દાહક આવા પદાર્થો આપવાની કોઇ જરૂર નથી. બલકે કેટલીક વખત આવી રીતે બનાવેલી ગળથુથી અણસમજણથી અને વધુ પડતી પીવરાવવાથી ઘણાં બાળકોનાં, બે ત્રણ વાસામાં મ્હોં આવી ગયેલાં જાણ્યાં છે, અને તે આ ગળથુથીના અણસમજણના વપરાશનું પરિણામ હોય છે.

ગળથુથીના આખા વિવેચન ઉપરથી સમજાયું હશે કે સમજી વિચારીને ગળથુથી બાળકને આપવી સારી છે. પરંતુ ગળથુથીના આધારે ત્રણ ત્રણ દિવસ બાળકને નિભાવી રાખવું તે ઠીક નથી. ચોવીસ કલાક પછી બાળકને ધાવતું કરવું અને તેની સાથે ગળથુથી પણ આપવી. બાળક જન્મ્યા પછી ચોવીસ કલાક દરમ્યાન મળત્યાગ ન કરે અર્થાત ઝાડો ન થાય તો એકાદ વખત ગળથુથીમાં દીવેલ નાંખી આપવું સારૂં છે. પછી વારંવાર દીવેલની જરૂર રહેતી નથી, અને આટલા નાના બાળકને દશ બુંદ દીવેલથી વધુ દીવેલની જરૂર પણ નથી.

રોજનું સ્નાન, ઋતુ પ્રમાણે જાડું અથવા પાતળું કપડું ઓઢાડવું અથવા વીંટવું, દરરોજ બાળકના વપરાશમાં લેવામાં આવતા કપડાને ધોઇ સાફ કરી રાખવાની કાળજી, બાળક જુદું સુતું હોય તો તેને માંખીઓ, મચ્છર, ચાંચડ ત્રાસ ન આપે, કરડે નહિ, તેની કાળજી—આ બધી બાબતમાં ધ્યાન રાખવાની ઘણી જરૂર છે. બાળકની માવજત સંબંધે હવે પછી આગળ ઉપર આપણે વિચારીશું. અત્યારે તો પ્રસવ થવાને પરિણામે અશક્ત અને દુર્બળ બની ગયેલી પ્રસૂતાને આપણે બરાબર સંભાળવી જોઇએ, કારણ કે બાળક જેટલી જ એની પણ કોમળ દશા છે. માટે તેની સારવાર અને સંભાળની ખાસ જરૂર છે.

*        *        *

# પ્રકરણ ૧૯ મું

## પ્રસવ પછીની પહેલી તક

ગમે તેવી સુભિતાથી થયો હોય તો પણ પ્રસવનો પ્રસંગ એ સ્ત્રી માત્રને માટે એક માંદગી સમાન છે જ. પ્રસવકાળ વખતે શરીરને પુષ્કળ મહેનત પડે છે અને એ શ્રમથી પ્રસુતા તદ્દન થાકી ગઇ હોય છે, એથી તેને નિર્બળતા પણ આવી ગઇ હોય છે.

ઓર પડી ગયા પછી પ્રસૂતાના શરીર ઉપર જ્યાં ત્યાં રક્તકણો લાગી ગયાં હોય છે અને કેટલોક ભાગ બન્નગમથી ખરડાયેલો હોય છે. તે ભાગને સારવાર કરનાર બાઇએ અથવા દાયણે ગરમ પાણીમાં વાદળી બોળીને તેનાથી અથવા ખાદીના જાડા કપડાથી ઝડપભેર લૂછીને સાફ કરવો જોઇએ, અને બની શકે તથા પ્રસુતા સ્વસ્થ હોય તો કેડ નીચે રાખેલાં કપડાંને પ્રસૂતાને સુઇ રહેવા દઇ બદલી નાંખવાં જોઇએ. પરન્તુ આ ક્રિયા કરતા પહેલાં પ્રસૂતાના પેટ ઉપર પાટો બાંધી દેવાની પહેલી જરૂર છે. એ પાટાથી ગર્ભસ્થાન ધીરે ધીરે સંકોચાવા લાગે છે, આળું બનેલું ગર્ભસ્થાન પોતાની અસલ સ્થિતિ ઉપર આવી જાય છે. પેટ ઉપર પ્રથમ રૂની નરમ ગાદી મૂકી, પછી દોઢ વેંત પહોળો અને એક વાર લાંબો સ્વચ્છ ખાદીનો ચીરો લઇ, તેનાથી સારી રીતે દબાણ થાય એ રીતે પેટ ઉપર પાટો કસકસાવીને બાંધવો. આ પાટો બાંધવાની ઉપેક્ષા કરનાર સ્ત્રીનું ગર્ભસ્થાન ખસી જાય છે અને એથી કદાચ તેમાં પાક અને પીડા પણ રહે છે. પાટો બાંધવાની માવજત બાબત કાળજી નહિ રાખનાર સ્ત્રીને કેડનો દુઃખાવો રહ્યા કરે છે. આ પાટો લગભગ સવા મહિના સુધી રાખવાની જરૂર છે. એથી પેટનો અને પેડુનો ભાગ જરાએ ઉપસેલો નથી રહેતો. તેમ જ ઉપર પાટો આવવાથી ગર્ભસ્થાન સંકોચાઇ અસલ સ્થિતિ ધારણ કરે છે. આજે ઘણી-

સ્ત્રીઓને સૂવાવડ પછી પેટ ફુગાયેલું રહેતું જણાય છે. એ માટે જો આ પાટો કાળજીપૂર્વક મહિનો-સવા મહિનો રહેવા દીધો હોય તો ગર્ભની એ જાતની ફરિયાદ રહેતી નથી.

પાટો બંધાઇ જઇ શરીર લૂછી નાંખ્યા પછી થાકી ગયેલી પ્રસૂતાને આરામની જરૂર હોય છે. ઘણા ઝંઝાવાત પછી પ્રસૂતાને કુદરતી રીતે નિદ્રા આવી જાય છે, અને એ વખતે આવેલી નિદ્રા એના શરીરને લાગેલી થકાવટને દૂર કરી સ્ફૂર્તિ આપનારી હોય છે. એટલે જરૂરીયાત જેટલાં કપડાં ઓઢી માથા ઉપર એકાદ રૂમાલ બાંધી દઈ, ઘોંઘાટ-અવાજ ન થાય તેમ જ તેણીની નિદ્રાને ખલેલ ન પહોંચે તેવી રીતે તેને ઉંઘવા દેવી એ વિશેષ યોગ્ય છે. પ્રસવ પછી ચાર છ કલાકની નિદ્રા લઇ જયારે જાગૃત થાય ત્યારે તે વધુ સ્વસ્થ અને સ્ફુર્તિમાન હોય છે.

પ્રસૂતાને ચતા સુઇ રહેવાની આજ્ઞા વિદ્વાનો ફરમાવે છે અને તેણીની સુવાએસવાની ક્રિયામાં બહુ ધીમેથી ઉઠએસ કરવાની કાળજી રાખવાનું સૂચવે છે. શરીરને આંચકો લાગે કે અથડામણ થાય અથવા મહેનત પડે તેવું કોઇ પણ કામ તેની પાસે કરાવવું તે હિતકર નથી. એમ કરવાથી ગર્ભાશય ઉપર ઘણી માઠી અસર થાય છે અને ગર્ભાશય તેના સ્થાનેથી ખસી જવાની બીક રહે છે. વળી તેની સાથે પ્રસૂતાને વધુ વખત સૂઇ રહેવાની પણ જરૂર છે. લાંબો વખત બેસી રહેવાની મનાઇ છે. એમ બેસી રહેવાથી પણ ગર્ભસ્થાન અને બીજાં અવયવો ઉપર નુકસાન પહોંચે છે, જેથી વધુ વખત નહિ તો ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ તો અવશ્ય પથારીમાં ચતાં સુઇ રહેવું ઘટે. ત્યારબાદ દશ દિવસ સુધી હરવા ફરવાનું કામ નહિ કરતાં જરૂરીયાત પ્રમાણે બેસવું અને સુઇ રહેવું એ જ વધારે સારૂં છે. દશ વાસા પછી થોડું ઘણું હરફર કે ચાલવાનું થાય તેનો

વાંધો નથી. છતાં સવા મહિના સુધી તો ઘરકામ, મજૂરી, મહેનત, કોઇ પણ ક્રિયા સુવાવડી પાસે નહિ કરાવતાં એને આરામ આપવાની જરૂર છે. જો કે એ સવા મહિના સુધી આખો વખત પથારીમાં પડી રહેવાની જરૂર નથી. દશ વાસા પછી તેના પોતાના શરીરને લગતી ક્રિયાઓ પૂરતી તે હરફર કરે તેનો કશો વાંધો નથી.

પ્રસવ થઇ ગયા પછી નિદ્રા લઇને જાગેલી પ્રસુતાને આહાર આપવાની જરૂર છે. પરંતુ આહાર આપતાં પહેલાં એ જાણી લેવું ઘટે છે કે પ્રસવ બાદ પ્રસુતાનો પેસાબ ખુલાસાથી થયો છે કે કેમ. જો ન થયો હોય તો પેસાબ થઇ જવાની જરૂર છે. કેટલીક વખતે પ્રસવકાળમાં મૂત્રાશય પાસે રહેલાં અવયવોને તકલીફ પડવાથી કે તે વલોવાયાથી પેસાબ અટકી જાય છે. એવું થયું હોય તો પ્રસુતાને ગરમ પાણીનો સાધારણ શેક કરાવવાથી પેસાબ ખુલાસાબંધ થઇ જાય છે. એમ છતાં પેસાબ ચાર–છ કલાક કે આઠ કલાક પ્રસવ પછી ન આવે અને તે સ્થાનમાં દુઃખાવો શરૂ થાય, પેડુ વજનદાર જણાવા લાગે તો મૂત્રાશલાકા (કેથેટર)થી પેસાબ કરાવી લેવો જોઇએ. પરંતુ બહારના બીજા ઉપચારથી પેસાબ ન થાય તો જ મૂત્રાશલાકાની સળી મૂકવી.

ઝાડો જો પ્રસવ અગાઉ થઇ ગયો હોય તો તાત્કાલિક તેની ઉતાવળની જરૂર નથી. ચોવીસ કલાકે ફરી દસ્ત થવો જોઇએ. ત્યાંસુધી હરકત નથી, પરંતુ એ મુદત વીતી જાય છતાં ઝાડો ન થાય તો ગ્લીસરીનની સીરીંજ આપીને દસ્ત કરાવી લેવો વધારે ઠીક છે. આ અવસ્થામાં રેચ આપવો હિતકર્તા નથી. જ્યાં આવી પીચકારીની સગવડ ન હોય ત્યાં ગ્લીસરીનની સોગઠીઓ આવે છે તેની અમા-

ઉથી સમવડ કરી રાખવી અને તેનો ઉપયોગ કરવો. એ સોગઠી મૂકવાથી પણ દસ્તનો નિકાલ થાય છે.

પૂરતી સ્વસ્થતા થઇ ગયા પછી ખોરાકમાં પ્રથમ ઘઉંના લોટને ઘીમાં શેકી, ગોળનું પાણી નાંખીને બનાવેલી રાબડી દશેક તોલા જેટલી આપવી, અને રાબ આપતાં પહેલાં ખાંડેલી સુંઠ ૦। તોલો, ઘી ૧ તોલો અને ગોળ ૧ તોલો લઇ, ત્રણે ચોળીને તે ધીમે ધીમે ચાવીને ખાધા પછી ઉપર રાબ આપવી. આ પ્રમાણે સુંઠ અને રાબ આપવાથી શરીરમાં ગરમાઇ સચવાઇ રહે છે અને સુવાવડીને પ્રથમનો ખોરાક સ્નિગ્ધ મળવાથી તેનાં શ્રોત્રોને કુમાશ મળે છે.

હવે પ્રસુતાનાં સ્થાનિક અવયવો તરફ આપણે લક્ષ આપીએ. પ્રસવ થયા પછી બે ત્રણ દિવસ સુધી સાધારણ મળગુગળો રક્તમિશ્રિત સ્રાવ થયા કરે છે અને બે ત્રણ અઠવાડિયા સુધી રક્તરહીત પાણી જેવો ઓછો વધતો સ્રાવ થાય એ સ્વાભાવિક છે. એ રીતે ગર્ભાશયમાંથી કેટલાક પદાર્થો સ્રવીને નિકળી જાય છે અને ગર્ભસ્થાન ચોખ્ખું બને છે. આ જાતનો સ્રાવ થવો એ સ્વાભાવિક બાબત છે.

આંગ્લમતવાદીઓ સ્થાનિક જગ્યાને કુશ આપી, તેને બરાબર ધોઇને સાફ રાખવા સિવાય તે જગ્યાએ કોઇ ખાસ ઔષધો મૂકવાં કિંવા એ ભાગને ઔષધીથી વિશેષ તર કરવો, એમાં માનતા નથી. તેઓ એમ કહે છે કે શરીરના ધર્મ પ્રમાણે ગર્ભસ્થાન અને યોનીમાર્ગ પ્રસવ થયા પછી અમુક વખતે પોતાની મેળે અસલ સ્થિતિમાં આવી જાય છે, અને એ રીતે સંકુચિત થઇ મૂળ અવસ્થામાં આવી જવું એ શરીરનો સ્વાભાવિક ધર્મ છે. એટલે ખાસ કાંઇ કારણ ન

બન્યું હોય, કોઇ પણ જાતનો પાક, સડો, સોજો, સ્થાનાંતર જેવું ન થયું હોય તો સ્વચ્છતા રાખવા સિવાય બીજા ઉપાયો કરવાની કે દવાઓ મૂકવાની જરૂર નથી. પરંતુ દેશી ઉપચાર અથવા દેશી રીતે થતી સુવાવડમાં યોનીમાર્ગમાં પ્રસવ થઇ ગયા પછી દવાઓ મૂકવાનો જૂનો રિવાજ ચાલ્યો આવે છે, અને પ્રાંતવાર અલગ અલગ ઔષધોની બનાવટ પ્રસવ પછી યોનીમાર્ગમાં ધારણ કરવા માટે અપાય છે અને આવી દવાઓ સુવાવડનું કામ કરતી સુયાણીઓ જાણતી હોય છે.

એ લોકો એમ માનતા હોય છે કે યોનીમાર્ગમાં ગર્ભસ્થાન સુધી દવાઓ કેટલોક સમય મૂકવાથી તે તે અવયવોને લાગેલી થકાવટ દૂર થાય છે, અવયવ સંકોચ પામી, અસલ સ્થિતિમાં આવી જાય છે, બહારની હવા કે શરદી અંદરના અવયવ ઉપર આક્રમણ કરી શકતી નથી અને યોનીમાર્ગ ઉપર, ગર્ભાશયના મુખ ઉપર કે બીજા આજુબાજુના ભાગ ઉપર પ્રસવકાળમાં કોઇ વખત ફાટ, ક્ષત કે ચાંદા જેવું પડયું હોય છે તે રૂઝાઇ જાય છે. એટલે પ્રસવ પછી યોનીમાં દવાએ મૂકવાનું તેઓ અનિવાર્ય સમજે છે.

થાણા જીલ્લાની આજુબાજુના પ્રદેશોમાં ઘણું કરી પ્રસવ થઇ ગયા પછી બે ત્રણ દિવસ એક કોથળીમાં છાણાંની રાખોડી ભરી, ગુપ્ત ભાગમાં એ કોથળી રખાવી, તેની ઉપર લંગોટી રખાવે છે. એ લોકો એમ માને છે કે તેથી હવા અંદર દાખલ થઇ શકતી નથી અને ખરાબ બલગમને એ રાખોડી ચૂસી લે છે.

સુરત જીલ્લાના પ્રદેશોમાં પ્રસવ થયા બાદ મેલી પડી ગયા પછી બે ભાગ ગોળ, એક ભાગ હળદર તથા એક ભાગ મીઠાને સાથે મેળવી, સુઠીયા જેવું બનાવીને તે સ્ત્રીના યોનીમાર્ગમાં ગર્ભસ્થાન સુધી મૂકી

દેવામાં આવે છે, અને એમ એ ત્રણ દિવસ સુધી ચાલુ રાખે છે. એથી યોનીમાર્ગ અને ગર્ભસ્થાનને પ્રસવમાં થયેલી નુકસાનીની શાંતિ કરે છે એમ તેઓ માને છે. કેટલીક જગ્યાએ તો માત્ર મીઠું અને ગોળ પ્રસવ પછી એક વખત મૂકવાનો રીવાજ છે, ત્યારે કેટલીક જ્ઞાતિઓમાં દેશી દારૂ તાત્કાલિક વાપરવા માટે અર્થાત્ રૂનો પોલ દારૂમાં બોળી ગુપ્તભાગમાં મૂકવા અપાય છે.

પ્રસવ પછી ગુપ્ત ભાગમાં કોઇ દવાઓ મુકવી કે નહિ, અગર મૂકવી તો કેવી જાતની દવાની જરૂર છે અને શા માટે મૂકવી જોઇએ, તે સંબંધમાં તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો એમ સમજાય છે કે આ બધા રીવાજો કાંઇ મુર્ખાઇભર્યા નથી, પણ તે સમજી વિચારીને પ્રચલિત થયા છે.

પ્રસવ થઇ ગયા પછી ગર્ભાશય અને તેની સાથે સંબંધ ધરાવતાં બીજાં અવયવ શીથીલ બને છે એ વાત તો ચોક્કસ છે. તેની સાથે એ અંગો એટલાં નાજુક અને કોમળ હોય છે કે તેની સંભાળ લેવાની ખાસ જરૂર હોય છે અને તેને મદદ કરવાની પણ જરૂર છે.

પાશ્ચાત્ય પદ્ધતિ સફાઇ કરવામાં માને છે અને એ સફાઇ જંતુઘ્ન તથા રોપણ દ્રવ્યો નાંખેલા પ્રવાહીથી કરવી જોઇએ એમ પણ માને છે. પરંતુ જ્યાં નાનાં ગામડાં છે અને જ્યાં સફાઇનાં સાધનો પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે બનેલાં મળતાં નથી (ડુશ આપવા વગેરેનાં સાધનો) તેવી જગ્યાએ કેટલાક એવા પદાર્થોનાં મિશ્રણો યોનીમાર્ગમાં મૂકવાનો રિવાજ ચાલુ કરવામાં આવ્યો છે કે જે પદાર્થના સંસર્ગથી સફાઇનો હેતુ સચવાય, સંકોચન પણ થાય અને વળી જંતુ ન લાગે. આવા બધા હેતુને સાચવવા ખાતર પદાર્થોનું સંયોગી

મિશ્રણ યોનીમાર્ગમાં મૂકવામાં આવે છે. એક રીતે તે ખોટું પણ નથી. પરંતુ અવસ્થાભેદના નિયમો અને શરીરના બંધારણની સ્થિતિનો વિચાર કરીને આવી ચીજો મૂકવામાં આવે તો આશાતીત લાભ થાય છે. છતાં આગળ જણાવેલી રાખોડીની કોથળી મૂકવા જેવા રિવાજો મને ઠીક નથી લાગતા. કારણ કે એથી કદાચ ગર્ભાશય વહેલું અને વધુ પડતું સંકોચાઇ જાય અથવા તો જોઇતો સ્રાવ બંધ રહી જાય તો તે નુકસાનકર્તા છે.

દારૂ મૂકવા સંબંધમાં એટલો વિચાર કરવાનો છે કે દારૂ મૂકવાની શી જરૂર છે? હા, કદાચ ગર્ભસ્થાનમાંથી મૃત બાળક કાઢવું પડયું હોય, ઘણી વેણોને લઇ ગર્ભાશયમાં અથાગ પીડા કે કળતર થતું હોય, અથવા ગુપ્ત અવયવની અંદર પુષ્કળ સણકા અને દુઃખાવો રહેતો હોય તો દારૂ મૂકવાથી કેટલીક રાહત મળે છે અને આવો દુઃખાવો શાંત થાય છે. પરંતુ પછી એનો વપરાશ ઘણા દિવસ સુધી ચાલુ રાખવો વાજબી નથી. એ ભાગમાં અત્યંત દારૂ લેવાવાળી સ્ત્રીઓના ગુપ્ત અંગમાં ગરમીનું પ્રાધાન્ય વધી જાય છે અને વળી તે સ્વભાવે ક્રોધી થઇ જાય છે એ અમે જોયું છે. માટે દારૂ વાપરનારે પણ યુક્તિપુર્વક જરૂરીયાત પ્રમાણે લેવો સારો છે.

બાકી ગોળ, હળદર અને મીઠું થોડા પ્રમાણમાં મેળવીને મૂકવાથી સ્રાવ અટકતો નથી પણ સારી રીતે આવે છે અને એ જંતુનાશક પણ છે. એટલે પ્રસવ પછી એકાદ બે વખત એ મૂકવાની અમે પણ ભલામણ કરીએ છીએ, અને ત્રીજે-ચોથે દિવસે ગરમ કોકરવરણા પાણીથી યોનીસ્નાન (ડુશ) કરાવવું સારૂં છે. એથી કચરો નીકળી જાય છે અને તે અંગોને રાહત મળે છે. જરૂર જણાય તો આ પાણીમાં ફટકડી અથવા પોટાશ પરમેંગનેટ સહેજ નાંખીને પણ યોનીસ્નાન (ડુશ) આપી શકાય.

આ બધા ગુપ્ત માર્ગના ઉપચારનો હેતુ એક જ છે કે તેમાંથી કચરો નીકળી જાય, દરરોજના સ્રાવને પરિણામે અંદર બાઝી રહેલાં કણો અને ખરાબ પદાર્થ દૂર થાય અને તેમાં વાયુ ન ભરાય, તેમ જ રાહત અનુભવતાં-અનુભવતાં એ અંગો અસલ સ્થિતિ ધારણ કરી શકે.

સુયાણીઓ આઠ વાસા વીત્યા પછી પ્રસૂતાને ગુપ્ત માર્ગમાં ધારણ કરવાને માટે કેટલીક જાતની દવાનાં મુઠીયાં અથવા ગોળીયો બનાવી આપે છે. એનો હેતુ પણ ગુપ્ત માર્ગને સંકોચાવી, અસલ સ્થિતિમાં લાવવાનો હોય છે. આ જાતની ગોળીઓમાં ઘણું કરી, મેથી, ચીમેડ, વાવડીંગ, વાપુંભા, આંબાહળદર, ગોળ, ફટકડી, બાવળનાં પાતરાં, કપાસનાં ફુલ, વગેરે જેવી ચીજો ઓછા વધતા પ્રમાણમાં મેળવી તેની ગોળી કે સોગઠી બનાવી, તે પહેરવા માટે આપે છે. એથી ગુપ્ત માર્ગમાંથી સ્રાવ જો વધુ વખત લંબાતો હોય તો બંધ થાય છે, સહેજ ગર્ભાશય ખસી ગયું હોય તો તે સ્થાનક ઉપર આવી જાય છે અને ગુપ્ત બાંધો મજબૂત બને છે.

સમજપૂર્વકની તૈયાર કરેલી આવી ગોળીઓ વાપરવા આપવી હિતકર્તા છે. માત્ર એટલું જોવું જોઇએ કે પ્રસૂતાના અવયવને કયા પદાર્થની વિશેષ જરૂર છે અને કયા પદાર્થો શરીરમાં મૂકવાથી કેવી અસર નીપજાવશે. એ બાબત બુદ્ધિપૂર્વક વિચારીને દવાની યોજના થાય તો સારો ફાયદો કરે છે. અવિચારીપણે દેખાદેખીથી કે જરૂરીયાત ન હોવા છતાં વાપરવાથી સારા ઉપાયો પણ નુકસાન કરે એ સ્વાભાવિક છે. માટે દાયણે પ્રસૂતાને સવા મહિનો વીતે ત્યાંસુધી તેના ગુપ્તમાર્ગને તપાસી, સમય સમય પર સમજીને તેની દેખભાળ રાખવી ઘણી જરૂરી છે.

* * *

# પ્રકરણ ૨૦ મું

## પ્રસૂતાની પ્રાથમિક સારવાર (ચાલુ)

ત્રણ દિવસ સુધી ચતાં સૂઇ રહેવાનું સુવાવડીને આગળ અમે જણાવી ગયા છીએ. એમ સૂઇ રહેવાનું એટલા માટે આવશ્યક છે કે એથી તેનું ગર્ભસ્થાન સંકોચાઇને મૂળ સ્થિતિમાં આવી જવામાં અનુકૂળતા મળે છે. જેઓ હેતુપૂર્વક આ હકીકતને માન્ય નથી રાખતા તેવા સુવાવડના કેસોમાં હમેશને માટે તેનું ગર્ભસ્થાન નબળું બની જાય છે અને અસહ્ય કેડનો દુઃખાવો રહી જાય છે.

ત્યારબાદ ત્રણ કે પાંચ વાસા વીત્યા પછી સુવાવડીના શરીરે તેલ ચોળાવી ગરમ પાણીથી નહવરાવવાની જરૂર છે. એ માટે સાદું તલનું તેલ નહિ વાપરતાં દશ તોલા તલનું તેલ અને તેની અંદર એક તોલો વજ તથા એક તોલો માલકાંકણું નાંખી, તેલને ગરમ કરી કપડેથી ગાળી લઇ—આ તેલ શરીરે માલીસ કરવાથી તેણીના શરીરના સ્નાયુઓની થકાવટ દૂર થાય છે, શરીર દુઃખતું મટે છે અને બહારની હવાની શરદી તથા જંતુઓ શરીરને સ્પર્શી શકતાં નથી. દરરોજના સ્નાનનો વખત બનતાં સુધી સૂર્યનારાયણ ચઢયા પછીનો અર્થાત્ બપોરનો રાખવો વધારે સારો છે. જ્યાં પવન ન લાગતો હોય તેવા એકાંત સ્થાનમાં મર્યાદા સચવાય તેવી રીતે છૂટથી ખળ-ખળતા પાણીએ નહાઇને અશુચી દૂર કરી શકાય તેવી રીતે પોતાની જાતે અથવા બીજાની મદદથી સ્નાન કરવું અને તુરત જ સ્વચ્છ કપડાં બદલી લેવાં. આ રીતે દરરોજ બગડેલાં કપડાં કાઢી નાંખી, ધોયેલાં તદ્દન સ્વચ્છ અને પૂરાં સુકાયેલાં કપડાં પહેરવા આપવાં. તેની સાથે તેની પથારી અથવા ખાટલાની જાજમ તેમ જ ભીનાં થયેલાં ગોદડાં—ગાદલાં બદલીને કોરાં કરવાં કે જેથી તેની તબીયત બગડવાનો પ્રસંગ આવે નહિ.

શિયાળાની ઋતુ હોય તો રાત ઠર્યા પછી અથવા પરોઢના ભાગમાં સુવાવડીના ખાટલા નીચે છાણાંના અંગારા નાંખી, ખાટલા ઉપરથી બિછાનું ઉપાડી લઇને સુવાવડીને ઉખરણા ખાટલે સુવારી શેક લેવાનું કહેવું. સેવાતો સેવાતો શેક કેડ ઉપર, ખાસ કરીને બરડાના ભાગમાં તથા પડખાના ભાગમાં પા–અરધો કલાક જરૂર લેવો. વધુ શરદીના વખતમાં આ અંગારા ઉપર અજમો ભભરાવી તેની ધુણી સાથે શેક લેવાનો રીવાજ છે તે પણ ખોટો નથી. ઉનાળામાં આ શેક જરૂર હોય તો જ આપવો, છતાં રાત્રિના ભાગમાં થોડો શેક ઉપયોગી છે.

સુવાવડીના સવારના પીણા તરીકે અંગ્રેજી પદ્ધતિની રીતે થતી સુવાવડમાં પ્રથમ દુધ અને ચહા આપવામાં આવે છે; અને દુધ તથા ચહા પહેલા વાસાથી આપવામાં ડોકટરો અને નર્સો વાંધો લેતાં નથી. પણ ચાલતી આવેલી પરંપરાની રૂઢી પ્રમાણે દેશી પદ્ધતિ સુવાવડીને ચહા–દુધ આપવાનો નિષેધ ગણે છે અને ચહા–દુધ આપવા દેતા નથી.

આપણે અભ્યાસપૂર્વક વિચાર કરીએ છીએ તો જણાય છે કે જે અવસ્થામાં સ્નિગ્ધ પદાર્થો આપવાની જરૂર છે તે વખતે કદાચ આ ચહા તો નુકસાન કરતો હશે, પરંતુ દુધ શા માટે ન અપાય ? પરંતુ દેશી વૈદકના નિષ્ણાતો માને છે કે સુવાવડીને દુધ આપવાથી તેમાંથી જલદી આમ્લ પદાર્થ પેદા થઇ તેના સાંધાઓને નરમ બનાવી નાંખે છે અને એ જ દુધ સ્તનના દુધને સુકવી નાંખવામાં કારણભૂત બને છે. એટલે સુવાવડી ચાલીશમું નહાય ત્યાં સુધી ભૂલે ચૂકે પણ તેને દુધ ન આપવું એવો તેઓ દઢતાપૂર્વક આગ્રહ કરે છે. નિરીક્ષણથી એ સાબિત પણ થયું છે કે જે સ્ત્રીઓ સુવાવડ દરમ્યાન દુધ નથી લેતી પણ પદ્ધતિસર તેજાના અને વસાણાંઓથી બનેલી રાબડીઓ, સૌભાગ્યસુંઠ, મેથીના લાડુ, વગેરે જેવા પદાર્થો લે છે,

તેમના સ્તનમાં દુધની હેલી ભરી હોય છે અને બાળકને ધવરાવતાં દુધ છલકાઈ જાય છે; જ્યારે દુધ-ચહા જેવા પદાર્થો હળવા અને પચે તેવા સમજીને આપવામાં આવે છે, તેની સુવાવડ વીતી જવા છતાં દેહમાં અશક્તિ, સ્તનમાં ધાવણુ નહિ અને પીળાશ પડતું શરીર લઈ સુવાવડ પૂરી કરે છે. તેમનાં બાળકોને પણ ધાવણના અભાવે એક મહિનાનાં થવા પહેલાં બકરીનું દુધ અથવા બનાવટી દુધ આપવાનું શરૂ થાય છે, અને તેથી હૃષ્ટપુષ્ટ શરીરવાળાં બાળક બનતાં નથી. એથી જ અમે તો આગ્રહપૂર્વક સ્ત્રીઓને દેશી પદ્ધતિ પ્રમાણે તેજાના લેવાની અને દુધ-ચહાનો ત્યાગ કરવાની ભલામણ કરીએ છીએ. ચાલતા આવતા રીવાજ કે જે રીવાજથી શરીર મજબૂત રહે છે, ગુપ્ત ભાગ અસલ સ્થિતિ ધારણ કરે છે અને સ્તનમાં દુધ ભરપૂર આવવા લાગે છે, તેને અનુસરી આપવાનો ખોરાક, ઔષધ, જે કહો તે આ નીચે બતાવીએ છીએ. વિદેશી રીતે ચાલતી હોસ્પીટલોમાં જો સ્ત્રીઓ પ્રત્યેની દયા અને તેમની તંદુરસ્તીની ખાતર પણ એમની માન્યતાને દૂર મુકી આ ક્રમ પ્રમાણે ખોરાક અને તેજાના આપવાનું દાખલ કરવામાં આવે તો આપણે અત્યારે હોસ્પીટલ છોડીને આવતી અને જાતજાતની શક્તિની બાટલીઓ લખાવી લાવતી માયકાંગલી સ્ત્રીઓ જોઈએ છીએ, તેને બદલે હૃષ્ટપુષ્ટ, નીરોગી તથા સુવાવડ આવી જવા છતાં પડછંદ જેવી સ્ત્રીઓ જોવાનો પ્રસંગ આવે.

મને લાગતું નથી કે મારા આ કથન ઉપરથી હોસ્પીટલોમાં આવો સુધારો થાય, છતાં દેશી ઘરઆંગણે થતી સુવાવડોમાં તો મારો બતાવેલો આ ક્રમ ઘણો જ ઉપયોગી નીવડશે, અને એ પ્રથાથી ચાલનાર સ્ત્રીઓ સુવારોગ તથા સુવાવડ પછીની નિર્બળતા, અશક્તિ, પાંડુ અને પ્રદર જેવા રોગ કે કેડના દુ:ખાવા જેવી ફરિયાદો સુવાવડ પછી રહી જાય છે, તેમાંથી મુક્ત બનશે.

**ખોરાક અને દવાનો સળંગ ક્રમ :**

પ્રસુતાને બીજા વાસાથી સવારમાં પ્રથમ સુવાદાણા તો. ૨ અને મેથી તો. ૨ લઇ, એક શેર પાણીમાં મૂકી, ઉકાળીને નવટાંક પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાં ચોખ્ખું મધ તો. ૧ નાંખી સવારમાં જ પાવું.

બન્ને પદાર્થ બે ખાસ મહત્ત્વનાં અંગો ઉપર કામ કરનાર છે. સુવા હોજરીમાંના વાત–વાયુનો નિગ્રહ કરી, મંદાગ્નિને મટાડી, જઠરને પ્રદીપ્ત કરે છે. એ ઉપરાંત ગર્ભાશયની અંદર રહેલા કચરાને ચાલુ પ્રવાહમાં બહાર ધકેલી મૂકે છે. એથી ઓર સંબંધે અલ્પાંશે પણ ભય રહેતો નથી. અંદર જો કોઇ પદાર્થ રહી ગયો હોય તો તે નીકળી જાય છે. મેથી પણ વાયુહર છે, તેની સાથે સાંધાઓને બળ આપનાર છે. અર્થાત્ તે સંધીગત વાયુ નાબૂદ કરે છે. એથી સુવાવડીની કેડ તથા પગના સાંધાઓ મજબુત થાય છે. તેની સાથે મેથી સ્નાયુમંડલને પણ તાકાત આપે છે અને વાયુનો અવરોધ થવા દેતી નથી અથવા વિષમગામી બનવા દેતી નથી.

આ ઉકાળો આપ્યા પછી બે આનીભાર બોળ (હીરાબોળ)નો ભૂકો કરી, દાંતને સ્પર્શ ન થાય તે પ્રમાણે ગળાવવો. તેની ઉપર હીંગડા (પાટલાહીંગ)નો એક આનીભારનો ટુકડો લઇ તેના ફરતું ૩ વીંટી રૂને સળગાવી દેવું. તેથી હીંગડો ફુલી જશે. પછી તેની ભુકી કરી ગળી જવો. ત્યારપછી નીચે બનાવેલી રાબડી બનાવીને આપવી.

**સુવાવડીની રાબડી**

સુંઠ, મરી, પીંપર, પીપરીમૂળનાં ગંઠોડા, અક્કલકરો, પાનની જડ, તજ, લવીંગ, જાયફળ, જાવંત્રી, એલચી, તેજબળ. આ વસ્તુને સરખા વજને લઇ, અગાઉથી ખાંડી ડાબડો ભરી રાખવો.

આ વસ્તુમાંથી બે આનીભાર ભૂકો, એક તોલો ગોળ અને અરધો તોલો ઘી. પ્રથમ ઘીને ગરમ કરી તેમાં આ પાઉડર નાંખી દઇ, ત્યારપછી ગોળમાં પાંચ તોલા પાણી નાંખી, ઓગાળીને ઘી અને મસાલા ભેગું નાંખી ગરમ થવા દેવું. રાબડી જેવું થઇ જાય એટલે નીચે ઉતારી ઠંડું થયા પછી પ્રસૂતાને ચમચા વડે પીવા આપવું.

આ પ્રમાણે પ્રથમ સુવામેથીનો ઉકાળો, ત્યારપછી બોળ, ત્યાર-પછી હીંગડો અને ત્યારપછી રાબડી—આટલી વસ્તુ સવારના દશ વાગતા સુધીમાં આપી દેવી. અને ભૂખ લાગે એટલે ઘઉંના લોટને ઘીમાં શેકી, બદામી રંગનો થાય એટલે ગોળ નાંખી બનાવેલો શીરો તથા સારી રીતે મોણુ નાંખી, પાકી તળેલી પુરી અથવા રોટલી, બાજરીનો રોટલો, આદુ—હળદરની મીઠામાં રગદોળી કરેલી કચુંબર આ ખોરાક સાથે આપવી.

ઘણી સ્ત્રીઓ કહે છે કે સુવાવડમાં તેમને શીરો ભાવતો નથી. એથી તેઓ દાળ, ભાત, રોટલી, શાક ખાવાનું દિલ કરે છે, અને સુધરેલા કહેવાતા માનવીઓ ચાર પાંચ વાસા પછી બધું ખવાય, એમ કહીને એ બધું આપવા લાગે છે. પરંતુ આ ખોરાક શરીરને પોષણ આપતો નથી અને સુવાવડને અંગે શરીરમાં પડેલા ઘટાડાને પૂરી શકતો નથી.

સુવાવડીનો વાયુ પ્રકોપ પામીને મૂળ સ્થિતિ કરતાં સુવાવડ વખતે વધુ મંદાગ્નિ થઇ જાય છે. તે મંદાગ્નિ દૂર કરવાની ખાતર ઉપરની રાબડી, હીંગડો અને બોળ આપવાનો હેતુ તેનાં અંગ—પ્રત્યાંગોને પ્રદીપ્ત કરવાનો છે. પરંતુ તે લેવાતાં નથી, એટલે તો પછી પૌષ્ટિક ખોરાક ખવાતા નથી અને ભાવતા નથી. પરંતુ અમે તો આગ્રહપૂર્વક કહીએ છીએ કે ઉપરના ક્રમ પ્રમાણે જો તેને વસાણું અપાય તો તેની જઠર

ખુશીથી શીરો-પુરી ખાઇ શકે તેવી થવાની અને સુવાવડ દરમ્યાન એકાદ ડબ્બો ઘી એ હજમ કરી જવાની, અને તેથી રાતા લોહીથી તસતસતું શરીર લઈ સુવાવડ પાર કરી શકવાની.

ઉપરના ખોરાક સાથે જેમને ગળપણની જરૂર પડે અર્થાત રોટલી, રોટલા કે પુરી સાથે ગળપણ ખાવું હોય તેમણે ચોખું મધ મળે તો તે બેથી પાંચ તોલા ખાવામાં વાંધો નથી.

પાંચ દિવસ આ પ્રમાણે આ ક્રમે આપ્યા પછી સવારમાં સુવા-મેથીનો ઉકાળો બંધ કરી. તેની જગ્યાએ સુવાવડીની પડી અથવા સુવાવડીનો કવાથ આપવો.

### સુવાવડીનો કવાથ

આકડાનાં મૂળ, એરંડાનાં મૂળ, અરણીનાં મૂળ, કાંચકીનાં મૂળ, ભારંગમૂળ, પહાડમૂળ, ચિત્રકમૂળ, લીંબડાની અંતરછાલ, સુકી ગળો, ભારીંગણીનું પંચાંગ, સુંઠ, સુવા અને વાવડીંગ.

આ વસાણું ભેગાં કરી કુટી રાખવાં. તેમાંથી સવા તોલો ભૂકો લઇ પંદર તોલા પાણીમાં ઉકાળવો. ચાર તોલા બાકી રહે એટલે કપડેથી ગાળીને તેમાં અરધો તોલો મધ નાંખી, સવારમાં આપવો અને તેના ઉપર હીંગડો તથા બોળનો ક્રમ ચાલુ રાખવો.

પરંતુ સુવાવડીને તાવ જેવું લાગે, શરદી જણાય, નબળાઇ લાગતી હોય, અથવા ખાંસી થઇ આવશે એમ જણાતું હોય તો ઉપરના કવાથની જગ્યાએ દેવદાર્વ્યાદિ કવાથ, જેનો પાઠ 'સારંગધર સંહિતા'માં બતાવેલો છે, જે નીચે પ્રમાણે છે, તે આપવો:

### દેવદાર્વ્યાદિ કવાથ

દેવદાર, વજ, વજકાત્રલી, પીંપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, કડુ, ધાણા, મોટી હરડે, ગજપીંપર, ધમાસો, ગોખરૂ, ભોરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશીંગી અને શાહજીરૂ.

સઘળી વસ્તુ સરખા વજને લઇ, ખાંડી તૈયાર કરવી. તેમાંથી ૧ તોલો લઇ વીશ તોલા પાણીમાં ઉકાળી, અઢી તોલા બાકી રહેતાં કપડે ગાળી જરા મધ નાંખી, સવારમાં પીવા આપવો; અને દશ વાસા પછી નીચે પ્રમાણે ક્રમ રાખવો :

સહુથી પ્રથમ પહેલો અથવા બીજો ઉકાળો. તેની ઉપર બોળ ગળાવવો. તેની ઉપર હીંગડો ગળાવવો. પછી રાબડી આપવી અને રાબડી ઉપર એક તોલો સુંઠ, એક તોલો કોપરૂં, એક તોલો ગોળ અને એક તોલો ઘી. કોપરૂં સુકું લઇ તેને ઝીણું ખમણી નાંખવું. ત્યારપછી ચારે વસ્તુને ચોળી લાડુ બનાવી, રાબડી આપ્યા પછી ધીમે ધીમે ચાવીને આ લાડુ ખાવા આપવો, અને ત્યારપછી બરાબર ભુખ લાગે ત્યારે ખોરાક આપવો.

દશ વાસા પછી સુવાવડીને બધું મોળું મોળું ખાવાનું ગમે નહિ તો તેને, ઘીમાં સાંતળી, ઉપર ધાણાજીરૂં, નિમક, મરી, તજ, તમાલપત્ર, લવીંગ, બાદીયાન—આ ચીજોને ખાંડી તૈયાર કરેલો મસાલો છાંટી બનાવેલું શાક થોડું આપી શકાય.

શાકમાં કાંદા ખૂબ લાલ તળવા જેવા બનાવી અપાય, કારેલાં અપાય, કોબીજ અપાય, દુધી અપાય, મેથીની ભાજી ઘીમાં ભુંજીને પાણી નાંખ્યા સિવાય અપાય. એટલે વાયડા, કઠોળવાળાં અને કંદમૂળ છોડીને એ સિવાયનાં બીજાં શાક ઘીમાં સાંતળી, ગરમ મસાલો છાંટી, થોડા પ્રમાણમાં પૂરી અને શીરા સાથે સુવાવડીને આપવામાં કોઇ જાતનો વાંધો નથી.

*  *  *

# પ્રકરણ ૨૧ મું

## પ્રસવ પછીની પ્રાથમિક સારવાર (ચાલુ)

આપણે પ્રસૂતાની પ્રાથમિક સારવારનો ક્રમ શરૂ કર્યો છે અને જે જે ઔષધોના રૂપમાં વસાણાં લેવાનાં કહ્યાં છે તે પ્રમાણે ચાલુ રાખવાથી દિવસે દિવસે પ્રસુતા શક્તિ ધારણ કરતી જાય છે અને તેનામાં નવા લોહીનો અને નવા બળનો સંચાર થવા લાગે છે. પરંતુ કેટલીક નબળી બાંધાની સ્ત્રીઓ પૂરતો ખોરાક ઉપરના ક્રમથી પણ નથી લઇ શકતી, અને તેને ખોરાક લીધા પછી પેટ ભારે જણાય છે તથા ખોટા ઓડકાર આવવા લાગે છે, ત્યારે સમજવું જોઇએ કે હજી તેની પાચનશક્તિ મંદ છે અને વાયુ પ્રકોપ પામેલો છે. એવું જણાય તો અગાઉ જણાવેલો પ્રયોગ ચાલુ રાખવો. ઉપરાંત :

કપુરી પાન નંગ ૫, આદુ તો. ૧, ફુદીનાની પત્તી તો. ૦ાા—એ ત્રણેને છુંદી, સહેજ પાણી નાંખી, તેમાંથી નીચોવીને રસ કાઢવો અને જેટલો રસ હોય તેટલું જ અંદર મધ નાંખી, ગરમ કરી પ્રસુતાને પાઇ દેવું.

દિવસમાં સવાર સાંજ બન્ને વખત પણ આ રીતે એ રસ આપી શકાય. એથી તેના શરીરમાંનું વાયુનું જોર નાબૂદ થાય છે, ખોરાક હજમ થવા લાગે છે, પેટનો ફુગાવો રહેતો નથી અને સારી રીતે પૌષ્ટિક ખોરાક હજમ કરી શકે છે.

કેટલીક વખત ઘણાં ગરમ ઓસડીયાં લેવાથી અથવા કોઇ પણ કારણ વિના યે પ્રસુતાને પાણીની તરસ ઘણી લાગે છે અને કાચા વાસામાં ઘણું પાણી આપવું નુકસાનકારક છે. ખરી રીતે તો પ્રસૂતાને ઉકાળ્યા વગરનું પાણી આપવું જ ન જોઇએ. તપેલામાં પાણી

એટલું ઉકાળવું કે ચોથા ભાગનું પાણી બળી જાય. પછી તે પાણી ઠારીને તેને આપવું જોઈએ. છતાં પ્રસૂતાને કેટલી વખત ઘણી તરસ લાગે છે અને તે વારંવાર પાણી માગ્યા કરે છે. તેવું જણાય તો તેને થોડા દિવસ સુધી દરરોજ સોનાના વરખનું એક પાનું સહેજ મધ સાથે મેળવી ચટાડવાથી તેની તૃષા શાંત પડે છે,

સ્થાનિક ઉપચાર માટે શરૂઆતના એક બે દિવસ યોનીમાર્ગમાં મૂકવા માટે ગોળ, મીઠું અને હળદર સંબંધમાં અમે આગળના પ્રકરણમાં ભલામણ કરી ગયા છીએ. પરંતુ ત્યારપછી એ ગુપ્તાંગને મજબૂતી આપવા તથા અંદરનાં અવયવને પૂરાં સંકોચાવી અસલ સ્થિતિમાં રાખવા નીચેની પોટલી આઠ દશ વાસા પછી શરૂ કરવી.

વાવડીંગ, વાપુંભા, સુવા, મેથી, આંબાહળદર, સાજીખાર, લોદર:

આ વસ્તુ સરખા વજને લઈ, ખાંડીને તેમાં કરમો દેવાય તે પ્રમાણે ચોખું મધ નાંખી, તેમાંથી ૧ રૂપીઆ ભાર જેટલો ભુકો બારીક ચોખા કપડાના ટુકડામાં મૂકી, તેની પોટલી બાંધીને તે પોટલી રાત્રે ગુપ્ત ભાગમાં પહેરાવવી અને સવારે કાઢી નાંખવી. રાત્રિભર પોટલી રહે અને દિવસે ન મુકાય તેનો વાંધો નથી. બીજી રાત્રે બીજી પોટલી મૂકવી. આ પ્રમાણે એક-બે-ત્રણ અઠવાડિયાં ચાલુ રાખવાથી યોનીમાર્ગ મજબૂત બને છે, ગર્ભાશય અસલ સ્થિતિમાં સંકોચાઈ રહે છે અને ગુપ્તાંગ રોગરહીત, સ્વચ્છ અને સંકોચાયલું તથા મજબૂત બની જાય છે. સુવાવડ પછીનું ઢીલાપણું કે સ્નાયુની નબળાઈ જણાતી નથી.

આ પોટલી અમારી અનુભવેલી છે, સેંકડો પ્રસૂતાને વપરાવેલી છે અને એ અત્યંત ગુણકારક પણ છે.

પ્રસૂતાના ગુપ્ત અંગમાં કાંઈ મુકવાની જરૂર નથી એમ કેટલાક માનનારા છે, જ્યારે કેટલાક દારૂના હિમાયતી હોય છે, જ્યારે

કેટલીક દાયણો માત્ર ફટકડીની ચોખ્ખી બનાવટ મોટા પ્રમાણમાં આપીને એકદમ સંકોચન કરી નાંખવા લલચાય છે.

ઉપરની ત્રણે રીત વાજબી નથી. ગુપ્ત અંગ પ્રસવને કારણે શીથીલ બનેલું હોય છે. એટલે એને મદદ કરવાની જરૂર છે, અને તેમાં બહારની હવા તથા પરમાણું લાગીને સોજો કે વાયુ પ્રકોપ ન પામે અને તેના પરિણામે પ્રદર (લ્યુકોરીયા) જેવો વ્યાધિ ચાલુ ન થાય તેની ખાતર દવાઓ અંદર મૂકવી જોઈએ. પરંતુ દવા તરીકે દારૂ મુકવાથી કદાચ સ્થાનિક જગ્યાએ ઠીક લાગતું હશે, તથાપિ એ દારૂ ગુપ્ત અંગમાં મુકવાથી તેની અસર મગજ ઉપર ઘણી ઝડપી થાય છે અને તેને હીસ્ટીરીયા જેવા સ્નાયુમંડલના વ્યાધિ થઇ જાય છે; જ્યારે મોટા જથ્થામાં ફટકડીની બનાવટ મુકવાથી ગુપ્ત અવયવનું સંકોચન તો જરૂર કરે છે, પરંતુ તેથી કેટલીક વાર યોનીશૂળ કે મક્કલશૂળ થઇ આવે છે અને નસો ખેંચાવાનો વ્યાધિ થાય છે. એટલે ગુપ્ત અવયવમાં મૂકવાની દવા તરફ અમે પક્ષપાતી છીએ અને ખુબ વિચાર તથા અનુભવ પછી ઉપરની બનાવટ અહીં આપી છે.

ગુજરાત પ્રાંતમાં એક પ્રચલિત રૂઢી સ્ત્રીઓના આહાર બાબતમાં ચાલુ થયેલી જણાય છે. સ્ત્રીઓમાં એમ મનાય છે કે જો પ્રસુતાને કાચા વાસામાં બધી જાતનો ખોરાક આપવામાં આવે તો તે પછી તે જાતના ખોરાકો ગમે ત્યારે ધાવણુ આવતી માતા ખાય તો પણ બાળકને નડતા નથી ! અને આવી રૂઢીના કારણે પ્રસુતાને છઠ્ઠા વાસા પછી ગરીષ્ટ અને ભારે ખોરાકો તેમજ વિદાહી ખોરાકો જેવા કે, લાપસી, કંસાર, લાડુ, દુધપાક, મેંદાની પુરી, મગજ, ભજીયાં, પાતરાં, મુઠીયાં, ઢોકળાં, ઢોકળી, પુડલા, માલપુડા, વગેરે જેવી બનાવટો આપે છે.

આ માન્યતા રૂઢી રૂપે કેમ પેસી ગઇ હશે તેની સમજ પડતી નથી, પરંતુ આ માન્યતા ખરેખર ભયંકર નુકસાનકારક નીવડે છે, અને બાળકની હોજરી આવા પદાર્થોમાંથી પેદા થયેલા દૂધને પચાવવા લાયક થઇ હોતી નથી, તેમજ પ્રસૂતાની હોજરી પણ અતિ ગરીષ્ટ અને વિદાહી પદાર્થો પચાવવાને લાયક હોતી નથી. છતાં ભવિષ્યમાં એ ખોરાકો બાળકને નડે નહિ એ પ્રકારના વિચિત્ર મુદ્દાને સામે રાખી, આવી જાતના ખોરાકો આપવા એ નુકસાનીભર્યું છે. બલકે ઘણું કરીને તો સુવાવડી આવા પદાર્થો લેતાંની સાથે જ પેટની બિમારીથી પીડાવા લાગે છે, અને પ્રથમ વાયુ–અજીર્ણ થઇ તેમાંથી તેને તાવ લાગુ પડી જાય છે, અને આવા ખોરાકોમાંથી જીર્ણ જ્વર, અતિસાર, આમાજીર્ણ અને તાવનું રૂપ પકડી, સુવારોગ તથા ક્ષય જેવાં દરદોને આમંત્રણ આપે છે.

એટલા માટે અમે આગ્રહભરી રીતે સૂચના કરીએ છીએ કે સુવાવડીના આહાર પ્રત્યે બેદરકારી રાખવી નહિ, અથવા ‘ ગમે એ ખોરાક ખાઓ ’ એવી એલોપથીની બેદરકાર માન્યતાના વિશ્વાસે નહિ રહેતાં કે પછી રૂઢી રૂપે ‘ બાળકને નડે નહિ ’ એવી અજ્ઞાન માન્યતા તરફ નહિ દોરવાતાં, વિચારપૂર્વક અનુકૂળ ખોરાક આપવો અને આયુર્વેદની પથ્યાપથ્યની દૃઢ માન્યતા ઉપર વિશ્વાસ રાખવો એ જ પ્રસૂતાને માટે હિતકર્તા છે.

આગળ ઉપર અમે સુવાવડીના ખોરાકો સંબંધમાં કેટલાક પદાર્થો વિષે સૂચન આપેલું છે. એ ઉપરાંત વીશ વાસા પછી સાંજના વખતે ચોખા–મગની ખીચડી, ખટાશ વગરની મગની યા તુવરની દાળ તથા થોડી મઠ કે ચણાની દાળ લેવામાં વાંધો નથી. રોટલી,

પૂરી, બાજરીનો રોટલો, શીરો વગેરે ખોરાક વીશ વાસા પછી આપવાનું શરૂ કરવું.

અને વીશ વાસા પછી પાછળ બતાવેલો ક્રમ–હવેજ વસાણાનો બંધ કરીને દવા તરીકે નીચેની રાબડી આપવી શરૂ કરવીઃ

સુંઠ, મરી, પીંપર, અક્કલકરો, તજ, લવીંગ, એલચી, જાયફળ, જાવંત્રી, બદામ, પિસ્તાં, ચારોળી, લાલ દ્રાક્ષ (કીસમીસ,) ખમણેલું સુકું કોપરૂં, ખસખસ, અશેળીઓ અને નાગકેશર.

આ સર્વે વસાણાં સરખા વજને લેવાં. બદામ, પિસ્તાં, ચારોળીને જુદાં છુંદવાં, દ્રાક્ષ જુદી લઇ લેવી, કોપરૂં ખમણી નાંખવું અને બાકીનાં વસાણાંને બારીક ખાંડી નાંખવાં. ખસખસ અને અશેળીયાને ખાંડવાં નહિ પણ આખાં જ રાખવાં. આ બધું ભેગું કરી રાખવું.

સવારમાં તેમાંથી બે તોલા લઇ, ચાર તોલા ઘીને કડાઇમાં ગરમ મૂકી, આ ભુકો તેમાં નાંખીને સાંતળવો. પછી ત્રણ તોલા ગોળનું પાણી બનાવી તેમાં નાંખી, ધીરે ધીરે ખદખદવા દઇને રાબડી બનાવી લેવી.

આ રાબડી ઘણી ગરમ નહિ તેમજ તદ્દન ઠંડી પણ થઇ ન જાય તેવી રીતે પ્રથમ પાવી, ત્યારપછી સુંઠ, ઘી અને ગોળની ગોળી ખાવી અને ત્યારપછી બીજો ખોરાક લેવો. આ રીતે વીશ વાસાથી સવા મહિના સુધી આ રાબડી ચાલુ રાખવી.

સુવાવડ પછીના પ્રસૂતિ માટે ત્રણ તબક્કા પ્રસૂતિગૃહ ત્યાગત સુધીના છે. દશ દિવસે દશીયું નહાય છે, વીશ વાસે તેને સ્નાન

કરાવતાં તે અન્ય માણુસોને અડવા જેવી પવિત્ર મનાય છે અને સવા મહિને અથવા ચાલીશ દિવસે એ પ્રસૂતિગૃહનો ત્યાગ કરીને બીજાં ઘરનાં માણુસો સાથે ભેળવાઇ જાય છે. છતાં એનાં અંગોપાંગો અને શરીર ઉપર ત્રણ માસ વીતી ગયા સુધી પ્રસૂતાની ઝાંઇ રહે છે અને ત્રણ મહિના સુધીમાં જો તેનાથી શરીરની દેખભાળ બરાબર નથી રહી શકતી, અગર પથ્યાપથ્ય નથી જાળવી શકાતું, તો તેની ઉપર વ્યાધિનો હુમલો થવાનો કે અણુચિંતવ્યો રોગ શરૂ થવાનો ભય રહે છે. એટલે અમે તો માનીએ છીએ કે ત્રણ મહિના સુધી ભલે પ્રસૂતા ઘરનાં સાથે ભળેહળે અગર આવશ્યક કામકાજ કરે, છતાં તાજેતરમાં ગયેલી સુવાવડને યાદ રાખી એ પોતાનું વર્તન મર્યાદાશીલ બનાવી, આહાર અને વિહારનું નિયમન સાધે.

આપણા દેશમાં ઘણી યે જ્ઞાતિઓમાં હજી પણ પુત્રીને સુવાવડ માટે પીયર તેડી લાવવાનો રીવાજ છે, અને ઘણું કરીને તો નિયમ પ્રમાણે બાળક પાંચ મહિનાનું થાય ત્યારે જ તેને સાસરે વોળાવવામાં આવે છે. ધન્વન્તરીના મતે સ્ત્રીને ચાર મહિના વીતી જાય છે તે પછી એ પ્રસૂતાના નિયમનમાંથી મુક્ત થાય છે. કદાચ આપણા વડવાઓએ, સાસરે જઇ પરાધીન બનતી પુત્રીથી ચાર મહિના સુધી આરામ અને સંયમ નહિ સેવાય, એ નજર સામે રાખીને જ માતાપિતાએ, પ્રસૂતા બનનારી પુત્રીને તેડી લાવી પીયરમાં રાખવાનું ધોરણ પ્રચલિત કર્યું હશે, અને હજી પણ આ ધોરણ અથવા રૂઢી શરૂઆતનાં બે-ત્રણ બાળક સુધી તો ઘણે ઠેકાણે પળાતાં જોવામાં આવે છે. આજના પાશવિક વૃત્તિવાળા અને મનસ્વી-મોજીલાં માનવીઓ જો આ રૂઢીનું અવલંબન સમજીને તાજા સ્વરૂપમાં અમલમાં લાવે તો આજે દેશમાં સુવાવડ પછી ક્ષય, સુવારોગ, સંગ્રહણી જેવા વ્યાધિથી સ્ત્રીઓ એક નહિ તો બીજી સુવાવડ પછી મરણને શરણ થાય છે તેમાં ઘણો બચાવ કરી શકાય.

આજકાલ કેળવાયેલી પ્રજામાં અને વગર કેળવાયેલી અર્ધ-જંગલીના નામથી ઓળખાયેલી અને ઉંચ પંક્તિનું અભિમાન ધરાવનારી પ્રજામાં એવો એક ચાલ પડી ગયો છે કે પતિને બહારગામ નોકરી કે વેપાર હોવાથી તેની સ્રીથી લાંબા સમય સુધી પતિગૃહથી દૂર રહેવાનો નિયમ પાળી શકાતો નથી, તેમ જ પ્રસુતા થવા માટે તેના પિતાના ઘેર નહિ છુટકે મોકલી હોય ત્યાં પણ ચાલીસમું નહાવાની રૂઢીનો ભંગ કરી અઠ્ઠાવીસ દિવસે અથવા બત્રીસ દિવસે સુતિકાસ્નાન કરાવી, તે પછીના બે ત્રણ દિવસમાં જ પોતાની સ્રીને પોતાની સગવડ સાચવવા સારૂ પોતાની પાસે બોલાવી લે છે. તેથી કાચી સુવાવડી વૈદકશાસ્રનાં અને ધર્મશાસ્રનાં બંધનને છોડી દે છે અને તેનો વિષયી પતિ તે બંધનને તોડી તેની સાથે સમાગમમાં આવે છે, અને રસોઇપાણી વગેરે સંસારી ખટપટમાં પડવાથી એ સ્રીને જીર્ણજ્વર કે ઝાડાના રોગની શરૂઆત થાય છે અથવા તો તે તુરત જ ફરી ગર્ભવાળી બની જાય છે.

અને 'હાથે રાંધવા વગેરેની ઘણી અગવડતા છે, તો જલદી મોકલી આપજે'ના વારંવાર પત્રો લખી, પત્નીના પીયરીયાને પજવતા શ્રીમાન, જ્યારે તેમનાં શ્રીમતીજી અસાધ્ય વ્યાધિના પોતે જ નિપજાવેલા કારણે પથારીવશ દશામાં આવી પડે છે ત્યારે તેની સારવારમાં રોકાય છે અને પૈસા તથા વખતનો ભોગ આપીને છેવટે રડતી આંખે, તેને મરણ પામતી નિહાળે છે.

પરંતુ પ્રસુતિ થયા પહેલાના ચાર માસ અને પ્રસુતી થયા પછીના છ માસની ધીરજ તે વિષયપિપાસુ માનવી રાખી શકતો નથી, સંયમ જાળવી શકતો નથી અને પત્નીને ફરજીયાતપણે પણ મુક્ત કરી શકતો નથી. તે કાંઇ થોડી દિલગીરીની વાત નથી.

આયુર્વેદના આચાર્યોએ બળવાન અને નીરોગી તથા ઐશ્વર્યવાન સંતતિ ઉત્પન્ન કરવા માટે જે દિવસથી ગર્ભ સ્થાપન થાય ત્યારથી તે ગર્ભ વધી તેનો પ્રસવ થયા પછી બાળક ધાવવાનું બંધ કરીને અન્ન ખાતું થાય ત્યાંસુધી પતિ–પત્નીએ બ્રહ્મચર્ય પાળવું એવો સિદ્ધાંત સ્થાપેલો છે, અને એ સિદ્ધાંત તોડીને મોહવશ થઇને જેટલા પ્રમાણમાં ઉલટે માર્ગે ચાલવામાં આવે તેટલા પ્રમાણમાં તે અધર્મી ગણાય છે. એ નિયમના ઉલ્લંઘન રૂપે પાપનાં ફળ દુ:ખપ્રાપ્તિ રૂપે આજે આપણે અને આપણો સમાજ ભોગવી રહેલ છીએ, અને હિંદુસ્તાનમાં દર વર્ષે પ્રસૂતા તથા ગર્ભિણી સ્ત્રીઓ બે લાખની સંખ્યામાં મૃત્યુને ભેટે છે. આ આંકડો ખરેખર હૃદયદ્રાવક છે.

એક પબ્લીક હેલ્થ કમિશ્નર સાહેબે સ્ત્રીઓની મૃત્યુસંખ્યાના સંબંધમાં રીપોર્ટ કરતાં નીચેનો પેરીગ્રાફ લખ્યો હતો :

'પંદરથી છેંતાલીસ વર્ષની સ્ત્રીઓની મૃત્યુસંખ્યા પુરૂષોથી ત્રણગણી વધારે રહે છે અને આ સંખ્યાનું પ્રમાણ ગામડા કરતાં શહેરોમાં વધારે હોય છે કે જે શહેરોમાં ચિકિત્સા અને સારવાર માટે છેલ્લી પદ્ધતિનાં દવાખાનાં અને રૂગ્ણાલયો આવેલાં છે!'

આપણા દેશનું સ્ત્રીધન આ ખુલ્લા આંકડાથી કેટલું અને કેવી રીતે ઘસાતું જાય છે તે હરકોઇ સમજુ માણસ જાણી શકશે. કહેવાની જરૂર નથી કે એ મૃત્ય તેમના સોળથી છેંતાલીસ વર્ષ વચ્ચેના ગાળામાં જ તેઓ જ્યારે સંસારી હોય છે ત્યારે જ થાય છે. કહો, આપણા સંસારી જીવનમાં સ્ત્રીની કિંમત કેટલી છે?

*   *   *

# પ્રકરણ ૨૨ મું

## સવા મહિનો અને તે પછી

સાધારણ રીતે પ્રસૂતાને ચાલીશમું નવરાવ્યા બાદ અને સવા મહિનો વીતી ગયા પછી તેને પ્રસૂતિગૃહમાંથી બહાર નીકળી જવાનું હોય છે અને સાધારણ માનવી તરીકે ઘરમાં એ હરીફરી શકે છે. દરેકને અડકી શકે છે, રસોઇ બનાવી શકે છે અને દેવસેવાના અંગેની સુશ્રુષા કરવા જેવી એ પવિત્ર મનાય છે. છતાં હજી તેનાં અંગોપાંગોમાં પ્રસૂતીની અસર નાબૂદ થઇ હોતી નથી. સવા મહિના સુધી આગળ બતાવેલી સારવાર લીધા પછી તેના શરીરમાં કોઇ પણ જાતનો રોગ હોતો નથી, છતાં પણ તેણીને બાળક ધાવતું હોય છે તે કારણથી તેમ જ રહીસહી સુવાવડની નિર્બળતા દૂર કરવાની ખાતર ત્યારપછી તેને પંદર વીશ દિવસ સુધી પૌષ્ટિક ખોરાક તરીકે લાડુ બનાવી આપવામાં આવે છે. તેને ગ્રામ્ય ભાષામાં કાટલાના લાડુ કહે છે. વૈદકમાં તેને સૌભાગ્યસુંઠી પાક કહેવામાં આવે છે.

આજકાલ સુવાવડી માટે બનાવવામાં આવતા કાટલામાં જુદા જુદા પદાર્થો નાંખવાનો રીવાજ છે. પરંતુ કેટલીક વખત જોવામાં અને જાણવામાં આવ્યું છે કે આવું કાટલું વાળી તૈયાર કરી તેણીને ખાવામાં અપાય છે એ બે ત્રણ દિવસ ખાઇને પછી પડતું મૂકે છે અને 'ભાવતું નથી' એમ કહેવા લાગે છે, ત્યારે વડીલો માને છે કે કાટલું નજરાણું–નજર લાગી !' હોવે બા ! બરાબર કાટલું તૈયાર કરતાં હતાં અને ભારેનજરી રાંડ ફલાણી આવી. એની નજર ડાકણ જેવી તે કાટલું બગડયું–નજરાણું !' જો કે ખરી વાત જોઇએ તો નજર જેવું કાંઇ જ હોતું નથી, પરંતુ કોઇ પણ નિયમ સિવાય

કાટલામાં અટકળે ચીજો નાંખવાથી એ ખાવામાં દુર્જર (ભારે) બની જાય છે, કાં તો એટલું બેસ્વાદ બને છે કે તે ખાવું ભાવે નહિ.

અગર ક્યારેક આ કાટલું ખાવાનું શરૂ કર્યા પછી બે ત્રણ દિવસમાં પ્રસુતાને તાવ આવે છે અથવા ધાવતા બાળકને ઝાડા થઇ જાય છે અથવા તે ભરાઇ જઇ, કફ થઇ આવે છે. આમ બનવાનું કારણ પણ કાટલામાં દ્રવ્યોની માપસર મીલાવટની ખામી હોય છે, અને પ્રસુતાની પાચનશક્તિનો વિચાર કર્યા સિવાય કાટલું મોટા પ્રમાણમાં જોરજુલ્મથી ખવરાવવામાં આવે છે, તે નહિ પચવાને પરિણામે પ્રસુતા તાવ–જ્વરને વશ બની જાય છે અને બાળક માંદુ પણ પડે છે.

આ વસ્તુસ્થિતિનો ખ્યાલ કરી સવા મહિના પછી કાટલા તરીકે આપવાનો પાક આ નીચે અમે આપીએ છીએ. તે પૂરા પદાર્થ-વિજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરી આપેલ છે. પ્રસુતાના ધાવણને વધારે, તેના શરીરમાં શક્તિ અને લોહી ભરે છતાં તેને નડે નહિ, એ પદાર્થો ધાવણ મારફત બાળકના શરીરમાં જઇ પૂરતી પૌષ્ટિકતા પહોંચાડે–એવી આ બનાવટનો નુસખો છે. વાચકો આ નુસખાની નોંધ તેમની નોંધપોથીમાં કરી લઇ હરેક ઘરમાં એનો ફેલાવો કરે એવી ભલામણ કરીએ છીએ, કે જેનાથી દૂધ નથી આવતું, અશક્તિ છે, શીકાશ છે, એવી પ્રસુતાની ફરિયાદને આ ઘરગથુ ખોરાકથી જીતી શકાય છે. આ નુસખો અમારા પોતાના અનુભવનો પાઠ છે. કોઇ શાસ્ત્રમાં આપેલો નથી. હજારો સ્ત્રીઓને આપી, તે ઉપરથી સિદ્ધ કરેલો છે. અમારો અનુભવ બંધાયો છે કે આટલો સરસ કોઇ નુસખો મળશે નહિ.

## સૌભાગ્ય સુંઠી પાક

બાવળનો ગુંદ તો. ૨૦, સુંઠ તો. ૧૦, સુકું કોપરૂં તો. ૧૦, બદામ તો. ૧૦, ખસખસ તો. ૨॥, સુવા તો. ૨॥, અજમો તો. ૧॥, વરીયાળી તો. ૧॥, તજ તો. ૧॥, ગંઠોડાં તો. ૧, જાયફળ તો. ૦॥, એલચી તો. ૧, આહન તો. ૨॥, શતાવરી તો. ૨॥, ચોપચીની તો. ૨॥, બળદાણા તો. ૧॥, વાવડીંગ તો. ૧॥, ચીમેડ તો. ૫, મેથી તો. ૫, ગોળ શેર ૧॥, સાકર શેર ૧॥, ઘી શેર ૨॥, ચાંદીના વરખ તો. ૦॥.

**તેની બનાવટ—**

પ્રથમ ગુંદરને ઘીમાં તળી લેવો. તે તળવાથી ફુલી જાય ત્યારબાદ ઠંડો થવા દઇ ખાંડી નાંખવો. મેથીને કાચી શેકીને જુદી ખાંડવી. કોપરાને ખમણી નાંખવું. બદામને ગરમ પાણીમાં પલાળી, ધોઈ ફોતરાં કાઢી નાંખી, ખાંડી રાખવી. દરેક બદામને ચાખી જોવી કે તે કડવી ન હોય.

ખસખસ આખી જુદી રાખી, એ સિવાયની બીજી ચીજોને ખાંડાવી હવાલે ચળાવી નાંખવી.

પ્રથમ લોઢાની કઢાઇમાં ઘી મૂકવું. તે ગરમ થાય એટલે અંદર ગોળ નાંખવો. ગોળ ઘી ઉપર તરવા લાગે એટલે નીચે ઉતારી તેમાં ખાંડેલી સાકર નાંખવી. અને ત્યારપછી અનુક્રમે બધી ચીજો નાંખી ઉપર ખસખસ આખી નાંખી એક કરીને હાથથી મસળીને દરેક દશ તોલાના લાડુ વાળવા. આ લાડુમાં જેની ઇચ્છા હોય તે ઘઉંનો આટો શેર ૧ નાંખી શકે છે. પરંતુ તેને પ્રથમ ઘીમાં સારી રીતે સાંતળી લેવો જોઈએ, અને એ સાંતળવામાં ઘી ઉપરના આપમાં બતાવ્યું છે તેથી જુદું લેવું.

આ રીતે તૈયાર કરેલા લાડુને કાટલાના લાડુ કહો અથવા સૌભાગ્યસુંઠી પાક કહો, પરંતુ ઉપર લખ્યા પ્રમાણે તેને તૈયાર કરી સવા મહિનો પૂરો કરેલી પ્રસૂતાને સ્હવારમાં દાતણપાણી સ્નાનાદિ કર્યા પછી સહુથી પહેલાં આ પાક ખાવા આપવો. દશ તોલાનો એક લાડુ એક ટંકે ઘણો છે. સારી પાચનશક્તિ હોય તેણે પણ વધુ ખાવાનો લોભ ન કરવો. નબળી પાચનશક્તિવાળી સ્ત્રીએ અરધો અથવા પોણો લાડુ ધીમે ધીમે ખૂબ ચાવીને ખાવો. ઇચ્છા થાય તો સવા મહિના પછી દૂધ લેવાની છૂટ છે, પરંતુ ચહા તો લેવો જ નહિ. ચહા લેવા માંડશો એટલે કોઇ ખાસ નુકસાન તો નથી, પરંતુ મંદાગ્નિ થશે અને સ્તનમાંથી ધાવણ ઘટવા માંડશે.

આ કાટલું ખાવાથી લાભ એ થાય છે કે પ્રસૂતાનું ધાવણ સુધરે છે અને વધે છે. નાનું બાળક ધાવતું હોવા છતાં માતાના દૂધમાંથી કૃમી થતાં નથી. કારણ કે કાટલાની અંદર કૃમી નાશ કરનાર મેથી અને ચીમેડ જેવી કટુ પૌષ્ટિક દવાઓની યોજના કરવામાં આવી છે. વળી આથી ધાવણ વધે છે એટલા માટે કે આ કાટલામાં શતાવરી, બળદાણા અને આહનની યોજના કરી છે.

આ સૌભાગ્યસુંઠી પાકથી પ્રસૂતાની કેડો મજબૂત બને છે, તે એટલા માટે કે તેમાં ગુંદર, ચોપચીની, જેવી ખાસ કેડના સાંધા ઉપર અસર કરનારી વનસ્પતિની યોજના છે. તે મગજના જ્ઞાનતંતુને શાંત રાખી, મીઠી ઉંઘ આપે છે, કારણ કે તેમાં બદામ અને ગંઠોડા જેવી મગજને શાંતિ આપનાર તથા મગજને ભરનાર ચીજોની યોજના છે.

આ રીતે પ્રસૂતાનાં જુદાં જુદાં અવયવો ઉપર જુદા જુદા ગુણવાળા પદાર્થો સીધી અસર નીપજાવી, તેના બળમાં, શક્તિમાં,

સ્વાસ્થ્યમાં પુરતો વધારો કરે છે. સુવાવડ જેવો પ્રસંગ જવાને કારણે આછી આછી રહી ગયેલી નબળાઇને મારી હઠાવે છે, અને પુરા વજન પ્રમાણે કાટલું પૂરૂં કરનાર પ્રસૂતાને કોઇ પણ વૈદ્ય ડોકટર પાસે દોડાદોડી કરવી પડતી નથી, અને શક્તિ મેળવવા માટે માછલીના તેલમાંથી બનતાં કોડલીવર ઓઇલો અને હીમોગ્લોબીન જેવી ચોપગાના લોહીની બનાવટવાળી દવાઓની મોંઘી બાટલીઓ પીવાનો પ્રસંગ આવતો નથી.

અમે ગ્રામ્ય અને શહેરી, અર્ધશિક્ષિત અને પૂર્ણ કેળવાયેલી અમારી બહેનોને આગ્રહપૂર્વક–અંતઃકરણપૂર્વક ભલામણ કરીએ છીએ કે તમો તમારી બહેન–દીકરીઓની સુવાવડ પછી આ કાટલું વપરાવાની શરૂઆત કરો. એથી તમારૂં દુર્બળ બનતું અને રોગગ્રસ્ત થતું નારીધન બળવાન બનશે. ઓછા પૈસાથી તમારી નજર સામે મળતી દેશી ગંધીયાણાની ચીજોમાંથી તમે એક ઉમદા અને અપૂર્વ પૌષ્ટિક પદાર્થ અથવા દવા તૈયાર કરી શકો છો. એથી તમારા ધર્મ અને ધન બેઉનું રક્ષણ થાય છે. તમે સ્વાવલંબી બનો છો, તમારાં નાણાં દેશમાં રહે છે, અને તમારાં નાણાંને અંગે નિપજાતો હજારો માછલીઓ અને બકરાઓનો હિંસાયજ્ઞ અટકે છે. માત્ર તમારી દૃષ્ટિ બદલાય અને સત્ય વસ્તુ સમજાય તો તમે આ રસ્તે ચઢી જુઓ, આદરી જુઓ, બહેનો !

આટલી જોરદાર ભલામણ એટલા માટે કરવી પડે છે કે મેં શહેરમાં સુવાવડમાંથી ઉઠેલી અનેક બહેનોને પેટંટ બાટલીઓ ખરીદી તેનો ઉપયોગ કરતી દીઠી છે અને ઘણું કરીને તો તે, જ્યાં પોતે સુવાવડ કરાવી હોય તે હોસ્પિટલમાંથી જ નર્સ કે ડોકટર પાસેથી લખાવી લાવીને જ શરૂ કરે છે. હું કહું છું કે આ બાટલીઓ બધાંને નુકસાન કરતી નહિ હોય, પરંતુ એથી વધુ જોરથી હું કહું છું કે આ પાક અથવા

કાટલું મારી દેશી બહેનોને જેટલું પથ્ય, હિતાવહ, રોગહર અને શક્તિ ભરવા માટે કામ કરે છે, તેટલી વિદેશી બાટલીઓ નહિ કરી શકે. માટે વિદેશી દવાઓને ત્યાંની મઢમો માટે રહેવા દઇ, આદિ પ્રણાલિથી ચાલી આવેલાં તમારાં ગુંદર અને સુંઠને નહિ છોડો તો તમે દીર્ઘાયુષી, બળવાન અને સુંદર, નીરોગી શરીર-સંપત્તિવાળાં બનશો.

સવા મહિના પછી પણ પ્રસૂતાએ શરીરની કેટલીક બાબતમાં સંભાળ રાખવી પડે છે. તેણે કદાપિ ઘણી ખટાશ લેવી હિતકારી નથી. સહેજ કોકમ જેવી નિર્દોષ ખટાશ કે સાધારણ તેલ મરચું એ લઇ શકે, પરંતુ આંબલી, અથાણાં, આમચૂર જેવી ખટાશ લેવી તે ઠીક નથી.

હમેશાં સ્નાન કરવાનો વાંધો નથી, પરંતુ ઠંડા પાણીએ સ્નાન નહિ કરતાં પ્રથમ શરીર ઉપર તેલ ચોળીને ગરમપાણીએ સ્નાન કરવું અને પવન સખત ફુંકાતો ન હોય તેવી જગ્યામાં નિરાંતે સ્નાન બરાબર સફાઇ કરીને કરવું.

માથા ઉપર ભારે વજનની વસ્તુ ઉચકવી નહિ અને જમીન ઉપરથી બળ પડે તેવી વસ્તુ ઉઠાવી માથે ચઢાવવી નહિ. ઘણા અવાજવાળાં વાજીંત્રોથી દૂર રહેવું અને રાત્રિના ઓછામાં ઓછા આઠ કલાકની શાંત ઉંઘ લેવી.

પતિ સૂતા હોય તેમની સાથે એક રૂમમાં સુવું નહિ, પરંતુ ઇલાયદા રૂમમાં સૂવું. હજી એનાં ગુપ્ત અંગો આળાં જ હોય છે. સહશયનમાં એકાદના મનનો સંયમ ખસી જવાથી, કામની વ્યાકૂળતા વધી પડે, એથી કાચા અવયવને સમાગમ આપવો પડે છે અને તેનું

પરિણામ દુઃખરૂપ ભોગવવું પડે છે. ઓછામાં ઓછા પ્રસૂતી થયા પછીના ત્રણ મહિના સમજી વિચારીને જવા દેવા. પત્નીના શરીરને ખાતર અને ધાવતા બાળકના ભલાને ખાતર આ ઉપદેશ ધ્યાનમાં રાખવા જેવો છે. એથી ઉછરતું બાળક બાળઅવસ્થામાંથી કરમાવા લાગે છે અને સુકતાન જેવા બાળકના રોગો જે ક્ષયને મળતા જ હોય છે તે આ રીતે સેવેલા સમાગમને આભારી છે. બે ચાર મહિનાનાં બાળકો થઇને ગુજરી જાય છે ત્યારે પતિ-પત્ની રોવા લાગે છે, પરંતુ બાળકને તંદુરસ્ત રાખીને બળવાન બનાવવા ખાતર પણ આટલો ટુંકો ગાળો જુદાં રહી શકાતું નથી તે ખરેખર ખેદજનક છે.

પ્રસૂતા ઉપર કામનો ઘણો બોજો તાત્કાલિક નહિ નાંખતાં ઘરની સ્ત્રીઓએ તેની ઉપર દયા રાખવી જોઇએ. સાસુ-નણંદોએ સુવાવડીની દયા ખાઇ, વકર ઓછો કરી તેને રાહત આપવી એ એમની આવા સમયે તો ફરજ છે.

* * *

# પ્રકરણ ૨૩ મું

## પ્રસૂતિના વ્યાધિઓ :

### (પશ્ચાત્ વેણ અને રક્તસ્ત્રાવ)

પ્રસૂતા સંબંધે અત્યારસુધીમાં સ્વાભાવિક પ્રસૂતા કે જેને પ્રસવક્રિયા સરલતાથી આવી જાય છે અને ત્યારપછી સવા મહિનો કોઈ ખાસ વ્યાધિ સિવાય સરલતાથી પાર પડી જાય છે, તેને અંગેની સારવાર અને ઉપચાર તથા ઉપચારનું વર્ણન, વિવેચન તથા ઉપાયો બતાવી ગયા છીએ. હવે સુવાવડીને થતાં ખાસ દર્દો સંબંધમાં આપણે વિચારવાનું છે. જો કે હરેક સુવાવડીને દર્દો થતાં નથી તેમ જ હરેક સુવાવડી દર્દ રહીત પણ રહી શકતી નથી. એટલે ઉપયોગી એવા ઉપચાર અને સમજૂતીપૂર્વક વિવેચન આવશ્યક છે.

પ્રસૂતાનાં દર્દો સંબંધમાં બે ભેદ પાડી શકાય. સામાન્ય દર્દો અને ભયંકર દર્દો : સામાન્ય દર્દોમાં સાધારણ ઉપચારોથી રાહત આપીને દરદને નિવારી શકાય છે. સુવાવડીનાં ભયંકર દર્દોમાં બુદ્ધિમાન ચિકિત્સકોનાં નિદાન અને સારવારની જરૂર છે. એટલે બન્ને વર્ગને ઉપયોગી થાય તે રીતનો ચિકિત્સાક્રમ શાસ્ત્રીય રીતે અમારા અનુભવની મેળવણી સાથે અહીં આપીએ છીએ :

પ્રથમ સાધારણ દરદો સંબંધમાં આપણે પ્રસવ પછીની સુવાવડીની સ્થિતિ તપાસીએ. પરંતુ એ ચર્ચાની શરૂઆત કરતાં પહેલાં વાચકોનું એક વસ્તુ ઉપર ધ્યાન દોરવાની ઈચ્છાને રોકી શકતો નથી.

ઘણી જગ્યાએ મેં જોયું છે કે સ્ત્રીને સુવાવડ આવ્યા પછી તેની પ્રકૃતિમાં કોઈ વાર સાધારણ અવ્યવસ્થા ઉભી થતાં ઘરનાં માણસો

ગભરાઇ જઇને એકદમ દોડધામ કરવા લાગી જાય છે. તાબડતોબ ડૉકટરો અને વૈદ્યોને ઉપરાઉપરી બોલાવવા લાગી, જુદા જુદા ઉપચારોનો મારો નિર્બળ અને શીથીલ સ્ત્રી ઉપર ચલાવવામાં આવે છે. કંઇ કંઇ જાતનાં ઇંજેકશનો, પીવાની દવાઓ, એનીમાથી ઝાડો કરાવવાની દોડાધમ, અને પેશાબ કઢાવવો–વગેરે શરૂ થાય છે. શરૂઆતમાં સાધારણ ગભરામણ કે જ્વર ધરાવતી સ્ત્રીને અનેક વ્યાધિ પેદા કરવાનું આ વિવિધ ઉપચારો ચુકતા નથી. કહેવું જોઇએ કે કુદરતને ભૂલી જઇ ઉતાવળીઆ વૈદ્યો અને ડૉકટરો પ્રસૂતાની ખતરનાક હાલત કરી મૂકે છે. હમણાં હમણાં મેં જોયું છે કે પ્રસૂતિ પછીની આવી જબ્બર દોડધામના પરિણામે અડતાલીસ કે બોંતેર કલાકમાં પ્રસૂતા પ્રાણ છોડી ચાલી જાય છે.

સાધારણ માણસને સુદ્ધાં મળત્યાગ કરવા વખતે પણ તકલીફ પડે છે અને થાકી જવાય છે, ત્યારે પ્રસવ જેવા ઝંઝાવાત અને તકલીફવાળી અવસ્થામાં પ્રસૂતા થાકી જાય, નબળી દેખાય કે તેને સાધારણ ગભરાટ થાય, તેટલા માટે આવી નિરૂપયોગી દોડાદોડ અને ધમાલ શા માટે ડરપોક કુટુંબીઓ કરી મૂકતાં હશે ? મને લાગે છે કે કુદરત ઉપરથી વિશ્વાસ જ ઉઠી ગયો છે, અને કુદરત સ્વાસ્થ્યરક્ષા કરવા માટે સ્વતંત્ર રીતે પોતાની શક્તિ ખર્ચી રહેલી હોય છે તેને માનતા નથી, એટલે પોતાનું ડહાપણ ડોળવા લાગી કેટલીક વખત એ કુદરતની ક્રિયા વિરૂદ્ધ ઉપચારોનો મારો ચલાવીને બિચારી પ્રસૂતાને 'ઉલમાંથી ચુલમાં' નાંખવા જેવું કરે છે અને નજીવા જણાતા વ્યાધિને મટાડવાના ઉપાયથી નવો વ્યાધિ પેદા કરે છે : એથી 'બકરૂં કાઢતાં ઉંટ' પેસી જાય છે !

એટલે જ ઉપાયો અને ઉપચારો લખતા પહેલાં અમારે ભારપૂર્વક નિર્દેષ કરવો પડે છે કે ધમાલ ન કરો, પ્રસૂતાની ફરિયાદ અને તેની હાલત ઉપર વિચાર કરો. નબળાં મનની અને સહનશીલતાના

સ્વભાવરહીત પ્રસુતા લાગણીથી ઉશ્કેરાઇ જુદી જુદી ફરિયાદોને વ્યક્ત કરે, પણ તેનો સરવાળો કરી વિચારપૂર્વક શાંતિથી કામે લગાડો. એક ઉપાય કર્યા પછી તેની અસર થવા માટે અમુક સમય સુધી થોભો અને આગળ વધો. તો જ તમે આજારી અને આળી બની ગયેલી સ્ત્રીને લાભ પહોંચાડી શકો છો. પ્રસૂતાની ઉતાવળ પ્રમાણે તમે જો ગભરાઇ, દોડાદોડ કરીને જાતજાતના ઉપાયો એકી સાથે અજમાવવા લાગી જશો તો જરૂર સમજજો કે તમે તેના હિતમાં નુકસાન કરીને તેના શરીરમાં ભયંકર વ્યાધિનાં બીજ વાવશો અને તેનું અકાળે મરણ નિપજાવશો.

પ્રસવ થઇ ગયા પછી તેને આરામ આપવો એ તો આગળ અમે સ્પષ્ટપણે જણાવી ગયા છીએ. પરંતુ પ્રસવકાળની વેદના કેટલીક વખતે અસહ્ય હોય છે અને લાંબો વખત સુધી પ્રસવવેદના ચાલુ રહી હોય છે તો પ્રસુતાને આઘાત લાગ્યો હોય છે. આઘાત અને પ્રત્યાઘાત તે બન્ને સરખા જોરથી એકબીજા સાથે સંબંધ ધરાવે છે, એટલે જે બાઇને પ્રસવ વખતે વધારે આઘાત લાગ્યો હોય, વધારે સ્રાવ થયો હોય અથવા મુશ્કેલીથી પ્રસવ કરાવી શકાયો હોય, બચ્ચું આવતાં વાર લાગી હોય, તેવી સ્ત્રીને આઘાતમાંથી પ્રત્યાઘાત થાય છે. અર્થાત્ પ્રસવ થયા પછી તેને ગભરામણ થતી જણાય છે અને જાણે જીવ ઉંડો ઉતરી જતો હોય તેવું લાગે છે, શરીરની ઉષ્ણતા ઓછી જણાય છે. તે બોલે ત્યારે જાણે ઉંડી ઉતરી જતી હોય અથવા એકદમ ઠંડી પડતી હોય, તેવું જણાય અને નાડીનાં સ્પંદનો મંદ જણાય ત્યારે એને પ્રસવનો પ્રત્યાઘાત સમજવો જોઇએ. એટલે આવા પ્રત્યાઘાત વખતે તેની સ્વસ્થતા તથા હુશિયારી લાવવા માટે ઉપચારની જરૂર છે અને તાત્કાલિક તેની નાડીને સાચવી લે-સાચી ગરમાઇ આવી જાય તે માટે તાત્કાલિક અને પ્રથમ ઉપચાર તરીકે વધુ સુંદર તો સુવાવડીને 'બ્રાંડી' આપવો તે છે. બ્રાંડી એક

ચમચી ( એક ડ્રામ ) એક ઔંસ પાણી સાથે મેળવીને આપી દેવાથી વીસ પચીસ મિનીટમાં પ્રસૂતા સ્ફૂર્તિવાળી જણાય છે, પસીનો બંધ થાય છે અને નાડી પાછી વળી વેગવંતી બને છે. એક ડ્રામ આપી જોઇ અર્ધા કલાકમાં તેની અસર ન જણાય તો ફરી આપવો. જેઓ આ વિદેશી ચમત્કારિક દવા વાપરવામાં બાધ માનતા હોય તેઓ દેશી રીતે બનતી દવા 'મૃત સંજીવની સૂરા' બ્રાંડી માફક જ આપી શકે છે. બ્રાંડી અને દેશી વૈદ્યોની 'મૃત સંજીવની સૂરા' લગભગ માજણી બ્હેનો છે અને બેઉ ગુણમાં સરખી છે. માત્ર એક ઉપર વિલાયતની છાપ છે, જ્યારે બીજી દવા ઉપર દેશી છાપ છે એટલો જ ફરક છે.

બ્રાંડી અમૃત જેવું કામ કરી બતાવે છે, છતાં આવાં આલકોહલ-વાળાં દ્રવ્યો જે સનાતની હિન્દુઓ ધર્મબાધથી ન વાપરી શકે તેઓ જૂનો દ્રાક્ષાસવ એકેક ઔંસના પ્રમાણમાં કલાકે કલાકે બે ત્રણ વખત આપે. દ્રાક્ષાસવ પણ સ્ફુર્તિ અને પ્રત્યાઘાત મટાડવા તથા હોશિયારી લાવવા માટે સારૂં કામ કરે છે, માત્ર બ્રાંડીથી તેની શક્તિ બણી ઉતરતી છે.'

ચોથી દવા તરીકે 'હિરણ્યગર્ભ પોટલી' છે. આદુનો રસ તથા મધ બેબે આનીભાર ભેગાં કરી, 'હિરણ્યગર્ભ પોટલી' રસને થોડા પાણી સાથે બેથી ત્રણ રતી પત્થર ઉપર ઘસી, તેનો ઘસારો તથા આદુનો રસ અને મધ મેળવી પ્રસૂતાને પાઇ દેવાથી તેની ગભરામણ, પસીનો, નબળાઇ તથા જીવ ઉંડો ઉતરી જવા જેવાં લક્ષણો બંધ થઇને સ્ફુર્તિ આપે છે. 'હિરણ્યગર્ભ પોટલી' જેમની પાસે ન હોય તેમને આવું શીત વ્યાપી જતી વખતે આદુના રસ સાથે 'શીતભંજી રસ' આપવાની ભલામણ કરવામાં આવે છે.

હું તો ચિકિત્સકોને નમ્ર ભલામણ કરૂં છું કે આપલોકોના બીજા ઉપાયો કે ઇંજેક્શનો આપતાં પહેલાં મારા અનુભવનાં આ

બ્રાન્ડી, મૃતસંજીવની સૂરા, દ્રાક્ષાસવ, હિરણ્યગર્ભ પોટલી રસ અને શીતભંજી રસની યોજના કરી જુઓ. તમે આશાતીત સફળતા મેળવી શકશો અને થોડા કલાકમાં ઠંડી બનતી પ્રસૂતાને આયુઃ સ્થાપન કરી શકશો.

પ્રસવ થઇ ગયા પછી પ્રસૂતાને પ્રસવ પહેલાં જેવી વેણો આવતી હોય છે તેવી વેણો શરૂ થાય છે. આવું પેડુમાં દરદ થવું તેને પશ્ચાત્ વેણુ નામ આપવામાં આવેલું છે. પશ્ચાત્ વેણુ દ્વારા ઘણું કરીને તો ગર્ભાશય પોતાનામાં રહેલો કોઇ પણ ગર્ભાવસ્થાનો કચરો બહાર ધકેલી દેવા માગતું હોય છે અથવા પ્રસૂતિ થયા પછી ગર્ભાશય ઢીલું થયેલું હોય છે તે ફરીથી પૂર્વ સ્થિતિમાં આવવા માટે આકુંચન પામે છે અને પશ્ચાત્ વેણુ આવે છે.

પ્રથમ વખતની પ્રસૂતાને આ વેદના ઘણી થતી નથી. પરંતુ જેમ જેમ વધારે સુવાવડો થતી જાય છે તેવી પ્રસૂતાને અશક્તિના પરિણામે આ દર્દ વધુ થાય છે અને ઘણું કરીને ત્રણ ચાર દિવસ આ દર્દ રહ્યા કરે છે. ઘણું કરીને અશિક્ષિત વર્ગ આ દર્દને આંબોઇ દુઃખવી અથવા પીચોટીનો દુઃખાવો એવા નામથી ઓળખે છે. ખરી રીતે તો આ દુઃખ સહન કરવામાં જ લાભ છે. કારણ કે એ રીતે ગર્ભાશય સંકુચિત થવામાં જે ક્રિયા કરે છે તે થવા દેવી જોઇએ. જો વેદના વધી જાય તો નીચેનો ઉપાય કરવો :

કાંચકાનો ગોળો શેકી લઇ અરધો અને હીંગ શેકી લઇ બે રતી તથા ગોળ તો. ૦।.

કાંચકાને ખાંડી તેનો ભૂકો કરી, તેમાં હીંગ અને ગોળ મેળવી લઇ ગોળી બનાવી એક જ વખતે એ ખાઇ જવું.

બે ચાર દિવસ દરરોજ આપવાથી આ પશ્ચાત્ વેણુ નરમ પડી જાય છે. આ ગોળી અપાતી હોય ત્યારે પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવો. રબ્બરની થેલીમાં પાણી ભરીને શેક કરતી વખતે અગાશીની પોટીસ પેડુ ઉપર મુકી દેવાથી ઘણી રાહત રહે છે.

ઉપરના સાદા ઉપાયથી પણ દર્દ કમતી ન થાય અને પશ્ચાત્ વેણુ બંધ ન પડે તો ચાર રતી અફીણને પાણીમાં ઓગાળી તેનો લેપ ડુંટીની આસપાસ કરવાથી ઘણી જ ઝડપી રીતે આ દુ:ખાવો બંધ પડે છે.

ડોકટરો પશ્ચાત્વેણુને 'આફટર પેઈન' કહે છે. તેઓ એને અંગે થતી અસહ્ય વેદના માટે 'કલોરોડાઈન' અને 'મોર્ફીયા' પીવામાં અથવા મોર્ફીયાનું ઈન્જેકશન આપે છે અને તેથી પણ દર્દ બેસી જાય છે.

પ્રસૂતા માટે બીજી સંભાળ રાખવા જેવું દર્દ એ 'પ્રસવોત્તર રક્તસ્રાવ' છે. પ્રસવ થયા પછી ઓછા વધતા પ્રમાણમાં રક્તસ્રાવ અથવા લોહી વહેવાનું રહે છે. એટલે આ પ્રસવોત્તર રક્તસ્રાવને બે રીતે સમજવાની જરૂર છે. પ્રસવ થયા પછી ચાર છ કલાક સુધીમાં જે સ્રાવ થાય અને તે સ્રાવ મર્યાદામાં હોય તો તેને બંધ કરવાની કે ઉપાય કરવાની જરૂર રહેતી નથી. આ સ્રાવને પ્રાથમિક સ્રાવ કહેવામાં આવે છે પણ દ્વિતીય સ્રાવ અથવા પશ્ચાત્ સ્રાવ એટલે બાર કલાક પછી સ્રાવ શરૂ થાય છે. તેનાં લક્ષણ એ હોય છે કે રક્તનો પ્રવાહ વધુ પડતો જણાય છે, સુવાવડીનું મોઢું એકદમ ફીકું થઈ જાય છે અથવા પાંડુવર્ણું જણાવા લાગે છે, નાડી ક્ષીણ થાય છે અને ઉતાવળી ચાલે છે, સુવાવડી મૂર્છિત જેવી થઈ જાય છે.

આ પ્રમાણેનાં લક્ષણો સાથે રકતનો પ્રવાહ વહેવો શરૂ થાય ત્યારે તે તરફ લક્ષ દોરાયા વગર રહેતું નથી. શા કારણથી આવો રકતસ્રાવ વધુ પડતો થાય છે તે તપાસવા બેસીએ તો ઘણાં કારણો મળી આવે છે.

જે જે કારણોથી ગર્ભાશયનું સ્થાન સંકોચન પામી શકે તેવાં બધાં કારણોમાં રકતસ્રાવ શરૂ થાય છે: (૧) ક્ષતોત્પન્ન રકતસ્રાવ. (પ્રસવ વખતે અંદરનો ભાગ છોલાઇ ક્ષત પડવાથી) (૨) ગર્ભવેષ્ટનનો કોઇ ભાગ રહી જવાથી થયેલો રકતસ્રાવ. (૩) ગર્ભાશયના દાહના પરિણામે થતો રકતસ્રાવ. (૪) વિલંબિત પ્રસવ અને ત્વરિત પ્રસવના કારણે થયેલો રકતસ્રાવ. (૫) ગર્ભાશયની અંદરની ગાંઠ (પ્લેસંટા પ્રીવીઆ)ના પરિણામે થતો રકતસ્રાવ. (૬) નબળાઇને લીધે થતો રકતસ્રાવ.

આ પ્રમાણે પશ્ચાત્ રકતસ્રાવનાં જુદાં જુદાં કારણો મળી આવે છે. એટલે તે જ્યારે વધુ પડતો શરૂ થાય ત્યારે તેનો ઉપાય કરતાં પહેલાં દીર્ઘદૃષ્ટિથી તપાસ કરી લેવી જરૂરી છે. કેટલીક વખત પ્રસવકાળની ઘણી અથડામણના પરિણામે ગર્ભાશયની ગ્રીવા તુટી ગઇ હોય છે, ફાટ પડી ગયેલી હોય છે, અથવા અંદરની કોઇક નસ તુટી ગઇ હોય છે. આવું જ કોઇ કારણ હોય તો ઔષધોપચાર કરવા છતાં રકતસ્રાવ બંધ થતો નથી. તે વખતે ગર્ભાશયને બહાર ખેંચી લાવી તેના ટેભા લેવા પડે છે. પરંતુ આ કાર્ય શસ્ત્રવૈદ્યનું હોઇ તેમની સારવાર નીચે જ પ્રસુતાને મુકવાની જરૂર રહે છે. તેની સાથે ગ્રંથીના પરિણામે થએલા રકતસ્રાવમાં પણ શસ્ત્રવૈદ્યો સફળતા મેળવી શકે છે. બાકીનાં કારણોથી થયેલ રકત-વહન ઉપચારથી ઠીક થાય છે.

રકત વહન ચાલુ રહેતાં પ્રથમ સુત્રાવડીનું પેટ તપાસી લેવું જોઇએ. પેટ તપાસવાથી જણાશે કે ગર્ભાશય સંકુચિત થયું છે યા

નહિ. ગર્ભાશય બે રીતે પ્રસવ પછી સંકોચ પામે છે: સવિરામ સંકોચ (કોન્ટ્રેકશન) અને સ્થાઇ સંકોચ (રિટ્રેકશન.)

ગર્ભાશયમાં વેદના થઇને તે વચમાં આરામ લે છે ત્યારે સંકોચન થઇ જાય છે, પાછું ફરી સહેજ પહોળું થઇ, ફરી સંકુચિત થવા પ્રયત્ન કરે છે. જ્યાંસુધી બરાબર સ્થાઇ સંકોચન થઇ શકતું નથી ત્યાંસુધી રકતવહન થયા કરે છે અને આ રીતે તેનો સંકોચ–વિકાસ થતાં જે ઓરનો ભાગ રહી જવા પામ્યો હોય તે બહાર નીકળી જાય છે અને પછી સ્થાઇ સંકોચ થઇ જાય છે.

સ્થાઇ સંકોચ થઇ ગયા પછી પેટ ઉપર ડુંટી નીચે તપાસવાથી દડાની માફક સંકોચાયલું ગર્ભાશય જોઇ શકાય છે અને પૂર્ણ સંકોચ અથવા સ્થાઇ સંકોચ થયો નથી હોતો તો પેટમાં જુદું ગર્ભાશય જોઇ શકાતું નથી.

આ રીતે પ્રાથમિક તપાસ કર્યા પછી તેના ઉપાયો તરફ વળવું, પરંતુ વધુ પડતો રકતસ્રાવ ચાલુ હોય તો તેની ઉપેક્ષા કરવી જોઇએ નહિ. કારણ કે તેમાંથી જ સુવાવડીને આંચકી–તાણ આવવા સંભવ છે. પુષ્કળ રક્ત વહી જવાથી દરદી ક્ષીણ બની જઇ મૃત્યુ તરફ ધકેલાઇ જાય છે. વધુ પડતું રકત બહાર ચાલી જવાથી હૃદય નિર્બળ બની જાય છે અને એથી પરિણામે કેટલીક વાર દરદીની આશા છોડી દેવી પડે છે. માટે વેળાસર રકતનું વહન કાબુમાં આવે તે માટે કેટલાક ઉપાયો બતાવીએ છીએ.

*   *   *

# પ્રકરણ ૨૪ મું

## રક્તસ્રાવના ઉપાય

પ્રસવોત્તર રક્તસ્રાવ સંબંધમાં આપણે ગયા પ્રકરણમાં તેનાં કાર્ય–કારણ વિષે લંબાણથી વિવેચન કરી ગયા છીએ. હવે માત્ર એ રક્તસ્રાવને અટકાવવા માટે શા ઉપાયો કામે લેવા, તે સંબંધમાં જણાવવાનું બાકી રહે છે.

સુવાવડી સ્ત્રીને આગળ બતાવેલા કોઇ પણ કારણથી રક્તસ્રાવ ચાલુ જ રહે તો તેનો જાન જોખમમાં આવી પડે છે એ વાત કહેવાઇ ગઇ છે. એટલે સાવધાનીપૂર્વક સમજીને તેના ઉપાયો કરવા એ ઘણું જ જરૂરી છે.

પ્રથમ તો આવી સુવાવડી કે જેને રક્તસ્રાવ ઘણા જોરથી થતો હોય તેને બનતાં સુધી પથારીમાંથી ઉઠવા બેસવાની મનાઇ કરીને સુતા રહેવાની જ સલાહ આપવી, અને બની શકે તો તેના મસ્તક નીચેનું ઓશીકું કાઢી નાંખી, ઢળતું રહે તે રીતે માથું રાખવું. કેડનો ભાગ મસ્તક તરફ વધુ ઢળતો રહે તે માટે ખાટલો હોય તો પગ તરફના ખાટલાના પાયા નીચે બે બે ઇંચના લાકડાના ટુકડા મૂકી દેવા કે જેથી સાધારણ રીતે પગનો ભાગ ઉંચાઇએ આવી જશે અને માથું ઢળતા ભાગે ઠીક કક્ષાએ ગોઠવાશે.

સુયાણી અથવા ડોકટરે પોતાનો હાથ જંતુનાશક લોશનથી ધોઇ નાંખી, યોનીમાર્ગ દ્વારા ગર્ભાશયના મુખમાં અંગુલીપ્રવેશ કરી જોવું કે ગર્ભાશયનું મુખ કેટલું અને કેવા પ્રકારનું વિસ્તૃત થયેલું છે. એ પ્રમાણે ગર્ભાશયમાં આંગળી પ્રવેશવાથી બે લાભ થાય છે:

એક તો ગર્ભાશયમાં કચરો હોય તો તે નીકળી જાય છે, અથવા તે નીકળવાની જરૂર છે કે કેમ તેની ખાતરી થાય છે, અને બીજું ગર્ભાશયના સ્વભાવ પ્રમાણે તેને આંગળીનો સ્પર્શ થવાથી તેનામાં વધારે ઉત્તેજના આવી તે સંકોચ પામે છે અને કેટલીક વખત માત્ર આ પરીક્ષા થઇ ગયા પછી કોઇ પણ દવા આપ્યા વગર ગર્ભાશય સંકુચિત થઇને રક્તસ્રાવ બંધ થાય છે. તેમ છતાં બંધ ન થાય તો ગર્ભાશયની અંદર પ્રથમ પાણીનો ડુશ આપવાની જરૂર છે અને એ ડુશ આપવાથી ગર્ભાશયની અંદરનો બાકી રહેલો બલગમ પાણીથી ધોવાઇ બહાર નીકળી જાય છે, રક્તવાહિની શિરાઓને પાણીથી આરામ મળે છે અને તે પોતાનાં મોઢાં સંકોચી લઇ રક્તવહનને બંધ કરે છે.

સાધારણ ડુશ આપવાના સાધન તરીકે એનીમા ઉપર સહેજ મોટા માપની નળી ચઢાવી તેનો છેડો યોનીમાર્ગ મારફત ગર્ભાશયની અંદર જઇ શકે છે. ખાસ કરીને આ પાણીમાં કોઇ પણ જાતની દવા નાંખવાની આવશ્યકતા નથી. માત્ર ડુશ આપવાનું પાણી ગરમ લેવું કે ઠંડું તે સંબંધે વિચાર કરવાની જરૂર છે. ઉપરાંત એટલી સૂચના આપી દેવી જોઇએ કે ઉપર બતાવેલા ડુશના સાધન માટે ગેરસમજુતી ન થાય.

સાધારણ રીતે બીજા ખાસ સાધનના અભાવે 'એનીમા'ની સહાયથી ડુશ આપી શકાય, પણ કેટલીક વખત ડુશ આપવાની સાથે પાણીની અસર થતાં જ ગર્ભાશય સંકુચિત થઇ જાય તો કેટલુંક પાણી ગર્ભાશયમાં રહી જવા સંભવ છે. એથી વધારે સારૂં તો એ છે કે ધાતુ કે રબ્બરની બે મોઢાવાળી નળી (ડબલ કરંટ) લેવી. ગર્ભાશયના ડુશ માટે વધુ સારી એવી નળી છે. એ નળીના આધારથી એક નળીથી પાણી ઉપર ગર્ભાશયમાં જઇ શકે છે અને બીજી નળી

મારફત તે જ પાણી તાત્કાલિક બહાર નીકળી શકે છે. એટલે આ જાતના સાધનથી જ ગર્ભાશયમાં ડુશ આપવો વધુ સલાહભર્યો છે.

ગર્ભાશયમાંથી રક્તપ્રવાહ બંધ કરવા માટે તો ઠંડું પાણી સારૂં છે અને કચરો તથા બલગમ ખેંચી કાઢવા માટે શરીરને સહન થાય તેટલું ગરમ પાણી સારૂં છે. પણ ડોકટર સ્મિથનો મત એવો છે કે સુવાવડી ક્ષીણુ થઇ ગઇ ન હોય અને તેના ચહેરાની લાલ સુરખી જણાતી હોય, અર્થાત ઘણું લોહી વહેવાથી સુવાવડી સફેદ પુણી જેવી બની જાય છે તેવી ન થઇ હોય, તો તેણીને ગર્ભાશયની અંદર ઠંડા પાણીનો ડુશ અવશ્ય આપવો. એ ડુશ આપવાથી જરૂર રક્તવહન બંધ થઇ જાય છે.

તે ડોકટર જણાવે છે કે પ્રસૂતા અત્યંત ક્ષીણુ થઇ ગઇ હોય અને તેનું શરીર તદ્દન થાકી ગયું હોય, તેમ જ શરીર ઉપરની ચામડી ઉપર હાથ લગાડતાં ઠંડું પડેલું શરીર જણાતું હોય, તેવી પ્રસૂતાને કદાપિ ઠંડા પાણીનો ડુશ આપવો નહિ, પરંતુ સહન થઇ શકે તેવા સારી રીતે ગરમ પાણીનો ગર્ભાશયની અંદર ડુશ આપવાથી ઘણો સુંદર લાભ થાય છે, પ્રસૂતા ચેતનમાં આવી જાય છે અને રક્તસ્રાવ બંધ થાય છે.

ઠંડા–અને ગરમ પાણી સબંધમાં ડો. સ્મિથના મતને અમે મળતા છીએ અને આ હકીકત લક્ષમાં લેવા ચિકિત્સકને ભલામણુ કરીએ છીએ. છતાં ઠંડા અને ગરમ પાણીની બાબતમાં થોડીક વધુ સુચના આપી દેવાની રહે છે કે અત્યંત ઠંડું પાણી બનાવવાની ખાતર કદી પણુ પાણીમાં બરફ જેવી ચીજ નાંખીને તેને ઠંડું બનાવવું નહીં અને ઠંડું પાણી પણુ કાચું નહિ લેતાં પાણીને પ્રથમ ઉકાળીને માટીના સ્વચ્છ વાસણુમાં ભરી રાખી ઠંડું પાડેલું પાણી

કુવા માટે વાપરવું એ વધુ સલાહભર્યું છે. કેટલીક વખત આવા કુવા મારફત બહારનાં જંતુઓ ગર્ભાશયમાં દાખલ થવાની ભીતિ રહે છે અને તે સુવાવડીને મહા વ્યાધિમાં મૂકી દે છે. ખૂબ ગરમ કરી ઠંડા પાડેલા પાણીમાં એવા જંતુનો ભય રહેતો નથી.

ઉપરાંત આ જાતના રક્તવહનમાં પેડુ ઉપર બરફ અથવા બરફની થેલી રાખવાની ભલામણ કરતા ડૉક્ટરોને મેં જોયા છે. પેડુ ઉપર બરફ રાખવા જેવી અત્યંત કૃત્રિમ ઠંડક કરનારી યોજનાથી પ્રસૂતાને બચાવવાની ભલામણ કરવામાં આવે છે. હા, પેડુ ઉપર ઠંડક રાખવાથી તેની અસર ગર્ભાશયને જરૂર પહોંચે છે. અને એ માટે વધુ અસરકારક તથા વધુ નિર્ભય તો કુંભારના ચાકડાની માટી છે. કુંભાર વાસણ બનાવતી વખતે એક પાણીભરેલું કુંડું પોતાની પાસે રાખે છે અને દર વખત માટીનો પિંડો હાથમાં લઇ ચાકડા ઉપર મુકયા પછી પોતાના હાથે ચોટેલી માટી આ કુંડામાં ધોઇ નાંખે છે. તે કુંડાના તળીએ બેઠેલી માટી મંગાવી તેને કપડાના બેવડમાં રાખીને પ્રસૂતાના પેડુ ઉપર મૂકી રાખવી તે બરફની થેલી કરતાં હજાર દરજ્જે નિર્ભય રીતે મજાનું કામ આપે છે. આ માટીનો જાડો લેપ સીધો પણ પેડુ ઉપર થઇ શકે છે.

કોઇ કહેશે કે ' જે સમયમાં બરફ અને તે રાખવા માટે રબ્બરની થેલીની શોધ નહોતી થઇ ત્યારે એ કુંભારના કુંડાની માટી અને બીજાં એ જાતનાં સાધનો જૂના જમાનાના લોકો ઉપચારના અદ્યતન સાધનને અભાવે ચલાવી લેતા; એના કરતાં બરફ અને થેલી શું ખોટાં છે ? '

આ શંકાના સમાધાનમાં અમારે કહેવું જોઇએ કે આજના જમાનામાં કુંભારની માટી શોધી લાવવાની કડાકૂટ કરતાં બરફ અને તેની થેલી સુલભ અને સગવડભર્યાં છે, છતાં સુવાવડીને જે

જે જાતની અને જેટલા અંશની ઠંડક આપવાની જરૂર છે, તેથી વધારે પડતી ઠંડક કેટલીક વાર આ બરફ નિપજાવે છે અને એના પરિણામે એક વ્યાધિને મટાડવાનો ઉપાય અને ઉપચાર બીજા વ્યાધિને જન્મ આપે છે. અર્થાત્ રક્તવહન બંધ કરવાના હેતુથી રાખેલો બરફ વધુ પડતો અને તાત્કાલિક ગર્ભાશયનો સંકોચ પેદા કરી તેના સ્નાયુમંડળ ઉપર અસર નીપજાવી, પ્રસૂતાને આંચકી અથવા પશ્ચમતાણ (એક પ્રકારનો સ્ત્રીનો ધનુર્વા) જેવા દર્દને ઉત્પન્ન કરે છે. એટલે બરફને તો સુવાવડીના બાહ્ય કે આંતરિક ઉપચાર માટે ક્યાંય પણ ઉપયોગમાં ન લેવો જોઇએ.

ઉપરના ડુશથી લોહી વહેતું બંધ થઇ જાય છે. છતાં ડુશ પહેલાં અંદર લેવાની દવા તરીકે ' અર્ગટ ' નામની દવાનો ડોઝ જરૂર આપવો જોઇએ. કેટલીક વખત ' અર્ગટ ' પણ રક્તસ્રાવને બંધ કરે છે અને તેથી ડુશ આપવા જેવી ક્રિયા કરવી પડતી નથી. અર્ગટ પ્રવાહીના રૂપમાં લેવું. તેના માપ તથા પ્રમાણ અમે આગળ સુવાવડીની વેણ સંબંધના પ્રકરણમાં જણાવી ગયા છીએ.

પ્રવાહી રૂપમાં અર્ગટ બરાબર અસર નથી કરતું એમ જો એકાદ ડોઝ આપ્યા પછી જણાય તો ' સાઇટ્રેટ ઓફ અર્ગોટીન'ની ટીકડીઓ તૈયાર આવે છે તે આપવી. પ્રવાહીના રૂપમાં અર્ગટ આપવા કરતાં આ ટીકડી વધુ ઝડપી અસર કરનારી છે. વળી પ્રવાહી અર્ગટ ક્યારેક ઉપરાઉપરી આપવાથી ઉલટી થઇ જાય છે, પણ આ ટીકડીમાં એ દોષ નથી.

આ ઉપચાર ચાલતા હોય તે દરમ્યાન રક્તપ્રવાહને બંધ કરવા માટે બાળકને ધવરાવવાની પણ સલાહ આપવામાં આવે છે; અથવા સ્તનની દીંટડીને બે આંગળી વચ્ચે રાખી ધીરે ધીરે મસળવી. તેથી

પણ રક્તસ્રાવ બંધ થાય છે. એમ કેમ ? બાળકને ધવરાવવાથી અને ડીંટડી મસળવાથી ગર્ભમાંથી વહી જતું રક્ત કેવી રીતે બંધ થાય છે, એ પ્રશ્ન સહેજે ઉઠશે. તેનું કારણ એ છે કે સ્તનના અગ્રભાગ અને ગર્ભાશયને એક પ્રકારનો ગાઢ સંબંધ છે. એટલે સ્તનના અગ્રભાગને મળતો જોરદાર સ્પર્શ ગર્ભાશયના સંકોચમાં મદદ પહોંચાડે છે અને તેથી રક્તસ્રાવ બંધ થાય છે.

મારા અનુભવનો એક દાખલો આપું : મુંબઇનાં પારસી કુટુંબોનો મને વધુ પરિચય છે. એક ધનાઢ્ય પારસી કુટુંબમાં મારે એક વખત જવાનો પ્રસંગ બનેલો. એ કુટુંબ યુરોપના રંગેઢંગે રંગાયેલું હતું. એ ગૃહસ્થે નવી પત્ની કરેલી. તેની પ્રસુતા પત્નીને બાવીસ દિવસે હોસ્પીટલમાંથી ઘેર લાવેલા. ત્યારે તેને રક્તસ્રાવ મોટા પ્રમાણમાં તો નહિ પરંતુ સતત રહ્યા કરતો હતો. ડોકટરો અને નર્સોએ ઉપાયો કરેલા અને બતાવેલા. તે ઉપાયો ચાલુ હતા, છતાં રક્તસ્રાવ ચાલુ જ હતો. હું મુંબઇમાં હોઇ મારી સલાહ લેવા માટે મને બોલાવેલો. પતિદેવને મારા ઉપર વિશ્વાસ હતો અને એમનાં મડમ જેવાં બની ગયેલાં પત્ની દેશી વૈદ્યો અને આયુર્વેદિક ઉપાયને ' હંબગ ' કહી હસી કાઢતાં. તેમાં વળી મારા જેવા ગામડીઆ અને લાંબા કોટ તથા ધોતીધારી વૈદ્ય ઉપર તો આ બાઇજીને સહેજે સૂગ ચઢે તેમાં નવાઇ નહિ, અને એ સ્વાભાવિક પણ છે. ધનવાનોને તો કોલર–નેકટાઇવાળા સાહેબલોક જેવા ડોકટરો જ જોઇએ ને ! પાવલીમાં પાંચ જાતની દવા બતાવનારા શું એમની નજરમાં યે આવે ? ને શું એ તેમનાં ખીસાં ખાલી કરાવી શકે ?

બાઇસાહેબની હકીકત સાંભળીને પ્રથમ મેં પ્રશ્ન કર્યો : ' બાઇસાહેબ, તમારૂં બાળક ક્યાં છે ? '

મારો પ્રશ્ન સાંભળી બાઈજીએ એમના પતિ સામે જોઈ અંગ્રેજીમાં વાત કરી. આપણા રામ તો ઝાઝું અંગ્રેજી ભણેલા નહિ, તેથી એમણે ઝડપભેર કરેલો પટપટારો સમજી શક્યા નહિ, પણ એમનો 'મેડ' શબ્દ વચમાં આવ્યો એટલે મને લાગ્યું કે બાઈજીને મેં કરેલા પ્રશ્નથી હું તેમને જરી અરધાગાંડા જેવો જણાયો છું! છતાં યે મેં ફરીને એ જ પૂછ્યું: 'આપનું બાળક ક્યાં છે, બાઈ?' બાઈ તો કાંઈ બોલ્યા નહિ, પણ તેમના પતિએ કહ્યું: 'હા, વૈદ્યરાજ! એવન આપે કીધું તે બરાબર સમજ્યાં નથી. જાને કે વાત એમ છે કે ની, બચ્ચું જનમીયા પછી આયા પાસે જ છે અને એ જ તેની સંભાલ લે છે–ધવરાવે છે.'

મેં કહ્યું: 'વારૂ, તો હવે બાઈને થતા રક્તસ્રાવનો આપ ઉપાય માંગો છો ને?'

'જી હા.'

'તો એમ કરો. બચ્ચાની ધાવને રજા આપો અને બચ્ચાની સંભાળ તથા તેને ધવરાવવાનું બાઈને જ સોંપો એટલે એકદમ રક્તસ્રાવ બંધ થઈ જશે.'

'પણ એ બને કેમ? એવન તો બચ્ચાને સાચવવા કે ધવરાવવા નારાજ છે.' બાઈસાહેબના પતિ બોલ્યા.

'તો પછી આ વ્યાધિ દૂર થવાને પણ નારાજ રહેવાનો, સાહેબ! અને એ ઉપાય ન કરી શકતા હો તો બીજો ઉપાય મારી પાસે નથી.'

ટુંકુ પતાવીને મેં વિદાય લીધી. પરંતુ અઠવાડિયા પછી એમનો પત્ર મળેલો. તેમાં લખેલું: 'બીજે દિવસેથી આપના અભિપ્રાયને મલતાં થયાં અને બાળક ધાવવા લાગ્યું ત્યારથી જ વગર દવાએ રક્તસ્રાવ બંધ થયો છે.'

આવા સાદા અને સરલ ઉપાયો પાછળ રહેલો હેતુ બરાબર સમજાય તે માટે આટલું દષ્ટાંતિક વિવેચન કરવું પડ્યું છે. અત્યારે ઘણાં શ્રીમંત અને સુખવસ્તુ કુટુમ્બોમાં બાળકોની સારવાર માટે આયા રાખવામાં આવે છે. તેમ જ બાઇસાહેબ પોતાની જુવાની જાળવી રાખવાના ખોટા ખ્યાલથી પોતાના બાળકને ધવરાવવાનું કાર્ય આયાને સોંપે છે. આયાની સગવડ નહિ કરી શકનાર બહેનો બાળકને દુધની બાટલી ઉપર રાખે છે. તે બાઇ તથા બાળક બેઉને માટે નુકશાનકારક છે.

રક્તસ્રાવ ઉપર બતાવેલા ઉપાયથી બંધ થઇ જાય છે. છતાં બધા જ ઉપચારો નિષ્ફળ નીવડે અને રક્તનું વહન બંધ ન થાય તો એક મત એમ પણ પડે છે કે લોહીની નળીઓમાં લોહીને જમાવી દેવું.

**ઉપાય**—લાઇકર ફેરી પર કલોરાઇડ ઔંસ ચાર અને ઉકાળી ઠંડું બનાવેલું પાણી ઔંસ બાર એક પિચકારીમાં ભરી ગર્ભાશયને એ પિચકારી આપવી અને તેથી ગર્ભાશયને ધોઇ નાંખવાથી આશાતીત રક્તપ્રવાહ બંધ થાય છે. ધીમે ધીમે ઉપાયો કરવા, પણ ચોક્કસ એક ઉપાય કર્યા પછી બીજો હાથ ધરવો અને સફળતા માટે થોડી રાહ જોવી. અધીરા ન બનવું તેમ બેદરકારી પણ ન સેવવી.

* * *

# પ્રકરણ ૨૫ મું

## સૂતિકાજ્વર

જ્વર એ તાવનું નામ છે, પરંતુ પ્રસૂતાને લાગૂ પડતા બધા તાવને સૂતિકાજ્વરનું નામ આપેલું છે. છતાં સૂતિકાજ્વરની પાછળનાં કારણોને બરાબર સમજવામાં ન આવે અને હરેક પ્રકારના સુવાવડીના તાવને સૂતિકાજ્વર માનવામાં આવે તો ગંભીર ભૂલ થવા સંભવ છે. એટલે પ્રથમ પ્રસૂતાને આવતા જ્વરો સંબંધમાં સ્પષ્ટ રીતે ચોખવટ થવાની જરૂર છે.

અમારો અનુભવ કહે છે કે લગભગ સુવાવડીમાંથી પંચોતેર ટકા જેટલી સુવાવડીઓને તાવ આવી જાય છે. તે તાવ-જ્વર આવવા પાછળનાં અનેક કારણો રહેલાં હોય છે.

અગાઉ અમે આઘાત અને પ્રત્યાઘાત અર્થાત પ્રસવની અથડામણ અને કષ્ટનું વર્ણન કરેલું છે. આ જાતની પ્રસવની થકાવટના પરિણામે કેટલીક વખત પ્રસૂતાને તાવ ચઢી આવે છે. પરંતુ તેની પાછળ પ્રસૂતાને પડેલા શ્રમ સિવાય કોઇ કારણ હોતું નથી અને એ શ્રમનું ઔષધ આરામ-નિદ્રા પ્રસૂતા લે છે, એટલે ચાર છ કલાક પછી તાવ કોઇ પણ ઔષધ કે ખાસ ઉપચાર સિવાય પોતાની મેળે ઉતરી જાય છે અને શરીર સામ્યતા ધારણ કરે છે. કયારેક એના શ્રમને દૂર કરવા અને થકાવટમાંથી ફરી સ્ફુર્તિમાન બનાવવા માટે આપવામાં આવેલો બ્રાંડી કે દ્રાક્ષાસવ આવી જાતના તાવને નિર્મૂળ કરવામાં સારૂં કામ કરી બતાવે છે. બ્રાંડી ને આસવ જ્વરનું સીધું ઔષધ નહિ હોવા છતાં શ્રમ દૂર કરવાથી જ્વરનું શમન થઇ જાય છે. પરંતુ એ જ્વર સાધારણ પ્રકારનો છે કે ખાસ વિશિષ્ટ કારણસર આવેલો છે તે જાણવા ખાતર આપણે આગળ વધવું પડશે.

શ્રમથી આવેલા તાવમાં માત્ર પ્રસુતા અત્યંત થાકી ગયેલી હોય છે, પડી રહેવા ઇચ્છા ધરાવે છે અને ઉંઘવા માટે પ્રયત્ન કરતી હોય છે. આ ઉપરાંત બીજાં કોઇ ખાસ ચિહ્નો હોતાં નથી, શરીરમાં કોઇ ખાસ જગ્યા ઉપર દુઃખાવો કે વેદના હોતી નથી. માત્ર તાવ ભરાવાથી સાધારણ બેચેની, નિર્બળતા અને અકળામણ જણાય છે.

આવા જ પ્રકારનો ખાસ ચિંતા કરવા જેવો નહીં એવો એક બીજો તાવ હોય છે અને તેને 'ધાવણનો તાવ' કહેવામાં આવે છે.

માતા બનવાનાં મંડાણ થયાં અર્થાત સ્ત્રી ગર્ભવતી બની, ત્યારથી તેનાં બેઉ સ્તનોમાં ચોક્કસ જાતના ફેરફારો થવા લાગે છે. સાધારણ સ્થિતિમાં માત્ર માંસના પિંડ જેવાં લાગતાં બન્ને સ્તનમાં ચોક્કસ જાતની ગ્રંથીઓ કામ કરવા લાગી જાય છે અને તે વિકાસ પામે છે. પાંચમા મહિના પછી તો બન્ને પયોધર પોતાનું કાર્ય પૂર્ણ રીતે કરવા લાગી ગયા હોય છે અને વિકાસ પામીને રક્તવાહિની શિરાઓ દુગ્ધ સર્જતી બની ગઇ હોય છે. છઠ્ઠા મહિને જયારે ગર્ભસ્થ શિશુમાં પ્રાણસંચાર થયો હોય છે ત્યારે જો ધીમેથી સ્તનને યુક્તિપૂર્વક દબાવવામાં આવે તો આછા સફેદી લેતા પદાર્થને દીંટડીઓ ઉપર જોઇ શકીએ છીએ. કહેવાનો અર્થ એ છે કે નવ માસ સુધી પોતાનું કાર્ય કરે જતાં અને ખીલતાં જતાં સ્તનોમાં પ્રસવ થયા પછી દુધની ભરતી આવે છે અને એ દુધની ભરતીના પરિણામે બંને સ્તનો તસતસી આળાં ગુમડાં જેવાં બની દુઃખાવો કરતાં હોય છે. દુધના તથા વિકાસના ભારથી લચી જતાં બન્ને સ્તનોમાં આછું આછું પાક જેવું દર્દ થાય છે. પ્રસૂતાને પ્રારંભમાં આ દર્દ અસહ્ય થવાથી તાવ આવે છે. તેમાં પણ જો બાળક તાત્કાલિક એકાદ દિવસ ધાવી શકતું નથી તો ધાવણની ભરતીના પરિણામે પ્રસુતાનું શરીર જરૂર તપી ઉઠે છે, બંને છાતી ફાટ ફાટ થવા લાગી, ચકચકિત બને છે અને એ અકળામણ એનાથી સહન થઇ શકતી નથી, એથી તેને તાવ આવે છે.

આ તાવમાં પણ શ્રમના તાવની માફક તાવનો ઉપચાર કરતાં પહેલાં સ્તનની પીડા તરફ લક્ષ કરવાની જરૂર છે અને સ્તનપીડા શાંત થઇ જતાં તાવ આપોઆપ ઉતરી જાય છે.

અમારી સલાહ લેવા આવનારી પ્રથમ વખતની સગર્ભાનું અમે અનેક વખત ધ્યાન દોર્યું છે કે તમે તમારા સ્તનની સ્નાન કરતી વખતે બરાબર સંભાળ લ્યો, નિયમિત ગરમ પાણીથી તેને સાફ કરો અને દીંટડીના અગ્રભાગ ઉપર મેલ ન જામે તેની ખાસ કાળજી રાખો. દીંટડીનાં છિદ્રો કે જ્યાં થઇને દુધ બહાર આવે છે તે જગ્યા ઉપર સ્નાન કર્યા પછી હમેશાં સ્નિગ્ધ પદાર્થ (દીવેલ, ઘી અથવા વેસેલાઇન) લગાડો અને બને તો દરરોજ દીંટડીના ભાગને આંગળી અને અંગુઠાથી ધીરે ધીરે મસળો કે જેથી નાની દીંટડીઓ મોટી બને અને પ્રસવ પછી બાળકને મોઢામાં લઇ ચુસવા જેવો તેનો આકાર થઇ રહે.

સગર્ભાવસ્થામાં આવી કાળજી નહિ ધરાવનાર પ્રસુતાનાં સ્તનમાં ધાવણની ખૂબ ભરતી થવાથી પણ તાવ આવે છે.

એટલે ધાવણના પરિણામે પેદા થયેલા તાવમાં પ્રસૂતા પોતાના સ્તન તરફ પરિચારિકાનું ધ્યાન ખેંચે છે અને બાળક ધાવી શકતું નથી, તે ધવરાવી શકતી નથી અને એ પીડાને લઇને તાવ ભરાયો હોય છે, છતાં એ તાવમાં વધુ કોઇ ચિહ્નો હોતાં નથી. અર્થાત્ તાવ ધાવણના કારણે આવ્યો છે એવું જણાય એટલે તત્કાળ સ્તનને ગરમ પાણીથી ઝારવા જોઇએ. ઝારવા એને કહે છે કે સહન થઇ શકે તેવું ગરમ પાણી લઈ છાતી નીચે એક મોટું વાસણ પકડી રાખી, સ્તન ઉપર પાણીની ધાર કરવી. પાંચ પંદર મીનીટ આ પ્રમાણે કરવાથી ધાવણ છિદ્રો મારફત બહાર નીકળવા લાગે છે અને ધીરે ધીરે સ્તનનો ભાર ઓછો થાય છે. આ પ્રમાણે દિવસમાં ત્રણ ચાર વખત ગરમ પાણીનો ઉપચાર કરવો, તેની સાથે તેની

ડીંટડીઓ બારીકાઈથી જોઈ લેવી કે તેનાં છિદ્રોમાં મેલની કાંકરીઓ (કણ) બાઝી ગઈ નથી. અને જો એમ હોય તો ડીંટડી ઉપર દીવેલ લગાવી ગરમ ઘઉંના આટાની પોટીસ મૂકી દેવી. એ પોટીસની ગરમાઈ અને દીવેલની સ્નિગ્ધતાથી ચોટેલો મેલો છૂટો પડી જાય છે અને ધાવણનાં છિદ્રો ખુલ્લાં પડીને ધાવણ બહાર ટપકવા લાગે છે.

ગરમ પાણીથી જેમ ઝરાય છે તેમ ગરમ પાણી રબ્બરની થેલીમાં ભરીને સ્તન ઉપર શેક પણ કરી શકાય છે.

આટલા ઉપચારો કરવા છતાં પણ સ્તનનો ભરાવો અને વેદના હલકાં ન પડે તો એરંડાનાં પાતરાંને ગરમ કરીને તે ગરમ ગરમ સ્તન ઉપર બાંધવાં. એથી તે સુંદર અસર કરે છે, દૂધને બહાર ખેંચી લાવે છે. આ રીતે દૂધ બહાર નીકળવા પ્રયત્ન કરતું હોય છતાં બહારથી બાળક ધાવી શકતું ન હોય તો બીજા કોઈ મોટી ઉમરના બાળકને સ્તન ઉપર વળગાડી ધીરે ધીરે ધાવણ ચુસી લેવા કહેવું. ભલે એ ધાવણ ધાવીને થુંકી નાંખે. બાળક સિવાય મોટી ઉમરની સ્ત્રીઓ પણ આ રીતે કેટલીક વાર ધાવી લે છે અને સ્તનનો ભાર ઓછો કરી નાંખે છે. આ રીતે કરવાથી ધાવણનો જથ્થો ઓછો થઈ જાય છે અને વેદના કમી થાય છે.

કોઈ ધાવનાર ન હોય તો પછી ધાવણ ખેંચવાનું કાચનું યંત્ર આવે છે તેનાથી ધાવણ ખેંચી લેવું. પરંતુ આ યંત્ર બીજા નંબરે છે. ધાવીને ધાવણ ખેંચવાથી બે લાભ થાય છે. એક તો ધાવવાથી વિનાતકલીફે ધાવણ બહાર નીકળી આવે છે અને મોઢામાં ડીંટડી ચુસાવાથી તે ખેંચાઈને સહેજે બાળકના મોઢામાં આવે તેવી બને છે, જ્યારે માત્ર ધાવણ ખેંચવાનું યંત્ર તો ધાવણ જ ખેંચી શકે છે અને તે ધાવવાથી ખેંચાતા ધાવણ કરતાં ઘણા ઓછા પ્રમાણમાં.

આ રીતે સ્તનને માટેના ઉપચારો બતાવવાની સાથે એક સૂચના કરી લઉં: પ્રસવ પછી સ્તનની એટલી કોમળ અને નાજુક હાલત

હોય છે કે સ્તનના ઉપચાર કરતી વખતે તેને ચોટ ન લાગે, ખોટું દબાણ ન થાય કે ખેંચાણ ન થાય તેની ખૂબ કાળજી રાખવી જોઇએ. નહીંતર એકાદ શિરા એમાં અમુદાય છે અને પાક થઇ આવે છે તો મુશ્કેલીનો પાર રહેતો નથી. માટે સ્તન ઉપર ઉપચાર બહુ જ શાંતિથી, ધીરજથી અને સંભાળીને કરવા જોઇએ.

પ્રસુતાના આ સાધારણ તાવો પછી આપણે પ્રસુતાના ખાસ જ્વર તરફ વળીએ કે જેને ખરી રીતે સૂતિકાજ્વર કહેવામાં આવે છે અને પ્રસૂતાના સાધારણ વ્યાધિમાં તેની ગણના કરવા કરતાં ગંભીર વ્યાધિ તરીકે તેને ઓળખીએ તોયે ખોટું નથી. કારણ કે આ જાતના તાવો તાત્કાલિક પ્રાણઘાતક હોય છે અને આ તાવ પ્રસૂતાની જીવનલીલા ઘણી જલદી સંકેલી લે છે. આવા તાવના ભયની આગાહી બતાવતાં એક લેખક કહે છે: ‘ સઘળા પ્રાણઘાતક રોગોમાં સૂતિકાજ્વર (પ્યુરપેરલ ફીવર) ઘણી ઉતાવળથી લાગુ પડે છે અને થોડી વારમાં જીંદગીનો અંત લાવે છે. ’

ખરો સૂતિકાજ્વર ચેપી છે અને તે ઘણો ગંભીર છે. જુદા જુદા દેશોમાં જુદે જુદે સમયે આ કાળજ્વરે એક ચેપી રોગનું રૂપ ધારણ કરેલું છે અને સંયુક્ત સુવાવડમાં સુતેલી (અર્થાત સુવાવડખાતામાં એકી સાથે સુવાવડ લેતી) દરેક બાઇના તેણે પ્રાણ હર્યા છે. પણ તે બહુ નાના પ્રદેશમાં અને ટુંકી મુદતમાં જ પોતાનું જોર બતાવી દૂર થાય છે. ઘરઆંગણે થતી સુવાવડો કરતાં સૂવાવડ કરવાની ઇસ્પીતાલોમાં કોઇ વાર એકદમ બધી સ્ત્રીઓને આ તાવ લાગૂ પડે છે અને બે ચાર માસ પછી પાછો અદૃશ્ય થઇ જાય છે. એટલે આજે વધતી જતી સૂવાવડીની ઇસ્પીતાલો એક રીતે સ્ત્રીઓ માટે ભયાવહ છે.

આ તાવ એટલો ચેપી છે કે જો કોઇ એક ડાક્તર અગર નર્સ આવા તાવવાળી સ્ત્રીને પ્રસવ કરાવ્યા પછી પોતાનાં કપડાં બદલ્યા

સિવાય બીજી સ્ત્રીને પ્રસવ કરાવવા જાય તો તે ચેપ બીજી સ્ત્રીને લાગૂ પડે છે અને એ જ રીતે ત્રીજી, ચોથી, પાંચમી જેટલી પ્રસૂતાઓ આ ચેપ ફેલાવતા ડોકટર અને નર્સના સંસર્ગમાં આવે છે તે બધીને આ તાવ લાગૂ પડે છે. માત્ર આ ચેપની અસર ઇસ્પીતાલોની નર્સો કે ડોકટરોના હાથે જ ફેલાય છે એમ માનવું ઠીક નથી. ઘરઆંગણે થતી સૂવાવડમાં કામ કરતી દેશી દાયણ પણ આ ચેપનો ફેલાવો કરે છે, અને એથી જ વધારે ઇચ્છવા યોગ્ય એ છે કે ઘેર દાયણને બોલાવ્યા પછી તેનાં સઘળાં કપડાં ઉતરાવી, ઘરનાં સ્વચ્છ અને ધોયેલાં કપડાં દાયણને બરાબર સફાઇપૂર્વક સ્નાન કરાવીને પહેરાવવાં. તે પછી જ પ્રસૂતાના સંસર્ગમાં તેને આવવા દેવી જોઇએ. સ્ત્રીઓનાં સુવાવડખાનામાં એકાદ સ્ત્રીને સૂતિકાજ્વર જણાતાં ડોકટરો અને નર્સોએ પણ ઉપરનાં નીતિનિયમને અંગીકાર કરવા જોઇએ, તો જ બીજી પ્રસૂતાઓને વ્યાધિના પંજામાંથી બચાવી શકાય.

આ તો જાણે વ્યાધિના પ્રચારની વાત થઇ, પણ એ ચેપી વ્યાધિ જન્મે છે શાથી? તેનો વિચાર કરતાં જણાય છે કે આ વ્યાધિ ત્રણ કારણોથી જન્મે છે: (૧) વરમને કારણે થયેલો સૂતિકાજ્વર. (૨) ચેપી સૂતિકાજ્વર. (૩) અન્નાશયના દોષના કારણે થતો સૂતિકાજ્વર.

આ ત્રણે કારણો પૈકી ગમે તે કારણે સૂતિકાજ્વર થયો હોય છે તો પણ એ જ્વરના સંસર્ગથી પછી બીજી પ્રસૂતાઓ આ વ્યાધિના મુખમાં સપડાય છે અને તેને એ પ્રકારના જ્વર તરફ ધસડી જાય છે.

વરમને કારણે થયેલો એ જ્વર એવા પ્રકારનો હોય છે કે તેવી સ્ત્રીના ગર્ભાશયમાં ઓરના કકડા રહી જવાથી તે સડવા લાગે છે અને તેથી ગર્ભાશયમાં વરમ થાય છે. કોઇ વાર તેમાંથી ગર્ભાશયનો સડો લાગુ પડે છે. આવો તાવ આવે છે ત્યારે તાવની સાથે

દુઃખાવો ઉપડે છે. પેટને અડકવાથી અસહ્ય વેદના થાય છે. દર્દ પેટની આસપાસ ફેલાય છે. દર્દને લીધે સ્ત્રી પોતાના પગ વાળેલા (ટુંટીયાં વાળવાં) રાખે છે યા ચત્તી પડી રહે છે. તેને થોડી થોડી વારે ટાઢ વાય છે, દર્દ વધતું જાય છે અને તે સાથે શરીર વધારે ગરમ થાય છે, ત્વચાનો સ્પર્શ સુકો માલમ પડે છે, નાડી ૧૨૦થી ૧૬૦ સુધી દરેક મીનીટે થડાકા લે છે.

કોઇક વખત પસીનો આવવા લાગે છે, છતાં તાવ હળવો પડતો નથી. તૃષા ઘણી લાગે છે. કોઇ વખત હાથના પોંચા ઉપર અથવા કાંડાં ઉપર કાળાં ચાઠાં પડે છે. આવા ચિહ્નો સાથે પ્રસવ પછી ગુપ્ત ભાગમાંથી વહેતો મળગુગળો પ્રવાહ બંધ પડે છે. આ વરમ આગળ લંબાય છે તો સુવાવડીને કોઇ વખત ઝાડા થઇ જાય છે. દર્દીનો સ્વભાવ ચિંતાતુર અને પોચો બની જાય છે. નાડી પાતળી, પોચી અને ઉતાવળી ચાલે છે. શ્વાસોચ્છ્વાસ ઉતાવળો ચાલે છે, એથી શ્વાસ ઉઠયો હોય એમ જણાય છે. સાથે પેટ ચઢી આવે છે અને ગર્ભાશયનો વરમ ફેલાઇને તેમાંથી પેટનાં બીજાં અંતરાવરણ ઉપર સડો લાગે છે. પ્રસવ પછીનો પ્રવાહ બંધ થઇ જતો નથી અને આવતો હોય છે તો તે વાસ મારવા લાગે છે, ધાવણ બંધ થઇ જાય છે.

આ દરદમાં કોઇને પ્રથમ પેટમાં દુઃખાવો શરૂ થઇને પછી તાવની શરૂઆત થાય છે અને કોઇકને બન્ને સાથે હોય છે. દર્દ વધવાની સાથે કેટલાક કેસોમાં મોળ આવીને ઉલટી થાય છે અને માથાનો દુઃખાવો પણ ઉપડે છે. પેટ એટલું આળું થઇ જાય છે કે તેની ઉપર લુગડાનો સ્પર્શ પણ અસહ્ય લાગે છે અને આખું શરીર આળું ગૂમડા જેવું બની જઇને પ્રસૂતા જરા પણ શરીરને હલાવવા તૈયાર હોતી નથી.

*　　*　　*

# પ્રકરણ ૨૬ મું

## સૂતિકાજ્વર

ગયા પ્રકરણમાં વરમથી થતા સૂતિકાજ્વર સંબંધમાં આપણે વિવેચન કરી ગયા છીએ. હવે બીજો પ્રકાર ચેપથી થતા સૂતિકાજ્વર સંબંધમાં વિચારીએ : આ બીજા પ્રકારને એલોપથી ઘણું મહત્ત્વનું સ્થાન આપે છે અને તેઓ માને છે કે પ્રથમ પ્રસૂતાને સ્થાનિક ભાગમાં જંતુ લાગે છે અને પછી તેનો લોહીમાં ફેલાવો થઇને ઘણી જ ઝડપી રીતે આ વ્યાધિ પ્રગટ થઇ, મૃત્યુ તરફ લઇ જાય છે.

કેટલીક વખત એવું જોવામાં આવ્યું હોય છે કે પ્રસૂતાનો પ્રસવ ઘણી આસાનીથી થયો હોય, કોઇ પણ જાતની તકલીફ થઇ ન હોય, બાળક તંદુરસ્ત હોય, ઓર ઠીક સમયે નીકળી ગઇ હોય, પ્રસવ વખતે પ્રસૂતા પુરી તંદુરસ્ત હોય; છતાં બે ત્રણ દિવસમાં પ્રસૂતાને સખત તાવ ચઢી જાઇ એકદમ પેટનો દુઃખાવો ઉપડીને વ્યાધિનો સખત હુમલો થઇ આવે છે, ત્યારે એ મતવાળાઓ ચેપ અને જંતુના દાખલ થવાનું મહત્ત્વ જે રજૂ કરે છે તે તરફ આપણી સ્વાભાવિક રીતે જ નજર ગયા વગર રહેતી નથી.

આ ચેપને તેઓ જંતુ માને છે અને એ જંતુનું નામ 'સેપ્ટી-સીમીયા' કહે છે.

આ જંતુઓ ઘણી ઝડપથી પ્રસૂતાના શરીર ઉપર આક્રમણ કરી શકે છે અને રોગનો ફેલાવો થાય છે. એક ડોક્ટર કે નર્સ જેણે 'સેપ્ટીસીમીયા'નો કેસ તપાસ્યો હોય તેના શરીરમાં, વસ્ત્રમાં અને હરેક પદાર્થમાં આ જંતુ રહે છે અને તે ડોક્ટર કે નર્સ બીજી તંદુરસ્ત પ્રસૂતાને જોવા જાય છે કે તેના શરીરને સ્પર્શ કરે છે ત્યારે આ જંતુ ઘણી જ ઝડપથી પ્રસૂતાના શરીરને લાગુ થઇ જાય છે. એથીયે વધુ આવા ચેપવહાવક ચિકિત્સકના હાથનો સ્પર્શ જો પ્રસૂતાના

ગુપ્તભાગ ઉપર થાય છે તો તો આ જંતુઓ ઇંજેકશનની માફક શરીરમાં ઘણી જલદીથી દાખલ થઇ જાય છે. માત્ર ડૉકટર કે નર્સની મારફત જ આ જંતુઓ આક્રમણ કરે છે તેમ ન સમજવું. આપણી અશિક્ષિત અને મેલીઘેલી સુયાણીઓ તો આ ચેપને એકદમ ફેલાવે છે. ફરક માત્ર એટલો હોય છે કે સુવાવડની હોસ્પીટલોમાં સંખ્યાબંધ પ્રસૂતાના ખાટલાઓ હોય છે અને એવી હોસ્પીટલમાં કામ કરનાર ડૉકટરો તથા નર્સોને દિવસમાં અનેક પ્રસૂતાના સંસર્ગમાં આવવાનું હોય છે, જ્યારે દેશી સુયાણીને અનેક દિવસોને અંતરે પ્રસૂતાના કેસો મળે છે; છતાંયે એ જંતુશાસ્ત્ર તો કહે છે કે આ 'સેપ્ટીસીમીયા' મહિનાઓ સુધી તેનો સંસર્ગ ધરાવનારનાં શરીર ઉપર જીવે છે અમેરિકામાં આવેલા ફીલાડેલ્ફિયાના ડૉકટર રૂહર ખાસ પ્રસૂતાના ચિકિત્સક હતા. એક સમય એવો આવ્યો કે તેઓ જે જે પ્રસૂતાને જોવા જાય તે તે તંદુરસ્ત હોવા છતાં પણ આ ડૉકટરે તેમને જોયા પછી સખત તાવની અંદર પટકાઇ પડે અને બે ત્રણ દિવસમાં જ તેમનું મૃત્યુ થાય. એથી ત્યાંના લોકો તેમને 'પ્રસુતા કાળ'ને નામે ઓળખવા લાગ્યા! અને એ ડૉકટરે હતાશ થઇને તે સ્થાનથી પાંત્રીશ માઇલ દૂર ચાલી જઇ, પોતાનાં સઘળાં વસ્ત્રને જલાવી દીધાં, માથાના બાલનું મુંડન કરાવી નાંખ્યું, પેનસીલ અને ઘડીયાળ સુદ્ધાં ફેંકી દઇ બિલકુલ શુદ્ધ થઇને ફરી તે વતનમાં આવ્યા અને તેમણે એક પ્રસૂતા કે જે કોઇ પણ વ્યાધિવાળી નહોતી તેને તપાસી તો તેને પણ 'સેપ્ટી-સીમીયા' લાગુ થયો અને તેનું મૃત્યુ થઇ ગયું!

અમેરિકાના ડૉકટર કોપલેંડ તો ત્યાંસુધી કહે છે કે એક ડૉકટરે પોતાના કેસને તપાસ્યા પછી તે દરદી ઉપર 'સેપ્ટીસીમીયા'નો હુમલો થાય તો તે ડૉકટરે ત્યારપછી બીજા કેસો તપાસવા નહિ જતાં બીજાને જ સોંપી દેવા જોઇએ.

વિદેશી ડૉકટરે કરેલા આવા એકરારો તો અનેક મળી આવે તેમ છે. આયુર્વેદ જંતુશાસ્ત્રને એલોપથી જેટલું માનતું નથી. પરંતુ

સ્વચ્છતાને તો પૂરતું માને છે, અને એ અસ્વચ્છતાને કારણે ઘણી પ્રસુતાઓને આવો જ્વર આવી જાય છે. નર્સો, ડોક્ટરો અને દાયણો ઉપરાંત પ્રસુતાની પરિચર્યામાં આવતી અન્ય વ્યક્તિની મારફત પણ આ ચેપ આવી લાગે છે.

ટાઇફોઇડ અને રતવાના સંસર્ગવાળી સ્ત્રીઓને આ જાતનો ચેપ લાગવા વધુ સંભવ છે, તેમ જ ટાઇફોડ અને રતવાના વ્યાધિથી પીડતા દરદીની નજદીક પ્રસૂતાને રહેવાનું હોય છે તો પણ આ ચેપ અથવા જંતુ વધુ આક્રમણ કરે છે. જે સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં જ્વરથી પીડાતી રહી હોય છે અને ઘણી કમજોર બની હોય છે તે સ્ત્રીઓને પણ જલદી આ વ્યાધિ લાગુ પડી જાય છે.

## તેનાં લક્ષણ

આ વ્યાધિની અસર બે ત્રણ દિવસ સુધી શરીરમાં ગુપ્ત રીતે થાય છે ત્યાંસુધી કોઇ પણ જાતની ખબર પડતી નથી. ત્યારપછી તાવ શરૂ થાય છે, પેટ જરા ચઢી આવે છે, તેમાં દુઃખાવો શરૂ થાય છે, તેને અડકવાની પણ તે ના કહે છે, નાડી ઘણી કઠણ અને ઉતાવળી ચાલે છે, જીભ સફેદ અને ભીની રહે છે, ધાવણ કમી થાય છે, પેટ વધારે ફુલી આવે છે, ઘણું કરીને ત્રીજે દિવસે કે પાંચમે દિવસે દરદી મરણ પામે છે.

સુતિકાજ્વરનું ત્રીજું કારણ અન્નાશયનો દોષ હોય છે. સગર્ભાવસ્થામાંથી જેની પાચનશક્તિ ઘણી નબળી હોય છે, ખોરાક પચતો નથી હોતો, વરંવાર ઝાડો કે મરડો થઇ જતો હોય છે, દોષિત રક્ત કરતો હોય છે, એ સગર્ભાનું અન્નાશય દુષિત થયા પછી અવિચારીપણે તેને ઘણું ભારી અન્ન આપવામાં આવે છે અને તેથી સુતિકાજ્વર પ્રગટ થાય છે. અને આ કારણોથી આવેલા સુતિકાજ્વરમાં પેટમાં વઢાતું હોય તેવી ચૂંક આવે છે, વાયુ જણાય છે, ઝાડો કાળા રંગનો અને અત્યંત દુર્ગંધવાળો થઇ, પિત્તનું સાથે જોર વધે છે, નાડીની

ગતિ ઉતાવળી અને વાત-પિત્તમિશ્રિત હોય છે, ટાઢ ચડીને તાવ આવે છે અને ઉલટી પણ થઇ આવે છે. આ દોષથી ગર્ભાશયની શિરાઓ ઉપર અસર થઇ આવે છે. દરેક પ્રકારના સૂતિકાજ્વરમાં આંખોના ફરતી કાળાશ આવે છે, કુંડળીઓ પડે છે, આંખની કીકી વિસ્તૃત થાય છે, આંખનું પડ ચળકતું અને લોહી વિનાનું થાય છે અને તેથી આંખ ઘણી સફેદ લાગે છે તથા દર્દીનો ચહેરો ઘણો દુઃખદર્શક જણાય છે. નાડી ક્ષીણ થવા લાગે છે અને શરીર ઠંડું પડતું જાય છે, પસીનો વાસ મારતો છૂટે છે અને દરદી મૃત્યુમુખે જઇ પડે છે.

## ચિકિત્સા અને સારવાર

સૂતિકાજ્વર સંબંધમાં સાધારણ કારણોથી આવતા જ્વર અને ખાસ કારણોને લઇને આવેલા સાચા સૂતિકાજ્વર વિષે અમે આગળ સ્પષ્ટતાથી જણાવી ગયા છીએ. એ ઉપરથી પ્રથમ નક્કી કરી લેવું જોઇએ કે સુવાવડીને આવેલો તાવ કયા અને કેવા પ્રકારનો છે.

અમે અગાઉ જણાવી ગયા છીએ કે સાચો સૂતિકાજ્વર શરૂઆતથી જ અતિ કષ્ટસાધ્ય છે. એટલે એવા તાવમાં ઘરગથુ ઉપાયો કરવા એ કરતાં અનેક સુવાવડીની સારવાર અને ઉપચાર કરીને અનુભવ મેળવેલો હોય તેવા વૈદ્ય અથવા ડોકટરને બોલાવી તેની સલાહ પ્રમાણે ઉપચાર કરવો એ જ વધારે હિતકારી છે. અહીં જે જે ઉપચારો સંબંધમાં સમજુતી આપી છે તે સાધારણ માનવીઓ કરતાં કુશળ ચિકિત્સક સમજીને ઉપાય કરે તેવી જ છે.

પ્રથમ તપાસે પ્રસૂતિનાં ગુહ્યાંગના દોષને કારણે જ્વર જણાય તો ગરમ પાણીમાં પોટાશ પરમેંગનેટ નાંખી તેનો ડુશ આપી દેવો. ત્યારપછી પ્રસૂતાની તકલીફમાં ખાસ ધ્યાન ખેંચે તેવું દર્દ એના પેટનો દુઃખાવો હોય છે. તે માટે પેટ ઉપર દુઃખાવાની જગાએ ૭ થી બાર જળો લગાડી લોહી ચુસાવવું.

દુઃખાવો જે જગ્યાએ થતો હોય તે જગ્યાએ ધીમા હાથે પ્રથમ ટરપેન્ટાઇન લગાડી ત્યારબાદ પાણીમાં પોશદોડા નાંખી, તે ગરમ પાણીની વરાળ ફલાલીનના કપડા ઉપર ઝીલીને તેનાથી શેક કરવો જોઇએ. એથી સરસ લાભ થશે.

દસ્ત જો ન થતો હોય અને બે દિવસ કે ત્રણ દિવસથી દસ્તની કબજીયાત હોય તો ગરમ પાણીમાં અરધો તોલો કે એક તોલો દીવેલ તથા દશ ટીપાં ટરપેન્ટાઇનનાં નાંખી, તેની 'એનીમા' ગુદા દ્વારે આપીને દસ્ત કરાવવો, અગર 'એનીમા' લેવાને તૈયાર ન હોય તેવી દરદી બાઇને અરધો ઔંસ દીવેલમાં અરધો તોલો ટરપેન્ટાઇન મેળવીને પીવા આપવું. એક વખત આપવાથી દસ્ત ન થાય તો બીજી વખત આપવું, પરંતુ એ યાદ રાખવું કે આ 'એનીમા' તથા પાવામાં દીવેલનો ઉપાય તો જેમને મળાવરોધ હોય તેવી સૂતિકા-જ્વરવાળી સ્ત્રી માટે છે. જેમને આપોઆપ જ્વર સાથે ઝાડા થતા હોય તેમને આપવું નહિ.

પેટના દુઃખાવા ઉપર કયારેક 'દોષઘ્ન લેપ' (આવી શાસ્ત્રીય દવાના પાઠો ચિકિત્સકો જાણતા હોય છે એટલે તે દવાના માત્ર નામ જ અહીં લખી દઇએ છીએ. સાધારણ જનસમાજની જાણ માટે આ ગ્રંથ પૂરો થતાં પાછળ આપેલા પરિશિષ્ટમાં એ પ્રયોગો સાંગોપાંગ લખી દેવામાં આવશે.) ઠંડા પાણીથી વાટી પોટીસની માફક બનાવીને મૂકવાથી ઘણો સારો ફાયદો થાય છે.

પેટના દરદની વેદના અસહ્ય હોય અને સહન થતું ન હોય તો દરદીને વેદનાની શાંતિ માટે દર ચાર કલાકે બે ગ્રેન જેટલું અફીણ ગળવા આપવું. અફીણ વધુમાં વધુ બે ત્રણ વખત જ આપી શકાય.

કરીયાતાની પાંદડી ૧ તોલો લઇ, તેને દશ તોલા પાણીમાં ઉકાળવી. પાંચ તોલા રહેતાં ગાળી લઇ, તેની અંદર નાઇટ્રીક એસીડ

૨ ટીપાં (૨ મીનીમ) અને ટીં. હાયોસાયમસ ટીપાં ૧૦ નાંખી પીવા આપવાની ડૅા. ત્રીભુવનદાસ ભલામણુ કરે છે, અથવા

ક્વીનાઇન સલ્ફ ૫ ગ્રેઇન,

ટીં. ફેરી પર ક્લોરાઇડ ૫ ટીપાં,

સ્પીરીટ ક્લોરોફોરમાઇ ૧૦ ટીપાં,

ચોખ્ખું ઉકાળીને ઠારેલું પાણી ઔંસ ૧.

આ એક ડોઝ થયો. દિવસમાં તેવા બે ત્રણુ ડોઝ આપી જોવા. પેટની વેદના તથા તાવ ઉપર સારી અસર કરશે.

સુદર્શન ચુર્ણ તો. ૧ લઇ, દશ તોલા પાણી સાથે ઉકાળી, પાંચ તોલા રહેતાં કપડેથી ગાળી તેમાં ૧ ટીપું ટીં. એકોનાઇટનું નાંખી, દર ચાર કલાકે આપવાથી નાડીની ગતિ ઓછી થાય છે અને તાવનું જોર હલકું પડે છે. ટીં. એકોનાઇટ એ વછનાગ નામના ઝેરને। અર્ક છે, માટે ચિકિત્સક સિવાય બીજા કોઇએ તે વાપરવો નહિ.

દેવદાર્વ્યાદિ કવાથ વિધિપૂર્વક તૈયાર કરી, તે તૈયાર થયેથી ૧ રતી શેકેલી હીંગ તથા ૨ રતી સીંધાલુણુ તેમાં નાંખી. સૂતિકાજવરમાં પીવા આપવો અને સવાર સાંજ એ પ્રમાણે આપ્યા કરવાથી દર્દ ઓછું થતું જાય છે, ગર્ભાશયને। દોષ સુધરે છે અને દરદી સ્વસ્થ જણાય છે.

દશમૂળ કવાથને ઉપર પ્રમાણે ઉકાળી તેમાં હીંગ તથા સીંધવ નાંખી દરદીને આપવાથી સુતિકાજવરમાં સુંદર કામ કરે છે.

દરદી બાઇ વધુ નિર્બળ બનતી જતી હોય અને શરીરે શીતાંગની વ્યાપ્તિ થતી જતી હોય, જીવ ઉંડો ઉતરતો હોય તેવે વખતે આદુને। રસ ૦। તોલો અને અંદર ' પ્રતાપલંકેશ્વર' બે રતી મેળવી ચાટવા આપવો. ઉપરથી 'અર્કાદિકષાય' આપવાથી નાડી સતેજ થાય છે અને શીતાંગ બંધ પડી, જીવન અવલંબન ધારણુ કરે છે. અને

આ પ્રમાણે આપેલા પ્રતાપલંકેશ્વર તથા અર્કાદિક ક્વાથથી દર્દીમાં સુધારો જણાય તો તે ચાલુ રાખવા.

ક્યારેક સવારમાં પ્રતાપલંકેશ્વર દશમૂળ ક્વાથ સાથે તથા રાત્રે 'સૂતિકા વિનોદરસ' રતી ૨ તથા ત્રિભુવનકીર્તિ રતી ૨ મેળવી મધ સાથે આપી, તેની ઉપર સુદર્શન ચુર્ણની ઉપર બતાવેલી ચહા આપવાથી સુધારો થતો જોવામાં આવે છે.

અન્નાશયના બિગાડને લઇ પ્રસૂતાને અત્યંત વાયુવ્યાપ્તિ જ્વર સાથે જણાતી હોય ત્યારે સવારમાં પ્રતાપલંકેશ્વર, બપોરે હીંગુલેશ્વર રતી ૧ તથા શીતભંજીરસ રતી ૧ બન્ને મેળવી, ફુદીનાના રસ તથા મધના અનુપાન સાથે આપવાથી અને ઉપર દેવદાર્વ્યાદિ ક્વાથ આપવાથી ઘણું મજાનું કામ કરી બતાવે છે.

લક્ષ્મીનારાયણ રસ, પૂર્ણ ચંદ્રોદય, હીરણ્યગર્ભ, ચતુર્મુખ રસ જેવી શાસ્ત્રીય અને રામબાણ દવાઓની યોગ્ય અનુપાનનો વિચાર કરી પ્રસૂતાના પ્રાણ બચાવવા ખાતર કુશળ ચિકિત્સકે યોજના કરવી, અને સૂતિકાજ્વર જેવા કષ્ટસાધ્ય વ્યાધિમાં સારવાર આપી, તેના પ્રાણરક્ષણના પુણ્યઉપચાર છોડવા નહિ. સૂતિકાજ્વરની શાંતિ થઇ ગયા પછી પણ પૂર્ણપણે તેના આહારવિહારમાં કાળજી રાખવી. સૂતિકાજ્વર આવી ગયા પછી પણ સુવાવડીમાં પાંડુતા, અશક્તિ, મંદાગ્નિ જેવા દોષો રહી જાય છે. માટે એકદમ દવાઓ બંધ નહિ કરતાં સુવાવડીની પ્રકૃતિને માફક આવે, તેણે લીધેલા અન્નનો પચાવ થાય અને લોહી વધે તેવી દવાઓ—અભ્રકભસ્મ, સુવર્ણ વસંતમાલતી, શતપુટી લોહ, સુવર્ણમાક્ષિક ભસ્મ, અશોકારિષ્ટ, દ્રાક્ષાસવ જેવી દવાઓ સમજી વિચારી આપવી કે જેથી તેને પૂર્ણ તંદુરસ્તી ફરીને સાંપડે.

* * *

# પ્રકરણ ૨૭ મું

## સૂતિકા સન્નિપાત

ગ્રામ્ય ભાષામાં જેને સનેપાતના નામથી ઓળખવામાં આવે છે તેવો, સુવાવડી સ્ત્રીને સન્નિપાત થાય છે. શરીરનાં અંતરાવયવના ફેરફારો અને ખાસ કારણોનું વર્ગીકરણ તો આપણે જરૂર કરીશું, પરંતુ એવું કોઇ પણ શારીરિક કારણ નહીં હોવા છતાં કેટલીક અને ખાસ કરીને રાજામહારાજા તથા લક્ષાધિપતિની સ્ત્રીઓને સંતાનપ્રાપ્તિ અને તેમાં પણ પુત્રપ્રાપ્તિ થતાં સન્નિપાત થઇ જાય છે, જેને 'હરખસનેપાત' કહી શકાય.

નાની ઉમરની સ્ત્રી હોય અને ધનવાનની પત્ની અથવા કોઇ રાજવીની રાણી બની હોય, પ્રથમ તકે પુત્ર અવતરે અને તેને અચાનક એ સમાચાર સંભળાવવામાં આવે ત્યારે તેના હર્ષનો અતિરેક થઇ જવા પામે છે. તેમાંથી તે પોતાના ચિત્તની સ્થીરતા ગુમાવી દે છે, અને બધાં જ લક્ષણો સન્નિપાત અથવા ઉન્માદ જેવાં પ્રગટ થઇ જાય છે, તેનું નામ 'હરખસનેપાત' છે. એથી જ કુશળ દાયણો અથવા પીઢ ઉમરની વડીલ સ્ત્રી પ્રસવ થયા પછી પ્રસૂતાની ઇંતેજારી હોવા છતાં તુરત અને તત્કાળ ઉમળકાભેર કહી દેતી નથી કે 'તેને દીકરો અવતર્યો છે.' તે વખતે એ પરિચારિકાઓ પોતાના મન અને જીભ ઉપર પૂરતો સંયમ રાખે છે અને પ્રસૂતા પૂછે છે તો તેને કહે છે: 'તું તારે સૂઇ રહે, સ્ત્રીને દીકરો કે દીકરી અવતરે, કાંઇ થોડા વાઘ–દીપડો અવતરવાના છે!' એમ કહીને પણ એના મનની સ્વસ્થતા જાળવવા ખાતર વાતાવરણને ઉશ્કેરતાં નથી.

વિદ્વાન લેખકોએ પ્રસૂતાના હરખસનેપાત માટે આટલો અંગુલીનિર્દેશ ગ્રંથોમાં કર્યો છે, જ્યારે મારો અનુભવ એ ઉપરાંત એક બીજો પણ છે, અને તે શોકસન્નિપાતનો.

ચોવીસ વર્ષની એક બ્રાહ્મણ બાઈ હતી. તેને ગર્ભ રહ્યો. સાત માસનો ગર્ભ પેટમાં હતો અને એ વિધવા બની. માત્ર તેના જીવન-દીપને જલતો રાખવા માટે તૈલી પદાર્થ જો કોઈ હોય તો સંસારમાં એના પેટનો ગર્ભ હતો. પતિના વિયોગ અને શોકમાં સહેજ દિલની અંદર ઝાંખો પ્રકાશ એને એ સાંપડતો અને આશા આપતો કે પેટમાંનું બાળક એ દીકરો હોય; અને તેને દીકરો સાંપડે તો તે પોતાનું વૈધવ્ય પતિની પ્રતિકૃતિરૂપ પુષ્પના આધારે નિભાવી શકે.

એ સુવાવડીના ખાટલે સુતી. તેના દિલની ઇચ્છા તો દાયણ પણ જાણતી હતી. પ્રસવ થયો અને પુત્રી જન્મી. માતાએ સુકાતા હોઠે અને મૂર્ચ્છાતા દિલે પૂછયું: 'શું છે?' દાયણે જવાબ વાળ્યો: 'મા! કરમની આગળીયાત છે, ભા! છોકરી આવી.' અને 'હેં!' એ સમજપૂર્વકનો જીવનનો છેલ્લો એનો હેંકાર હતો. એને તુરત સન્નિપાત લાગૂ થયો. થોડુંક આયુષ્ય ભોગવી પ્રસૂતાની સેજમાંથી એણે અવલમંજલે જવાનો માર્ગ લીધો. હું તો તેમાં દાયણને દોષિત માનું છું. તેણે જ વચનના વેગને વધુ આળો બનાવી, આશાની ટોચ ઉપર જીવન થંભાવી રહેલી દુઃખીયારી પ્રસૂતાને સન્નિપાતની ભોગ બનાવી.

પળ-ચોઘડીયાને માનનારા સાથે મારે વાદવિવાદમાં નથી ઉતરવું. કોઈ કહેતા હોય કે પાંચમની છઠ્ઠ થતી નથી અને મૃત્યુ અનિવાર્ય છે, તો એમ હું પણ માનું છું કે મૃત્યુ અનિવાર્ય છે; પણ જો માનવી ધારે તો જીવનને વધુ વખત લંબાવી શકે છે. મૃત્યુની પળ-ઘડી નિર્માણ હોતી જ નથી. આપણા ઋષિમુનિઓ પણ એક માનવી જ હતા અને સ્વેચ્છાપૂર્વક આયુષ્ય લંબાવી શકતા હતા. તેમનામાં વિશિષ્ટતા માત્ર એક હતી: જીવનને જાળવી રાખવાનું પૂરતું જ્ઞાન અને એ જ્ઞાનપૂર્વકનું વર્તન.

મારો કહેવાનો આશય એ છે કે સુવાવડી સ્ત્રીને દેહ ઉપર વિષમ તત્ત્વો આવવાથી કે કોમળ અવયવો ઉપર ફેરફાર થવાથી જેમ

વ્યાધિ પેદા થાય છે તેમ તેનાં મન અને અંતઃકરણ પણ એ અવસ્થામાં કોમળ બનેલાં હોય છે. એટલે તેણીને હર્ષનો કે શોકનો, ભયનો કે ચિંતાનો, ઉદાસીનતાનો કે શોખનો આઘાત ન લાગે તથા તેના મનની પૂરી સ્વસ્થતા જળવાય એ બાબતના ખ્યાલપૂર્વક પરિચારકોએ પોતાનું વર્તન રાખવું જોઇએ:

સૂતિકા સન્નિપાતનાં બાહ્ય કારણો સંબંધી આટલી ચર્ચા કર્યા પછી આપણે આંતરિક કારણો સંબંધમાં વિચારીએ.

સૂતિકા સન્નિપાતના બે ભેદ પાડી શકાય: (૧) ત્વરિત સન્નિપાત અને (૨) મંદ સન્નિપાત. ત્વરિત સન્નિપાત તો સુવાવડી થયા પછી બેચાર દિવસમાં જ લાગુ પડે છે, અને તેની શરૂઆત પ્રથમ સખત તાવ આવવાથી થાય છે. ભરપૂર તાવ ભરાયા પછી સુવાવડીના ચિત્તની સ્થિતિ બદલાઇ જાય છે અને આવી સ્થિતિમાં તેણીને પ્રથમ ચિહ્ન તરીકે બિલકુલ નિદ્રા આવતી નથી, માથાનો દુઃખાવો અસહ્ય હોય છે, ઘણી જ બેચેની જણાય છે, સ્વભાવ ચીડાયેલ, ચહેરો ફિકરમંદ અને તેનું મન સ્મૃતિ તથા ભાનરહીત થઇ જાય છે, આંખો ચકરવકર ફેરવ્યા કરે છે અને હાથ વડે બાચકા ભરવા લાગે છે, મોઢેથી બકવાદ કરે છે, કપડાં ફાડવા અને ચુંથવા લાગે છે, અને કેટલીક વખત મંદ અવસ્થામાં પડી પણ રહે છે, કયારેક આસપાસનાં માણસોને મારવા દોડે છે, સ્તનમાંથી ધાવણ આવતું બંધ થઇ જાય છે: આ ઉન્મત્તતા એટલી બધી વધી જાય છે કે કોઇ વખત પોતે જણેલા બાળકને અથવા ધણીને મારી નાંખવા માટે પણ તૈયાર થઇ જાય છે, મોઢેથી બિભત્સ ગાળો ભાંડે છે! તેને તાવ સખત હોય છે, નાડી જલદ તથા ઉછળતી માલૂમ પડે છે, ઝાડા કબજ હોય છે, જીભ મેલી હોય છે અને છેક અનિદ્રા જેવું થઇ જાય છે. જેટલી અનિદ્રા વધારે હોય છે તેટલું તોફાન વધુ કરે છે અને માણસો તેને પકડી રાખે છે છતાં પણ તે અંકુશમાં રહેતી નથી.

જો આ કેસ સુધરવાનો હોય છે તો પ્રથમ થોડી ઉંઘ આવે છે અને જ્યારે ઉંઘ આવવા લાગે છે ત્યારે દરદમાં સુધારો થવા લાગે છે.

### સન્નિપાતનું કારણ

આ પ્રકારનો ત્વરિત સન્નિપાત થવાનું કારણ એ છે કે તે ઘણું કરીને મગજની અંદર વરમ અથવા સોજાને લઇને થાય છે, કોઇ વખતે મગજને લીધે આંતરડાના સોજાને લઇને પણ થાય છે, અથવા સુવાવડમાં અતિ અથડામણ થઇ ગઇ હોય છે અને તેને લઇ ગર્ભાશય અને ઓવરીને ઘણો આઘાત પહોંચ્યો હોય છે તો તેમાં સોજો આવી જાય છે અને તે કારણથી પણ સન્નિપાત ઉપડે છે. કેટલીક વખત મગજનો વરમ તથા ગર્ભાશયનો અને ઓવરીનો વરમ બન્ને સાથે જ હોય છે.

### ઉપાય-ઉપચાર

ત્વરિત સન્નિપાત જેટલો વેગવાળો હોય છે તેટલો જ પ્રાણઘાત જલદી કરી નાંખે છે. સન્નિપાત જેવા પ્રાણહારક અને કષ્ટસાધ્ય વ્યાધિ માટે કુશળ અને અનુભવી ચિકિત્સકની દેખરેખની જરૂર છે. આવા વ્યાધિમાં કોઇ ઘરગથુ ઉપચારો કરીને સારૂં કરવાની આશા ન રાખે, અથવા બિનઅનુભવીની સારવાર નીચે દરદીને રાખવાનું સાહસ ન કરે એટલું ખાસ સૂચવું છું.

ચિકિત્સા શરૂ કરતાં પહેલાં એક નિદાન ચોક્કસ થઇ જવાની જરૂર છે કે સન્નિપાતથી ઘેરાયેલી પ્રસુતાના વ્યાધિની પાછળ ઉપર બતાવેલાં પૈકીમાં કયાં કારણો છે; અને તે ઉપરથી જો પ્રથમ ચોક્કસ નિદાન થઇ જાય તો જ ચિકિત્સા સફળ થવાની સંભાવના છે.

જો સન્નિપાતવાળી પ્રસૂતાનો ઝાડો કબજ હોય તો પહેલી તકે તેને દસ્ત કરાવવાની પરમ આવશ્યકતા છે અને તેને માટે વધુ

સરસ અરધો ડ્રામ જાલપ તથા પાંચ ગ્રેન કેલોમલ મેળવી એક વખત આપવાથી એક બે સારા દસ્ત થઈ જાય છે, અને એ રીતે જૂનો મળ નિકળી જવાથી લોહી ઉપર દબાણુ ઓછું થાય છે અને સુધારો થવા તરફ વળી શકાય છે.

બીજી જરૂરીયાત તેનું તોફાન ઓછું થઇને નિદ્રા લાવવાની હોય છે. તેને માટે અફીણુ બીજાં નિદ્રાકર દ્રવ્યો કરતાં સારૂં છે. દસ્ત થયા પછી એકથી દોઢ રતી જેટલા અફીણુની ગોળી બનાવીને આપવી. એથી તે તડામાર તોફાનમાંથી નિદ્રામાં પડી જશે અને નિદ્રા આવવાથી રોગીને વધુ રાહત રહે છે. પરંતુ એ ભૂલવું ન જોઇએ કે સન્નિપાત થવાનાં કારણુમાં જો મગજનો વરમ હોય તો અફીણુ ભૂલે ચૂકે પણુ આપવું નહીં. તેને બદલે 'કલોરલ હાઇડ્રેટ' વીશ ગ્રેન જેટલું આપવાથી તેને નિદ્રા આવી જશે.

તાત્કાલિક આટલો ઉપચાર કર્યા પછી સન્નિપાત માટે મુખ્ય ચિકિત્સા કરવાની જરૂર છે.

(૧) સવારમાં પ્રતાપલંકેશ્વર રતી ૧॥ આદુ અને મધમાં ચટાડી ઉપર દશમૂળ કવાથ આપવો.

(૨) બપોરે ૧ રતી મલ્લસિંદુર મધ સાથે મેળવીને ચટાડી ઉપર સુદર્શનનો અર્ક (સુદર્શન ચુર્ણને દશગણા પાણીમાં પલાળી ભપકાથી અર્ક કાઢવામાં આવે તેને સુદર્શન અર્ક કહેવાય છે.) ૧ ઔંસ આપવો.

(૩) સાંજે પ્રતાપલંકેશ્વર રતી ૧॥ તથા ત્રિભુવનકીર્તિરસ રતી ૧॥ મેળવીને મધ સાથે ચટાડી, ઉપર દશમૂળ કવાથ આપવો; અથવા તાણુખેંચ થતી હોય અને દરદી નિર્બળ બનતો જતો હોય તો ત્રિભુવનકીર્તિ રસને બદલે લક્ષ્મીનારાયણુ રસ, પ્રતાપલંકેશ્વરની સાથે ૨ રતી મેળવીને આપવો.

ક્યારેક દેવદાર્વાદિ ક્વાથ અથવા સન્નિપાતના બીજા ક્વાથોની યોજના પણ થઇ શકે છે. દસ્તની કબજીયાત તોડવા માટે એકાદ ટંક ' અભયાદિ ક્વાથ ' આપવાથી ઉપર બતાવેલી વિદેશી ફેલોમલ-વાળી રેચની દવાની જરૂર નથી રહેતી અને દસ્ત થાય છે. પરંતુ એકાદ દસ્ત થયા પછી વધુ અભયાદિ આપવો નહીં.

સન્નિપાતમાં ગર્ભાશયનો પ્રધાનદોષ જણાય તો અગાઉ સૂતિકા-જ્વરમાં બતાવ્યા પ્રમાણે પેટ ઉપર જળો મુકાવવી, અળસીની પોટીસ પેટ ઉપર મૂકી શેક કરવો, ઉષ્ણ જળમાં જંતુનાશક દ્રવ્યનો ડુશ આપવો.

મગજની વિકૃતિના પરિણામે સન્નિપાત જણાય તો મગજ ઉપર માંડો બાંધવો.

મગજ ઉપર માંડો બાંધવાની શાસ્ત્રીય રીત નથી, પણ એક પ્રચલિત ક્રિયા છે: બાજરીનો આટો તો. ૨૦ અને અળસીનો આટો તો. ૧૦ બન્ને મિશ્ર કરી તેની અંદર બારીક વાટેલો અજમો તો. ૧ નાંખી, તેનો રોટલો બનાવીને તાવડીમાં એક તરફ શેકવો, બીજી તરફનો કાચો ભાગ હોય, તે માથા ઉપર આવે એ રીતે માથે ગરમ ગરમ બાંધવાથી અળસીનું તેલ મગજની અંદર પ્રવેશ કરે છે અને શોથને ઉતારવામાં મદદ કરે છે. પરન્તુ વાતપ્રાધાન્ય હોય અને શરદીની ઋતુ હોય તો જ આ પ્રયોગ અજમાવવો. તેને બદલે ગરમીની ઋતુ હોય અને મગજના વરમને લઇ લોહીનું દબાણ અને તાવની ગરમી મગજ ઉપર વધી રહ્યાં હોય તો આ ઉપચાર કરવાને બદલે ચાકડાની માટી કપડાના બેવનમાં રાખી, મગજ ઉપર કલાક બે કલાક સુધી મૂકી રાખવી. ફરી ચાર–છ કલાક પછી એ રીતે માટીનો પ્રયોગ કરવો.

ત્વરિત સન્નિપાત કષ્ટસાધ્ય તો મૂળેથી છે જ, છતાં કાળજી-પૂર્વકની સારવાર કરવામાં આવે છે તો તેમાં પણ સુધારો થઇ જાય છે અને દરદીના પ્રાણ જાળવી શકાય છે.

બીજા પ્રકારનો મંદ સૂતિકા સન્નિપાત છે. પહેલા કરતાં આ ભયંકર નથી, તેમ જ પ્રાણઘાતક પણ નથી. સુવાવડ આવ્યા પછી એ ગમે ત્યારે શરૂ થાય છે. ઘણું લોહી વહી જવાથી અથવા બાળકને વધુ વખત ધવરાવવાથી, ઘણી અશક્તિના કારણે પણ આ સન્નિપાત થાય છે. આ સન્નિપાતની અંદર તાવ હોતો નથી. તેમ જ દરદી કોઈને મારફાડ કરતી નથી કે બકવા કરતી નથી. પરંતુ ચિત્તભ્રમની માફક સ્થીર થઈને બેસી રહે છે. આ ર નિદાનકારોએ આ વ્યાધિને બીજા સૂતિકા સન્નિપાત તરીકે વર્ણવેલ છે અને તેને સારો કરવા માટે, દેશી વૈદક લોહભસ્મ, અભ્રકભસ્મ, વસંતમાલતી, સુવર્ણ-માક્ષિક ભસ્મ જેવા બળ વધારનાર, શક્તિસ્થાપક અને જીવનવર્ધક ઔષધો યોગ્ય માત્રામાં આપવાની ભલામણ કરે છે. એલોપથી પદ્ધતિ આયર્ન, કવીનાઈન, કોડલીવર ઓઈલ જેવાં પૌષ્ટિક અને કેલશ્યમ વધારનાર દ્રવ્યો આપવાની ભલામણ કરે છે; ત્યારે મારો અનુભવ વળી એથી કાંઈક જુદો જ છે.

તેને વૈદક ગ્રંથકારો દ્વિતીય પ્રકારના સન્નિપાત તરીકે વર્ણવે છે અને તેના ઉપચારો બતાવવામાં દેશી અને વિદેશી વૈદક સામ્ય ધરાવે છે; જ્યારે મારા ચિકિત્સાક્રમમાં એ વ્યાધિનું નિદાન અને સારવાર હું જુદી રીતે કરૂં છું અને બન્ને થીયેરીથી નિરાળી રીતે મારા અનુભવે નક્કી કર્યું છે. સુવાવડ પછી આ બીજા પ્રકારના સન્નિ-પાતને હું 'પ્રસુતા પાગલપણુ'નું નામ આપું છું. જેને સાજી અને તંદુરસ્ત કરવા માટે બન્ને થીયેરીએ બતાવેલો એક પણ માર્ગ કામ નથી આવ્યો, અને જેમાં હું સફળ થયો છું, તે દર્દીઓનું સાચું બ્યાન અને સફળ ચિકિત્સા હવે પછી આપીશ.

* * *

# પ્રકરણ ૨૮ મું

## સૂતિકા પાગલપણ

સૂર્ય ભગવાન સહેજ ક્ષિતિજમાંથી ડોકીયું કરી બહાર દેખાતા હતા અને પ્રકાશ પથરાતો હતો. અમારી આગગાડી વાંકાનેર છોડીને આગળ વધી રહી હતી રાત્રિભરની, રેલ્વેના ત્રીજા ક્લાસમાં લીધેલી કાગનિદ્રાને લીધે સુર્યોદય થવા છતાંએ અંગમાંથી આળસ ઓછી થઇ નહોતી. વાંકાનેર સ્ટેશને મારા પાટીયા ઉપરથી બે ત્રણ પ્રવાસીઓએ ઉતરી જઇ, શરીરને સહેજ ફેરવી શકાય કે લાંબા ટુંકા પગ કરી શકાય તેટલો માર્ગ કરી આપેલો અને મેં 'હાશ' કરીને શાંતિ અને સગવડનો એક દમ ઘુંટેલો. પરંતુ ત્રણ ઉતર્યા એવા જ બે ભાઇઓએ ચઢીને બાજુની જગ્યા લીધી. એટલે આપણા રામને તો પાછો રૂની ગાંસડી બાંધવાના પ્રેસ જેવો અનુભવ શરૂ થઇ ગયો. હે ભગવાન! કાઠિયાવાડની બાપુની ગાડીઓ! અને તેમાં પણ ત્રીજા વર્ગના મુસાફરોનો કોઇ ધણીધોરી હશે? ત્રીજા વર્ગના મુસાફરો માણસ હશે કે ઉન આપતાં ચોપગાં જનાવર હશે, એ આ ગાડીઓ દોડાવનારે કોઇ દિવસ વિચાર્યું હશે ખરૂં?

મારી બાજુમાં બેઠેલો ભાઇ એક ગામડીઓ હતો. એનો તો મને કોઇ વાંધો નહોતો, પરંતુ એણે પહેરેલાં કપડાં લગભગ પંદર દિવસથી ધોવાયાં નહીં હોય અને તેને સ્નાન કર્યાનેય કદાચ એટલા જ દિવસો થઇ ગયા હશે. એટલે રોજનો પસીનો એનાં એ જ કપડાંમાં પચી જઇને તેની ખાટી બદબો નાકનો દમ કાઢી નાંખવા લાગી. સારા ભાગ્યે બારી પાસે જ મારી બેઠક હતી. એથી એ વાસને લીધે મારો દમ ગભરાય એટલે બારીમાંથી માથું બહાર કાઢીને હું એક બે ઘુંટડા પ્રાણવાયુના ભરી લેતો અને ફરી માથું અંદર લાવીને એ ખાટી બદબો મેળવતો!

ગાડી ધીમે ધીમે વેગમાં આવીને પૂર ઝડપે આગળ વધવા લાગી અને નવા આવેલા એ બન્ને ભાઈઓ વાતે ચડયા. થોડીક વાતો પરથી હું જાણી શકયો કે મારી બાજુમાં બેઠેલો મને ત્રાસ આપતો ગામડીઓ કોઈ મહાન ભૂવો છે, અને એની વાતો પરથી એ પણ જાણવા મળી શકયું કે એ એવો તો સિદ્ધ પુરૂષ છે કે ભૂત, પલીત, ડાકણ અને મેલા દેવ તો એના ઇશારાથીજ ભાગી જાય છે! મંત્ર જંત્ર તો એના ગમે એવા ભારે હોય, પણ મને લાગ્યું કે તે ગંધાતો એટલો રહે છે કે કદાંચ એની આ ત્રાસદાયક વાસને કારણેજ નાકમાં દમ લઈને ભૂતાવળ એકદમ ભાગી જતી હશે!

એની સાથેનો માણસ કોઈ કેળવાયેલો અને બુદ્ધિશાળી માણસ હોય તેમ જણાતું હતું. એ રહી રહીને કેટલાક પ્રશ્નો કરતો અને ભૂવો એની બડાઈ હાંકતો તથા એણે કરેલાં બહાદુરીભર્યાં કામોનું બ્યાન કરતો. એમ અમે સ્ટેશનો વિતાવ્યાં, અને ગાડી આગળ વધે જતી હતી. એમની વાતો તો પછી ઓછી થતાં થતાં તદ્દન બંધ થઈ ગઈ. ભૂવાના એ સાથીદારે મારી સામે જોઈ. પ્રશ્ન કર્યો: ક્યાંથી આવો છો?'

'પાટડીથી.' મેં કહ્યું.

'પાટડી–વિરમગામ પાસે છે તે?'

'હા.'

'તમારા પાટડીમાં તો જાદવજી વૈદ્ય રહે છે ને?' તેણે પૂછ્યું.

'તમે ક્યાંથી ઓળખો?' મેં સવાલ કર્યો.

'મારે અંગત પરિચય તો નથી, પણ એમની પ્રશંસા ઘણી સાંભળી છે. 'બહુરૂપી'માં એમના લેખો હું વાંચું છું અને એમનાં પુસ્તકોયે મેં વાંચ્યાં છે. બાહોશ માણસ છે. ઘણુંયે તેને મળવાનું મન થાય છે, પણ મારે તો ઘરમાં મહાન ઉપાધિ આવી પડી છે એટલે જઈ શકતો નથી. મારી પત્ની સુવાવડ આવ્યા પછી ગાંડા

જેવી થઇ ગઇ છે. દવાઓ કરી પણ આરામ નથી થતો. વળી દુનિયા કહે તેમ ચાલવું જોઇએ. ઘણાનું માનવું છે કે તેને વળગાડ છે. એટલે આ ભુવાને તેડવા આવ્યો હતો. હવે જો તે કાંઇ કરી આપે અને તેનું ચિત્ત ઠેકાણે આવે તો સારૂં; નહિ તો પછી જાદવજી વૈદ્ય પાસે આવવું છે. એ કાંઇ નહિ તો ચોક્કસ નિદાન તો કરી આપે કે આ તે વળગાડ છે કે વ્યાધિ છે? તમે પાટડીમાં રહો છો. એટલે જાણતા હશો કે તે પાટડીમાં ક્યા દિવસે મળે છે?'

'પાટડીમાં મળવાનું તો ઠીક, પણ તમને એ વૈદ્ય રસ્તામાં જ મળે તો?' એ ભાઇનું કથન સાંભળી મેં સામે પ્રશ્ન કર્યો.

'શું તેઓ આ બાજુ ક્યાંય ગયા છે? સામી ટ્રેનમાં આપને મળવાના છે?

'ભાઇ, મળવાના નથી, પણ હું પોતે જ એ વૈદ્ય છું.'

અને એ એની બેઠક ઉપરથી ઉભો થઇ ગયો :

'ઓહો, ભાઇસાબ! આપ પોતે જ વૈદ્યરાજ? વાહ વાહ, ઘણું સારૂં થયું, દર્શન થયાં, અચાનક આમ ભેટો થઇ ગયો. જુહાભાઇ! તમે જરી આ તરફ ખસી જાઓને, હું વૈદ્યરાજ સાથે થોડીક વાતો કરી લઉં.'

ડાઘીઆ કુતરાની માફક કરડાતી આંખે જુહો આઘો ખસ્યો અને હું તો ખુશ થઇ ગયો. એના પસીનાની વાસે મને ગભરાવી મુક્યો હતો. મારી બાજુમાં એ ભાઇ બેઠા : વૈદ્યરાજ! ક્યાં પધારો છો?'

'જામનગર જઉં છું.'

'કાંઇ ધરકામ હશે?'

'ના, ભાઇ! વીઝીટે જઉં છું.'

'તો મારી એક વિનંતિ ન સ્વીકારો?'

'કહોને ભાઇ, મારાથી બની શકે તેમ હશે તો જરૂર કરીશ.'

'તો એક દિવસ વચમાં મારે ત્યાં ઉતરી જાઓ. મારા ઘરમાં બૈરીને તપાસીને પછી જાઓ. હું......નો સ્ટેશનમાસ્તર છું. આપ કહેશો તે ફી આપીશ. પણ હું બે મહિનાથી કંટાળી ગયો છું. નાનાં બચ્ચાં છે, પત્ની પરવશ થઇ ગઇ છે, મારે નોકરી કરવી–આ બધાંમાંથી મને બચાવી લ્યો તો તમારા જેવો પ્રભુ પણ નહીં! આટલું કામ કરતા જાઓ. આપનો ઉપકાર હું જીંદગીભર નહીં ભૂલું.' સ્ટેશન માસ્તરે કહ્યું.

'ભાઇ, ફીનો ખાસ પ્રશ્ન નથી તેમ જ તમારે ત્યાં આવવામાં મને કોઇ હરકત નથી. પણ મેં ટીકીટ સીધી જામનગરની લીધી છે અને જેને ત્યાં હું જવાનો છું તેને મેં ટાઇમ આપી મૂકયો છે. ઉપરાંત મારા ક્રમવાર દિવસો અને કામનો પ્રોગ્રામ નોંધાઇ ગયેલ છે. એટલે એક દિવસ કઇ રીતે ખોટી થવાય?' મેં મુશ્કેલી જણાવી.

'બધું ફેરવો. હું જામનગર તાર કરી દઇશ અને ટાઇમ બીજો આપીશું. ટીકીટની ફીકર ન કરો, બીજી લેવાશે. પણ અહીં થઇને જાઓ છો, ત્યારે મારી ઉપર નહીં તો મારા દુઃખી થતા કુટુંબ ઉપરની દયાની ખાતર પણ ઉતરી જાઓ.'

એ ભાઇની વાણીમાં નરી દુઃખની આર્દ્રતા ભરી હતી. મને લાગ્યું હું કાંઇ નહીં કરી શકું, તો પણ તેને આશ્વાસન તો જરૂર મળશે. ભલે, મારૂં કામ બગડે, ખોટી થવાય, પણ આ દુઃખીની આંતરડી જો મારા જવાથી ઠરતી હોય તો મારી ફરજ છે કે તે કાર્ય મારે પ્રથમ કરવું જોઇએ.

મને વિચારમાં પડેલો જોઇને ફરી એમણે પૂછયુંઃ 'કાં વૈદરાજ! શું નક્કી કર્યું?'

મેં કહ્યું: 'હા ભાઇ, ઉતરી જઇશ.'

અને એ ભાઇ જાણે સ્વર્ગનું રાજ મળ્યું હોય એટલા બધા ખુશ થયા. ભલા ભગવાન, ગરજવાનને અક્કલ હોતી નથી. આવો

કેળવાયેલો અને સ્ટેશન માસ્તરનો દરજ્જો ભોગવતો માણસ દુઃખથી પામર બની ગયો છે! અને શ્રદ્ધા-વિશ્વાસ એ પણ કેવી અજબ વસ્તુ છે? હું પણ એક મનુષ્ય જ છું, છતાં તે એમ માને છે કે હું તેની સ્ત્રીના દરદની ચોક્કસ જાંચ કરી શકીશ અને સારું થવાના રસ્તે લઈ જઈ શકીશ. એની એ શ્રદ્ધાએ એને આ આનંદ જન્માવ્યો.

પ્રભુ કરે ને એની શ્રદ્ધા સફળ બને તો, ધન અને માન તો નાશવંત છે, પણ એક કુટુંબ દુઃખમાંથી સુખમાં જઈ પડે અને તેના આત્માનો આનંદ એ મારી સાચી દોલત શું ન બની જાય? પરમ કૃપાળુ જગતનિયંતા મને દુઃખીઓનાં દુઃખ દૂર કરવાનું બળ આપ, હે ધન્વન્તરી ભગવન્! મારા હાથમાં અમૃતનો કટોરો, આપો, અને તે હું બાંટતો ફરૂંઃ **सर्वा सुखीना लोकः सर्वा सन्तु निरामया** નું ગાન કરતો ફરૂં.

મારા વિચારોના તરંગમાં માસ્તરે ભંગ કર્યો: 'વૈદ્યરાજ, આવતા સ્ટેશને આપણે ઉતરી જવાનું છે. આપની પાસે સામાન હોય તે લાવો નીચે ઉતારી લઈએ.'

સ્ટેશન આવ્યું, બેગ-બિસ્તરો નીચે ઉતાર્યાં, અમે નીચે ઉતર્યા. મારી અને માસ્તર વચ્ચેની વાત પેલો ભૂવો કે જેનું નામ જુહો હતું અને જાતે એ ભરવાડ હતો, તેણે સમજાય તેટલી સાંભળી લીધેલી. એના હોઠ તો જાણે સુપડા જેવા કુદરતે જ આપેલા, પણ રીસને કારણે તેનાં નસકોરાં માણુસ જેવાં મટીને ભુંડ જેવાં પહોળાં થઈ ગયેલાં. તે જોઈને મને ખ્યાલ આવી ગયો હતો કે જુહાભાઈ માનહાનિના ક્રોધે ભરાણા છે.

ગાડીમાંથી નીચે ઉતર્યા પછી એ ભાઈ બોલ્યા: 'હાંઉ તારે માહતર! વૈદને લઈ જાઓ, મારૂં શું કામ છે?'

મને લાગ્યું કે આ ઠીક થતું નથી. હજી દરદી બાઈને મેં જોઈ નથી અને કદાચ વળગાડ જ હોય અને જુહાભાઈ રીસાઈ જાય તો

માસ્તર બિચારા વળી આફતમાં આવી પડે! એટલે માસ્તર જવાબ આપે તે પહેલાં મેં જ ભૂવાને કહ્યું:

'ના ના, જુહાભાઇ! તમારૂં કામ ન હોય એમ કેમ? તમારૂં કામ છે, એટલે તો માસ્તર તમને તેડવા આવ્યા હતા. આ તો માસ્તરે મારૂં નામ સાંભળેલું એટલે રસ્તામાં મળ્યા એથી સહેજ તપાસ કરતા જવા પૂરતો મને રોકયો છે. બાકી હું કાંઇ મંતર જંતર જાણતો નથી અને એમાં મારી નજર પણ શું પડે? આ તો, તમે સમજ્યાને ભઇલા, દુઃખીઆ માણસ એટલે આડાં અવળાં ફાંફા મારે.'

'તંઇ તો વાંધો નથી. બાકી તમે ભલે હો, પણ જુઓ મેં તો ઉંબરેથી બહાર પગ દીધો અને આ દિશાની ચોકી મકી છે, એટલે ઇમાં તમારાથી કંઇ થઇ શકે નઇં, તમારાથી ઇને અડાશે પણ નઇં. અમથા ભલે હાલ્યા આવો.' જુહાભાઇ કાંઇક ઠર્યા.

હાઉં હાલો તારે, આગળ તો જવાનું નહોતું. સ્ટેશન ઉપર જ માસ્તરનો રહેણાક હતો. પરંતુ બાઇની પ્રકૃતિ અસ્વસ્થ થવાથી બાજુના ગામમાં એમણે ભાડે મકાન રાખેલું, ત્યાં જ અમારે પણ જવાનું હતું. અમે બધા સાથે જ ત્યાં ગયા. ગામડાની ઢબનું ડેલીદાર મકાન હતું. ડેલીની પરશાળમાં અમારો ઉતારો થયો. પરંતુ હું તો ફાજલ માસ્તરને ભાર રૂપ થયો. કારણ જુહાભાઇએ પહેલેથી જ ચોખવટ કરી દીધેલી કે એમના નિશાનને મારાથી અડકાય તેમ નહોતું. અમે દિવસે પહોંચેલા અને મને તપાસવાની પહેલી તક મળત તો હું સાંજની ગાડીમાં જામનગર જઇ શકત. પરંતુ મારા પહેલાં જુહાભાઇનો પાગલ બાઇ ઉપરનો સમન્સ બજી ગયેલો, એટલે માસ્તરને મેં બોલાવીને કહી દીધેલું કે 'તમે જરાએ મુંઝાયા સિવાય જુહાભાઇ કહે તે પ્રમાણે કરો. એમનો વિધિ થઇ ગયા

પછી હું જોઇશ. મારે માત્ર નિદાન અને સંપ્રાપ્તિ માટે અડધા કલાકથી વધારે વખતની જરૂર નથી, આમે મારો દિવસ તો બગડયો છે, એટલે રાત્રિ અહીં જ પસાર કરવાની અને જુહાભાઇ કરે તે મારે પણ જોવાનું. સવારે આ જ ગાડીમાં હું જઇશ. તમે જામનગર તાર કરાવી દેજો. હવે મારી ચિંતા ન કરો અને તમે તમારૂં કામ કરો.'

આટલી ભલામણ કર્યા પછી તેમને મારી કોઇ જાતની ખટપટ કરવાની નહોતી. પછી જુહાભાઇના હુકમો છુટવા માંડયા અને એમણે મંગાવેલી બધી ચીજો હાજર થવા લાગી. બાઇનું ખોળીયું ચોખું કરવાનું કામ રાત્રે થવાનું હતું. અને તે માટે બીજી સામગ્રી સાથે બે ડાકલાં વગાડનાર રાવળદેવ અને બે કાંસીજોડાવાળાને બોલાવવાની વરધી અપાઇ ગઇ હતી. સંધ્યા વખત થયો અને એ લોકો આવી ગયા. ચાર એ અને ભૂવો જુહાભાઇ—એ પાંચેને માટે કંસાર માસ્તરને કરવો પડયો, અને જે માસ્તર ટીકીટબારીએ આવા માણસોને ટીકીટ આપવા વખતે તેમનો એક પૈસો પણ ખોટો કે ઓછો હોય ત્યારે, ચાલ જા, ટીકીટ નહિ મળે' કહી ગાડી ચુકવનાર, તે જ ભાઇસાહેબ તપેલીમાં ઘી ભરીને તેમને પીરસતા હતા. ખરેખર, સમય અને સંજોગ માણસને કેવી હાલતમાં મૂકી દે છે !

દરદી બાઇને એક ઓરડામાં પૂરી રાખેલી હતી. અમે ગયા પછી તેને પાણી આપવા અને ખાવાનું આપવા માટે ઓરડો એક બે વખત ઉઘાડયો હતો, અને ઘરમાં વૃદ્ધ ઉમરનાં માસ્તરનાં માશી હતાં. તે એ બાઇને આપવા જતાં હતાં. મને તો પહેલેથી જ જોવાની કે પાસે જવાની જુહાભાઇએ મના કરેલી એટલે હું તો નિરૂપાય હતો.

પરંતુ જુહાભાઇ એમની તૈયારી કરતા હતા અને અખાડો રચતા હતા તે દરમ્યાન વૃદ્ધ માશીને નવરાં પડેલાં જોઇ, મેં તેમને મારી પાસે બોલાવ્યાં. મારી વાત કરવાની પદ્ધતિથી માશીમા ખુશ થયાં.

એટલે તેમને, આ બાઇ સંબંધમાં બધી માહિતી મેળવવા માટે, મેં પૂછવા માંડ્યું, એમણે બધી હકીકત કહેવા માંડી. ઘણાં વરસથી વિધવા બનેલાં માશી માસ્તરનાં લગ્ન થયાં ત્યારથી જ તેમની સાથે રહેતાં હતાં અને માસ્તર તેમને માતાની જગ્યાએ માનતા હતા.

અમારી વાત હજી ચાલુ હતી અને માસ્તર આવ્યા. તેમણે કહ્યું: 'જુહાભાઈ કહે છે કે ઓલ્યા વૈદ આવ્યા છે ઇમને અહીં આવી એહવું હોય તો ભલે ને બેહે જોવે.'

ચાલો, આપણે ખુશ થયા. ભૂવાના માંડલામાં બેસવાનો આપણને પણ અધિકાર મળ્યો. હું પાથરણા પર જઇ બેઠો. બે ડાકલાવાળા બે તરફ માંચીયું (ખાટલાના જેવી સીંદરીથી ભરેલી હોય અને પાટલાની માફક બેસાય તેને માંચી કહે છે.) નાંખી બેઠેલા, તેની બાજુમાં કાંસીજોડાવાળા હતા. અને સામે બાઇને લાવવાનો જુહાભાઇનો હુકમ થયો. ગામના પણ બે ત્રણ ભુવા આવી બેઠેલા. તેની વચમાં વકરેલા વાઘ જેવો જુહો પગ વાળીને બેઠો હતો. આગળ જુવારના દાણાની ઢગલી કરેલી. બે ત્રણ ફાનસ બળતાં મૂકીને એક કોડીયામાં તેલની જોત જલાવેલી. નળીયામાં ગુગળ, લોબાન, અને બત્રીસો ધૂપ હતો.

બાઇને અંદરથી બહાર લાવ્યા. શરીર એકવડીયું, ગરીબ રાંક જેવી જણાતી અને ચાલતાં અડવડીયાં ખાતી બાઇ આવીને સામે બેઠી, પરંતુ તેની આંખની વક્રતા ભયંકર લાગતી હતી. નર્યું પાગલપણુ આંખો ઉપર તરી આવતું હતું. બાઇ સામે બેઠી એટલે જુહાએ જુવારના દાણા હાથમાં લઇને ત્રાડ મારી: 'હે મારી ખોડીયાર મા!'

*　　*　　*

# પ્રકરણ ૨૯ મું

## સૂતિકા સન્નિપાતનો ઉપચાર

રાત્રિ સમ સમ કરતી વહી રહી હતી. અંધકાર સર્વ જગ્યાએ વ્યાપ્ત હતો. તીણું અને એકરવ અવાજે તમરાં ગુંજારવ કરતાં હતાં. નવરાત્રિઓના દિવસ હતા. બે પહોર જેટલી રાત્રિ તો વ્યતિત કરવી હતી. એ નિરવ નિઃશબ્દતામાં દીલને ધ્રુજાવી નાંખતાં અને રોમાંચ ખડાં કરી દે તેવાં મહાકાળ શિવ ભગવાનનાં વાજીંત્ર મનાયેલાં ડમરૂ–ડાક, ડાકલાં બજાવવામાં કુશળ બનેલા રાવળ દેવના હાથમાં, દોરીના ખેંચતાણે ઘેરો અને તીણો નાદ પેદા કરી રહેલાં હતાં. માતાને પ્રસન્ન કરવા અને ભૂતાદિ આવેશને ખેંચી લાવવા બજાવવામાં આવતાં ડાકલાંઓમાં પણ વિવિધ તાલબદ્ધતા હોય છે, અને એ તાલબદ્ધતા જુદાં જુદાં દેવ દેવીઓ માટે મુકરર થયેલી હોય છે. માતા ખોડીયાર અને માતા ભવાનીને પડમાં બોલાવવી હોય ત્યારે ડાકલાંવાળાને જોગણીઓને સાદ દે તેવા જુદા જુદા તાલો બજાવવાના હોય છે. એ તાલને કાંસાજોડી સાથ દે છે અને વાતાવરણ નિરવ શાન્તિમાં એક પ્રકારની અકલ્પિત ધ્રુજારી પેદા કરનારૂં અને રોમાંચક નીવડનારૂં બને છે. જ્યારે આવા પાટ નંખાયા હોય અને રાત્રિના વખતે ભૂવાઓનાં વૃંદો મળ્યાં હોય, તે સમયે ત્યાં હાજરી આપી હોય તેને જ એ પ્રસંગના વાતાવરણનો ખરો ખ્યાલ આવે.

ગયા પ્રકરણમાં આપણે બતાવી ગયા છીએ કે જુહા નામના ભૂવાએ આવી જ જાતનું એક પથરણું ગોઠવી, અર્ધ–પાગલની દશા ભોગવતી સ્ટેશનમાસ્તરની પત્નીને વળગાડ કાઢવા રંગત જમાવી હતી અને તેમાં મારી હાજરી વિષેનું બ્યાન તો હું આપી ગયો છું.

જુહાએ ડાકલાં ઉપર અનેક ગતો બદલાવી અને અનેક વખત દાણા ફેંકયા, પરંતુ સામે તેના નિશાનરૂપ બનેલી બાઇમાં ન તો એક

ધ્રુજારી આવી, ન એ પોતાના રોગી સ્વભાવની ચંચળતાને છોડી જુહાના સાથને વળગી શકી.

અનેકવિધ પ્રયત્ન તો એના ચાલુ જ હતા. રાત્રિના બે વાગી ગયા હતા અને જુહો અકળાયો. એક પાણીનો ગ્લાસ એણે મંગાવ્યો. પાસે મૂકીને એ ઢીંચણભેર થઇ ગયો. ડાકલાં અને કાંસાજોડી બમણાં જોરથી ખીમટાની ગત ખૂબ જોરથી વગાડવા લાગ્યાં, અને જુહો ધણુણ્યો 'હાઉ! હાઉ! હાઉ!' કરતાં ને એણે ત્રાડ મારી અને માથું ધમધમાવીને વીંઝવા માંડયું. એ પોતાના થાનકેથી ઉઠી બાઈ પાસે ધ્રુણતો ધ્રુણતો ગયો અને બાઇનો ચોટલો એટલા જોરથી તેણે હાથમાં ચકડાવીને પકડયો કે જેમ પહેલવાન ખેડુત ખેતરમાંથી દાભડાનું બોથું ઉખેળી લેવા પકડતો હોય! બાઇના મગજના જ્ઞાનતંતુ અને ધોરી નસો ઉપર એ ચોટલાની ઉખેળાટે એવી અસર કરી કે બાઇની આંખો પહોળી થઇ ગઇ અને તે ભૂવા સામે ટગર ટગર જોઈ રહી! ભૂવાએ પાણીના પ્યાલામાં પોતાની જીભ બોળી, બે ચાર કુંકો એ પાણીને મારી અને બાઇનો એક હાથે ચોટલો પકડેલો હતો, જ્યારે બીજા હાથે એ પાણી તેને પાઇ દીધું, તેના હાથમાંથી ચોટલો છોડી દીધો, બાઇ પૃથ્વી ઉપર લાંબી થઇ ગઈ અને ભૂવો બોલ્યો :

'હા, હવે જોઉં સું, ટ્રું ચેવું પરવેહ નથી કરતુ! બઉ ભુંડી બલા પેસી ગઇ સે, ઇની જુહની! જારે જુહાની માતા પાસી પડે તારે તો જુહાની જનેતા લાજે જનેતા!'

આટલું ભાષણ થયા પછી ફરી ડાકની ધમામચી થઇ ગઈ.

ત્રણ ભાગની રાત્રિ વીતી ગઇ હતી. મને તો ઉંઘ આવવા લાગી એટલે હું ઉઠયો. માસ્તરે માશીને કહ્યું કે 'વૈદ્યરાજને ખાટલાની સગવડ કરી આપો.' ડેલીમાં ખાટલો તો હતો. માશી ગાદલું, ઓછાડ, ઓઢવાનું અને પાણી લઇ આવ્યાં અને તેમની સાથે મેં વાત કરી :

'માશી! તમે તો માસ્તર ભેગાં ઘણાં વરસથી રહો છો, ખરૂં ને?'

'હા, ભાઇ!'

'માસ્તરને બિચારાને બહુ ઉપાધિ છે.'

'ઉપાધિ તો ખરી જ તો ભાઇ! આ તો બીજી વખતનું લપ પેઠું. ત્રણ વરસ પહેલાં સુવાવડ આવી ગઇ અને મહિનો વીત્યો ત્યારપછી આવું થઇ ગયું હતું.'

'હં માશી! એ પહેલી સુવાવડ પછી શાથી થયેલું અને કેમ કરી પાછું મટી ગયું તે તો તમે જાણતાં હશો.'

'હું તો બધું ય જાણું છું, ભઇલા! પહેલી સુવાવડ આવી. એક મહિના સુધી રૂપાળી સાજીતાજી, ખાયપીયે, પણ મહિનો થઇ ગયો પછી વિચાર થયો કે હવે લાવને વહુને ઝાડે ફરવા બહાર લઇ જઉં. પાકા વાહા થયા છે એટલે શી ફિકર છે? સાંજના ટાણે હું સાથે ગઇ ને ગામને પાદર અમે બહાર ગયાં. એ બહારથી આવ્યાં ન આવ્યાં થયાં! તે રાતે એ ઉંઘી જ નહિ અને વારંવાર મને જે તે પુછ્યા જ કરે, અને બીજે દિવસે જુઓ તો એના ચિત્તનું ઠેકાણું જ ન મળે. જેમ આવે તેમ બોલે, પળવાર ઉંઘ ન લે, ખાવા આપીએ તે ખાય નહિ, ન ખાવાની ચીજ માંગે. અમે તો બૈરાંમાણસ! પાડોશની સ્ત્રીઓને ભેગી કરી ત્યારે બધાં કહે કે 'બા, વહુને તો વેળાચોઘડીયું થઇ ગયું! હજુ સુવાવડી કહેવાય અને રોઝ્યકોઝ્ય વખતે (દિવસ આથમે) તમે બહાર લઇ ગીયાં, તે જરૂર કંઇક ચોકીમાં આવી ગઈ કે રથની છાયા પડી! પછી તો મેં આંટીયે ખાવાની બાધા રાખી, માથેથી એનું સાંકળું ઉતારીને વડું કર્યું. માસ્તરે બિચારાએ મારા કહેવાથી 'માથે પાઘડી નો બાંધવી' એવી બાધા રાખેલ. ઘીનો દીવો પાણીયારે કરીને ખોળા પાથરીને મેં નીમ લીધું કે 'ભાઇ, જે હોય તે તારૂં દુધે પેટ ભરીશું, પણ મારી વહુના શરીરથી છેટું રહે!' પણ બા, બે મહિના સુધી આવા પંજેરા રીયા, કોઇની ટપ લાગી નહિ. પછી તો અમે થાકી ગયાં. કંઇએ નહિ, પણ પ્રભુને કરવું છે કે મેં મેથી વાળેલી, સુવાવડીને ખાવા. પેલાં તો મેથીમાં

આઠન અને જટામાંસી નાંખેલી, તેથી એ કાટલું ખાય જ નહિ, ડબ્બો ભરેલો પડેલો, પણ એના ચિત્તનું ઠેકાણું નો રહ્યું. મને થયું કે પૈસા ખરચીને આટલું દહશૈર જેટલું કાટલું વાળ્યું છે તે નકામું બગડશે. પછી તો રોજ સવારમાં લાકડી લઇને એની પાસે બેસું અને બીવરામણી બતાવી એક લાડવો સવારે ખવરાવી દેઉં. એમ કરી એ બધોય ડબરો પેટમાં નાંખ્યો ને ધીરે ધીરે એ તો ડાહી ડમરી થઇ ગઇ. ત્યારપછી કંઇએ નહિ. આ ફરી સુવાવડ આવી, ને મહિનો વીત્યો ત્યાં આવું થયું છે. આ વખતે તો એને ઘર બાર પણ નથી લઇ ગઇ કે કોઇની ઝોડઝડપ લાગે!' માશીએ વિગતે વાત કરી.

'તો માશી! હવે આ ભુવો એને ડાહીડમરી કરી દેશે ને?'

'ભુવો શું કપાળ કરતો 'તો! જુઓને, આખી રાતનો ડભચક ડભચક મંડયો છે, પણ કાંઇ હોય તો શરીરમાં આવે અને જવાબ દે ને! આ તો આપણું ગરઢા માણસનું કોણ માને! મેં તો માસ્તરને કહેલું કે 'ભાઇ, મને તો લાગે છે કે ઓલી વખતે કાટલું કર્યું 'તું તે જ મને કરવા દે ને!' મને તો એ કાટલામાં જ કરામત લાગે છે. પણ માસ્તર ક્યાં માને છે? એને ને વહુને હેત ઘણાં છે. વહુને જરીક આંખ માથું દુઃખે તો એ ધરાઇને ધાને ખાય નહિ ને હજાર ઉપાય કરે. જુઓને, એક મહિનાથી તો એ રજા લઇને બસ વહુને સાજી કરવા અને ડાહી કરવા, દુનિયાના ડાયા માણસ કે' છે તેટલા ઉપાય કરે છે. હવે તો પરભુ ત્રાજવે આવે ને તમારા જેવા કોક સારા માણસના પુન્યે મારી વહુ સારી થઇ જાય તો નવ નિરાંત.'

'માશી, વહુ સાજી થઇ જશે. ફિકર ન કરશો. હવે તમે જાઓ. મારે ઘડીક ઉંઘી જવું છે.' મેં માશીને વિદાય કર્યાં.

મોટું પરોઢ તો થઇ ગયું હતું અને ડાકલાના હૃદયભેદક અવાજ બંધ પડયા હતા. પ્રભાતની મીઠી ઠંડી અને રાતનો ઉજાગરો, એથી મારી આંખ મળી ગઇ.

પાસું બદલ્યું અને આંખ ઉઘાડી તો સોનાનાં નળીયાં થઈ ગયેલાં, આઠ વાગી ગયેલા.

માસ્તર દાતણ પાણી લઈને ઓટલા પાસે જ બેઠા હતા. હું સફાળો ઉઠયો અને માસ્તર મારી પાસે આવીને બોલ્યા: 'વૈદરાજ! ઉજાગરો તમને ય થયો, હો! લ્યો, દાતણપાણી કરો, પછી ચહા મુકાવું.'

'હા, માસ્તર! મને તો ખૂબ આળસ ચઢી બેઠી, એટલે હું ચાલ્યો ગયો, પણ પછી શું થયું? કાંઇ જવાબ આપ્યો ખરો? જુહાભાઈ કેમ જણાતા નથી?'

'તમારા ઉઠયા પછી કલાક દોઢ કલાક એ જ ચાલ્યું. પણ એ તો ફરી ઉઠી શકી નહિ અને ભૂવો અકળાણો, એણે બધું બંધ કરાવી મને બોલાવી, સાત દિવસની બાધા આપી છે અને એના ખાટલે ચોકી મૂકીને એ તો સવારની ગાડીમાં ચાલ્યો ગયો. મને કહેતો ગયો છે કે સાત દિવસમાં તલ–મગ જેટલો ફેર જણાય તો સંદેશો મોકલજો.'

'ત્યારે હવે તમે એ બાધાની અસર જોઇને પછી સમાચાર મોકલશો ને?' મેં પૂછ્યું.

'ના રે, ભાઇસાહેબ! હવે તો હું થાકી ગયો છું. તમે હવે નિરાંતે તેની તબિયત જુઓ અને માર્ગ સૂચવો એટલે બસ. હવે મારે કાંઈ જ કરવું નથી. મારે તો એ સાજી થઇ જાય તો ગંગ નાહ્યા!'

'કાંઇ હરકત નથી, માસ્તર! ગભરાશો નહિ અને હવે ભૂવા–જતિ કરશો નહિ. તમારાં પત્ની ઘણાં જલદી સારાં થઇ જશે. માત્ર મારી એક મહિનાની બાધા રાખો.'

'ભાઇસાહેબ! વળી આપ પણ બાધા આપશો?'

'હાસ્તો, બાધા તો બધામાં જ હોય. બાધા એટલે ટેક અથવા અવલંબન. જયાંસુધી બાધાથી માનવીને બાંધવામાં નથી આવતો ત્યાંસુધી તેનું મન શાખામૃગની માફક સ્થીર નથી રહી શકતું. અને

તેનામાંથી, સ્થીર મન સિવાય સંકલ્પજન્ય ઇચ્છાશક્તિઓ વહેવા નથી લાગતી. એટલે બાધા તો ખરી જ. બોલો, રાખશો ને ! '

' હાજી, જે કહો તે કરવા તૈયાર છું. '

' તો એક મહિના સુધી તમારી પત્ની માટે કોઇ પણ ભૂવા, જતિ, જોષી, ફકીર, વૈદ્ય કે ડોકટરને બોલાવવા, પૂછવું, જોવું કે જોવડાવવું એ બધું બંધ. માત્ર હું કહું તેમ જ કરવાનું. છે કબુલ ? '

' કબૂલ, સાત વાર કબુલ. '

' તો તમે આજસુધીમાં રાખેલી બધી બાધાઓ આજથી છુટી છે. તમે કોઇનાય બંધનમાં નથી. પહેલું તો એ. હવે બીજું તમે માશીને લઇને ચાલો તમારી પત્ની પાસે. હું થોડુંક નિદાન કરી લઉં.'

અમે ત્રણ જણાં દરદી બાઇની ઓરડીમાં ગયાં. આખી રાતની થાકેલી, પૃથ્વી ઉપર ચતીપાટ પડી રહેલી બાઇને જોઇ. તેના દેહની અને કપડાંની અવ્યવસ્થિત દશા જોઇ, મને દિલમાં દયા આવી. પ્રભુ તું કરે તે ખરી !

માશીએ તેને ઢંઢોળી અને એ બેઠી થઇ ગઇ અને મને અજાણ્યાને જોઇને તે બોલી : 'આને કયાંથી લાવ્યા ? આ કોનો ભુવો છે ? '

મેં જ કહ્યું : ' બેન ! હું ભુવો નથી પણ વૈદ્ય છું. '

એ મારી સામે હસી અને ફરી ક્ષણ માત્રમાં રડવા જેવી થઇ ગઇ. હું તેની પાસે ગયો. ગજવામાંથી ચપ્પુ કાઢી મેં તેના બાવડા ઉપર બાંધેલા ઉનના અને નાડાછડીના ચાર પાંચ દોરા કાપીને બહાર ફેંકી દીધા. બધા જંતર મંતર અને ચોકાના જુદા જુદા ભુવાએ બાંધેલા હતા. ગળામાં બે ચાર માદળીયાં હતાં તે કાપી બહાર ફેંક્યાં. માથું જોયું, જુઓ અને લીંખો ખદબદતી હતી. મગજ તો તલ મૂકે અને તુટી જાય તેવું ધમધમતું હતું, નાડી જોઇ, આંખો જોઇ, પેટ તપાસવા લાગ્યો. દુંટી નીચે સહેજ દબાણ કરતાં બાઇ રાડ પાડી ઉઠી. ત્યાં તેને અસહ્ય દુઃખાવો હતો.

માશીબાને મેં આજ્ઞા કરી કે 'એક બાઈ માણસને બોલાવી, તેને ગરમ પાણીથી ખૂબ સ્વચ્છતાપૂર્વક નહવરાવી નાંખો, માથું ઓળી ચોળી સાફ કરી જીવાત નાબૂદ કરો, ઓરડીમાં ખાટલો અને ગોદડું સુવા માટે નાંખો, પછી મારી પાસે આવો. મારૂં નિદાન થઇ ગયું છે. દવા માટે સૂચના આપું છું.'

માશી એ બધી વ્યવસ્થા કર્યા પછી મારી પાસે આવ્યાં. માસ્તર પણ સાથે જ હતા.

મેં કહ્યું: 'માશી! વહુને વળગાડ નથી, પરંતુ સુવાવડ પછી ગર્ભાશયના સોજાને લઇને પેદા થયેલો સુતિકાસન્નિપાત હળવા પ્રકારનો છે. એને હું સુતિકાનુ ગાંડપણુ કહું છું. માટે હવે મહેરબાની કરી ભૂવા–જતિ અને બાધા–બંધણી કરશો નહિ.

'પ્રથમ તો તમે જે ગઇ સુવાવડ વખતે કાટલું બનાવ્યું છે તેનો પાઠ મને બતાવો. એમાં મારે ફેરફાર કરવો નથી. માત્ર તમને સુચના જ કરવી છે કે તેમાં આહન, અને જટામાંસી જરીએ ઓછાં ન નાંખશો અને તેને ખવરાવવામાં કાળજી રાખજો.'

માશી એમનો ઉતારો કાઢી લાવ્યાં. બાઇ અશક્ત હતી એટલે એમાંથી ગુંદનું પ્રમાણ ઓછું કરી નંખાવ્યું અને મૂળ પાઠ પ્રમાણે કાટલું બનાવવા સૂચના કરી.

ત્યારબાદ મેં ૩૦ ગોળી મારી પાસેથી આપી અને રાત્રે સુતા અગાઉ એક કલાકે એક કપ દુધમાં બે આનીભાર ગંઠોડા તથા બે આનીભાર જટમાંસી નાંખી ઉકાળી તયાર કરીને પ્રથમ આ ગોળી ગળાવી, તેની ઉપર ઉકાળેલું દુધ આપવાની સૂચના કરી.

સર્પગંધાની છાલ તો. ૫

પોટાશ બ્રોમાઇડ તો. ૦ાા

હાઇડ્રોકલોરેટ તો. ૦ા

એ ત્રણ દ્રવ્યો મેળવી તેનું મિશ્રણ કરી, પાણીથી ચણાના દાણા જેવડી ગોળી મેં બનાવેલી હતી અને તે ગંઠોડા અને જટામાંસીના દુધના

ઉકાળા સાથે આપવાનો હેતુ તેના જ્ઞાનતંતુને રાહત આપી, મીઠી રાત્રિભરની ઉંઘ માટેનો હતો. ઉપરાંત તેના પેડુ ઉપર

એંટી ફ્લોજેસ્ટીન ભાગ ૧

આંબા હળદર ભાગ ાા

હીમેજ ભાગ ાા

એળીઓ ભાગ ાા

અને ધતુરાના પાનનો રસ લેપ થાય તેટલો નાંખી, ડુંટીની આસપાસ દર ત્રિજે દિવસે રાત્રે લેપ કરવાની સૂચના આપી.

ગુહ્ય ભાગમાં એક પહેરવાની પોટલી બનાવી આપી, જેમાં ગ્રીમેક તો. ૧, આંબાહળદર તો. ૧, મેથી તો. ૧, સુવા તો ૧, વાવડીંગ તો. ૧, ભાંગનાં બીજ તો. ાા.

એ બધાંને ખાંડીને અરણીના રસનો કરમો દઇ, એ ભુકી ડબામાં ભરી રાખવી. તેમાંથી અરધો તોલો ભુકી સ્વચ્છ કપડામાં પોટલી બાંધી તલનું તેલ ગરમ કરી, તેમાં પોટલી બોળી ગુહ્ય ભાગમાં છેક છેડે મુકી સવારે કાઢી નાંખવાનું કહ્યું.

કઠોળ, ખટાશ અને ખાંડ આપવાની મનાઇ કરીને હું બપોરની ગાડીમાં વિદાય થયો. માસ્તરને મને પૂછવા માટે પત્રવહેવાર કરવાની સૂચના આપી.

પંદર દિવસ પછી સ્ટેશન માસ્તરનો પત્ર મળ્યો કે બાઇ તદ્દન સ્વસ્થ અને તંદુરસ્ત છે. એવો પત્ર આવવા છતાં કોર્સ પૂરો કરવાની મેં તેમને ભલામણ કરી.

આ જાતના કેસ કપડવંજનો, મુંબઇમાં એક પ્રેસના મેનેજરની સ્ત્રીનો અને ત્યારપછી તો અમદાવાદના દવાખાને અનેક મળ્યા છે અને પ્રભુકૃપાથી સૂતિકા પાગલપણાના કેસો સારા થઇ ગયા છે.

*        *        *

# પ્રકરણ ૩૦ મું

## સૂતિકારોગ (સુવારોગ)

કેટલાક રોગો એવા હોય છે કે જેનું નિદાન અને રોગપરીક્ષા કરવામાં સારા વૈદ્યો અથવા ડૉક્ટરો પણ ભૂલથાપ ખાઇ જાય છે.

સુવાવડી સ્ત્રી પ્રસુતિસ્નાન કર્યા પછી વિવિધ લક્ષણોવાળા વ્યાધિથી ફસાય છે અને શરીરમાં અનેક પ્રકારના વ્યાધિનાં ચિહ્નો જણાવા લાગે છે. તે વ્યાધિનું નામ દેશી વૈદકે સૂતિકા રોગ આપેલ છે, જેને ગ્રામ્ય જનતા સુવારોગના નામે ઓળખે છે. એલોપથીમાં સુવારોગના નામે કોઇ વ્યાધિ મળતો નથી, પરંતુ તે પદ્ધતિ આ રોગ પૈકીનું જે લક્ષણ પ્રધાન રૂપમાં જણાય તેનું નામ આપી દઇને ચિકિત્સા કરવા લાગે છે. શરીર ઉપર ફીકાશ અને લોહીની ઓછપ લાગતાં 'એનીમીયા' કહીને અને જીર્ણજ્વર તથા ખાંસી જણાતાં તેને ક્ષય માનીને ઉપચાર કરે છે. સાધારણ રીતે તો ગમે તેવો કુશળ ડૉક્ટર પણ શરીરનાં ઉપલક ચિહ્નો ઉપરથી ક્ષય કહી આપે, તો પણ તે ક્ષય હોતો નથી. એ પદ્ધતિમાં બાહ્ય ચિહ્નો ઉપરથી ક્ષય છે એમ કહેવાની હિંમત કરે તો ઘણી વાર તેઓ ગલતી કરી બેસે છે. એમની પાસે માત્ર એક જ સાધન છે, અને તે ક્ષયનાં જંતુ શોધી કાઢવાનું અને પૃથક્કરણ કરી નક્કી કરવાનું. જ્યાંસુધી 'ટ્યુબરકલ' જંતુ દરદીના લોહી અથવા કફમાંથી મળી આવતાં નથી, ત્યાંસુધી દરદીને કે એનાં વાલીવારસને 'ક્ષય (ટી. બી.)' કહીને ભડકાવવાં, એમાં દરદી કરતાં ચિકિત્સક વધુ અપરાધી બને છે.

દેશી વૈદક શાસ્ત્રે સૂતિકારોગને જુદો પાડયો છે, અને તેની વ્યાખ્યા સમજાવતાં એ લખે છે:

**मिथ्योपचारात्संक्लेशा द्विषमाजीर्ण भोजनात् । सूतिकायास्तु ये रोगा जायन्ते दारुणाश्चते ॥ (भावप्रकाश)**

અર્થાત્ અત્યંત પવનવાળી જગ્યાનું સેવન વગેરે અયોગ્ય આચરણથી દોષ પ્રકોપ પામે એમ કરવાથી, વિષમ ભોજનથી અને અજીર્ણથી સુવાવડીને કષ્ટસાધ્ય રોગ ઉત્પન્ન થાય છે.

તેનાં લક્ષણોની સ્પષ્ટતા કરતાં કહે છે :

**अंगमर्दो ज्वरः कालः पिपासा गुरु गात्रता ।**
**शोथः शूलतिसारौ च सुतिका रोगलक्षणम् ॥**

અર્થાત અંગભંગ, જ્વર (તાવ), ઉધરસ, તરસ, ગાત્રોનું ભારેપણું, સોજો, શૂળ અને અતિસાર એ રોગો ઘણું કરીને સુવાવડીને થાય છે તેને સુવારોગ કહેવાય છે. બીજારૂપે રૂપાંતર કરી એ જ ગ્રંથકાર સમજાવે છે.

જ્વર, અતિસાર, સોજો, શૂળ, પેડુનો આફરો, બળક્ષય, તંદ્રા, અરૂચી અને મોળ વગેરે રોગો સુવાવડીને માંસના ક્ષયથી તથા બળના ક્ષયથી થાય છે. આ સુતિકારોગ કહેવાય છે અને તે કષ્ટસાધ્ય થઇ પડે છે. આ રોગમાં કોઇ રોગ મુખ્ય હોય છે તો જ્વરાદિ બીજા રોગો તેના ઉપદ્રવરૂપે હોય છે.

એ પ્રમાણે આયુર્વેદિક રીતે આ રોગ થવાનું કારણ અને લક્ષણો આપ્યાં છે. પરંતુ અયોગ્ય આચરણ અને દોષો પ્રકોપ પામે છે, વગેરે સૂત્રવાકયોથી સુવારોગ થવાનાં કારણો સહેલાઇથી સમજી શકાય નહિ, એટલે આપણે જરા એ વિષે છુટથી અનુભવનો મેળ આપી ચર્ચા કરવી રહે છે. લક્ષણો માટે એ રીતે છૂટ લઇશું, છતાં ઉપરના

વૈદકના ગ્રંથો બતાવે છે કે અમુક અમુક લક્ષણો જણાય છે છતાં તે લક્ષણો પૈકીમાં એક પ્રધાન રૂપે હોય અને બીજાં ગૌણ રૂપે જણાતાં હોય તો પણ સુવારોગ માનવો જોઇએ અને તેની ચિકિત્સા પ્રમાદથી નહિ પણ કાળજીપૂર્વક કરવી જોઇએ. કારણ કે એ વ્યાધિ મહેનતથી મટે તેવો છે.

આ વ્યાધિમાં અમારો અનુભવ અમને સાક્ષી પૂરે છે કે સ્ત્રીને સુવારોગ થવા પામે છે તેમાં સુવારોગ થવાનાં બીજ તો તેણીની સગર્ભાવસ્થામાંથી જ રોપાયાં હોય છે. દુબળા બાંધાની, નાની ઉમરની, સાંકડી કેડવાળી, લોહી અને માંસના અભાવવાળી, ઘણા વખતથી પ્રદરના રોગે પીડાતી, સ્વભાવની કર્કશા અને કજીયા-ખોર, ધણીથી ત્રાસેલી, આવી સ્ત્રીઓ ગર્ભ ધારણ કર્યા પછી પ્રથમ માસથી જ વિવિધ જાતના નાના મોટા વ્યાધિથી પીડાવી શરૂ થાય છે, અને જેમ જેમ તેના દિવસો ચઢતા જાય છે તેમ તેમ તેના શરીરનાં બળ, ઓજસ, વીર્ય, અને જીવનતત્ત્વ ઘટતાં જાય છે અને સગર્ભાવસ્થામાં જ તાવ અથવા જીર્ણ તાવ, મરડો કે સોજાના વ્યાધિ, અભાવો, અજીર્ણ, કોષ્ટબદ્ધતા કે ખાંસીથી પીડા પામતી પામતી, એ જ સ્થિતિમાં છેક પ્રસુતા થવાની અણી ઉપર આવી ઉભી રહે છે.

કેટલીક સ્ત્રીઓનો જાતિસ્વભાવ પણ એવો હોય છે કે તેની સામે સુખના ઢગ ખડકાયા હોય તોયે રંચ માત્ર એ સુખ ભોગવી શકતી નથી, અને કેટલીક સ્ત્રીઓ સ્વભાવે સુખની શોધક હોવા છતાં એનાં પ્રારબ્ધ એવાં જ હોય છે કે સુખ, શાંતિ અને આરામ મેળવવા તે પ્રયત્ન કરે તોયે તેનું ગાર્હસ્થ્યજીવન એવી આંટીઘુંટી અને ઉપાધિથી ગુંથાયેલું હોય છે કે સુખ અને શાંતિ તેનાથી સો સો કોશ દૂર ભાગતાં ફરે છે, એ પણ એક ગૃહસ્થજીવનમાં સ્ત્રીપ્યાદાની પરાધીન કમનસીબીનું દ્યોતક છે.

સગર્ભાવસ્થાથી જીવનદોરી નિભાવતી અને ઢસરડા કરતી સ્ત્રી પ્રસૂતિકાળમાં શાંતિથી એ સમય પસાર કરી જાય છે અને તેણીની સારવાર તથા ઉપચાર કાળજીપૂર્વકનાં હોય છે, તેમજ સુવાવડમાં લાગેલા ઘસારાને પહોંચી વળાય તેવી તેની મરામત થાય છે, તો તો તે સુવારોગનો ભોગ થતી નથી. પરંતુ આવી આશા ઘણી ઓછી સ્ત્રીઓ માટે રાખી શકાય. આપણા મધ્યમ વર્ગના કૌટુંબિક જીવનમાં સ્ત્રી તરીકેનું સ્થાન ભોગવતી અબળા ઉપર સુવાવડ પછી અનેક જવાબદારી ઘરકામની, બાળકોને સંભાળવાની, કુટુંબનું પોષણ કરવાની અને દેખભાળ રાખવાની હોય છે; અને સવા મહિનો જેમતેમ કરી નાહી ઉઠયા પછી એ કામમાં અને એ કામની ચિંતામાં તે લાગી જાય છે, એથી સુવારોગ જેવો છૂપો વ્યાધિ તેના શરીરમાં શરૂ થાય છે.

સુવારોગ થવાનો આ જાણે મુખ્ય અને પહેલો પ્રકાર છે.

બીજા પ્રકારની સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં તંદુરસ્ત હોય છે. પરંતુ સુવાવડમાં તેને અથડામણ ભોગવવી પડેલી હોય છે અથવા વધુ પડતું લોહી વહી જવાથી, સૂતિકાજ્વર કે સુતિકાસન્નિપાત જેવો વ્યાધિ થઈને મટી ગયા પછી અથવા સુવાવડ દરમ્યાન શરીરની રાખવી જોઇતી સંભાળ પુરતી નહિ રહેવાથી, સુવારોગનાં ચિહ્નો શરૂ થાય છે. સુવાવડ પછી માફકસરનું વાયુસેવન તથા સહેવાય એટલી અને એવી મહેનત-મજુરીનો અભાવ, ટાઢા શીળા અન્નનો ઉપભોગ, સ્રોતોને કુણાં રાખે, અને શરીરને પુષ્ટતા આપે તેવા આહારનો અભાવ, વહેલું વિષયસેવન, ક્રોધ, કજીયા અને કંકાસ-આવાં કારણો સુવારોગને પેદા કરનારાં નીવડે છે.

પ્રથમ તો સુવારોગનું ખાસ મહત્ત્વ બતાવે તેવું લક્ષણ જણાતું નથી, પરંતુ ક્ષય રોગને મળતાં ધીરે ધીરે લક્ષણો પ્રગટે છે, શરીર

તપેલું રહે છે અને જેને જીર્ણું જ્વર અથવા હાડીઓ તાવ કહેવાય તેવું શરીર તળાયેલું જણાય છે. અન્ન ઉપર બીલકુલ અભાવ થાય છે અને ખોરાક લઇ શકાતો નથી. થોડોક ખોરાક લેવાથી પેટ શલ્ય જેવું ભારે થઇ જાય છે અને પેટમાં વાયુ કુપિત થઇ સ્વસ્થાનમાંથી છુટેલા રૂધિરનો અવરોધ કરીને મસ્તક, બસ્તી અને હૃદયમાં શૂળ પેદા કરે છે. પેટમાં દિવસે દિનસે આફરો રહેવા લાગે છે. લીધેલા ખોરાકમાંથી રસવાહિની શીરાઓ રસનું વહન કરીને રક્ત બનવા ખાતર તે તે સ્થાનકમાં પહોંચાડતી નથી, અને ખાધેલા ખોરાકનો વધારે મળ નીપજે છે, એટલે દિવસે દિવસે સુવારોગવાળી સ્ત્રીઓનાં લાલ લોહીનાં રજકણો કમી થતાં જાય છે, અને ચહેરા ઉપર પાંડુતા આવતી જાય છે. શરીરમાં વાયુ બળવાન બની રસશોષણ કરે છે. એટલે તેણીનાં શરીરનો વિકાસક્રમ અટકી જઇ શરીર શોષાવા લાગે છે અને વજન ઘટતું જાય છે. કયારેક ભારે અન્ન લેવાથી આંતરડાંમાં ગ્રહણીનો ટુકડો પોતાની ધારણાશક્તિ ગુમાવી દે છે અને ખાધેલો ખોરાક પચ્યા વગર દસ્ત વાટે બહાર પડે છે. તેની સાથે લુખી ખાંસી–કાસ શરૂ થાય છે. એટલે ધીરે ધીરે શ્વાસનળી આળી બનતી જઇ ફેફસાં સુધી નબળાઇ લંબાય છે અને આવી રીતે સુવારોગથી ગ્રસિત બનેલી સુવાવડી સ્ત્રી પ્રતિ દિવસ ઘસાતી જાય છે. આ ઉપરનાં ચિહ્નો જણાવ્યાં તેની સાથે જો ગુપ્તભાગમાંથી સફેદ પ્રવાહી વહેતો હોય છે, અર્થાત પ્રદર ચાલુ હોય છે તો વહેલી તકે સુવારોગથી રૂગ્ણા સ્ત્રી કૃષ બની જાય છે.

એક તરફથી લીધેલો આહાર શરીરને પોષણ આપતો નથી, બીજી તરફથી જીર્ણજ્વર, ખાંસી, આફરો અને પ્રદર દરદીના બળનો ક્ષય કરતાં રહે છે અને ત્રીજી તરફથી દરદીને જોઇએ તેટલાં આરામ અને સુખચેન મળતાં નથી. એટલે ત્રણે તરફથી ઘેરાયેલી સુવારોગની દરદી મૃત્યુ તરફ ઘસડાતી રહે છે.

વાયુનો નિગ્રહ કરી, આંતરડાંને સતેજ કરી, રસવાહિનીઓને જાગૃત કરી, જીર્ણજ્વરને છોડાવી નાંખી, સુવારોગમાંથી મુક્ત બનાવી, તંદુરસ્તી સ્થાપવા માટે ચોક્કસ પ્રકારની ચિકિત્સાની જરૂર પડે છે. અનુભવી ક્રિયાકુશળ અને દીર્ઘદૃષ્ટા વિદ્વાન વૈદ્ય જ એમાં સફળતા મેળવી શકે છે. આ વ્યાધિના કેસો અમને સેંકડો મળ્યા છે અને તે વિષયમાં અમારો અનુભવ ચોક્કસ બંધાયેલો છે, તે અમે યુક્તિપૂર્વક કશીયે ગુરૂગમ રાખ્યા સિવાય આગળ બતાવી ગયા છીએ, જે પ્રમાણે વર્તવાથી અને પૂરતી પરહેજી કરી, ઔષધો કરવાથી કષ્ટસાધ્ય મનાયેલો સુવારોગ જરૂર કાબુમાં આવે છે અને ચિકિત્સકોને ધન તથા યશ બન્ને અપાવે છે.

બીજાં બધી જાતનાં દરદીઓ કરતાં પ્રસૂતા થયલી સ્ત્રીની તબીયત બગડે અને સુવારોગ જેવું જણાય ત્યારે તેને માટે પથ્યાપથ્યની જેટલી કાળજી રાખવાની જરૂર છે તેટલી જ તેની સારવારની તથા તેને આરામની જરૂર છે. મૂળે એ કષ્ટસાધ્ય વ્યાધિ છે, અને વળી શરૂઆતમાં બેદરકારી રાખીને ચલાવી લેવાથી એ વ્યાધિ અસાધ્ય બની જાય છે. પછી તો ઉત્તમ ઔષધો પણ તેમાં કશું કામ કરી શકતાં નથી.

તેણીની સારવાર અને ઔષધોપચાર તથા પથ્યાપથ્ય સંબંધી વિચાર આગળના પ્રકરણમાં આપણે કરીશું.

એ રીતે આપણે સુવારોગ થવાનાં કારણ તથા લક્ષણ સંબંધમાં વિચાર કરી ગયા. હવે સુવાવડ વીત્યા પછી મહિનો—બે મહિના થાય અને સુવાવડી ખોરાક ન લઇ શકે, સાંજના વખતે શરીર તપી જાય, ચહેરો ફીકો જણાય, ખાંસી થઇ આવે અને કબજીયાત રહેવા લાગે અથવા ઝાડા થાય; ત્યારે ઘરનાં માણસોએ

ચેતી જઇને પ્રસૂતાને સુવારોગની શરૂઆત થઇ છે એમ સમજી તેને વધુ આરામ મળે, ઘરકામનો બોજો અથવા માનસિક બોજો વધી ન જાય તેની કાળજી રાખી, તેની સંભાળ રાખવા માંડવી અને સારા ચિકિત્સક પાસે પ્રથમ તેનું ચોક્કસ નિદાન કરાવી લેવું જોઇએ કે સુવાવડ પછી તેની તબિયત લથડવાનું મુખ્ય કયું કારણ છે.

આગળ અમે જણાવી ગયા છીએ કે સુવારોગના વ્યાધિનો એક સામટો હુમલો થતો નથી, પરંતુ ધીરે ધીરે તે આગળ વધે છે. પ્રથમ તો સામાન્ય રીતે ઠીક નથી રહેતું, એટલું જ પ્રસુતા સ્ત્રી કહે છે. પરન્તુ ઠીક નથી રહેતું તેની પાછળ ઝીણી ઝીણી અનેક તેણીની ફરિયાદો હોય છે. તે બહુ જ કાળજીપૂર્વક ચિકિત્સકે સાંભળવી જોઇએ.

કમર દુઃખે છે, ભૂખ લાગતી નથી, પગ તુટે છે, શરીર તપેલું રહે છે, પેટ ચઢે છે, માથામાં ચક્કર આવે છે, ઉંઘ નથી આવતી, કંટાળો આવે છે, કાળજામાં ફડકો થાય છે, દાદરે ચઢતાં હાંફી જવાય છે, ગુપ્તમાર્ગમાંથી પાણીનો કે સફેદ પદાર્થનો સ્ત્રાવ થાય છે, સવારમાં ઉઠતી વખતે શરીર આખું ભાંગી ગયું હોય તેમ કળે છે, છાતીમાં ગભરામણુ વધી જાય છે, ખોરાક લીધા પછી પેટ શલ્ય જેવું રહે છે, વારંવાર મોળ આવે છે, પેટનો ફુગારો વધી જાય છે, અન્ન ઉપર અભાવો થાય છે, પેસાબ પીળો ઉતરે છે, કોઇ વખત સહેજ બળતરા થાય છે, ઘડી ઘડી પેસાબની હાજત રહે છે, ઉંઘ આવતાં પહેલાં શરીરના સ્નાયુ જાણે ખેંચાતા હોય તેમ જણાય છે.

આવાં તો અનેક ઝીણાં ઝીણાં લક્ષણો અને ચિહ્નોવાળી ફરિયાદ સુવારોગ થયેલી સ્ત્રી કરતી રહે છે.

અને ક્ષયરોગીની માફક દિવસે દિવસે શરીર ઘસાતું જાય છે, વજન ઘટે છે, પ્રસુતા પીળી પડતી જાય છે, કામકાજ કરવાની કે બેસવા-ઉઠવાની શક્તિ પણ હણાતી જાય છે.

પ્રસવ થયા પછી ઉપરનાં વધતાં ઓછાં ચિહ્નો જણાય એટલે આ વ્યાધિની ઉપેક્ષા નહિ કરતાં તુરત પ્રસૂતાના કેસને હાથ ઉપર લઈ તેની સારવાર ઉપર જવું જોઇએ. તેણી ઘણી નબળાઇવાળી કે નંખાઇ ગયેલી જણાય તો તેના બાળકને બકરીના દુધ ઉપર ચઢાવી દેવું, અને તેને ધવરાવવું ન જોઇએ. કારણ કે આ વ્યાધિમાં સ્રીનું શરીર ઘસાતું હોય છે, નવું લોહી, માંસ કે ધાતુ બનતાં અટકી ગયાં હોય છે અને બાળક દિવસમાં દશ વખત ચગળ્યા કરતું હોય છે તો તે સ્રી વધુ કૃશ બને છે અને વધુ નંખાઈ જાય છે. એટલે બાળક ધાવવું બંધ કરે છે તો એટલો ઘસારો ઓછો થાય છે.

આરામ, શાંતિ અને મગજ ઉપરથી બોજો હઠાવી દઇ પછી દવા ઉપર આવવું ઘટે છે.

સુવારોગનાં લક્ષણો તો ઘણાં છે, પરંતુ એ વ્યાધિ ત્રણ રીતે આગળ વધે છે: ઘણું કરીને તો તેનાં હોજરી-આંતરડાં ક્ષુબ્ધ કરી નાંખ્યાં હોય છે. એટલે એ અવયવોને લગતાં લીવર, મુત્રપિન્ડ પણ બીગાડો પામી કામ કરતાં મંદ પડે છે. બીજી તરફ ફેફસાં અને શ્વાસનળી ઉપર તેની અસર થઇ હોય છે તો ખાંસી અને કફ શરૂ થઇ ગયાં હોય છે, અને ત્રીજી તરફ ગર્ભાશય ઉપર અસર થઇ હોય છે તો પેડુમાં સખત દુઃખાવો અને પ્રદર શરૂ થઇ જાય છે.

ગમે તે અવયવ ઉપર અસર થઇ હોય છે અને ચિહ્નો જણાતાં હોય છે, તેની સાથે થોડો તાવ દિવસમાં એકાદ વખત આવી જાય છે અને ઘણું કરીને તો ખોરાક લીધા પછી ત્રણ વાગ્યાથી સાત

વાગ્યા સુધીમાં વધુ નહિ તો ૯૯ થી ૯૯ાા ડિગ્રી સુધી થઇ જઇ, પછી પસીનો આવી નોરમલ બની જાય છે; જ્યારે કેટલાક કેસોમાં માત્ર રાત્રિના બધા ભાગમાં ઉપર જણાવેલી ગરમાઇ રહી સવારે ઉતરી જાય છે. પરંતુ સુવારોગમાં થોડોક વખત તાવ આવી જવો એ લક્ષણ જણાય છે અને એથી જ કેટલાક ચિકિત્સકો સુવારોગથી પીડાતી સ્ત્રીને ક્ષયની દરદી માની લેવાની ભૂલ કરી બેસે છે.

## ઔષધ અને ચિકિત્સા

પ્રથમ તો દેવદાર્વ્યાદિ કવાથ અને દશમૂળ કવાથ તરફ લક્ષ જાય છે. આ બન્ને જાતના કવાથો સુવારોગમાં ઘણું જ સારૂં કામ કરે છે એમ ઘણા જૂના કાળથી મનાતું આવ્યું છે, અને અત્યારે પણ આ જ કવાથો ઓછાવધતા પ્રમાણમાં મેળવી કેટલાક વેપારીઓ અને વૈદ્યો સુવાવડીનો કાઢો અથવા સુવાવડીની પડીના નામે વેચે છે. પ્રાથમિક અવસ્થામાં માત્ર આ કાઢો દશ દિવસ આપવાથી સાધારણ તબિયત બગડી હોય તો સુધરી જાય છે અને સેંકડો કુટુંબોમાં તો સુવાવડી થયા પછી ફરજીયાત આ કાઢો આપે છે.

દેવદાર્વ્યાદિ કવાથ ગર્ભાશયને આંતરબાહ્ય સાફ કરવામાં, આંતરડાં તથા હોજરીને મજબૂતી આપવામાં, જૂના મળનો નીકાલ કરવામાં, મળમૂત્રને સાફ લાવવામાં અચ્છું કામ બજાવી આપે છે. દશમૂળ મૂત્રપિંડ ઉપર કામ કરે છે અને લોહીમાં રહેલાં વિષારી તત્ત્વોને કાબૂમાં લઇ, ઝીણા તાવને રોકી દઇ, હોજરીને સતેજ કરી, ખોરાક પચાવે છે. અરધો દશમૂળ કવાથ અર્થાત ૧ તોલો દશમૂળ અને ૧ તોલો દેવદાર્વ્યાદિ કવાથ મેળવી, રોજ તાજો તાજો તૈયાર કરી સવારમાં કાઢો તૈયાર થયે ગાળી, તેમાં ચોકખું મધ અરધો તોલો તથા બે વાલ જેટલું સીંધવનું ચૂર્ણ નાંખી, હમેશાં આપવો જોઇએ, અને તેના કુચા વધે તે ફેંકી નહિ દેતાં સાંજે ઉકાળીને આપવા જોઇએ.

આ કવાથની ખૂબી એ છે કે શરૂઆતમાં દસ્ત પાતળા લાવી, એકાદ ઝાડો વધુ કરે છે. પરંતુ જૂનો મળ નીકળી ગયા પછી એ જ કવાથ મળને બાંધે છે અને ચાલુ કવાથે જ મળ બંધાઇ સાફ અને નિયમિત બને છે.

આ કવાથોનાં ઓસડીયાં (બન્ને કવાથની બનાવટ પરિશિષ્ટમાં આપીશું) તાજાં અને સારાં હોય છે તો તે મનમાન્યું કામ કરે છે. આ કવાથો અત્યંત ઉપયોગી હોવાથી કેટલીક ફાર્મસીઓએ તેને પ્રવાહી રૂપમાં તૈયાર કરી, અંગ્રેજી ટીંચરોની માફક ડ્રગના રૂપે વેચવાની શરૂઆત કરી છે. પરંતુ અમારૂં ચોક્કસ અને ખાતરીપૂર્વકનું માનવું છે કે તાજાં ઓસડીઆં લાવી તેમાંથી રોજ ઉકાળો તૈયાર કરવામાં આવતા કવાથના જેટલો ગુણ આ તૈયાર ટીંચરના રૂપમાં પ્રવાહી કવાથો કરી શકતા નથી. એટલે જેમને કાઢાઓ આપવા હોય તેમણે તૈયાર કરવાની ખટપટથી નહિ કંટાળતાં રોજ તાજો કાઢો તાજાં ઓસડીઆંમાંથી બનાવીને આપવાની ભલામણ કરીએ છીએ.

### સૂતિકા રોગહર અર્ક

ભોરિંગણીનું મૂળ, અતિવિષ, કાકડાશીંગી, શાહજીરૂ, દેવદાર, કડુ, ગળો, અરણીનું મૂળ, બીલીનું મૂળ, સાટોડીનું મૂળ, દારૂહળદર, કડવાં પટોળ, કડ, ટેટુંનું મૂળ, પહાડમૂળ, સુંઠ, જાયફળ, નાગરમોથ, કરીયાતું, ધાણા, હીમેજ, ગજપીંપર, ગોખરૂ—ઉપરનાં ઔષધો દરેક દશ દશ તોલા લેવાં અને ધમાસાનું પંચાગ વીશ તોલા લઇ સઘળા પદાર્થને આખાંપાકાં ભોરકુટ ખાંડી નાંખવાં.

ત્યારબાદ એક માટીના વાસણમાં વીશ શેર પાણી નાંખી બે દિવસ પલાળી રાખવાં, ત્રીજે દિવસે તેને બરાબર હાથ વડે ચોળી, ભપકા (બાષ્પયંત્ર)માં ભરીને અર્ક ખેંચી લેવો, અને સારા બુચવાળી બાટલીઓમાં ભરી રાખવો.

સુવારોગવાળી સ્ત્રીને સવાર-સાંજ બે વખત આ અર્કમાંથી ૧॥ થી ૨ તોલા જેટલો અર્ક અને તેમાં ૧ વાલ સીંધવ તથા ૧ રતી સારી જાતની શેકેલી હીંગ મેળવીને આપવો. ખોરાકમાં બાજરીની ખાખરી, મગની દાળ અને લાલ ચોખા આપવા.

આ ઔષધ એક સાથે તૈયાર કરી અર્કના રૂપમાં ઘણા વખત સુધી બગડયા વગર રહી શકે છે. સુવારોગવાળી સ્ત્રીને તે ઘણી જ સારી રીતે કામ કરે છે. આ અર્ક આપતી વખતે સુવારોગી જો વધુ નબળાઇથી નંખાઇ ગઇ હોય અને ઉઠવાની શકિત ન હોય, ઝાડા વધુ થતા હોય તો તેની સાથે નીચેની દવાનાં પડીકાં આપવાં.

પંચામૃત પર્પટી રતી ૧॥, પ્રવાલ ભસ્મ રતી ૧॥, ગળોસત્વ રતી ૧, લોકનાથ રસ રતી ૦॥-પડીકું ૧. આવાં પડીકાં દિવસમાં બે વખત મધ સાથે ચટાડીને ઉપર જણાવેલો અર્ક પડીકું લીધા પછી અરધા કલાકના અંતરે આપવો. એથી ભૂખ ઉઘડશે, તાવ ઓછો થઇ જશે, ખોરાક લેવાની રૂચી પ્રગટી, શરીરમાં બળની વૃદ્ધિ થશે. ખોરાક લીધા પછી મોઢાની અસ્વચ્છતા દૂર કરવા અને ખોરાક પછી ઉત્પન્ન થતા વાયુનું શમન કરવા માટે બે-બે ગોળી ગંધકવટીની અથવા એકેક ગોળી 'ગેસગોન પીલ્સ 'ની પણ આપી શકાય, કે જેથી વાયુ મૂળદ્વાર વાટે સરી જઇને પેટમાં ખોટું દબાણ કરશે નહિ અને પેટનાં આધ્યમાન-આફરીને દૂર કરશે.

**પંચ જીરક પાક**

જીરૂ, કલોજી જીરૂ, સુવા, વરીયાળી, અજમો, અજમોદ, ધાણા, મેથી, સુંઠ, પીંપર, પીંપરીમૂળ, ચિત્રક, પલાંસી, મોરનું ચુર્ણ, કઠ, કપીલો.

ઉપરની દરેક ચીજ બબ્બે તોલા, ગોળ બસો તોલા, ઘી ૧૬ તોલા અને દુધ એકસો અઠાવીસ તોલા લેવું.

પ્રથમ દુધનો માવો કરવો, ઘીને ગરમ કરી, ગોળને કુટી નરમ બનાવી ઉપરનાં વસાણું મેળવી, તેની અંદર દુધના માવાને મેળવી હાથથી મસળી એક કરવો.

આ પાક સવારે અઢી તોલા તથા સાંજે અઢી તોલા આપવાથી સુવારોગ, તાવ, ઉધરસ, શ્વાસ, પાંડુતા, વગેરેને નાબૂદ કરે છે. માત્ર બધી દવાઓ બંધ કરી આ એક પાક આપવાથી પણ સારો લાભ થાય છે. સુવારોગના અંગે જુદાં જુદાં ચિહ્નો નાબૂદ કરવા માટે પ્રથક પ્રથક ઔષધો આપવાની પણ કેટલીક વખત જરૂર પડે છે, અને તે તે વખતે આપી શકાય એવાં ઔષધો જણાવીએ છીએ.

## સુવારોગમાં ઉલટી

સુવારોગ દરમ્યાન ઘણી સ્ત્રીઓને ખોરાક પેટમાં રહેતો નથી અને ઉલટી થઇ નીકળી જાય છે, તે વખતે બીજાં ઔષધો સાથે એવી દવા માંગવામાં આવે છે કે 'ઉલટી મટી જાય એમ કરો.' ત્યારે બજારમાં મળતી કપુરકાચલી લાવી ખાંડી, પાણીમાં વટાણા જેવડી ગોળી કરવી અને એકેક કલાકે એકેક ગોળી આપવાથી ગમે તેવી ઉલટી બંધ થઇને ખોરાક પેટમાં રહે છે.

## સુવારોગમાં તાવ

તાવ જ્યારે અણઉતાર રહીને તકલીફ આપ્યા કરતો હોય ત્યારે સહેજે થાય છે કે કોઇ પણ રીતે તાવ અટકે અને ઉતરે તો દરદીને રાહત મળે. તે માટે આ પ્રયોગ કરો :

અતિવિષની કળી, અન્નીસુક, વાવડીંગ, ઇંદ્રજવ, કાંચકાનાં મીંજ, કમાણી અજમો, આટલી ચીજો સરખા વજને લઇ ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તેની મધમાં ગોળી બનાવવી. દિવસમાં ત્રણ વખત બબ્બે ગોળી પાણી સાથે આપવી. બે ત્રણ દિવસમાં ચમત્કારિક રીતે

સુવારોગી સ્ત્રીનો તાવ કાબૂમાં આવશે. છતાં નબળાઇ આવવા દેશે નહિ એવી રીતે તાવને ઉતારશે.

## સુવારોગની ખાંસી

ખાંસી ઘણી તકલીફ આપતી હોય તે વખતે દરદી માગણી કરે છે કે કોઇ પણ રીતે ખાંસી મટાડો કે જેથી નિરાંતે ઉંઘાય. ત્યારે :–

ખેરસાર, લવીંગ, શેકેલું જીરૂ, જેઠીમધનું મૂળ, અજમો, સીંધવ, આ વસ્તુ સરખા વજને લઇને બારીક ચૂર્ણ કરવું અને ચણાના દાણા જેવડી ગોળી વાળી મોઢામાં રાખવા આપવી અથવા ગળાવવી, અગર ગોળી નહિ વાળતાં ચૂર્ણ રહેવા દઈ નાગરવેલનું પાન સોપારી નાંખ્યા વગર કાથોચુનો લગાડી તે પાનમાં એક વાલ દવા મૂકી દરદીને ચાવવા આપવું–દિવસમાં બે વખત. અને એનો ધીરે ધીરે રસ ઉતારવાનું કહેવું. તેથી તેની ખાંસી મટી જશે.

## સુવારોગના ઝાડા

સુવાવડીને ઝાડા થઇ જવાથી ઘરનાં ગભરાઇ જાય છે અને દરદી પણ ઝાડામાંથી મુક્તિ મેળવવા ઇચ્છે છે. એ વખતે :–

અતિવિષ, જાયફળ, જાવંત્રી, વાવડીંગ, અન્નીસુક, કડાછાલ અને મોચરસ.

ઉપરની વસ્તુને ખાંડી બારીક ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણમાંથી ૦। તોલો ચૂર્ણ લઇ પથ્થરની ખરલમાં નાંખી બારીક વાટવું અને ચાર તોલા પાણી તૈયાર કરવું. ત્યારબાદ ઠીકરાના કકડાને શગડી ઉપર લાલચોળ તપાવી એ પાણીમાં છમકાવવું અને તે વગર ગાળે દરદીને પાઇ દેવાથી ઝાડા બંધ થાય છે.

* * *

# પ્રકરણ ૩૧ મું

## સુવારોગનાં દરદો

સુવારોગમાં કેટલીક વખત મરડો થઇ આવે છે અને બીજાં ઔષધો ચાલતાં હોવા છતાં મરડો મટે એમ દરદી ઇચ્છે છે. તે વખતે :

હીમજી હરડે તો. ૮, આંબળા તો. ૬, વરીયાળી તો. ૨, કડાછાલ તો. ૨, બીલીનો ગર્ભ તો. ૨, અતિવિષ તો. ૨, પીંપરીમૂળ તો. ૨, અજમોદ તો. ૨, કાકડાશીંગ તો. ૨, ઇંદ્રજવ તો. ૨, વાળો તો. ૨, ચિત્રકમૂળ તો. ૨, સુંઠ તો. ૨, એ બધાંને બારીક ખાંડી એરંડાના મૂળનો ઉકાળો કરીને, ઉકાળામાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી. તેમાંથી બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર, જો મરડામાં લોહી પડતું હોય તો સુખડને ઘસી તેના પાણી સાથે અને લોહી ન પડતું હોય તો સાદા પાણી સાથે આપવાથી આમ, જળશ અને લોહીવાળા ઝાડા બંધ થાય છે. આ ગોળી સુવાવડી સિવાય પણ હરકોઇ સ્ત્રી, પુરૂષ, બાળક–મરડાના દરદીને આપી શકાય છે અને તે ચમત્કારિક રીતે કામ કરે છે.

### સુવારોગમાં ઉનવા

પેશાબ કરતી વખતે લાય બળતી હોય ત્યારે દરદી એ મટાડવા ફરિયાદ કરે છે. તે વખતે : સુખડ ઓરસીયા ઉપર ચંદનની માફક આશરે બે આનીભાર ઘસી, તેમાં સાકર નાંખીને દિવસમાં બે વખત આપવાથી પેસાબે થતી અગન નાબૂદ થાય છે.

### સુવારોગમાં યોનીકંડુ

સુવાવડ વીતી ગયા પછી બીજા રોગની સાથે અથવા એમ ને એમ જ સ્ત્રીને યોનીમુખ ઉપર ખુજલી આવે છે અને તે ભાગ ખજવાળવાથી સૂજી જાય છે. તે વખતે તે બાઇ

કોઈને કહી શકતી નથી પરંતુ એ ખજવાળ મટાડવા ઇચ્છે છે. તેને તલનું તેલ તો. ૧ માં સુખડનું તેલ તો. ૦। મેળવીને ઉપરના ભાગમાં લગાવવાનું કહેવું. અથવા અડાયાં છાણાંની રાખોડી બારીક કપડે ચાળીને એ ભાગ ઉપર ધીમે ધીમે ઘસવાથી ખુજલી બંધ થઈ જાય છે.

## સુવારોગમાં સોજા

કેટલીક સ્ત્રીઓને બાળક પેટમાં હોય છે અને સાતમા મહિને અથવા નવમા મહિને હાથે, પગે અને મોઢા ઉપર સોજા આવે છે. ઘણું કરીને તો આ સોજાને હેળના સોજા કહેવામાં આવે છે, અને સુવાવડ વીતી ગયા પછી આ સોજા ઉતરી જાય છે. પરંતુ કેટલાક કેસોમાં સુવાવડ વીતી ગયા પછી પણ સોજા ઉતરતા નથી; અથવા પ્રથમ સગર્ભાવસ્થામાં સોજા ન હોય પણ સુવાવડ આવી ગયા પછી અને સુવારોગ શરૂ થયા પછી સોજા આવી જાય છે, અગર તો સુવાવડી બાઇ સુવાવડ દરમ્યાન પથ્ય–કુપથ્યને નહિ સમજતાં જીભના સ્વાદને વશ થઇ જઇને ખટાશ, અથાણાં વગેરે જેવી ચીજો ખાઇ લે છે અને તેના સર્વાંગે સોજા આવી જાય છે, તે વખતે તેની અવસ્થા ઘણી ભયંકર થઇ પડે છે અને ચિકિત્સકો મુંઝાય છે. તે વખતે તેણીના ખોરાક ઉપર કાળજી રાખી, બધો ખોરાક બંધ કરાવીને 'પંચામૃત પર્પટી'નાં અરધા અરધા વાલનાં પડીકાં દિવસમાં ત્રણ વખત મધ સાથે ચટાડી, તેની ઉપર પુનર્નવાદિ કવાથ વિધિ-સર બનાવી પાવો, તથા ઘી અને દુધ બીલકુલ ખાવામાં આપવું નહિ. એથી સોજા ઉતરવા લાગે છે અને શરીરમાં નવા લોહીનો સંચાર થાય છે.

## સુવારોગમાં જીર્ણજ્વર

સુવારોગની અંદર સાંજના વખતે સાધારણ તાવ ભરાય છે અને કલાક બે કલાક રહીને ઉતરી જાય છે. આખી રાત પરસેવો આવ્યા

કરે છે અને સવારે સુવારોગી સ્ત્રી અશક્તિ ભરી ઉઠે છે. આ જાતનો જીર્ણજ્વર નાબુદ કરવા માટે સર્વ શ્રેષ્ટ ઉપાય 'સુવર્ણ વસંત-માલતી' છે. પરંતુ સુવર્ણ વસંતમાલતીમાં બે અતિ મોંઘા પદાર્થો પડે છે: સોનું અને મોતી. જો વિધિપૂર્વક પૈસાનો લોભ કર્યા વગર પૂરા માપથી સોનું અને બસરાઇ અણુવીંધ મોતી નાંખી, હીંગળોકની જગ્યાએ ષડ્ગુણ ગંધક પૂર્ણચંદ્રોકય નાંખવામાં આવે તો એ સુવર્ણ વસંતમાલતી ગમે તેવા જીર્ણજ્વરને નાબુદ કરી, શરીર પર વળતા પસીનાને બંધ કરી, દરદીના જીવન અને આયુષ્યનો વધારો કરે છે અને ક્ષય જેવા મહા વ્યાધિમાં સુવર્ણ વસંતમાલતી વજન વધારી અજબ ચમત્કાર કરી બતાવે છે. પરંતુ અફસોસ એ છે કે આજે બજારમાં વેચાતી દવાઓમાં આવી તાકાત રહેલી હોતી નથી, તેથી સુવર્ણ વસંતમાલતીનું નામ બદનામ થાય છે. એટલે જેમને વ્યાધિ મટાડ-વાની કાળજી હોય, તેમણે ફાર્મસીઓના ભરોસે નહીં રહેતાં, પૈસાનો લોભ નહીં કરતાં, પોતાને ત્યાં જ આવાં ઉત્તમ ઔષધોનો ઘાણ નંખાવી, પોતે વાપરી. ગરીબોને મફત આપી, પુન્યના ભાગીદાર બનવું જોઇએ.

### સુવારોગમાં કબજીયાત

સુવારોગીને કબજીયાત રહેવા લાગે છે ત્યારે તેને અન્નનો પચાવ થતો નથી અને બેચેની રહ્યા કરે છે. તેને ભારે રેચ તો આપી શકાતો નથી. સાધારણ ફાકીઓમાં મીંઢીયાવળ જેવી વસ્તુ આપ-વા માં આવે તો ચુંક લાવીને ઝાડો કરે છે.·આવા કબજીયાત વખતે દરદી મળ સાફ થાય એમ ઇચ્છે છે. તે વખતે :

સુંઠ તો. ૧૦ અને જીરૂ તો. ૧૦ એ બન્નેને બારીક ખાંડી પાઉડર કરીને આપણે જે પ્રમાણે આટાને મોણ દઇએ છીએ તેમ

આ ભૂકાને દીવેલનું મોણુ આપવું અને મોણુ આપ્યા પછી તેને દડા જેવું બનાવી, તેની ફરતાં એરંડાનાં પાતરાં વીંટી, તેની ઉપર માટી ચોપડીને લેપ કરવો અને તે ગોળાને થોડાં અડાયાં છાણાં સળગાવી, તેની વચ્ચે રાખીને આંચ આપવી.

વૈદકશાસ્ત્રમાં આને 'કુક્કુટ પુટ' કહે છે. એ પ્રમાણે અગ્નિ આપ્યા પછી બફાયા બાદ બહાર કાઢી, માટી તથા પાતરાં કાઢી નાંખી, અંદરનો ભૂકો તો ૦। અથવા અરધો પાણી સાથે ફાકવાને માટે રોજ દિવસમાં એક વખત આપવાથી એક ઝાડો થાય છે અને તેથી કબજીયાત રહેતી નથી.

## સુવારોગમાં લોહીવા

કેટલીક સુવાવડીને સુવાવડ વિત્યા પછી અને સુવારોગમાં નિયમિત અટકાવ આવવાને બદલે યોનીમાર્ગથી થોડો થોડો રક્તસ્રાવ થયા કરે છે, ત્યારે આ ત્રાસથી તે ધણી કંટાળી જાય છે અને તે ગમે તે રીતે હમેશને માટે થતો રહેતો રક્તસ્રાવ બંધ કરવા ઇચ્છે છે. તે વખતે :

જૂના ચામડાના કકડાને બાળીને રાખોડી બનાવવી અને તેમાંથી બે વાલના પ્રમાણમાં સ્ત્રીને બે વખત મધમાં ચટાડવી તથા તે જ રાખોડીમાં ગોળી વળે તેટલું મધ નાંખી મોટા બોર જેવડી ગોળી વાળી, રાત્રિના વખતે ગુપ્તભાગમાં મૂકવી. આ ઉપાય ચાર આઠ દિવસ ચાલૂ રાખવાથી લોહીવા બંધ થઇ જાય છે.

## સુવારોગમાં શ્વેત પ્રદર

સુવાવડ આવી ગયા પછી સુવારોગી સ્ત્રીને ગુપ્ત ભાગમાંથી સફેદ પાણી અથવા ચીકણો સફેદ પદાર્થ વહ્યા કરે છે અને તેથી તેની કેડો દુઃખે છે, અશક્તિ વધુ પડતી જણાય છે અને નબળાઇ

વધતી જાય છે. દરદી બાઇ ઇચ્છે છે કે આ સફેદ પાણી પડતું બંધ થાય તો સારૂં. તેવા વખતે :

કુદીનો લીલો એક ઝુડી જેટલો લઇ, તેનો એક શેર પાણીમાં ઉકાળો કરવો અને ચાર તોલા રહે એટલે નીચે ઉતારી, કપડેથી ગાળી, તેમાં સાકર તો. ૧ નાંખવી. ત્યારબાદ સાચું વાંસકપુર વાટી કપડેથી ચાળી રાખવું. તેમાંથી બે આનીભાર જેટલું વાંસકપુર પ્રથમ જીભ ઉપર મૂકી, ઉપર કુદીનાનો તૈયાર કરેલો ઉકાળો પી જવો. આ પ્રમાણે સવાર સાંજ બેઉ વખત આપવાથી શ્વેત પ્રદર બંધ થાય છે અને પેડુનો ફુગાવો ઓછો બની જઇ, કેડનો દુઃખાવો વગેરે નરમ પડે છે.

## સુવારોગમાં યોનીમાર્ગનો વાયુ

સુવાવડી સ્ત્રીને સુવારોગમાં કમળમુખમાં વાયુ રહી જવાથી જેમ માણસને ગુદાદ્વારથી વાયુ સરે છે અને અવાજ થાય છે તેમ એ સ્ત્રીને ઉઠતાં બેસતાં દિવસમાં અનેક વખત યોનીમાર્ગમાંથી અવાજ સાથે વાયુ સરે છે અને તે ઘણી શરમથી વિહ્વળ બને છે અને કોઇ પણ હિસાબે આ જાતનો વાયુ સ્ત્રવતો બંધ થાય તેમ તે ઇચ્છે છે.

આવી રીતનો જેને વ્યાધિ હોય તેને પ્રથમ તો પાષ્ટિક ખોરાક આપવો. તે ઉપરાંત :-

જાવંત્રી તો. ૨, અને નગોડનાં લીલાં પાતરાં તો.૧—એ બન્નેને બારીક વાટીને બાર તોલા તલના તેલમાં ઉકાળતાં, તે પાતરાં બળી જાય ત્યારે તે તેલને કપડેથી ગાળીને શીશીમાં ભરી રાખવું.

એ તેલમાં રૂનો પેલ બોળી, સ્ત્રીએ યોનીમાર્ગમાં ધારણ કરવાથી, અવાજ સાથે સ્ત્રવતો વાયુ બંધ થઇ જાય છે અને કમળમુખ મજબૂત થાય છે. ગર્ભાશયના વાયુનો પણ નાશ થાય છે.

સુવાવડ આવી ગયા પછી થતા વ્યાધિઓના ઘરગથુ છતાં સેંકડો વખત અનુભવમાં લીધેલા નાના નાના ઉપાયો ઉપર અમે દર્શાવી ગયા છીએ. તે હરકોઇ માણસ થોડી મહેનતથી ઘેર બનાવી, ઉપદ્રવ પ્રમાણે ઉપયોગમાં લઇ શકે છે. આ ઉપાયો સુવારોગ થયા પછી અસરકારક બને છે. તેમાં બીજો કોઇ વ્યાધિ ન હોવા છતાં માત્ર એક જ વ્યાધિ–તાવ અગર ખાંસી, અથવા ઉલટી અગર મરડો–એમ એક જ વ્યાધિ જણાય અને સુવારોગ ન હોય તો પણ ઉપર બતાવેલા ઘરગથ્થુ ઉપચારો વિનસંકોચે હરકોઇ માણસ કરશે તો તે સદ્ય ફળ આપનાર બનશે અને સુવાવડ આવી ગયેલ બાઇના વ્યાધિને મટાડવામાં સુંદર કામ કરી બતાવશે.

સુવારોગ એ વિચિત્ર અને અનેક ઉપદ્રવને પેદા કરનારો વ્યાધિ છે. એ જ્યારે આગળ વધી ઘણું જ ભયંકર રૂપ પકડે છે ત્યારે ગમે તેવો ચિકિત્સક તેની ચિકિત્સા કરવામાં મુંઝાઇ જાય છે. તે વખતે સુવારોગ રૂપી હાથીને જીતનાર સિંહ રૂપી પ્રયોગ–દુધનો પ્રયોગ અમે હવે પછી લખીશું. એ પ્રયોગ મહાન છે, એટલી જ તેના પ્રયોગની પ્રણાલિ પણ દક્ષિણમાંથી આવેલી મહાન છે. મૃત્યુશય્યા ઉપરથી બચાવી, સુવારોગી બાઇને લાલ લોહીથી તસતસતી બનાવી આપનાર દુધનો પ્રયોગ અને તેને અંગે આપવું પડતું માત્ર નાળીએરની પોઇમાંથી બનતું ઔષધ બતાવી અમે સુવાવડીના રોગો સંબંધી વિષય સમાપ્ત કરવા માગીએ છીએ. એ પછી જન્મ પામેલાં બાળકોની સારવાર અને ઉછેર હાથ ધરીશું.

* * *

# પ્રકરણ ૩૨ મું

## દુગ્ધોપચાર

ગયાં પ્રકરણોમાં આપણે સુવારોગના સંબંધમાં વિસ્તારપૂર્વક વિવેચન કરી ગયા છીએ તથા અનેક ઉપચારો જુદી જુદી સુવારોગની સ્થિતિને અનુલક્ષીને આપી ગયા છીએ. પરંતુ કેટલીક વખત સુવારોગી સ્ત્રીની એવી વિષમ અને અસાધ્ય હાલત થઇ ગઇ હોય છે કે તેણીને શરીરમાં અનેક જાતનાં દર્દો થવા લાગે છે, ખોરાક રતી માત્ર પચતો હોતો નથી, અને શરીરનાં એકેએક અંગો જેહાદ પોકારી ઉઠે છે. ગમે તેવા બુદ્ધિમાન અને કુશળ ચિકિત્સકની સારવાર તથા ઔષધોની કારી ફાવતી નથી અને વ્યાધિ કાબૂમાં આવતો નથી. તેવી સુવારોગી સ્ત્રીની હાલત માટે એક અપુર્વ અને સો ટકા ફળદાઇ પ્રયોગ યાને ઉપાય છે. જેટલો તે ચોક્કસ ફળ આપનાર છે, તેટલો જ તે વધુ સાવચેતીભર્યો અને કાળજીપૂર્વક પરહેજી રાખી કરવા જેવો છે. ગફલત કરનાર અને પરહેજીમાં રંચ માત્ર ભુલથાપ કરનાર દરદીની પ્રાણરક્ષા થવી તો બાજુ ઉપર રહી પણ તે ચોક્કસ પ્રાણહાનિ કરનાર નિવડે છે અને બરાબર અક્ષરશઃ પરહેજી અને પ્રયોગના કથનનું પાલન કરનાર માટે એ પ્રયોગ જરૂર અમૃત સમાન ગુણકર્તા થઇ પડે છે. મૂળ તો આ પ્રયોગ દક્ષિણમાંથી ગુજરાતમાં આવ્યો છે, છતાં તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. મૃત્યુના મુખમાં જઇ પડેલી સુવારોગની દરદી બાઇને અથવા તો ઝાડા-સંગ્રહણીના દરદીને એ નવા લોહીથી તસતસતાં અને નવજીવનવાળાં બનાવે છે, ત્યારે ચિકિત્સકો દાંતમાં આંગળાં ઘાલી તેને જોઇ રહે છે.

સાથે સૂચના એ પણ આપીએ છીએ કે આવો પ્રયોગ કરાવનાર ખાસ વૈદ્ય જ હોવો જોઇએ અને તે પણ ધીરજવાન, કુશળ

વૈદ્ય હોવો જોઇએ. કોઇ પણ ઘરધણી એ પ્રયોગ કરાવતા પહેલાં પોતાની જવાબદારી સંભાળવાની શક્તિ હોય તો જ કરાવી શકે છે. ઔષધ કાંઇ એટલું ભારી નથી, માત્ર દરદીને સંભાળી રાખવાનું જ મહત્ત્વભર્યું છે અને પરહેજીનું પૂરૂં પાલન કરાવવું એ પણ તેટલું જ મહત્ત્વનું છે.

## સુતિકારોગહારિણી ગુટિકા અને પ્રયોગ

આ પ્રયોગ ગાયના દુધ ઉપર રહીને કરવાનો છે. પરંતુ પ્રયોગ દરમ્યાન અને પ્રયોગ છોડયા પછી થોડો વખત અનાજ અને પાણી બંધ કરવાનું હોય છે, અને તેમાં પણ પાણીની એટલી સખત બંધી હોય છે કે જાજરૂ પછી ગુદાપ્રક્ષાલન માટે પણ પાણી માત્ર માપબંધ દરદીને અપાય છે. તે સિવાય પાણીનો સ્પર્શ કરવા માટે પણ મનાઇ છે. નહાવું નહીં, હાથ પગ ધોવા નહીં અને પાણીનો કોગળો પણ કરવાનો નથી. એટલે પ્રયોગ શરૂ કરતા પહેલાં દરદીએ ગાયના દુધ માટે ગાય વસાવવી જોઇએ, કેમકે ગાયનું દુધ વેચાતું લાવી, વેચાણીયા દુધ ઉપર વિશ્વાસે રહેવાથી વેચાણીયા દુધમાં સહેજ પણ પાણીનો ભેગ આવી જવાથી દરદીની હાલત બગડી જવા સંભવ છે. એટલે પ્રયોગ દરમ્યાન દુધ માટે ગાય પોતાના આંગણે જ દુઝણી રાખવી, અથવા તો પોતાની નજર સામે ગાય દોવરાવીને એ દુધ ઉપયોગમાં લેવાનું છે. દુધ લેવાની રીત દવાની પાછળ લખીશું.

## ગોળીની બનાવટ

**નાળીયેર**—એ ગુજરાતી નામ છે, હિંદીમાં નારીયલ, બંગાલીમાં નારીકેલ, મરાઠીમાં માડ અને અંગ્રેજીમાં એને કોકોનટ કહે છે. નાળીએરનાં ફળ અને નાળીએરનાં ઝાડથી કોઇક જ માણસ અણજાણ હોઇ શકે. તેનું વાવેતર હિંદમાં ઘણું કરીને સમુદ્રના કિનારા ઉપર

અને કોકણુ, દક્ષિણુ, મલબાર તરફ વધુ થાય છે. ગુજરાતમાં એનું ઘણું વાવેતર નથી. કોઇ સ્થળે જ તે દેખાય છે.

નિઘંટુના આધારે નાળીએરના ગુણ શીતળ, સ્નિગ્ધ, વીર્યવર્ધક, કઠિનતાથી પચનાર, બસ્તીશોધક, બળ અને પુષ્ટિકારક, મુત્રજનન તથા શોષ, તરસ, પિત્ત, રૂધીરદોષ, દાહ અને ક્ષયનાશક છે. પુરાતન ગ્રંથોના કર્તા ભાવપ્રકાશ, ચક્રદત, વૈદ્ય મનોરમા, શોઢલ, અને ચરકે તેના ગુણનાં ભારોભાર વખાણ કર્યાં છે. પરંતુ પશ્ચિમના વિદ્વાનો પણ નાળીએરમાં રહેલા અજબ જેવા ગુણથી મુગ્ધ થઇ પોતાની પૂરેપૂરી ખાતરી કરી તેના ગુણનું વર્ણન કરે છે. ડો. મેજર. બી. ડી. બાસુ, આઇ. એમ. એસ. પોતાના લખાણમાં નાળીએરને મધુમેહ (મીઠ્ઠી પેસાબ)માં ઘણું જ ગુણકારક અને સાકરનાં તત્ત્વો જે પેસાબમાં જાય છે તેમાં ઉત્તમ ઔષધ તથા અદ્વિતીય ખોરાક તરીકે વાપરવા ભલામણ કરે છે. તેમ જ ક્ષયનાં દરદીઓને તેઓ સલાહ આપે છે કે કોડલીવર ઓઇલ જેવી અભક્ષ્ય અને કેટલાંય વરસની વાસી બાટલીઓના તેલને પેટમાં ઘાલવું, એથી પરદેશ પૈસા મોકલવા, ધર્મભ્રષ્ટ થવું અને નાહકનું હેરાન થવું, તે કરતાં નાળીએરનો ઉપયોગ કરવાથી એ તેનાથી દશ ગણું વધારે કામ આપે છે, તો પછી તે ક્ષયના દરદીને શા માટે નહિ આપતા હોય ?

કોપરાને વાપરવાની રીત બતાવતાં તેઓ લખે છે કે લીલા કોપરાને ખમણીથી બારીક કરી નાંખી તેમાં ચણાનો આટો નાંખી, ચપાટી (ચોપડા) બનાવી ખાવા માટે દરદીને—નબળા અને ક્ષયના દરદીને આપવાથી ઘણો જ ગુણ કરે છે. ઘી મેળવીને તૈયાર કરેલી આ ચપાટી કેટલાક દિવસ સુધી બગડતી પણ નથી.

આ તો જાણે નાળીએરમાં રહેલા અજબ ગુણ સંબંધમાં થોડુંક દિશાસૂચન કર્યું. પરંતુ સુવારોગી સ્ત્રીના દુધના પ્રયોગમાં વપરાતી ગોળીમાં મુખ્ય દવા નાળીએરની 'પોઇ' છે. અથવા નાળીએરનો

'કોકો' તેને કહેવામાં આવે છે, જે નાળીએરના ઝાડમાં નાળીએર બાઝતાં પહેલાં વચમાં તરવાર જેવા આકારના ફણુગા રૂપે ફુટે છે, અને તેમાંથી ભંડારી લોકો રસ (માડી) કાઢી લે છે. તે કુણો ફણુગો અથવા પોઇ ઉઘડયા સિવાયનો લાવી, ઉપરથી છાલ કાઢી નાંખી, લાકડાની ખાંડણીમાં તેને ખાંડવાની શરૂઆત કરવી. આઠ દશ કલાક સતત છુંદવાથી જો પોઇ તાજી હશે તો તે નરમ થઇ જશે. ત્યાર-પછી જાયફળ તો. ૨, જાવંત્રી તો. ૨, લવીંગ તો. ૨, મરી તો. ૨, સુંઠ તો. ૨ અને સારૂં સાચું શુદ્ધ કેશર તો. ૧ાા—એ સર્વ પ્રથમ ખાંડી, જુદાં બારીક વસ્ત્રગાળ ચૂર્ણના રૂપે તૈયાર કરી પેલી પોઇના છુંદી તૈયાર કરેલા માવા સાથે મેળવી, ધીરે ધીરે ખાંડતાં જવું અને બધું તેમાં મેળવી દઇ તે એકરસ થાય એટલે એ બધાંની બરાબર સરખા વજને ૧૪ ગોળીઓ વાળવી. કેટલીક વખતે આ પોઇ તાજી નથી હોતી ત્યારે તેમાં ખાંડેલો મસાલો ઉમેરવાથી ગોળી વળતી નથી. તેમ જણાય તો તેમાં થોડું ગાયનું દુધ નાંખીને ૧૪ ગોળી બનાવી લેવી. એ રીતે આ ઔષધ તૈયાર થયા પછી આ દવા શરૂ કરવાની છે.

પ્રથમ દવા શરૂ કરતા પહેલાં દરદીને, તેને દુધનો પ્રયોગ કરાવવાનો છે તેવી વાત કરી, તેના મનની દઢતા કેળવવી, અને તેને સમજાવવું કે ઘણા જ ટુંકા વખતમાં આ પ્રયોગ કરવાથી પુરી તંદુરસ્તી આવી જશે અને લાલ લોહીથી શરીર તસતસતું બની જશે. પરંતુ તેને એક છાંટો પણ પાણી અથવા અન્ન આપવામાં આવશે નહિ. આ પ્રમાણે નક્કી કરી દરદીને પ્રથમ એક સાદો સુખ-રેચ આપી જુના મળનો નિકાલ કરવો. રેચમાં દીવેલ અથવા તો સારી ઉંચી હરડેની ફાકી આપવી, અને બે ત્રણ દિવસ અથવા ચાર દિવસ સુધી બીજો ખોરાક લેવામાં આવતો હોય તો બંધ કરીને માત્ર દુધ અને ભાત આપવા. પછી ચાર દિવસ ભાત ઓછો કરી, દુધ ઉપર ચઢાવી દઇને એ પછી આ દવા શરૂ કરવી.

કેટલાક દરદીને દુધ માફક આવતું નથી અને દુધ લેવાથી પેટમાં ગડગડાટ થાય છે અને દુધનો પ્રયોગ કરવાની વાત કરતાં તે કહે છે કે 'મને દુધ હજમ થતું નથી, પાશેર જેટલું યે પચે નહિ, ત્યાં દુધ ઉપર રાખવાની વાત તમો ક્યાં કરો છો ?'

આવા દરદીના કોઠામાં જઠરરસ અથવા અમ્લતા ઓછી હોય છે. માટે પ્રયોગ પહેલાં થોડાક દિવસ દાડમનો રસ અથવા સંતરાંને ફોડી તેમાં ખાટાં લીંબુનો રસ નીચોવી તે રસ સાથે સંતરૂં ધોળી ચુસાવવું. તેથી અમ્લતા વધે છે ને દુધ માફક આવે છે. પરંતુ ઔષધ આપવાની શરૂઆત કરતા પહેલાં જ આ અમ્લતા માટે દ્રવ્યો આપી દેવાં, કેમકે દુધનો પ્રયોગ શરૂ કર્યા પછી અપાય નહિ.

ઉપરની હકીકત ધ્યાનમાં રાખીને એક ગોળી સવારમાં પાશેર ગાયના દુધ સાથે ગળી જવી અથવા ટુકડા કરીને ગળવી અને બીજી એક ગોળી સાંજે પાશેર ગાયના દુધ સાથે ટુકડા કરીને ગળવી.

ઉપર પ્રમાણે દિવસમાં ૨ ગોળી દુધ સાથે આપવાની છે અને દરદીને જ્યારે જ્યારે ભુખ અને તરસ જણાય ત્યારે ત્યારે ગાયનું દુધ આપવાનું છે.

દુધનો સ્વભાવ એવો છે કે શરૂઆતમાં જુનો મળ નીકળી જાય ત્યાંસુધી તે માફક આવતું નથી અને કોઠે પડતું નથી. એટલે શરૂઆતમાં દરદીને વેણુ-ચુંટા થાય છે, કેટલાકને ઝાડા થઇ આવે છે અને કેટલાકને ઘણી જ પ્યાસ-તરસ લાગે છે. પરંતુ ભૂલેચૂકે પણ એક બુંદ પણ પાણી જો આપ્યું તો દરદી મરણ પામે છે અને પ્રયોગ કરાવનારને અપજશ મળે છે. દરદી તડફડાટ કરે તો પણ પાણી આપવું નહિ, તેમ જ 'પાણી વગર મરી જઇશ' એમ કહે તો પણ તે હકીકત તેની બિલકુલ સાચી માનવી નહિ, કારણ કે જીવન જીવવા માટે જેટલા પાણીની શરીરને જરૂર છે તેટલો જલીય

ભાગ દુધમાં છે, તે જળતત્ત્વ શરીરને પુરૂં પાડે છે. માટે ગભરાવાની જરીકે જરૂર નથી. તેને પાણી માગે એટલે દુધ જ આપવું. દુધ ભલે થોડું થોડું અને થોડા થોડા અંતરે લે તેની ચિંતા નહિ.

તેમ જ માત્ર સવારમાં અથવા જ્યારે દરદી જાજરૂ જાય ત્યારે ગુદાપ્રક્ષાલન કરવા માપસર પાણી આપવું અને દરદી ઉપર ઉભા રહેવું કે તે પાણી જાજરૂમાં છુપી રીતે પી લે નહિ.

સવારમાં દાતણ કર્યા પછી દુધથી કોગળા કરાવવા, પણ પાણી આપવું નહિ. દુધથી કોગળા કરી ઉપર થોડું આદુ ચાવવા આપવું, એટલે મોઢું સ્વચ્છ થઇ જશે.

દરદીના બળાબળનો વિચાર કરી પહેલા દિવસે બશેર દુધ આપવું: સવારે ૧ શેર અને સાંજે એક શેર તાજું દોહેલું દુધ વગર ગરમ કર્યે જ આપવું. અને સવારથી દિવસના ત્રણ વાગ્યા સુધી આપવું. ત્રણથી છ સુધી દુધ આપવું નહિ. પછી સાંજનું તાજું દોહેલું આપવું તે રાતના દશ વાગ્યા સુધી.

દરરોજ એક શેર દુધનો વધારો કરતા જવો અને દરદી એ લઇ પણ શકે છે. જેમને માફક આવી જાય છે તેઓ દરરોજનું અઢાર શેરથી અરધો મણ દુધ પચાવી શકે છે. આઠ શેર–દશ શેર સુધી તો દરેક દરદી ચઢી શકે છે અને પચાવી શકે છે.

આ પ્રયોગ શરૂ કર્યા પછી ભૂખ એકદમ લાગવા માંડે છે અને રોગનાં ચિહ્નો દબાતાં જાય છે. દુધ પચવા લાગે છે, દુધ ઘણું લેવા છતાં પણ મળ માપસર થાય છે, અને એકદમ લોહીનો શરીરમાં વધારો થવા લાગે છે, નાડી ભરેલી તથા ચહેરો લાલાશ લેતો તેજસ્વી થવા માંડે છે.

અને એ રીતે ભુખ લાગવા માંડી, ચાર પાંચ શેર દુધ પચવા લાગે અને દરદનાં લક્ષણો ઓછાં થતાં જાય એટલે સમજવું કે પ્રયોગનો ગુણ અવશ્ય થશે.

ઉપર દવાનું પ્રમાણ આપ્યું છે તે સાત દિવસની ચૌદ ગોળીનું છે. એ પ્રમાણે દરદીની સ્થિતિ ઉપરથી સાત દિવસ, ૧૪ દિવસ, ૨૧ દિવસ, ૨૮ દિવસ, ૩૫ દિવસ–એમ પ્રયોગ લંબાવી શકાય છે અને પ્રયોગ જેટલો લંબાવવાનો હોય તે પ્રમાણે આગળથી જ ઔષધ પુરતા પ્રમાણમાં બનાવી રાખી, પ્રયોગ શરૂ કરવાનો છે. વચ્ચે ફરીથી ઔષધ તૈયાર કરવામાં પણ વાંધો નથી. પરંતુ નાળીએરની તાજી પોઇ મળવાની સગવડ હોવી જોઇએ. બીજી દવાઓ તો ગમે ત્યારે મળી શકે છે.

આશાતીત આ પ્રયોગ ફળદાઇ છે અને તે સેંકડો દરદી ઉપર અજમાવેલો છે. આ પ્રયોગ અને ઔષધ માત્ર સુવારોગની રોગી સ્ત્રી જ કરી શકે છે, તેમ કાંઇ નથી. પરંતુ ક્ષય, સંગ્રહણી, પરદેશનાં પાણી લાગવાથી થતા ઝાડા, અગ્નિમાંદ્યનો દરદી આટલી જાતનાં દરદી માટે તે અકસીર છે. હરકોઇ વ્યાધિવાળા માટે દવા આ એક જ છે અને પ્રયોગની પદ્ધતિનું અક્ષરેઅક્ષર પાલન કરવાનું છે. પ્રયોગ કરાવનાર પોતાની બુદ્ધિનું ડહાપણ વાપરી જો દરદીની પરહેજી તોડાવવા જશે તો પ્રાણહાનિ થશે અને તેનું પાપ પ્રયોગ કરાવનારને લાગશે.

આ ઔષધનો પાઠ મહારાષ્ટ્રમાં વિદ્વાન વૈદ્યો પાસે કેટલાક હસ્તલિખિત ગ્રંથોમાંથી મળી આવે છે અને કેટલાંક જુદાં જુદાં પુસ્તકોમાં આ પાઠમાં સહેજ ફેરફાર પણ હોય છે. પરંતુ અમે લખેલો ઉપરનો પાઠ વધુ પ્રમાણભૂત અને અનુભવિત છે. આજે પણ મહારાષ્ટ્રમાં 'કોકાનું ઔષધ' એ નામથી આ પ્રયોગ પ્રસિદ્ધ છે અને વપરાય છે. મૂળ પાઠમાં પાણીની મના કરતાં લખે છે કે–

**आर्द्रकं दुग्ध मुक्तं च पथ्य मुक्तं भिषगवरैः।**
**पानीयं नैव दातव्यं तृषि क्षीर हितं सदा॥**

શ્લોકાર્થ ઉપરથી સમજાય છે કે પાણી માટે સખત મના કરેલી છે. એટલે દરદી જો દૃઢ મનોબળવાળો હોય અને પ્રયોગ કરાવનાર દૃઢ અને કુશળ ચિકિત્સક હોય તો સુવારોગની અસાધ્ય દરદી બાઇ, સંગ્રહણીનાં દરદી, અગ્નિમાંદ્યનાં દરદી અને ક્ષયનાં દરદીઓ આ ઓછી કીંમતનાં ઔષધથી અને દુધના પ્રયોગથી નવું જીવન અને નવી જીંદગી મેળવી શકે છે.

દૂધનો પ્રયોગ કરનાર દરદીને એક સૂચના આપવાની રહી જાય છે તેણે દર વખતે પાશેર દુધ પ્યાલામાં લઇ એક ચમચા વડે ધીરે ધીરે ચાવી ચાવીને પીવાનું છે. પરંતુ એકી સાથે ગટગટાવી જવાનું નથી. દૂધનું પ્રમાણ વધી જાય અર્થાત આઠ શેર ઉપર જાય ત્યારપછી ભલે ટંકે અરધોશેર પણ તે લઇ શકે છે.

ઔષધમાંહેનાં બીજાં દ્રવ્યો તો આપણે સહેલાઇથી મેળવી શકીએ છીએ, પરંતુ નાળીએરનો કોકો આપણા ગુજરાતમાં મળવો કઠણ છે અને દૂરથી મંગાવી વાપરવા જતાં એ સુકાયેલો મળે છે. એટલે અમને તો આ ઔષધ બનાવવું ત્યાં જ ઠીક લાગે છે, જ્યાં નાળી-એરીનાં જંગલો હોય અને છુટથી નાળીએર મળતાં હોય. એ માટે થાણા જીલ્લામાં નાળીએરી થાય છે, ત્યાંનાં કોઇ જાણીતા વૈદ્યરાજ પાસે ઔષધ બનાવી મંગાવી લેવું અથવા જાતે ત્યાં જઇ ઔષધ બનાવી લાવવું અને પ્રયોગ કરાવવો.

અત્યારની આંગ્લવિદ્યા શોધખોળમાં આગળ વધી છે તેવા વખતે બાહોશ દેશી વૈદ્યોએ આવા દરદી ઉપર—મરણાસન દરદીઓ ઉપર હિંમતથી આવા પ્રયોગો કરી, દરદીને ચંગા બનાવી, ડોકટરોને બતાવી આપવું જોઇએ કે અમારી પાસે પણ એવાં તિક્ષ્ણ હથિયારો છે કે જે વ્યાધિ રૂપી હાથીને સિંહની જેમ મહાત બનાવી શકે છે.

* * *

# પ્રકરણ ૩૩ મું

## बालो बलं हि राष्ट्रस्य ।

## (હરકોઇ રાષ્ટ્રનું બળ બાળક છે.)

આવો, મારાં પ્યારાં બાળક ! ન રડો, બસ જગતની હવા ખાધી કે રડવાનું શરૂ કરી દીધું ?

ઓહો ! તમે રડો છો, નહિ વારૂ ? મેં તમારી સંભાળ ન લીધી, તમોને નાળછેદન કરીને નાનીશી શય્યા (ઢોરણી)માં સુવારી રાખ્યા એટલે રડવાનું આવ્યું કે ?

ભલા, પણ તમે જાણો છો—પણ જાણવા જેટલી સંજ્ઞા તમને ક્યાં છે ? માતા તરફ હું વળી રહ્યો હતો. જાણો છો કે માતા જેણે નવ નવ માસ તમને ઉદરમાં રાખી પોષ્યાં અને જીવંત રાખ્યાં. એ માતાએ તમને પ્રસવ્યા. એ પ્રસવપીડામાં હોય તેની સંભાળ અને સારવાર તો પહેલી કરવી જોઇએ ને, મારાં પુષ્પ ?

એ બિચારીને તડફતી, પ્રસવવેદનાના કષ્ટે ચીલ્લાતી છોડીને તારી સારવાર તરફ ક્યાં આવું ? અને પછી તો માનવસ્વભાવ જ એવો છે કે જે કાર્ય હાથ લીધું તેને પૂરૂં કરવાની મનોભાવના હોય છે. એ ભાવનાથી પ્રસવવેદના અને પ્રસુતિનાં બધાં દર્દો તરફથી તેની રક્ષા કરીને તેને સાવધાન બનાવી, સારવાર સમજાવી અને જોઇતાં ઔષધોની સજાવટ અને બનાવટ બતાવી હવે હું તમારી તરફ વળ્યો છું. મારા હિન્દનાં નવાં ફૂલો !

તમે મારા રાષ્ટ્રનું ધન છો. તમે મારા રાષ્ટ્રના પ્રાણ છો—ગતિ છો અને જીવનશક્તિ છો, તમારૂં જીવન, તમારૂં સ્વાસ્થ્ય, તમારી ઉન્નતિ, વૃદ્ધિ અને તમારી કિલ્લોલતા ઉપર તો મારા દેશનો આધાર

છે, મારા દેશની શક્તિનું માપ છે. આ દેશની સંસ્કૃતિની તમે પારાશીશી છો. હરકોઇ દેશનાં બાળકની જીવનશક્તિ અને આયુષ્ય તથા નીરોગીતા ઉપરથી તે દેશની આંતરશક્તિનું માપ કાઢી શકાય છે.

માતાના ઉછંગે લાડ કરતાં અને માને પારણીએ હોલોળાતા અને કિલ્લોલતા, મારી માતાઓ ભાવભરી વાણીથી તમને સંબોધે છે : 'મારી આંખોના તારા ! મારા હૃદયના ટુકડા ! મારી પ્રેમની પ્રતિમા ! મારા સંસારનાં ઉધાન ! મારા બગીચાનાં ફુલ !'

ઓહોહો એ ભાવભરી મધુમયી માતાની વાણીમાં પડેલાં અનંત તત્ત્વસિંચન રૂપનાં વાકયો શું ખોટાં છે? નહિ, જરી પણ નહિ. જેમાં કેવળ સત્ય જ સમાયેલું છે એવાં એ વચનો છે. આજે ઝુલતું, આજે બે હસ્તે માતાનાં સ્તનને પકડી અમૃતમય પયનું પાન કરનાર શિશુ પોતપોતાની શક્તિ પ્રમાણે, દેશ, જાતિ, સમાજ કે રાષ્ટ્રનું સંચાલન કરનાર, સંરક્ષા કરનાર અને રાષ્ટ્રપતિ બનનાર છે.

કોઇ પણ જીવીત અને સ્વતંત્ર રાષ્ટ્ર કે જેને એ વાતનું સંપૂર્ણ ભાન છે કે બાલક એ જ એની જીવનશક્તિ છે તે રાષ્ટ્રના વિધાયકો બીજી બધી બાબતોની ઉપેક્ષા કરીને પણ પોતાનાં દેશનાં બાળકની સ્વાસ્થ્યરક્ષાની ઉપેક્ષા કરતા નથી.

યુરોપ, અમેરિકા જેવા સર્વ સ્વતંત્ર દેશમાં તમે જુઓ, ત્યાં બાળકોનાં પ્રદર્શન ભરવામાં આવે છે અને ત્યાં એવી માતાઓનું પુરસ્કારથી સન્માન કરવામાં આવે છે કે જે માતાનું બાળક સ્વસ્થ, બલિષ્ટ, અને તંદુરસ્ત હોય. એવાં પ્રદર્શનોમાં આમ જનતા, અધિકારીવર્ગ અને ખુદ સરકાર ખૂબ રસ લે છે અને એ બાળકોની સ્વસ્થતા જાળવવા માટે અને તેની રક્ષા કરવા માટે દેશની શક્તિ



'મારી આંખોના તારા! મારા હૃદયના ટુકડા! મારા પ્રેમની પ્રતિમા!' (પૃષ્ઠ ૨૫૪)



અને સંપત્તિનો સદુપયોગ થાય છે. તે લોકો સમજે છે કે બાળક એ જ કોઈ પણ રાષ્ટ્ર અગર સમાજરૂપ નાવમાં સાચા કર્ણધાર છે, નિર્માતા અને વિધાતા છે અને રાષ્ટ્રની વિજય વૈજયન્તિના સાચા સ્થંભ છે.

પરંતુ ભારત! પરાધીન, પદદલિત તથા દરિદ્ર ભારતની દશા વિચિત્ર છે. આ દેશનાં બચ્ચાં નવજાત શિશુની દયામય સ્થિતિ અને મૃત્યુસંખ્યા બીજા દેશ સાથે સરખાવવાથી હૃદય કંપી જાય છે, સારા ભુમંડળમાં કોઇ પણ એવો અભાગી દેશ નથી કે જ્યાં હિંદ જેટલી બાળકોની મૃત્યુસંખ્યા હોય.

તો પણ આજે આ બાળકોની મૃત્યુસંખ્યા અને દેશનું બાળધન નાશ પામતું આગળ વધી રહ્યું છે, તેને અટકાવવા જેઓ રાષ્ટ્રનું કલ્યાણ કરવા કમર કસી ભેખ લઇ દેશનેતાનાં બિરદ ઝીલનારાઓ છે તેમણે એ તરફ નજર નાંખી છે. બાકી સરકારને એ તરફ નજર નાંખવાને ફુરસદ નથી.

અયોધ્યાપતિ રામને મર્યાદા પુરૂષોત્તમ ભગવાન માનવાનો હું આગ્રહ નથી કરતો. પરંતુ એક વખત અયોધ્યાની ગાદી ઉપર એક આદર્શ રાજન માનવા–મનાવવા માટે મારે હિન્દમાં વસતા હરકોઇ જાતિભાતિનાં માનવીઓને બતાવવું નહિ પડે કે જે રામના આદર્શ ગુણોને લઇને આજે હજારો વર્ષ વિતી જવા છતાં તેની નામજપનની માળા ફેરવાય છે. આજે પણ હરકોઇ સારા અને આદર્શ રાજ્યને 'રામરાજ્ય'ની ઉપમા અપાય છે. ભારતની હિન્દુ પ્રજા તો આજે રામ નામને ભક્તિ–મુક્તિદાતા માને છે. એ 'રામ' જ્યારે રાજ્યાસન ઉપર હતા અને રાજ્યગાદી ઉપર બેસી પોતાની સત્તા પ્રજા ઉપર વરતાવતા હતા તે વખતે એક ઘટના બની ગઇ.

એક બ્રાહ્મણના બાળકનું અકાળ મૃત્યુ થઇ ગયું. એટલે તત્કાળ તે બ્રાહ્મણે રાજ્યસભામાં શ્રી રામ પાસે જઇ જવાબ માગ્યો કે 'હે રાજન! મારા બાળકનું અકાળ મૃત્યુ થાય જ શા માટે? તમે રાજ્યપતિ છો, પ્રજાનાં શુભાશુભ કર્મના તમે દ્રષ્ટા છો. કાં તો તમે રાજ્ય યથાર્થ રીતે કરી શકતા નથી અથવા મારા બાળકનું મૃત્યુ થવું તે રાજ્ય અથવા રાજાનું પાપ છે. મને જવાબ આપો, મારા બાળકનું મૃત્યુ થાય શા માટે?'

રામરાજ્ય અને ગાદીપતિ રામની આગળ આવી એક પ્રજાનો માણુસ કહે છેઃ મારા બાળકના મૃત્યુનું કારણુ રાજ્ય યા રાજાનું પાપ છે! કહો, ત્યારે શું થાય, આજના રાજ્ય વખતે રાજાને રાજ્યસભામાં કોઇ કહે કે તું પાપી છે તો?

આપણે એ કલ્પના જવા દઇએ, પરંતુ એ બ્રાહ્મણનું કથન સાંભળી રામસભામાં શું બન્યું તે જાણો છો? પુરૂષોત્તમ ભગવાન રામનું સિંહાસન ધ્રુજી ઉઠયું. સમર્થ ઋષિ વશિષ્ઠ અને વામનદેવ જેવા કંપી ઉઠયા.

અને રાજા રામે પોતાની ફરજ સમજી કે બ્રાહ્મણના બાળકના અકાળ મૃત્યુનું કારણુ શોધી આપવું યા તો તેના મૃત પુત્રને સજીવન કરી આપવો. મારા હિન્દ રાજપતિઓ—યા રાજકર્તાઓ! આ છે રાષ્ટ્રપતિની રાજ્યનીતિ—

પરંતુ આજે શું થઇ રહ્યું છે? આજે રાજકર્ત્તાઓ અને એને ભગાડી સ્વરાજ્ય લેનારાઓ અથવા તેના ઉપર ચઢી આવી ખુંચવી લઇ હિંદ જેવી વિધવાનું પુનર્લગ્ન (નાતરૂં) કરનારાઓ ફરી શું મારા હિન્દ ઉપર રામરાજ્ય—રામનીતિનું સ્થાપન કરશે!

એક તરફ હિન્દની પ્રજાની અલ્પવીર્યતા, અલ્પજીવન—બાળમરણુ જોવામાં આવે છે ત્યાં હૃદય રડી ઉઠે છે, બીજી તરફ હિન્દ જેવા

દેશ ઉપર પડી રહેલા વિદેશીઓના પંજા અને તેમાંથી છૂટવા–છોડાવવા મથતા માત્ર વાણીઆણુમાં પાવરધા દેશના લાડકા દેશનેતાઓ અને તેમનામાં પણ અત્યારથી સંપકુસંપના કાવાદાવાઓ જોઇને હૃદય વિદીર્ણ બની જાય છે. આ લેખિનીમાં કલ્પનાચિત્ર આલેખવાની એટલી શક્તિ ભરી નથી કે પાઠકોને એ બતાવી શકું કે ભારતનાં બાળકોનું અકાળ મૃત્યુ થવાનું પાપ કોને શીરે છે.

આજ એક બે નહિ પરંતુ ભારતમાતાના લાખો લાડકા લાલ અકાળે દારૂણ મોતના મુખમાં હોમાય છે. પરંતુ એમ શા માટે બને છે તેની શોધ કરવાને રાજ્ય કે રાષ્ટ્ર કોઈ તૈયાર નથી.

માત્ર એમ જ નથી કે બધાં બાળકો કેવળ રોગના કારણે પીડાવાથી મૃત્યુ પામે છે. અનેક વખત સમાચારપત્રોમાં એ પણ વાંચવામાં આવ્યું છે કે જન્મદાતા માતપિતા બાળક માટે બે ચાર દિવસ સુધી ઝુઝયાં છતાં એક અનાજનો દાણો બાળકને આપી ન શકયાં અને અન્ન વિના એ બાળકે તરફડીને પ્રાણ છોડયા ! અગર અન્નના અભાવે પોતાના હાથે પ્યારા બચ્ચાનો વિનાશ કરી પોતે આત્મહત્યા કરી ! આવા પ્રકારના સમાચારો તો અનેક પેપરોમાં પાઠકોએ વાંચ્યા હશે.

રામરાજ્યની ભૂમિનાં પ્યારાં સંતાનો આજે કેવળ ઉદરપોષણ માટે દેશ દેશ ભટકી રહ્યાં છે, અન્નજ્વાળા શાંત કરવાને માટે ભિક્ષા માગી રહ્યાં છે !

પ્રત્યેક સભ્યતાભિમાની પુરૂષ જાણે છે કે અમારી સભ્ય સરકાર પણ હિન્દની આ દુર્દશાથી માહિતગાર છે. ત્યારે પ્રત્યક્ષ અને મર્મસ્પર્શી દુર્ઘટનાઓ જોઇને પણ તેના નિવારણ માટે ક્રિયાત્મક ઉપાય નહિ કરવામાં આવે તો દેશની દશા કયાં જઇને અટકશે ?

ગવર્મેન્ટ રીપોર્ટ ઉપરથી જો આપણે બાળકની મૃત્યુસંખ્યાની ગણત્રી લઇએ તો એક વર્ષમાં પંદર લાખ છત્રીસ હજાર એક સો ને છાસી બાળકો એક વર્ષની અંદરની ઉમરનાં મરી જાય છે. અને એકંદર નાનાંમોટાં બાળકની મૃત્યુસંખ્યા ગણવામાં આવે તો બેંતાલીસ લાખ છોકરા અને બેંતાલીસ લાખ છોકરીઓ એક વર્ષમાં મૃત્યુ પામે છે. પાંચ વર્ષની અંદરની ઉમરનાં બચ્ચાંને બાળક ગણવામાં આવે છે. આ સ્થિતિ આપણે માટે કેટલી બધી દુઃસહ્ય છે તેનો તમે પોતે જ વિચાર કરી જુઓ. આ પ્રકારનું મૃત્યુ-પ્રમાણ દેશને માટે કેટલું બધું ભયંકર તથા હાનિકારક છે તેની કલ્પના તમને આવી શકે છે ખરી?

મુંબઇ પ્રાંતમાં એક હજાર બાળકનાં જન્મમાંથી ૧૬૧, બંગાલમાં ૧૭૪, પંજાબમાં ૧૭૮, મદ્રાસ પ્રાંતમાં ૧૮૭, યુ. પી. માં ૧૮૬, અને મધ્ય પ્રાંતમાં ૨૬૧ આ રીતે દર હજાર બાળકમાંથી મૃત્યુ પામે છે.

આ ચોંકાવનારા અને હૃદયને આઘાત આપનાર આંકડા ઉપરથી સમજાય છે કે હરકોઇ દેશ કરતાં હિન્દમાં બાળમરણ સવિશેષ પ્રમાણમાં છે.

બુદ્ધિમાન હરેક માનવી એ તો સમજે છે કે આયુષ્ય ધરાવનાર માટે ‘ અન્નમય પ્રાણ ’ ગણાય છે; અને નાના બાળક માટે ‘ દુગ્ધમય પ્રાણ’ ની કહેવત સદા સમજી શકાય તેવી છે. મોટાં માનવીઓના અન્નને આધારે અને બાળકોના દૂધને આધારે પ્રાણ ટકી રહેલા છે. જ્યાં અન્ન અને દૂધનો અભાવ હોય છે અથવા મળતું નથી ત્યાં મૃત્યુ અનિવાર્ય છે. આ વાત અથવા નિયમ બીજા દેશ માટે ભલે લાગુ ન પડે, પરંતુ હિન્દને માટે તો આ વાત અથવા નિયમ ઉપયુક્ત છે.

ભારતની ક્ષીણ થતી જતી આયુષ્યમર્યાદા અને વધી રહેલી મૃત્યુસંખ્યાનું મુખ્ય કારણ અન્નનો અભાવ અને દૂધનો અભાવ છે. લોમસ અને માર્કંડેય જેવા અમર દીર્ઘાયુઃ પુરૂષોની પ્રભાવશીલ કહાણી આ ભારતના ઇતિહાસની વિભૂતિ છે. આ એ જ સ્વર્ગીય દેશ છે કે જ્યાં પૂર્વે દૂધ અને ઘીની નદીઓ વહેતી હતી, આ જ દેશના ભરત જેવાં બાળક સિંહનાં બચ્ચાંઓ સાથે ખેલતાં હતાં. આ એ જ દેશ છે કે જ્યાં રોગ અને અકાળ મૃત્યુનું નામ નહોતું સંભળાતું. ભારત દેશમાં જન્મ લેવા માટે દેવગણો આકાંક્ષા સેવતા હતા **'जीवेम शरदः शतम्'** સો વર્ષ જીવવાની પ્રતિજ્ઞા કરવાવાળા આ દેશના માનવીઓ હતા.

પરંતુ તે વખતે ભારત સ્વતંત્ર હતો, સુખી હતો, દીર્ઘજીવી હતો. એ સમયે વિવિધ ઉપાયો કરીને અમારાં અન્ન, ધન, ગોધન, અને જીવનશક્તિની બેફામ લૂટ નહોતી થતી.

પરંતુ આજે આપણે કંગાલ છીએ. જે કાંઇ રહ્યું છે તેની લૂટ ચાલી રહી છે. મોટા શહેરોમાં વસતા મુઠ્ઠીભર ધનપતિઓ સિવાય આજે દેશની કરોડો પ્રજા અન્ન અને વસ્ત્ર વગર ત્રાહી ત્રાહી પોકારી રહી છે. રાજ્યમાં રાજ્યસિંહાસન ઉપર ચડી ચમર નીચે બેસતા રાજાઓ અને ધનિકો સિવાય પ્રજા કંગાલિયત પોકારી રહી છે. બીજા રોગોની ચર્ચા કરતાં પહેલાં હિન્દનો મહારોગ છે 'બુભુક્ષા.' એ સંબંધમાં વિચાર કરવાનું મહારથીઓ અને મહાપુરૂષોને સોંપી બાળકો સંબંધે અને તેની રક્ષા સંબંધે વિચાર કરવા હવે આપણે આગળ વધીએ. આવ, પ્યારાં બાળક! તારી સુશ્રુષા કરૂં.

* * *

# પ્રકરણ ૩૪ મું

## આપણાં બાળકો

ભલે બાળક હોય યા યુવાન કે વૃદ્ધ હોય, પરંતુ માનવી માત્રના દીર્ઘ જીવન માટે દુધ, અન્ન, વસ્ત્ર, સ્વચ્છ જળ, સ્વચ્છ વાયુ તથા સ્વચ્છ નિવાસસ્થાન આદિ જીવનનાં ઉપયોગી સાધનોની અત્યંત આવશ્યકતા છે અને તેના અભાવમાં અનેક રોગ-દોષ ઉત્પન્ન થઇને પ્રજાનો સંહાર થાય છે અને ભાગ્યવશાત તેઓ મૃત્યુથી બચી જાય છે, તો તેઓ સંસારની યંત્રણાઓ સહન કરવાને અન્ન, વસ્ત્ર અને જીવનનિર્વાહની ચિંતાઓ ભોગવીને મૃત્યુ તરફ ધસડાતા રહે છે.

વિચાર કરવામાં આવે કે ભારતમાં બાળકોની નીરોગીતા તથા પુખ્ત ઉમરનાં મનુષ્યોના દીર્ઘ જીવન માટે કયાં કયાં સાધનો અને પદાર્થો સાધારણ પ્રજા માટે ઉપલબ્ધ છે? હરકોઇ સમજી શકે તેવી વાત છે કે બચ્ચાંઓના દીર્ઘ જીવન માટે પ્રથમ તો જનની-માતાના નીરોગી અને સર્વશ્રેષ્ટ ધાવણની જરૂર છે, અને ત્યારપછી તેનાં દેહ, બુદ્ધિ અને જ્ઞાનના વિકાસ અર્થે ગૌમાતા-ગાયના દુધની આવશ્યકતા છે; જ્યારે હિંદમાં તો એ બન્ને વસ્તુઓનો અભાવ થવા લાગ્યો છે. વિશુદ્ધ અન્ન તથા પૌષ્ટિક ખાદ્ય પદાર્થોના અભાવથી આજે અગણિત હિંદની માતાઓનાં શરીરમાં લોહી અને માંસહીન માત્ર હાડકાં અને ચામડાં જ રહેલાં હોય, ત્યાં તેનાં શુષ્ક સ્તનમાંથી શુદ્ધ અને સુમધુર પયપાનની આશા ક્યાંથી રાખી શકાય? અને એ પયપાનના અભાવે બાળકને દીર્ઘ જીવનપ્રદાન કયા પદાર્થો કરી શકે?

અને માતાઓના દુધ બાદ બાળકોનાં જીવનની રક્ષા કરી શકે તેવો કોઇ પદાર્થ હોય તો તે ગાય-ગૌમાતાનું દુધ છે. પરંતુ ગાય-

માતા અને તેનું શુદ્ધ દુધ એ બાબત ઉપર નજર જતાં—એ કરૂણ વિષય તરફ આંખ ફેરવતાં તો આપણું હૈયું દ્રવી જાય છે.

દુધ—ઘીની નદીઓવાળા ભારત દેશમાં-ધેનુવૃન્દની વચ્ચે થનગનતા ભગવાન કૃષ્ણના ભારતનાં ગૌધનનો સંહાર આજે જોરથી ચાલી રહ્યો છે ! અરે એક સમય એવો પણ ભારતમાં આવશે—આવી રહ્યો છે કે બાળકોનાં દુધ માટે આજનાં વનસ્પતિઓનાં કહેવાતાં ઘીની માફક બાળકોને વનસ્પતિનું દુધ આપવું પડતું હશે અને તે પણ પરદેશથી ડબ્બાઓ ભરાઇને જ ભારતને અર્પણ થતા હશે !

જે અભાગી દેશમાં અથવા સભ્યતાભિમાની શાસકોના રાજ્યમાં ગૌમાંસ-ગાયનું માંસ અને ગાયનાં ચામડાંના વેપારના અડ્ડા જમાવવાના કોન્ટ્રાકટ અપાતા હોય અને ગૌમાંસથી હજારો હોજરીઓને સંતોષવા ખાતર દરેક મીનીટે નહિ પરંતુ દરેક સેકન્ડે અગીયાર ગાયોનો વધ થતો હોય અને એક કલાકે ૪૦ હજાર ગાયોની કતલ થતી હોય તેવા દેશમાં ગાયના નિર્મળ, શુદ્ધ અને પૌષ્ટિક દુધની આશા સેવવી એ સ્વપ્નસુખ બરાબર છે અને કૃષિપ્રધાન હિન્દનાં લાખ્ખો બાળકો એ શુદ્ધ દુધના અભાવે અકાળે મરણને શરણ થાય તો તેમાં આશ્ચર્ય પણ શું છે ?

આ એ જ દેશ છે—એ જ હિન્દુસ્તાન છે, જ્યાં દરેક ગૃહસ્થને ઘેર એક—બે કે ચાર નહિ, પરંતુ હજારોની સંખ્યામાં ગાયો રહેતી અને ગાયોને જ ગૃહસ્થાશ્રમનું સાચું ધન માનવામાં આવતું. એ ગાયો મણબંધી દુધ આપતી અને ગાયનાં દુધ તથા ઘીનો આહાર—તેને જ જીવનતત્ત્વ, સાચું વીટામીન, અથવા વિશ્વનું દૈવત માનવામાં આવતું. આ જ દેશમાં ઘી—દુધનો વિક્રય કરવો—વેચવું એને પાપ માનવામાં આવતું અને વેચનારને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવાતું. આજે પણ પ્રાયશ્ચિત્તના મંત્રોમાં આવાં વાકયો મળી આવે છે. છતાં પણ

એ વખતે તેના ભાવ કેવા હતા ? એ આજના વાચકો જાણીને આશ્ચર્ય પામશે.

સમ્રાટ રાજા ચંદ્રગુપ્તના વખતમાં એક પૈસાનું બશેર ઘી તથા એક પૈસાનું પચીસ શેર દુધ મળતું હતું. મુસ્લીમ બાદશાહ અલ્લાઉદીનના શાસનકાળમાં ચુમોતેર પૈસાનું અર્થાત એક રૂપીઓ અને અઢી આનાનું એક મણ ઘી મળતું હતું અને બાદશાહ અકબરના શાસન-કાળમાં ત્રણ રૂપીઆ અને પંદર આનાનું પૂરૂં ચાલીસ શેર ઘી મળતું હતું. (એ શેર કદાચ પાકો-બંગાળી હોય તો પણ ના નહિ !)

આજે આપણી માબાપ અને શાણી વિજ્ઞાનની શોધક બ્રિટિશ સરકારની છત્રછાયા નીચે દુધ-ઘીમાં સ્નાન કરનાર મારા ભારતબંધુ-ભગિનિઓ અને બાળકો માટે કૃત્રિમ રીતોથી તૈયાર થયેલું કેટલેક અંશે અપવિત્ર ગણી શકાય તેવું તથા અસ્વાસ્થ્યકર વનસ્પતિના ઘીના નામે ઘી વેચાય છે અને ડબ્બાઓમાં ભરી ભરીને પરદેશથી દુધ અને દુધના પાઉડર આવી રહ્યા છે; જ્યારે સાચું ઘી-માખણ તો એ રાજ્યકર્તાનાં લાડકાં સંતાનો સમુદ્રપાર બેસીને પ્રાતઃકાલે ડબલરોટી અને પાંઉ ઉપર લગાડી આરોગે છે. એક વાર નવનિધિ અને અષ્ટસિદ્ધિને વરેલા ભારતદેશની પ્રજા-પદદલિત, પરાધીન ભારતની પ્રજા જરાયે મુખ મરડયા સિવાય એ વિદેશથી આવેલી અને વિજ્ઞાનના જોરે અમૃત જેવી બની ગયેલી ચીજોને, એ દેખીતી રીતે મધુર છતાં સત્ત્વહીણ વસ્તુને ગળાથી નીચે ઉતારી તન-મન-ધનનું સ્વાસ્થ્ય ખોઇ રહી છે. આ છે દેશની પરાધીનતાનો રોમાંચકારી ઇતિહાસ, ભીષણ અભિશ્રાપ અને લાડલાં ઉછરતાં સંતાનો-પ્યારાં બાળકોનાં મૃત્યુનું અસલી કારણ.

બાલ્યકાળમાં દુધનો અભાવ અને મોટાં થયે પૂરતાં અન્નવસ્ત્રનો અભાવ એ વાત તો સ્પષ્ટ જ છે. ભારત એ કૃષિપ્રધાન દેશ છે. ભારતના અન્નદાતા તથા પ્રાણ ખેડુત છે. ભારતનો આત્મા

નગરોમાં નહિ પણ ગામડાંમાં છે. ભારતની દરિદ્રતાનું કારણ જાણવું હોય તો જ્યાં કૃષિકારો રહે છે તેમનાં શરીર અને વહેવારિક સ્થિતિ તપાસો.

ત્યાં જઇને કૃષિકારોનાં પ્યારાં સુકુમાર બાળકો અરધાભૂખ્યાં, બળબળતા બપોરે જુતા વગરનાં, કડકડતી હીમ જેવી ઠંડીમાં વસ્ત્ર વગરનાં અને ધોધમાર પડતા વરસાદમાં મકાન ઉપર પુરાં છાજ વગરનાં તમે હૃદયપૂર્વક જુઓ. જ્યાં પીવાને દુધ નથી, ખાવાને અન્ન નથી અને શરદી ગરમીથી બચાવવા કંગાલ શરીર માટે ફાટયાંતુટયાં ચીંથરાં પણ પૂરાં મળતાં નથી, ત્યાં બાળકોને બચાવવા, તેની સ્વાસ્થ્યરક્ષા કરવા તેમને દીર્ઘજીવન જીવાડવાનાં સાધનો ક્યાંથી હોય ?

ગામડાંઓની દરિદ્રતા, ગંદકી, શિક્ષણનાં સાધનોનો અભાવ—આ બધાં કારણો એવાં છે કે જે બાળકોના અકાળ મૃત્યુ માટે જવાબદાર છે.

ગામડાંની સ્થિતિનાં પ્રાકૃતિક કારણો છોડી, હવે આપણે સાધનસંપન્ન નગરો—શહેરોની પરિસ્થિતિ તપાસીએ.

ધનિકો, મીલમાલિકો અને શેઠીઆઓથી ઉજ્જવળ બનેલાં શહેરોની દશા અને બાલમરણ તો ગામડાંથી પણ ચઢી જાય તેવાં છે. ઉપરથી ઝળાંઝળાં જણાતાં નગરો કે જ્યાં લક્ષ્મી રાસ રમતી હોય તેવું ઉપલક નજરે જણાય છે અને એ ભપકાથી આકર્ષાઇ ગ્રામ્યજનો ભૂખ અને દરિદ્રતાથી છુટવાના હેતુથી ગામડાંઓ છાંડીને શહેરમાં જઇ જીવન જીવવા—સુખી જીવન જીવવા આકાંક્ષા સેવે છે. પરંતુ શહેરમાં ગયા પછી એ કુદરતી અણુમોલ વસ્તુ પણ મળતી બંધ થાય છે અને કુદરતી જીવન જીવવા માટેનું સાચું જીવનતત્ત્વ લુંટાઇ જાય છે.

કલકત્તા, મુંબઇ, અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં વસતા ગરીબ મીલમજૂરો અને કામદારો જે ઝુંપડીઓમાં-જે ચાલીઓમાં રહે છે, તેને નજરે જોયેલ હશે અને તેનો અભ્યાસ કર્યો હશે તેમને બરાબર સમજાશે કે સંસારમાં દારિદ્ર અને દરિદ્ર જીવનની કહાણી કેટલી કરૂણ તથા હૃદયદ્રાવક હોય છે.

વિશ્વની વિષમતા અને ગરીબ તથા અમીરોની ચિત્ર વિચિત્ર દશા જોઇને તેનું સાચું બયાન તો તેનો અભ્યાસી જ કરી શકે.

એક તરફ અમીરોનાં બાળકો ગરિષ્ટ અને મિષ્ટ ભોજન આરોગી, ઉપરથી અપ્રાકૃતિક વિદેશી ઔષધોના રગડા હરદમ જન્મથી જ પેટમાં રેડી, હોજરી તથા કોમલ આંતરિક અવયવોને બગાડી મરતાં-મરણ ને શરણ થતાં હોય છે; બીજી તરફ દલિત મજૂરવર્ગની માતાઓ પેટનો ખાડો પુરવા બચ્ચાંઓની ઝોળી સાથે લઇ મીલના ધૂમાડાની ઉડતી ખરેટી અને રજ, તથા અશુદ્ધ જળનું અનિચ્છાએ સેવન કરીને ભેળસેળવાળા, મીલમાં પીસાયેલા આટાની રોટલીથી પેટનો ખાડો પૂરવા છતાં બાળકો અને પોતાની જાતને મૃત્યુના મુખમાં હોમી રહેલ છે!

એક તરફ અમીરનાં બાળકો બાલ્યકાળથી નાટક, સીનેમા, પાર્ટી, નાચમુજરા અને જાતભાતના જલસામાં જવા લાગી પોતાનાં તન-મનને વિલાસની હોળીમાં સળગતાં કરી રહ્યાં હોય છે; બીજી તરફ ગરીબનાં બાળકો કે જેની બાલ્યાવસ્થાને ખેલવામાં-નિર્દોષ રમતમાં અર્પણ કરવાની હોય છે તે જ કાળમાં તેઓ એક-બે રૂપીઆની નોકરી માટે હોટેલોના બોય બનવાની કે અમીરોના ઘરના એંઠવાડ ચુંથવાની સેવા બજાવવાની ચિન્તાથી શરીરને જલાવી રહ્યા છે.

મોટાં નગરો જુઓ કે ગામડાં જુઓ, શુદ્ધ વાયુ, શુદ્ધ અન્ન, શુદ્ધ જળ અને પૂરતાં વસ્ત્રના અભાવે તથા ઉચિત લાલન-પાલનના અભાવે બાળકો ભિન્ન ભિન્ન રોગોથી પીડિત બની રહે છે અને

વિદેશી આબોહવાથી તૈયાર થયેલાં ખોરાકો અને દવાઓ તથા મિથ્યા આહારવિહાર અને વિદેશી સભ્યતા તેમ જ રહેણીકરણીનું ખોટું અનુકરણ કરીને દેશનાં તન–મન–ધન, ચારિત્ર્ય અને સ્વાસ્થ્ય તથા જીવનનો સંહાર થવા લાગ્યો છે.

ભારતીય બાળકોના રોગ–દોષ અને મૃત્યુ ઉપર તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો જણાય છે કે જ્યાંસુધી ભારતની દરિદ્રતા, પરાધીનતા, સંપત્તિનો હ્રાસ અને પરદેશી રાજ્યકર્તાની વેપારી લાલસાએ ઉપજાવેલી એલોપથી યા વિદેશી દવાઓ, અને તે દવાઓના પ્રચારક અથવા એજન્ટો–ડોકટરો રૂપી સત્વચુસણુ જીવોની શાંતિ ન થાય, દેશ સ્વતંત્ર ન થાય અને વેદકાળથી હિંદની આબોહવા તથા હિંદની પ્રકૃતિ પ્રમાણે રચાયેલા આયુર્વેદશાસ્ત્રને સજીવન બનાવી તેને ઘેર ઘેર વ્યાપક કરી, બાળકોની તંદુરસ્તી અને દીર્ઘજીવન માટે માતાઓ સ્વતંત્ર સમજણપૂર્વક બાળકોના સાચા વૈદ્ય જેવી ન બને, ત્યાંસુધી બાળરોગો અને બાળમરણને નહિ અટકાવી શકાય.

કોઇ પણ નિરીક્ષક અભ્યાસભરી રીતે આજથી પચાશ અને સો વરસ પહેલાનું અગર તો વિદેશી સંસ્કૃતિનો આવિર્ભાવ હિંદ ઉપર થયો તેના પ્રારંભકાળનુ અવલોકન કરે અને આજની સ્થિતિ તપાસે : આપણાં બાળકો, આપણી પ્રજા અને જનતાના આરોગ્ય, સ્વાસ્થ્ય અને દીર્ઘજીવન સંબંધે આંકડાઓ મેળવે, તો તેને જણાઇ આવશે કે આપણે બીજી રીતે ગમે તેટલું જ્ઞાન મેળવ્યું હોય, વિદેશીઓના સાહસે આપણું વિજ્ઞાન ગમે તેટલું ઉંચું ગયું હોય અને યંત્રબળોથી આપણી શોધો વધી ગઇ હોય, છતાં એટલું તો કબૂલ કરવું પડશે કે મનુષ્યજીવનનો મહામૂલો મંત્ર–દીર્ઘજીવન અને સ્વાસ્થ્યપૂર્ણ જીવનની સાચી વિદ્યા અથવા સાચું જ્ઞાન આપણે ગુમાવી દીધું છે, અથવા તે જાતનું આચરણ

આપણે છોડીને અનુકરણ કરવા લાગી જવાથી આપણે આપણાં સ્થાનથી ઘણે દૂર હઠી ગયા છીએ.

અનેક ઉલ્કાપાતો અને આવિર્ભાવ છતાં, અનેક ઢોળો ચઢી જવા છતાં અને મૂળ વસ્તુ ઉપર ગીલીટ લગાડવા છતાં, હજી હિંદુસ્તાનનાં વન અને ઉપવનોમાં વનસ્પતિ ઋતુ ઋતુઓને અનુસરીને ખીલી રહી છે. એ ચાહે છે કે માનવી મા ્ર મારી નિર્દોષ સૃષ્ટિને સમજી–વિચારી દીર્ઘ જીવન જીવવા માટે તેમ તેમની જ સ્વાસ્થ્યરક્ષા માટે તેનો ઉપયોગ કરે.

જ્યારે દેહરક્ષા માટેનાં આજનાં ઔષધો–વિદેશી ઔષધો નહોતાં શોધાયાં અને બાળક માટેનાં ખાદ્ય–પેય અને આયુષ્યવર્ધક મનાતા પેટંટો વિદેશમાંથી નહોતાં આવ્યાં તે કાળમાં બાળકનું મરણપ્રમાણ આટલું મોટું નહોતું. બાળકના નજીવા વ્યાધિઓ અને મહા વ્યાધિઓમાં, એક જ બટવામાં બંધાઇ ઘરમાં રહેતી હરેડે અને સંચળ જેવી નિર્દોષ વસ્તુ બાળારાજાનું આરોગ્ય લાવી આપતી. તેમને વૈદ્યો અને ડાકટરોની ભાગ્યે જ જરૂર પડતી–લગભગ નહોતી જ પડતી.

આજે એ ' ઘરનાં ઔષધો 'નું જ્ઞાન તો બીલકુલ ગયું છે અને એ જ્ઞાનને ધારણ કરી, બાળકોની તંદુસ્તી માટે ચિંતા સેવી, સ્વાસ્થ્યના ઉપાયો જાણનારી વૃદ્ધાઓ પણ ઓછી નજરે આવે છે. આજ તો જન્મ થતાં જ બાળકની માવજત વિદેશથી આવતી દવાઓથી થાય છે અને એ બાળકોનાં ઉદરો ' ગ્લુકોઝ ' અને ' ગ્લેક્ષો 'થી પોષાય છે. આજે માતાનાં સ્તન સુકાયાં છે અને ગૌમાતાનાં દર્શન દુર્લભ બન્યાં છે.

આ વસ્તુસ્થિતિથી બચાવી, બાળકોનાં આરોગ્ય, આયુષ્ય, તંદુરસ્તી, ઉછેર–આદિ સંબંધમાં પુનઃ ઘરગથ્થુ જ્ઞાનની સ્થાપના કરવા માટે અને બાળકની માવજત માટે હવે પછી આ બાબતને લગતી વિચારણા શરૂ કરવાની છે.

હમણાં તો નાળછેદન કરીને બાળકને પ્રસવ પછી સુવાર્યું છે, એટલે ત્યારપછી વધતી જતી ઉંમર સાથે રાખવી જોઇતી સંભાળ, સાવચેતી અને ઉછેરનું જ્ઞાન આપીશ, તેને થતા વિવિધ વ્યાધિઓને સમજાવી દઇ, દેશની વનસ્પતિઓ અને ઔષધોની બનાવટ બતાવીશ. જેને બોલવાની શક્તિ નથી, સમજાવવા માટે સંજ્ઞા કરતાં આવડતું નથી, તેવાં બાળકોને વિવિધ વ્યાધિઓ થાય છે એ વખતે ઉપચારો કરવાની જરૂર રહે છે; અને મારો અનુભવ છે તથા મને જ્ઞાન છે કે આવાં બાળકોને ચિકિત્સકોના હાથમાં સોંપી વધુ દવાઓના ઝગડામાં નાંખી દેવા કરતાં આપણે ત્યાં સુલભતાથી મળતી નજીવી ચીજો બાળકને જલદી તંદુરસ્ત અને પ્રસન્ન બનાવે છે. એ ઉપાયો હું પુષ્કળ સમજુતીપૂર્વક લખીશ. એટલે મારા આપેલા ઉપાયો અને ચર્ચાને ગૃહસ્થાશ્રમી માનવીઓ અપનાવશે, માતાઓ–બ્હેનો તેને ધરગથ્થુ સમજી, તેનો અભ્યાસ કરી, વહેવારમાં ઉતારશે તો લાખ્ખો બાળકોની તંદુરસ્તી જાળવી શકાશે અને એમનાં અકાળ મરણનો આંકડો હળવો બનશે.

વિવિધ વાર્તાઓ અને મનને આનંદ ઉપજાવનારા કિસ્સા કે કહાણીઓ જેટલી રસભરી રીતે બહેનો વાંચે છે તેથી વિશેષ ચિંતવનપૂર્વક આ વિષય વાંચી, તેનું મનન કરી રાખવા હું મારી હિન્દમાતાઓને ભલામણ કરૂં છું, અને ઇચ્છું છું કે આ વિષય તમે જો જીવનમાં ઉતારો તો તમારાં લાડકાં સંતાનોની સંપૂર્ણપણે રક્ષા કરી શકો, તેમના રોગ અને દોષથી તેમને ફરી પાછા તંદુરસ્ત બનાવી શકો અને જે કળા પૂર્વે હતી તે તમે પ્રાપ્ત કરી શકો. આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી હવે આપણે છોટાસા બાળકની સારવાર હાથ ધરીએ.

* * *

# પ્રકરણ ૩૫ મું

## જન્મતા બાળકનો પહેલો માસ

નાળછેદન કરી લઈ, ગળથુથી પાઇ, ઢોરણીમાં સુવાડેલું બાળક નિદ્રામાં પડી જાય છે. અને શુષુપ્તિ સેવન કરવા લાગે છે અને માતા આરામ સેવે છે. પરંતુ ચાર છ કલાકે બાળક જાગે છે અને સળવળાટ કરે છે ત્યારે તેની ખબર લેવી રહે છે; કારણ કે તેણે પેસાબ કરી બીછાવેલાં કપડાં પલાળ્યાં હોય છે, એટલે કોરૂં કરવું એ ફરજ આપણી જ રહે છે. જો તેની કાળજી રાખવામાં નથી આવતી તો પલાળેલાં કપડાં શરીર ઉપર રહેવાથી તેને શરદી જલદી થાય છે. એટલે બે ત્રણ કલાકે બાળક જાગે યા ઉંઘમાં હોય તો પણ તેની સંભાળ લઇને તેને કોરૂં કરવું જ જોઇએ. પ્રથમના બે દિવસો સુધીમાં આવી સંભાળ સુવાવડીની સારવાર કરનાર બાઇએ લેવી ઘટે. ત્રણ કલાકના અંતરે તેને આગળ બતાવેલી વિવિધ જાતની ગળથુથીમાંથી એક જાતની ગળથુથી જે તૈયાર કરવામાં આવી હોય તે પાવી–નાની ચમચીથી ધીરે ધીરે મોઢામાં મુકવી. એટલે બાળક આપોઆપ એ પી જાય છે અને કુદરતની એ ખૂબી છે કે દુનિયાની હવા ખાધા પછી પહેલું જ્ઞાન તેને ક્ષુધાનું હોય છે અને આજસુધી જે બાળક નાળ મારફત શરીરનું પોષણ મેળવતું તેનું પોષણ હવે મુખ માર્ફત પેય પદાર્થથી મેળવવાનું રહે છે. કેટલીક વખત ઘણો ગોળ નાંખી તૈયાર કરેલી ગળથુથી બાળકને ગરમ પડે છે અને એકાદ દિવસમાં મોઢું આવી જાય છે, એટલે ગળથુથીમાં પડતાં દ્રવ્યોને સમજી વિચારી યોગ્ય પ્રમાણમાં પાણી તૈયાર કરી–તાજી બનાવીને બે દિવસ એ ગળથુથી વડે પોષણ આપવું.

કોઇ ખાસ કારણ ઉભું ન થાય તો પછી બીજા દિવસથી માતા એને ધવરાવવા લે તો ખાસ વાંધો આવતો નથી. શરૂઆતનું દુધ

દુર્જર એટલે ભારે હોય છે, છતાં ઘણાં બાળકોને વાંધો આવતો નથી અને એ ધાવવા લાગે છે. પછી તો માતાનું પયપાન મળ્યું એટલે બીજા આહારની તેને જરૂર જ રહેતી નથી. એ એનાં પોષણ તથા સંવર્ધન માટે પુરતું છે. છતાં કેટલીક વખત સ્તન એટલાં કઠિન બની ગયાં હોય છે કે તેમાંથી બાળક ધાવણ ચૂસી શકતું નથી. ક્યારેક સ્ત્રીની બેદરકારીને લીધે સ્તન બરાબર સાફ નહિ રાખવાથી પ્રથમ બાળક ધાવે છે અને ચૂસે છે ત્યારે દીંટડી ઉપર ચીરા પડી જાય છે અથવા ચાંદીઓ થઇ જાય છે. એટલે સ્તનમાં ધાવણ હોવા છતાં પણ બાળકને વળગાડી શકાતું નથી. તે વખતે આવાં નાનાં બચ્ચાને શું આપવું એ પ્રશ્ન ઉભો થાય છે. ગળથુથી ઉપર દિવસો સુધી રાખવું તે હિતાવહ નથી લાગતું, ત્યારે આહાર તરીકે એટલા કુમળા બાળકને પોષણ મળે તેવો પદાર્થ આપવાની જરૂર હોય છે.

જો કે માતાનું દુધ એ તો ખરી રીતે સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. પરંતુ માતાના દુધના અભાવની જગ્યાએ જ આ વાત વિચારવાની રહે છે. માતાના દુધની જગ્યાએ અન્ય પ્રાણીઓનું દુધ આપવાનું હોય છે, અને આટલા નાના બાળકની અવસ્થાનો વિચાર કરતાં પ્રાણીઓનાં દુધમાં પ્રથમ બકરીનું અને બીજા નંબરે ગાયનું દુધ આપવું પડે છે.

નવજાત શિશુની હોજરી એટલી નાજુક હોય છે કે બકરીનું અથવા ગાયનું દુધ આપવું પડે છે, તે પણ તેને પચવામાં ભારે પડે છે. એટલે તેને હળવું બનાવવા માટે તેને નીચેની રીત મુજબ આપવું :

બકરીનું અથવા ગાયનું દુધ તો. ૧૦માં પાણી તોલા દશ નાંખી ગરમ કરી તેની અંદર પાંચ દાણા વાવડીંગના નાંખી એક બે ઉભરા આવતાં સુધી ઉકાળી ઠંડું બનાવી આપવું.

કેટલીક વાર ચમચી વડે પીવરાવવાથી બાળક આસાનીથી પી શકતું નથી. કેટલીક વખત એટલા નાના બચ્ચાને પ્રમાણસર મોઢામાં દુધ પીવરાવવાની કાચની શીશી રબ્બરની દીંટડી જેવી ટોટીવાળી આવે છે તેમાં ભરી બાળકના મોઢામાં એ ટોટી આપવાથી ધાવની માફક ટોટી મારફત શીશીમાંનું દુધ બાળક ધાવે છે.

બાળકને દુધ આપ્યા પછી શીશીમાં વધેલું દુધ કાઢી નાંખી શીશીને ગરમ પાણીથી સાફ કરી નાંખીને ફરી જ્યારે જરૂર પડે ત્યારે દુધ ભરીને પાવું.

બાળકે દુધ પી લીધા પછી એમનું એમ દુધ શીશીમાં રહેવા દે છે અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ફરી તે શીશી બાળકના મુખ ઉપર ધરે છે. આ રીત તદ્દન ગેરવાજબી છે અને એ બાળકની તંદુરસ્તીને હાનિ પહોંચાડનાર છે; માટે કદાપિ શીશી પ્રત્યે બેદરકારી રાખવી નહિ. વારંવાર તેને દુધ ભર્યા પહેલાં ગરમ પાણીમાં સાફ કરવાની પૂરતી કાળજી રાખવી.

શરૂઆતમાં માતાના દુધના અભાવે આપણે દેશી રીતે તો ગળથુથી અગર ગાય બકરીનું દુધ ઉપરની રીતે નરમ બનાવીને આપી શકીએ. એ સિવાય વિદેશી રીતે તો અનેક વસ્તુઓ બાળકને આપવાની ભલામણ થાય છે. તેમાં મુખ્ય વસ્તુ છે ગ્લુકોઝ. એ ગ્લુકોઝ પાઉડરના રૂપમાં આવે છે અને તે પાણી નાંખીને બાળકને પીવરાવવાથી પોષણ આપે છે. ગરમ પાણી બનાવી તેમાં ગ્લુકોઝ નાંખી ચમચી વડે બાળકને અપાય છે, મોસંબીના રસ સાથે ગ્લુકોઝ નાંખીને આપવામાં આવે છે અને આપણે ગ્લુકોઝના પૃથક્કરણમાં ન ઉતરીએ તો યે એ વસ્તુ બાળકને આપી શકાય એવી તો છે જ. બીજે નંબરે ગ્લેક્ષો પાઉડર પણ દુધના બદલામાં આપવા માટે આવે છે. આ પાણી સાથે મેળવીને અપાય તેવી વસ્તુ છે.

અત્યારે જ્યારે શહેરી જીવનમાં ગાય બકરીનાં દર્શન દુર્લભ છે, બજારૂ દુધો અનેક ભેળસેળવાળાં મળે છે, માતાના દુધનો જે વખતે અભાવ છે, તે વખતે નિરૂપાયે પણ ગ્લેક્ષો અને ગ્લુકોઝનો આશ્રય લીધા વગર છુટકો થતો નથી. હું માનું છું અને મને અનુભવ છે ત્યાંસુધી આ વિદેશીય અને વિદેશી પદ્ધતિ પ્રમાણે તૈયાર થતા પદાર્થો બાળકને પોષણ આપનારાં અને પૂરી રીતે તત્ત્વસિંચન કરનારા ન હોય, તોયે જ્યાં આપણે આપણા તાત્ત્વિક અને ઉપયોગી પદાર્થો (પ્રાણીઓનાં દુધ) સારા રૂપમાં મેળવી શકતા નથી, એવાં સ્થળો—શહેરોમાં આ વિદેશીય પદાર્થોના ઉપયોગ સિવાય બાળકને કઇ રીતે જીવાડી શકાય? એટલે એની અનિચ્છાએ પણ જરૂરીયાત રહે છે. એથી કચવાતે મને એવા પદાર્થોની ભલામણ કરવી પડે છે.

પરંતુ માતાના સ્તનમાં ભરપૂર દુધ હોય, બકરી કે ગાયનું દુધ મળી શકતું હોય, તે છતાં ડોકટરી અભિપ્રાયથી કે બાળકને તાજું બનાવવા માટે જો કોઇ ઉપરની અથવા તેના જેવી ભળતી ચીજો આપે તો હિમ્મતપૂર્વક કહેવું પડે છે કે માતા અને પ્રાણીઓનાં દુધમાં બાળકને પોષણ આપવા અને જીવંત રાખવા માટે જે તત્ત્વ છે તે આવા બનાવટી પદાર્થોમાં નથો. માટે તે તરફ નહિ જતાં પ્રત્યક્ષ દુધનું બાળકને સેવન કરાવવું હિતકર્તા છે.

એકાદ વખત બાળકને ધવરાવવાથી અથવા વગર ધવરાવે ડીંટડી ઉપર ચીરા પડી ગયા હોય અને નાની નાની ચાંદીઓ માતાનાં સ્તન ઉપર પડી ગઇ હોય ત્યારે બાળકને વળગાડી શકાતું નથી. માતા ઇચ્છતી હોય છે કે આ ત્રાસ ઓછો થાય તો બચ્ચાને વળગાડું. તે વખતે નીચેની કોઇ પણ વસ્તુ લગાડવાથો એ રૂઝાઇ જાય છે.

(૧) માખણ. (૨) ધોયેલું ઘી. (૩) ધોયેલું દીવેલ.

(૪) ૧ ભાગ ઝીંક ઓક્ષાઇડ અને ચાર ભાગ વેસેલાઇનનો બનાવેલો મલમ.

(૫) ૧ ભાગ બોરીક અને ચાર ભાગ માખણ મેળવી બનાવેલો મલમ.

(૬) ૧ ભાગ કેલામેના પ્રેપ્રેટા અને ચાર ભાગ ધોયેલું ઘી.

(૭) ૪ ભાગ વેસેલાઇન, ૧ ભાગ સુખડનું તેલ, ૧ ભાગ ઓઇલ યુકેલિપ્ટસ, ૧ ભાગ ઝીંક ઓક્ષાઇડ.

ઉપરની સાત ચીજો પૈકી જે સુલભતાથી મળે તે વારંવાર દીંટડી ઉપર અથવા કાપા પડયા હોય તો તે ઉપર અથવા ચાંદી પડી ગઇ હોય તેની ઉપર લગાવી રાખવાથી અને બે ત્રણ દિવસ બાળકને નહિ ધવરાવવાથી એ ચીરા–ચાંદી, બધું રૂઝાઇ જાય છે અને રૂઝાઇ ગયા પછી તુરત બાળકને ધવરાવવા લાગવું.

પીડા થવાની બીકે અને ફરી તીરાડો પડી જશે તેવા ભયથી બાળકને દૂર રાખવાથી ધાવણની શિરાઓ સૂકાવા લાગે છે અને પછી બાળક માટે આવતું ધાવણ બંધ થઇ જાય છે. બાળક ધાવણ સિવાય બીજી રીતે જોઇએ તેવું પોષણ મેળવી શકતું નથી. પછી બીજી ગમે તેવી ઉંચી અને ઉમદા બનાવટો આપો, પરંતુ બાળકની શરૂઆતની જીંદગી માટે માતાનું દુધ એ અમૃત સમાન છે.

વિદેશી માતાઓ બાળકને નથી ધવરાવતી એનું કેમ ? આવા પ્રશ્નો સામે કરશો નહિ. હિંદુસ્તાન એ પરદેશીઓથી જુદો મુલક છે. આપણાં આબોહવા અને આગળથી ચાલી આવેલી ધવરાવવાની રૂઢી એ જ ઉત્તમ છે અને બાળક માટે જ સ્તનમાં ધાવણ કુદરતે મૂકયું છે, તમે કુદરત સામે પ્રશ્ન નથી કરી શકતા.

માતાના સ્તનપાનના અભાવમાં અને જ્યારે બીજાં દુધ અનુકૂળ આવતાં નથી, ત્યારે બાળક માટે ધાવ રાખવાની જરૂર પડે છે. ધાવ રાખવાનું કારણ માત્ર એક જ હોવું જોઇએ કે માતાના સ્તનરોગના કારણે અથવા જો માતાને દમ, કફ, ક્ષય, દીવાનાપણું, ઉપદંશ, કંઠમાળ વગેરે જેવા ગંભીર વ્યાધિ હોય તો

બાળકને ધવરાવવું તે ઉત્તમ નથી; અને તેવા ઠેકાણે ધાવ રાખવાની જરૂર પડે છે. પરંતુ પરદેશીઓ અથવા યુરોપની સ્ત્રીઓ બાળકને ધવરાવવાથી પોતાનો બાંધો તુટી જશે અને સ્તન લટકી જશે એવી ભાવનાથી બાળકને ધવરાતી નથી અને તેનો ચેપ હિન્દુસ્તાનની માતાઓમાં પણ આવવા લાગ્યો છે તે ઘણું ખરાબ છે. સ્તનપાનને જેટલી મહત્તા આપીએ તેટલી થોડી છે. પોતાની કુખના જાયા અર્થે પોતાના સ્તનમાં ઉત્પન્ન થયેલું દુધ. પોતાનો બાંધો તુટવાના કે સ્તન લટકી જવાના મિથ્યા ભયને લઇને ન આપવું તે તો નરી ગાંડાઇ અથવા ઘેલછા જ છે. પરંતુ નિરૂપાયે વ્યાધિને લઇને કે સ્તન ઉપરના રોગને લઇને બાળકને ન ધવરાવી શકાય ત્યારે પોતાના બાળક ખાતર ધાવ રાખવી એ વધારે સારૂં છે. અને આયુર્વેદશાસ્ત્રના રચયીતા પણ એ રીતે ધાવ રાખી બાળકને ઉછેરવાની આજ્ઞા આપે છે. ધાવ કેવી રાખવી—તેનો નિર્દેશ સુશ્રુતાચાર્ય આ પ્રમાણે કરે છે:

ધાવ બાળકની જ્ઞાતિની જ હોવી જોઇએ. તે લુલી. પાંગળી, આંધળી, બહેરી ન હોવી જોઇએ. ઘણી ઉંચી તેમ ઘણી ઠીંગણી ન હોય, સુશીલ સ્વભાવની તથા આનંદી અને હસમુખી હોય. મલીન, કદરૂપી, ભયંકર—અને લોભી ન હોય તેવી ધાવને પસંદ કરવી, તેમ જ માતા તથા ધાવનો પ્રસૂતિકાળ સમાન હોવો ઘટે, કદાચ એકાદ મહિનાનો અંતર હોય તો ચલાવી શકાય. જેના સ્તનમાંથી આસાનીથી દુધ આવી શકતું હોય, જેના સ્તનની દીંટડીઓ ઘણી લાંબી અથવા ઘણી જાડી ન હોય, તેમ સ્તન ઘણાં પુષ્ટ (ભારે) ન હોય, જે હલકાં કામ કરતી ન હોય, ખાવાની લાલચુ ન હોય, સ્વભાવની અતિ લોભી ન હોય, બાળક ઉપર નિર્દોષ પ્રેમ ધરાવતી હોય અને મનથી પવિત્ર હોય, તેવી ધાવ રાખવાનું સુશ્રુતાચાર્ય સુચન કરે છે. અતિ વિષયી, ક્રોધી, જેના

ઉપર સંકટ અથવા ભયને ત્રાસ છે, જે ગુપ્તભાગના વ્યાધિથી પીડાયેલી છે, જેને ક્ષય, કંઠમાળ, ઉપદંશ અને ગરમીના રોગ કે ચામડીના વ્યાધિ છે, તેવી સ્ત્રીને ધાવ તરીકે રાખવી નહિ. એવી ધાવને ધવરાવવાથી બાળક રોગી, ખરાબ સ્વભાવનું અથવા દુશ્ચરિત્રવાળું થાય છે. કારણ કે ધાવણ મારફત ધવરાવનારીના સ્વભાવ, ગુણ અને રોગ બાળકના શરીરમાં દાખલ થાય છે.

માટે ઉપરનાં લક્ષણો તથા સ્વભાવની પરીક્ષા કરીને પછી જ બાળકને ધવરાવવા માટે ધાવ રાખવી ઘટે. માતા અથવા ધાવના દુધની બને તો પરીક્ષા કર્યા પછી જ નાના બાળકને અહર્નિશ ધવરાવવું જોઈએ એમ વિદ્વાનોનો મત છે. પૃથક્કરણની દૃષ્ટિથી માતાના દુધની પરીક્ષા કરવામાં આવે તો તેમાં નીચેનાં તત્ત્વો જણાય છે.

| | |
|---|---|
| પ્રોટીન | ૧.૫÷ |
| વાસા | ૩.૫÷ |
| શર્કરા | ૭.૮÷ |
| લવણ | ૦.૨÷ |
| જળ | ૮૭.÷ |

શુદ્ધ સ્ત્રીદુધમાં ઉપર પ્રમાણે તત્ત્વ રહેલાં છે. પરંતુ આ તો દુધનું પદ્ધતિસર પૃથક્કરણ કરવામાં આવે તો જ જણાય છે; જ્યારે હરકોઈ ઘરમાં દુધની પરીક્ષા કરવા માટે સુશ્રુતાચાર્યની રીત પ્રમાણે નિશ્ચય કરી શકાય છે. શુદ્ધ દુધનું વર્ણન કરતાં એ વિદ્વાન આચાર્ય જણાવે છે કે જે માતાનું દુધ શીતળ, સ્વચ્છ, પાતળું અને શંખ જેવું ધોળું હોઈને પાણીમાં નાંખવાથી જલદી એકત્રિત થતું નથી તે દુધ સારૂં સમજવું. તેની વધુ પરીક્ષા કરવા માટે તથા દોષ-નિર્ણય કરવા માટે નીચેની હકીકત ધ્યાનમાં રાખવી.

જે દુધ પાણીમાં નાંખતાં ઉપરનું ઉપર તર્યા કરે અને સ્વાદમાં તુરાશ પર હોય તો વાયુથી ખરાબ થયેલું છે તેમ સમજવું.

પાણીમાં નાંખતાં જેની પીળી પીળી કણીઓ થઇ જાય અને સ્વાદમાં ખટાશ અને તીખાશવાળું હોય તો તે પિત્તથી ખરાબ થયેલું જાણવું. પાણીમાં નાંખવાથી જે ડૂબી જાય અને ચીકણું હોય તે ધાવણને કફથી ખરાબ થયેલું સમજવું.

તંદુરસ્ત ધાવણવાળી ધાવ અથવા માતા પણ ભારે પડતો આહાર કરે, મૈથુન સેવે, ક્રોધ કરે, નિર્દયપણું દાખવે, ઉપવાસ કરે, ઉજાગરા કરે તો તેણીનું શુદ્ધ દુધ પણ દોષિત બને છે અને બાળકના દેહ તથા મન ઉપર ખરાબ અસર જન્માવી, એ દુધ બાળકના વિવિધ વ્યાધિઓને પેદા કરે છે.

ઉપર પ્રમાણે ધાવના દુધની પરીક્ષા કરીને પછી બાળકને ધાવને ધવરાવવા આપવું.

બાળકને ભૂખ લાગે ત્યારે ધવરાવવું અથવા રડવા લાગે ત્યારે ધવરાવવું એ બાબતમાં આપણી માતાઓ ઘણી જ બેધ્યાન છે. બાળકને ધવરાવવાનો પણ સમય છે. એમ અમે નથી કહેતા કે ઘડીયાળમાં બતાવેલા કાંટા પ્રમાણે જ બાળકને ધવરાવવું, અને એ સિવાય રડતું હોય તો પણ બાળકને લેવું નહિ અથવા સ્તન ઉપર વળગાડવું નહિ. પરન્તુ નાના બાળકને કેટલા કેટલા સમયના અંતરે આહારની જરૂર છે તે બાબત માતાઓ સમજી જાય તો એથી બાળકની પ્રકૃતિ સ્વસ્થ રહે અને તેને ઉપયોગ પુરતો આહાર મળે છે; જ્યારે આ બાબતમાં બેધ્યાન માતાઓ દિવસ-રાત્રિમાં અનેક વખત ધવરાવે છે, છતાં બાળકને સંતોષ થતો નથી, તે રડયા કરે છે અને માતા તેની પાસે દીંટડી ચગળાવ્યા કરે છે! કેટલીક જગ્યાએ અને ઘણાં ઘરોમાં જોવામાં આવ્યું છે કે રાત્રિના વખતમાં પોતાના પડખામાં સુતેલું બાળક આખી રાત્રિમાં અનેક વખત સ્તન ચૂસ્યા કરે છે. રાત્રિમાં કલાકે કલાકે અથવા કોઇ પણ સમયના મેળ સિવાય બાળક રડવા લાગ્યું, કે શા કારણથી એ રડે છે તેની તપાસ કર્યા વગર,

ઉંઘમાં ઘોરતી માતા અર્ધજાગૃતિમાં આવી, પડખાભેર થઇ જઇને દીંટડી બાળકના મોઢામાં મૂકી પાછી ઘોરવા લાગે છે અને બાળક પણ ચૂસવા માંડે છે. જરાક શરીરનો ફેરફાર થતાં બાળક રડે છે. પછી રડવાનું કારણ માત્ર ધાવવું એટલું જ હોતું નથી. તેણે પેસાબ કરવાથી તે પલળ્યું હોય છે અથવા ઠંડીમાં એક બાજુ કપડું ખસી જવાથી તે ઠરતું હોય છે અથવા માંકડ કે મચ્છર તેને કાટતા હોય છે. પણ એથી બાળકે રડીને જગાડેલી માતા ઝટ દીંટડી મોઢામાં દઇને પાછી ઘોરવા માંડે છે. આ રીતે માત્ર કોઇક સ્થળે જ બને છે એમ નહિ, પણ ઘણીખરી જગ્યાએ આમ બને છે. પછી આવી રીતે અનિયમિત દુગ્ધપાન કરતું બાળક ઉલટીઓ કરે છે અથવા તો તેને ઝાડા થઇ જાય છે. એટલે 'મારા બાળકને સારૂં નથી.' એમ કહેનારી માતાઓના ધ્યાન પર મૂકવા ખાતર અવસ્થા પ્રમાણે બાળકને ક્યારે સ્તનપાનની જરૂર છે તે બતાવવા ખાતર પણ નીચનો કોઠો ઉપયોગી બનશે.

ધવરાવવાનું અંતર

| ઉમર | દિવસે | રાત્રિમાં | પ્રમાણ |
|---|---|---|---|
| પ્રથમ અઠવાડીએ | બબ્બે કલાકને અંતરે | ૨ વખત | ૨ાા તોલા |
| ૧ થી ત્રણ અઠવાડીઆં | ,, ,, | ,, | ૫ થી ૭ાા તોલા |
| ૪ થી ૫ અઠવાડીઆં | ,, ,, | ૧ વખત | ૭ાા થી ૧૦ તો. |
| ૬ થી ૧૨ અઠવાડીઆં | ,, ,, | ,, | ૭ાા થી ૧૦ તો. |
| ૩ મહિનાથી ૬ મહિના | ત્રણ કલાકને અંતરે | ,, | ૧૨ થી ૧૫ તો. |
| ૬ થી ૯ મહિના સુધી | ,, ,, | ,, | ૧૫ થી ૧૭ાા તો. |
| ૯ થી ૧૨ મહિના સુધી | ,, ,, | ,, | ૨૨ાા થી ૨૫ તો. |

આ રીતે બાળકની ઉમર પ્રમાણે નિયમિત સમયનું કોષ્ટક આપ્યું છે. ધાવણ સ્તનમાંથી બાળકના પેટની અંદર કેટલું ગયું તેનો તોલ કાઢી શકતો નથી. પરંતુ બુદ્ધિમાન માતા સવારના સાત વાગતાં બાળકને ધવરાવ્યું હોય તો બે ત્રણ કલાક અંદાજે કાઢી નાંખી ધવરાવવા લે તો એ વખતે બાળક પૂરૂં ભૂખ્યું થયું હોય છે અને

સંતોષપૂર્વક ધાવણુ ધાવે છે; અને તેનું પેટ ભરાઇ જાય છે એટલે દીંટડીથી આપમેળે છુટી જઇ ઉંઘમાં પડી જાય છે અથવા રમવા લાગી જાય છે. ફરી ત્રણુ કલાકે એ ધાવે છે. ક્યારેક ઉન્હાળા જેવી ઋતુમાં બાળકને, થોડોક સમયમાં ફેરફાર કરીને પણુ વહેલું લઇ ધવરાવવું પડે છે. કારણુ કે ગરમીને લઇને તેનું મોઢું સુકાતું હોય છે. દિવસના સમયમાં અરધા કલાકનો ફેરફાર થાય તેનો વાંધો નથી. પરંતુ રાત્રિભર માતા અને બાળકની સુખપુર્વકની નિદ્રાને માટે રાત્રિના દશથી ત્રણ વાગતા સુધીના ગાળામાં બાળક ભરનિદ્રા સેવે અને વારંવાર તે ધાવે નહિ, તેમ તેને ધવરાવવું ન પડે તેવી ટેવ તેને પાડવી એ ઇચ્છવા યોગ્ય છે.

માતાએ અથવા ધાવે બાળકને ધવરાવતી વખતે નીચેની બાબતો ઉપર ધ્યાન આપવું:

બાળકને ધવરાવતા પહેલાં સ્તનની દીંટડી ગરમ પાણીથી સાફ કરવી અને સાફ કપડાથી લૂછી નાંખવી. એ જ રીતે બાળકના હોડને ગરમ પાણીથી સાફ કરવા અને લૂછવા, ત્યારપછી જ સ્તન ઉપર વળગાડવું,

સુવાવડ પછીના દશ દિવસ સધી સુતાં સુતાં બાળકને ધવરાવવામાં વાંધો નથી. પરંતુ ત્યારપછી સુતાં સુતાં બાળકને ધવરાવવું તે કોઇ પણુ પ્રકારે ઇષ્ટ નથી. આજની કેડની કાચી માતાઓ રાત્રે તો જાણે બચ્ચાને પડખામાં લઇને સ્તન ચુસાવે છે. પરંતુ દિવસે પણુ જે મળ્યું તે જમીન ઉપર નાંખી દઇને પડખાભેર બની બાળકને ધવરાવવા લાગે છે. તેમાં બાળકને સુતાં સુતાં પડખાભેર ધવરાવવાનું ગમે છે તેમ નથી, પરંતુ બાઇસાહેબની કમરના અંકોડા જ એવા ઢીલા થઇ ગયા હોય છે કે એક ઠેકાણે વગર અટકણે કેડેથી ટટાર બેસી શકાતું નથી. એટલે તે જ્યાં ત્યાં પડતાં મુકે છે. એથી બાળકને ધાવવું ફાવતું નથી અને પડખે રહી ધાવવાથી તેનું નીચેનું કાન પાસેનું જડબું મુખસંચાલન કરતાં દબાય છે અને પડખે રહી

# પ્રકરણ ૩૬ મું

## બાળકની સારવાર

આપણે નાના બાળકને ધવરાવવા સંબંધમાં તથા ધાવ રાખવા સંબંધમાં ગયા પ્રકરણમાં વિચાર કરી ગયા છીએ. પરંતુ એક વાત દીવા જેવી છે કે જે માતાનાં સ્તનમાં પૂરતા પ્રમાણમાં ધાવણુ આવતું હોય છે તેના બાળકને બીજા કોઇ પણુ આહારની જરૂર રહેતી નથી. માત્ર કેટલાંક કારણુને લઇને જ્યારે બાળક ધરાય તેટલું ધાવણુ આવતું નથી, ત્યારે જ બાળકને ઉપરથી દુધ આપવાની કે બીજા પદાર્થો આપવાની જરૂર ઉભી થાય છે. ઘણી માતાઓ એમ ઇચ્છતી જ હોય છે કે મારૂં બાળક ધરાય તેટલું મને ધાવણુ આવે તો સારૂં અને તેના ઉપાયો તે શોધતી હોય છે.

આપણા ખાદ્ય પદાર્થો અને કેટલીક વનસ્પતિઓ એવી છે કે તે સ્તનમાં ધાવણુ વધારવાનો ગુણુ ધરાવતી હોય છે. એટલે જે વખતે પૂરતા પ્રમાણમાં ધાવણુ ન આવે તે વખતે નીચે લખ્યા પ્રમાણે ઉપાયો કરવાથી ધાવણુ વધુ પ્રમાણમાં આવવા લાગે છે.

આ ગ્રંથમાં અગાઉનાં પ્રકરણોમાં સુવાવડીની સારવારમાં બતાવેલા સૌભાગ્યસુંઠી પાક તથા મેથીપાક જેવા પાકો કે જેમાં ગુંદર, મેથી, ટોપરૂં, ચીમેડ જેવા પદાર્થો પડે છે તે બધા ધાવણુ વધારનાર છે અને એ કારણુને લઇને જ સુવાવડીના પાકો વાહા થઇ ગયા પછી કાટલાનો લાડુ ખવરાવવાનો રીવાજ આપણામાં પ્રચલીત થયો છે, અને આવા કાટલાના લાડુ જમનાર સુવાવડીનાં સ્તનમાં ધાવણુનો અભાવ હોતો નથી.

# ધાવણ વધારનાર પ્રયોગો

## (૧) કોપરૂં અને અશેળીયાનો પાક

બે લીલાં નાળીએરનું જેટલું કોપરૂં નીકળે તેટલું કાઢી લઇ તેને ખમણી નાંખવું. તેમ જ અશેળીઓ શેર ૦ાા લઇ તેને ઝાપટી સાફ કરી લેવો. સાથે ગોળ શેર ૦ા તથા ઘી શેર ૦ાા.

પ્રથમ કડાઇને ચૂલા ઉપર મૂકી તેથાં ઘી મૂકવું. ઘી ગરમ થાય એટલે તેની અંદર કોપરૂં નાંખવું. પછી તેમાં ગોળ નાંખવો તથા અશેળીઓ નાંખવો. એ બધું એકત્રિત થઇ જાય એટલે ચૂલેથી નીચે ઉતારી પાશેર પાશેરના લાડુ વાળવા. ઉપરાંત તેની અંદર ખાંડીને એક તોલો એલચી નાંખવાથી લાડુ ખુશબોદાર પણ બને છે.

ધાવણ બરાબર નહિ આવતી સુવાવડી સ્ત્રીને એક અથવા અરધો લાડુ રોજ ચાવીને ખાવા આપવાથી ધાવણ આવે છે.

## (૨) ધાવણ વધારનાર બીજો પાક

સુંઠ તો. ૭, પંજાબી સાલમ તો. ૫, ધોળી મુશળી તો. ૫, ગોખરૂ તો. ૫, ચીનીકબાબા તો. ૨, કમળકાકડી તો. ૪, જાવંત્રી તો. ૧, કાકડીનાં મીંજ તો. ૫, બંગભસ્મ તો. ૧, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૧, દુધનો માવો તો. ૪૦, ઘી તો. ૪૦, ખડીસાકર શેર ૫, તમાલપત્ર તો. ૦ાા, કેશર તો. ૦ાા, ઇલાયચી તો. ૧, ભોંયકોળાને સુકવીને કરેલી કાચરી તો. ૪, વિદારી કંદ તો. ૫, લવીંગ તો. ૦ાા, આસંધ તો. ૧, શતાવરી તો. ૧, બદામનાં મીંજ તો. ૫, પીસ્તાં તો. ૨, તજ તો. ૧, વાંસકપુર તો. ૧, પીંપર તો. ૧, અડદનો આટો શેર ૧, ચણાનો આટો શેર ૧.

અડદના આટાને તથા ચણાના આટાને ઘીમાં શેકી લેવો. બદામને છુંદી ઘીમાં સાંતળી લેવી. માવાને ઘીમાં સાંતળી લેવો. બંગભસ્મ

તથા સુવર્ણમાક્ષિક જુદાં રાખવાં. કેશર અને એલચી જુદાં ખાંડી નાંખવાં. પીસ્તા—બદામની કાતરી કરીને જુદાં કાઢી લેવાં.

પછી સાકરની ચાસણી કરવી. બરાબર પાકી ચાસણી થઇ ગયા બાદ અંદર બેઉ આટા, ભસ્મ, બદામ, માવો અને મસાલા ખાંડી રાખ્યા હોય તે મેળવવા. ઉપરથી બદામ, પીસ્તાં, કેશર નાંખી થાળમાં પાક ઠારવો. આ પાક સુવાવડી અથવા જેને બાળક ધાવતું હોય તે માતાને આપવાથી, તેનાં સ્તન પુષ્ટ બને છે અને ધાવણમાં વધારો થાય છે તથા ધાવણ સુધરે છે. એ ઉપરાંત દેહ પણ પુષ્ટ બને છે. પૌષ્ટિક ખોરાક અને ધાવણ વધારનાર તરીકે આ પાક આપવો હિતકર્તા છે.

(૩) જેની પાચનશક્તિ સારી હોય તેવી સ્રીને માટે રાત્રે પાંચ તોલા બાજરો પલાળી સવારમાં તે પાંચ તોલા પલાળેલા બાજરામાં પાંચ તોલા તલ નાંખી ધીમે ધીમે ચાવવા. એ રીતે દરરોજ ચાવીને ખાવાથી ધાવણ વધે છે.

(૪) સતાવરી તો. ૦॥ દૂધ મૂકીને પત્થર ઉપર ઘસવી. તેમાં પાશેર દુધ ઉમેરી દરરોજ પીવરાવી દેવાથી ધાવણ છુટથી આવે છે.

(૫) ખજુરના ઝાડના થડમાં જથ્થાબંધ મૂળીઆં ઉગે છે, તેમાંથી બે મૂળીઆં લાવી એક રવિવારથી આવતા રવિવાર સુધીમાં ચોખાના ધોવરામણ સાથે ઘસીને આઠ દિવસ સુધી પીવરાવવાથી સ્તનમાં એક ટીપું દુધ નહિ આવતું હોય તેવી સ્રીને પણ સ્તનમાં ધાવણ આવવા લાગે છે.

(૬) મેથીની ભાજી અવારનવાર ઘી સાથે સાંતળીને આપવાથી દુધમાં વધારો થાય છે.

(૭) કળથીનો ઉકાળો કરી દરરોજ આપવાથી ધાવણમાં વધારો થાય છે.

(૮) પાનની અંદર સુવાદાણા નાંખી જમ્યા પછી ચાવનાર સ્ત્રીને ધાવણ વધે છે.

(૯) આખા દિવસમાં દસ તોલા જેટલું સુકું ટોપરૂ ધીમે ધીમે ચાવી ખાનારના ધાવણમાં વધારો થાય છે.

(૧૦) ભોંયકોળું, જેઠીમધ અને આસંધ ત્રણે અરધો અરધો તોલો લઇ દશ તોલા પાણી નાંખી ઉકાળવું. પાંચ તોલા બાકી રહે ત્યારે તેમાં પાંચ તોલા ગાયનું દુધ નાંખી, ફરી એક ઉભરો આવવા દઇ, કપડે ગાળી દરરોજ આપવાથી ધાવણ વધે છે.

ઉપરના ઉપચારોથી ધાવણમાં વૃદ્ધિ થાય છે અને બાળક ધરાઇ જાય તેટલું ધાવણ આવે છે. બાળક ધરાયું ત્યારે સમજવું કે તે આપોઆપ માતાના સ્તન ઉપરથી વછુટી જઇ ઓડકાર લે છે અથવા ધાવી રહ્યા પછી ઉંઘમાં પડી જાય છે. એમ બને ત્યારે બાળક ધરાયું સમજવું.

એકંદર ધાવણ વધારનાર અને ઘટાડનાર પદાર્થો આ નીચે આપવામાં આવે છે. માતાઓ તે તરફ લક્ષ આપે તો પોતાના ખોરાકમાં ફેરફાર કરીને પણ બાળકને પોષણ આપી શકે છે.

**ધાવણ ઘટાડનાર ખોરાકો અને ક્રિયાઓ**

ભારે મિષ્ટાન્નવાળા પદાર્થ, તુરીયાં, ગુવાર, વાયડાં શાક, વાયડા કઠોળ, અથાણાં, મરચાં, તીખી તમતમતી ચીજો, તેલમાં તળેલી વાનીઓ, ચહા, કોફી, દારૂ, તમાકુ, જેવા પદાર્થોનો વધુ વપરાશ ધાવણ કમી કરે છે. તેમ જ બાળક ધાવતું હોય અને પુરૂષસમાગમ, ક્રોધ, શોક, બાળક ઉપર ચીડાવું, ઇર્ષ્યા કરવી, રાતનો ઉજાગરો,

મોજશોખ ઉપર વૃત્તિ, પરપુરૂષ સાથે જારકર્મની રૂચી, ભય પેદા થાય તેવાં દૃશ્યો જોવાં, સ્ટંટ પીકચરો જોવાં, વગેરે પણ સ્તનમાંથી ધાવણ કમી કરી નાંખે છે.

**ધાવણ વધારનાર ખોરાકો અને ક્રિયાઓ**

બાજરી, દેશી ચોખા, ભરડેલા ઘઉંની લાપસી અથવા થુલી, મગ, કળથી, મેથી, મગ કે તુવેરની દાળ, ખીચડી, દુધ, ઘી, માખણ, ગોળ, કારેલાં, કંટોળાં, દુધી, ગલકાં, ટીંડોરાં, મેથીની ભાજી, પરવર, સરગવો, નાનાં રીંગણાં, સુવાની ભાજી, સુરણ વગેરેનાં શાકો, લીલું આદુ, હળદર, મૂળા, મોધરી, ટામેટાં, ડુંગળી, લસણ, કોપરૂં, લીલાં આંબળાની ચટણી, અને માંસાહારીઓને માટે મીઠા પાણીની માછલી, પંખીઓનાં માંસ, ઇંડાં વગેરે પ્રાણીજ પદાર્થો, તેમ જ ફળોમાં પોપૈયું, શેરડી, લીલી દ્રાક્ષ, સાકરટેટી, અંજીર, દાડમ, અનેનાસ, વગેરે આપવાં. મન આનંદિત રાખવું. બાળક પ્રત્યે પ્રેમ કરવો, એને હલાવવું અથવા રમાડવું, ચુંબી કરવી, ગોદમાં લઇ પંપાળવું, સ્તનપાન વખતે હેતની ઉર્મીઓ વહેવરાવવી, અંતઃકરણ દ્રવતું રાખવું, 'મારા સ્તનમાં ધાવણનો ઉદધિ રહ્યો છે, ધાવણની ભરતી આવી રહી છે, ગંગા જમુના વહે છે, બાળક ધરાઇ જશે, પોઢું બનશે, પેટમાં અમી થશે.' એવી ઉર્મીઓથી અંકમાં બાળકને લેનારી માતાઓને ધાવણ ઉછળી ચાલે છે.

વારંવાર વિના કારણે અપવાસ કરી શરીરને કૃશ કરનાર, રીસાઇ જઇ ખોરાકને તરછોડનાર, કામી બની પતિશય્યામાં પડી રહેનાર, પારકી ઉપાધિઓ અને પંચાતોમાંથી નવરી નહિ થનાર, રાત્રે ઉજાગરા સેવનાર સ્ત્રીનાં ધાવણ ઓછાં થાય છે અને બગડે છે.

બાળકને ધવરાવતી માતાઓએ આહારવિહારમાં ઘણી ખબરદારીભરી રીતે રહીને જ્યાંસુધી બાળક ધાવતું હોય ત્યાંસુધી નિયમસર

અને સંયમી જીવન જીવવાનું હોય છે. બાળકના ઘડાતા દેહ અને વધતાં જતાં આંતરિક અવયવોનો આધાર માતાના દુધ ઉપર હોય છે. માતાઓ, તમારાં ઉત્તમ અને બલીષ્ટ પયપાન ઉપર પ્રાથમિક શરીર અને મન ઘડાય છે. માતાઓ, તમારી ભાવનાઓ અને કર્મોનાં સિંચન તમે તમારા ધાવણ મારફત બાળકના દેહમાં સીંચી રહ્યાં છો તે ભૂલશો નહિ. તમારી જેટલી કાળજી, જેટલું વિચાર-પૂર્વકનું વર્તન અને જેટલી સમજુતીપૂર્વકની બાળઉછેરની તમન્ના હોય છે, તે તેનાં ભવિષ્યનાં સર્જકો છે, એ તમે સમજતાં હોવાં જોઇએ. તમારો બગીચો સૌરભવાળો, નવપલ્લવિત અને જગતને ઉપકારી ત્યારે જ બને, જ્યારે તમે તેની ક્યારીમાં મીઠાં મીઠાં જળસિંચન કર્યાં હોય.

આજે જુવાન માતાઓ મારી પાસે ફરિયાદ કરે છે કે 'મને દુધ નથી આવતું, તો બાળકને શું પીવરાવું?' હું જ્યારે તેમને બકરી ને ગાયનું દુધ બતાવું છું ત્યારે તેઓ કહે છે કે એ તેને સહતું નથી, અગર ચોખ્ખું દુધ મળતું નથી! ત્યારે પ્રશ્ન ઉપસ્થિત થાય છે બાળકને બનાવટી દુધ આપવાનો! એને અન્ન તો આપી શકાતું નથી. ત્યારે બાળકને પોષણ આપવા માટે આજે દુધમાં કેટલાંક દ્રવ્યો નાંખીને તેના કરેલા પાઉડરો નજર સામે આવીને ઉભા રહે છે!

બનતાં સુધી એવા પાઉડર ન આપવા પડે અથવા એ બનાવટી ખોરાકોને બદલે જે મળ્યું તે દુધ બાળકને અરધું પાણી નાંખી, તેની અંદર ચુનાનું પાણી (લાઇમવોટર) નાંખીને આપવા ભલામણ કરૂં છું કે પછી દુધ સાથે 'સોડીયમ સાઇટ્રસ' નાંખી પીવરાવવાની ભલામણ કરૂં છું. ચુનાનું પાણી અને 'સોડીયમ સાઇટ્રસ' નાંખવાથી બાળકને ઉલટી થઇ દુધ નીકળી જતું હોય તો પચે છે અને બાળક દુધ ઉપર ચઢી જાય છે. છતાં મુસાફરીમાં અગર દુધના અભાવે, ધાવણ આવતું ન

હોય ત્યારે જુદી જુદી કંપનીઓએ બનાવેલાં આ મીલ્કો અને ખોરાકો આપીને પણ બાળકને સજીવન રાખવું તો જોઇએ જ ના! એવો જ જમાનો આવ્યો છે અને આધુનિક પ્રવૃત્તિ તથા શહેરી જીવનનો વસવાટ એમ કરવા આપણને અણગમતી ફરજ પાડે છે!

આ નીચે બતાવેલાં દ્રવ્યો ઘણું કરી ગાયના દુધને સુકવી નાંખી, તેમાં બીજા પાચક અને પૌષ્ટિક ખોરાકો મેળવી, પેક ડબામાં તૈયાર થઇ આપણાં બજારોમાં વેચાવા કેટલાક પરદેશથી અને કેટલાક દેશમાં બનીને આવે છે, અને આજે સેંકડો બાળકો એ દ્રવ્યોથી પોતાની હોજરીને સંતોષ આપી ઉછરી રહ્યાં છે. એનાં નામો:-

નેસલ્સ કન્ડેન્સ્ડ મીલ્ક, મીલ્કમેઇડ મીલ્ક, એલનબરી ફુડ, મેલીન્સ ફુડ, ગ્લેકસો, ફ્રુ ફુડ, બેન્જર્સ ફુડ, કાઉ એન્ડ ગ્રેટ ફુડ, સેવરી એન્ડ મુર્સ ફુડ.

ઉપરના બધા ખોરાકો બાળક માટે હોય છે. તે દરેક ઉપર વાપરવાની રીત લખેલી હોય છે અને બને તો પોતાનાં બાળકને કયું ફુડ અથવા મીલ્ક માફક આવશે તે પોતાના વૈદ્ય અથવા ડોક્ટરની સલાહ લઇને આપવું.

ઉપરની સલાહ બાબતમાં તો પેટ્રોલની માપબંધી થઇ જવાને લીધે જેમ બીજાં તેલોથી મોટર ચલાવવાના અખતરા થઇ રહ્યા છે અને જે સ્થિતિ મોટરની થાય છે તેવી જ બાળકની સમજવી. માતાનું, બકરીનું, ગાયનું કે ગધેડીનું દુધ મળે ત્યાંસુધી આવાં કૃત્રિમ દ્રવ્યો તરફ નહિ લલચાવા દરેક માતાને આગ્રહ કરૂં છું. પછી તો પેલી કહેવત છે કે 'કાળ પડે ત્યારે કોદરા પણ ખાવા પડે છે.'

* * *

# પ્રકરણ ૩૭ મું

## બાળકનું સ્નાન ને તૈલાભ્યંગ

તુરતના જન્મેલા બાળકને નવરાવવા સંબંધમાં તો આપણે આગળ વિવેચન કરી ગયા છીએ. હવે તે પછીના દિવસોમાં બાળકને સ્નાન કરાવવા વિષે વિચારવું જોઇએ.

શરીરનો મેલ દૂર થવા માટે અને રક્તાભિસરણ સારી રીતે થાય તે માટે બાળકોને હમેશાં નહવરાવવાની જરૂર છે. એ ઉપરાંત નાનાં બાળકો શૌચ અને મૂત્ર પણ કપડામાં જ કરતાં હોય છે, દુધ ધાવતાં હોય છે અથવા પીતા હોય છે તે પણ શરીર ઉપર અને કપડાં ઉપર લાગ્યા વગર રહેતું નથી. એટલે આવાં બાળકને રોજ સ્નાન નહિ કરાવવામાં આવે તો તેઓ વાસ મારી જાય છે, અર્થાત તેમને હાથમાં લેવાં ન ગમે તેવી દુર્ગંધ મારતાં બને છે. એટલે તેમને સ્નાન કરાવવું એ વધુ ઉત્તમ છે.

નાના બાળકના સ્નાન માટે દિવસના દશ વાગ્યા પછી અને સાંજના ત્રણ વાગ્યા પહેલાનો સમય વધુ સારો છે. હવામાં ભેજ હોય, શિયાળો અને ચોમાસું હોય, આકાશમાં વાદળાં હોય, પવન ફુંકાતો હોય, અથવા પોષ મહિના જેવી ઠંડી મોસમમાં જયારે શીતકાળ વ્યાપેલો હોય તે વખતે સ્નાનનો અને સ્નાન કરાવવાનાં સ્થળનો પણ પુરતો વિચાર કરવાની જરૂર રહે છે. કારણ કે મોટા માણસો કરતાં કુમળાં બાળકોને જેમ ઠંડી વધુ અસર કરી જાય છે તેમ એકજ પવનનો સુસવાટો તેના શરીર ઉપર લાગવાથી એ તેને જલદી અસર કરે છે. એટલે એકાંત જગ્યા અથવા ખૂણો જ્યાં પવન સીધો ન લાગતો હોય તેવા સ્થળે બાળકને રાખી, ચપળતાપૂર્વક પણ બરાબર કાળજી રાખીને તેના હાથ, પગ, પેટ કે બીજા અવયવ ઉપર ખોટું દબાણ કે તકલીફ ન થાય તે રીતે ઝડપથી સ્નાન કરાવી લેવું જોઈએ.

એટલું લક્ષમાં રાખવું કે હીમ જેવી ઠંડી હોય અથવા બાળકને શરદી થઇ હોય કે તાવ ભરાયેલો હોય, તો તે દિવસે કે એ દરમ્યાન એકાદ–બે દિવસ સ્નાન ન કરાવવું એ ઉત્તમ છે. તેની સાથે ધવરાવીને તુરત અથવા દુધ પાઇને તુરત સ્નાન કરાવવું તે પણ ઠીક નથી.

દરરોજ નહિ તો બીજા ત્રીજા દિવસના સ્નાન વખતે પહેલાં બાળકના આખા શરીરપર તેલ માલીસ અથવા તૈલાભ્યંગ કરવું વધારે સારૂં છે. ચામડી ઉપર તેલ ધસવાથી કે લગાવવાથી ચામડીની મુલાયમતા જળવાઇ રહે છે, તેનાં છિદ્રો વધુ ખુલ્લાં થાય છે, સ્રોત્રોને કુણાં કરે છે અને રક્તાભિસરણ ઝડપભેર શરીરમાં થાય છે અને ચામડીના ચેપી રોગો શરીર ઉપર અસર કરી શકતા નથી. એ તેલ માલીસ કરવાનો ગુણ છે.

આપણો ગુજરાત તેલ ખાવામાં અને શાકભાજીમાં નાંખી તેને તરબતર બનાવી એ રીતે તેલ ઉડાવવામાં જેટલો કુશળ છે તેટલો કુશળ તેલ માલીસ કરવામાં નથી.

મદ્રાસ પ્રાંત અને એ તરફના ભાગમાં તેમ જ બંગાળામાં નાનાં બચ્ચાંથી માંડી હરેક સ્ત્રીપુરૂષ તેલ માલીસ કર્યા સિવાય કદાપિ સ્નાન કરતાં નથી. સાંજ પડે ચાર–છ આનાની મજુરી કરનાર વર્ગ પણ એક દોઢીયાનું તેલ લાવી, તે શરીરે લગાવી પછી જ સ્નાન કરે છે. એટલે જ તમે મદ્રાસી સ્ત્રીપુરૂષોને જુઓ તો એ રંગે શ્યામળાં હોવા છતાં તેમની ચામડી સીસમની ભુંગી માફક ચક, ચક, ચક, ચમકતી હોય છે; જ્યારે આપણા દેશ(ગુજરાત)નાં માનવીઓ જુઓ (અને તેમની ચામડી જરૂર જોજો) તો લુખી, બરસટ, સફેદી લેતી અને તીરાડીયાં પડેલી ચામડીવાળાં આપણાં બાળકો, જુવાનો અને સ્ત્રીપુરૂષો જણાય છે. હજારો સ્ત્રીપુરૂષોના હાથપગનાં તળીયાં, મોઢાના હોઠ, ગાલના અગ્રભાગ ફાટી જાય તેમાં લુખાપણું જોવામાં આવે છે. પગના નળા

ઉપર નખના ખણવાથી ઉઝરડા અને ઝીણી ફોલ્લીઓ જોઇએ તો આપણને તેમની પાસે બેસવાનુયે ન ગમે. માત્ર એક જ ખામી એ કે કોઇ તેલ માલીસ કરવાનું સમજતા જ નથી. એક તરફ તેલ માલીસ નથી કરતા, અને બીજી બાજુ ચામડીની ચીકાશ અને કુમાશને નાબૂદ કરે તેવા સાબુ અને ગરમ પાણીથી સ્નાન કરે છે. એટલે તે ચામડીની મુલાયમતા અને ઓજસ(ચળકાટ)ને નાબૂદ કરી નાંખે છે.

એટલા માટે અમે તો આ બાળકના વિષયમાં માત્ર બાળકને જ નહિ, પણ હરેક સ્ત્રી–પુરૂષને દરરોજ તેલમાલીસ અથવા તૈલાભ્યંગ કરીને પછી જ સ્નાન કરવાની સલાહ ભારપૂર્વક આપીએ છીએ. બીજી ઋતુમાં કદાચ ન બને તો ઠંડીની ઋતુ–શિયાળામાં તો તેલ લગાવ્યા સિવાય કોઇએ પણ સ્નાન ન કરવું જોઇએ એવી અમે ખાસ આગ્રહભરી સલાહ આપીએ છીએ.

તલનું તેલ તો. ૪૦, આંબળાં તો. ૧, વજ તો. ૦।, ગુલાબનાં ફુલની પત્તી તો. ૧, કપુરકાચલી તો. ૦॥, મેંદીનાં પાન તો. ૦॥, સુગંધી વાળો તો ૦॥.

તેલ સિવાયની છ ચીજોને બારીક વાટી પત્થર ઉપર પાણીમાં ચટણી જેવું વાટી તેને તેલમાં નાંખી, ધીમા તાપમાં ગરમ કરવું. જ્યારે ચટણી સાધારણ લાલ રંગની થઇ જાય એટલે નીચે ઉતારી કપડાથી ગાળી લેવું. આ તેલનો બાળકના શરીર પર લગાવવામાં તથા કાનમાં નાંખવામાં અગર માથે નાંખવામાં ઉપયોગ કરવો. અથવા તો આપણા રોજના વપરાશમાં ઘરઆંગણે બનેલું ધુપેલ અથવા પાડેલું તેલ જે તલના તેલમાંથી બનાવેલું હોય, તે પણ વાપરવામાં વાંધો નથી. તેમાં પણ દેશી વનસ્પતિઓ નંખાય છે. માત્ર સુગંધીવાળાં અને વાઇટ ઓઇલમાંથી બનાવેલાં બજારૂ તેલનો ઉપયોગ કદિ પણ કરવો નહિ.

બાળકને નવરાવતા પહેલાં શરીર લુછવાનો રૂમાલ ધોયેલો, નરમ અને સ્વચ્છ રાખવો. જો સાબુ વાપરવાની ઇચ્છા હોય તો

સારી જાતનો સાબુ રાખવો અને જો સાબુ ન વાપરવો હોય તો ચણાનો લોટ તો. ૫, હળદર તો. ૦।।, આંબળાં તો. ૦।। અને શીકાખાઇ તો. ૦। એ બધી ચીજો લોટ જેવી બારીક બનાવીને જરાક તેલનો કરમો દઇ, ડબામાં રાખી મૂકવી. એટલે સાબુની જગ્યાએ આ પાઉડર સ્નાન કરાવતી વખતે શરીર ઉપર ચોળવાથી શરીર સ્વચ્છ થાય છે.

પાણી ભરવાનાં ટબ અથવા આપણી દેશી કથરોટો અગર તાસ પણ ચાલે. તેમાં ગરમ અને ઠંડું પાણી રાખવું. નવરાવતાં પહેલાં ગરમ પાણીમાં હાથ નાંખી જોઇ લેવું. આપણે મોટા માણસ જેટલું ગરમ પાણી સહન કરી શકીએ તેટલું ગરમ પાણી બાળક સહન કરી ન શકે તે ખ્યાલમાં રાખવું જોઇએ, અને પાણી મીઠું જ હોવું જોઇએ. ખારૂં પાણી બાળકના સ્નાનમાં વાપરવું નહિ, તેમ જ નદી કે તળાવનું ચોમાસાના વખતમાં કોઇ પણ કારણથી ડહોળાયેલું અથવા ભારે બનેલું કે જીવાતવાળું હોય તેવા પાણીમાં ૦। તોલા જેટલો ટંકણખાર અથવા પાંચ દશ નિર્મળીનાં બીજ વાટી નાંખવાથી પાણી હળવું અને સ્વચ્છ બને છે. એટલે કહેવાનો આશય એ છે કે પાણી સ્વચ્છ, હળવું, જીવાત વગરનું અને નિર્મળ હોવું જોઇએ. કેટલાક કાર્યમાં જેમ હસ્તકુશળતાની જરૂર હોય છે તેમ બાળકને નવરાવવામાં પણ હસ્તકુશળતા સરસ કામ કરે છે.

અમુક સમય ઉપર અમદાવાદના એક સીનેમાગૃહમાં 'બાળક જન્મ' નામની ફિલ્મ આવેલી. તે જોવા હું ગયો હતો. બીજી તો કોઇ ખાસ વિશિષ્ટતા મને તેમાં ન જણાઇ અને એમાં બાળકનો પ્રસવ થતો જે બતાવે છે તે જોઇને આ દેશનાં માનવીઓ પ્રસવની બાબતમાં કાંઇ શીખી લે તેવું તો ન લાગ્યું. પરંતુ નાના બે મહિનાના બાળકને નર્સ નવરાવવાની જે ચાલાકીભરી રીત બતાવતી હતી, એ મને ઘણી સુંદર લાગી. ટેબલ ઉપર એક ટબમાં પાણી ભર્યું હતું. ખીંટી ઉપર રૂમાલ અને બીજો રૂમાલ ટેબલ ઉપર હતો. જમણા હાથ ઉપર બાળકને લઇ ડાબા હાથે પાણી–સાબુ લગાવી સ્વચ્છ કરીને ટુવાલથી

એ અંગ લૂછી લેતી, બાળક રડતું હતું અને એ ચાલાકીભરી રીતે તેને સ્નાન કરાવતી. સાથળના મૂળનો ભાગ, ગુદાનો ભાગ, બન્ને બગલ, ડોક અને હડપચીનો નીચલો ગળાનો ભાગ પાણીથી સાફ કરીને કપડાથી લૂછવાની કાળજી વખાણવા જેવી હતી.

કાચા અનુભવની અને પહેલા બચ્ચાવાળી માતા જ્યારે બાળકને નવરાવતી હોય, બાળક રડતું હોય અને એ દાંતીયા કરતી હોય, કાં તો ચાર પાંચ વરસના બીજા કોઇ બાળક પાસે પાણીના લોટા કે પ્યાલાથી પાણી નંખાવતી હોય અને એ અણસમજુ કુમાર લોટો ભરીને બાળકના માથે રેડે, બાળક ગુંગળાય, અને નવરાવનારી 'મારા રોયા ! એટલું બધું રેડાય ? ફોડ લોટો હેઠો, નથી રેડવું–રડાવ્યો !' એમ બોલતી જતી હોય–એ વખતનું દૃશ્ય જોઇએ ત્યારે તેની અણઆવડત જોઇ થોડુંક હસી લેવાય ખરૂં અને નવરાવનારી આપણને હસતાં જોઇ જાય તો ચીડાય પણ ખરી !

એટલે જ પાણી ભરેલા ટબ કે કથરોટમાં જ બાળકને ઉભું રાખી અથવા ટેકાવી, બીજા હાથના ચાપાથી પાણી નાંખતાં જઇ, સાબુ લગાડતાં જઇ, આવડત હોય તો બહુ ટેસ્ટથી નવરાવી લેવાય અને કોઇ જાણે ય નહિ, જ્યારે અણઆવડતને લીધે બાળકની રોકકળ થઇ પડે.

પ્રથમ માથું તદન ઠંડા નહિ પણ કોકરવરણા પાણીથી ધોઇ લેવું અને મોઢું, કાન તથા કાનની પાછળની જગ્યા સાફ કરવી. માથા ઉપર રોજ સાબુ લગાવવાનો આગ્રહ રાખવો ન જોઇએ. ભલે ચાર છ દિવસે સાબુ લગાડો. પણ તે કાનમાં, નાકમાં ન જાય એટલી કાળજી રાખો. પ્રથમ માથું ધોવાઇને સાફ થાય એટલે કપડાંથી કોરૂં કરી નાંખી પછી નીચેના અંગને સ્નાન કરાવી લ્યો.

અને તદ્દન કોરો છતાં સુંવાળો ટુવાલ ( આપણે મોટા માણસો શરીર લુછવા માટે ખરબચડો ટુવાલ વાપરીએ છીએ તે બાળકને ન ચાલે. ) લઇ, બાળકને ખોળામાં લઇને પછી ધીરે ધીરે તેના બન્ને પગના સાથળનાં મૂળ અને ગુદાની જગ્યાએથી ધીરે ધીરે લૂછી સાફ કરો. નખ વધેલા હોય તો કાતરથી કાતરી નાંખો. ઘણી

સ્ત્રીઓને પોતાના દાંતથી બાળકના નખ કાપતી મેં જોઇ છે. એ રીતે બાળકના કુણા નખ દાંતથી કપાઇ જાય છે, પણ એ રીત સારી નથી. એ રીતે વાંદરી બની દાંતીયાં કરી નખ કાપવા કરતાં કાતરથી પાકા નખ ઉતારી લેવા જોઇએ. જો કાતર પકડવા જેટલું અને કાપવા જેટલુંય જ્ઞાન નહિ ધરાવો તો વિલાયતની બૈરીઓ મશીનગનો ચલાવે છે અને લડાઇનાં યંત્રો વાપરતાં શીખી લશ્કરમાં ભરતી કરે છે, તેમને ખબર પડશે કે તમે આટલાં મોભાગ્ર બુદ્ધિવાળાં છો ત્યારે વળી તે તમારે માટે પુસ્તક લખી નાંખશે !

એ જ રીતે બાળકના બન્ને નાકનાં નસકોરાં સાફ કરો, કાનની અંદર કપડું આંગળી ઉપર રાખી સાફ કરો, બગલ અને ગળાના ભાગને સાફ કરી લ્યો, કપાળમાં ઝીણી રૂંવાટી ઉપર ધીરા હાથે કપાળ ઉપરના ભાગ તરફ ઘસી લ્યો, જેથી બાળકનું કપાળ સ્વચ્છ થશે, અને જન્મની આ રૂંવાટી ઘસાશે તો કપાળમાં મોટું થયે વાળ નહિ ઉગે અને વળી કપાળ વિશાળ અને સ્વચ્છ રહેશે.

તેને નવરાવી કોરૂં કર્યા પછી ખોળામાં જ ડાબા પડખે બાળકને સુવરાવી જમણા કાનમાં બે ત્રણ ટીપાં તેલનાં (આગળ બતાવેલું અથવા ધુપેલ તેલ) મુકી ઘો, અને એ રીતે જમણા પડખે સુવરાવી ડાબા કાનમાં મુકી ઘો. કાનમાં ટીપાં મૂકયા પછી કાન ઉપર સાધારણ મસળતા હોઈએ એ રીતે કાનને મસળવો એટલે તેલ છેક શ્રવણના પરદા સુધી પહોંચી જશે.

અને ત્યારબાદ માથામાં તેલ નાંખો. તેમાં તાળવાના ભાગમાં પચપચું થાય તે રીતે વધારે લગાડો. કારણ કે કુમળા બાળકનું એ તાળવું અથવા બ્રહ્મરંધ્ર હજી ઘણું પોચું અને થડકતું હોય છે. તાળવું ઉછળે છે એથી ગભરાવાનું કારણ નથી. એ તો લોહીનું અભિસરણ કુણાં તાળવાને થડકતું બનાવે છે. બે ત્રણ મહિનાનું બાળક થઇ ગયા પછી તાળવું સખત બની જાય છે. આટલું થઇ રહ્યા પછી તેનાં કપડાં ઝબલાં માટે વિચાર કરીએ.

* * *

# પ્રકરણ ૩૮ મું

## બાળકનાં વસ્ત્ર અને કુદરતી હાજતો

આપણા દેશમાં ઘણું કરીને બાળકના જન્મથી છઠ્ઠા દિવસે છઠ્ઠી મૂકવાનો રીવાજ છે. પ્રસવ થયાને છઠ્ઠા દિવસની રાત્રિએ સુવાવડીનો ખાટલો હોય તે ખંડમાં પાટલા ઉપર એક હાથનો સફેદ કપડાનો કકડો તથા બરૂ અથવા તે ન મળે તો જુવારના સાંઠાની કલમ અને કંકાવટી, અને થોડો ગોળ મૂકી એક દીવો ઘીનો પ્રજ-વાલે છે. આપણામાં એવી માન્યતા છે કે રાત્રિએ મધરાતના સુમારે વિધાતા આવીને નવજન્મિત બાળકના લેખ લખી જાય છે અને તેણે જેવા લેખ લખ્યા હોય તેવું બાળક થાય છે. કેટલાક એ વખતે કોરો સફેદ ફુલેસ્કેપ કાગળ પણ મૂકે છે.

એ માન્યતામાં કેટલું તથ્ય છે અગર વિધાતા આવીને લેખ લખે છે કે નથી આવતી તે તો આપણે જાણતા નથી. પરંતુ પ્રચલિત રૂઢી પ્રમાણે થયા કરે છે. અને એ છઠ્ઠીના દિવસે મૂકેલા લુગડાના ટુકડાનું પછી હાથે શીવીને ઝભલું બનાવવામાં આવે છે અને પ્રથમ બાળકને વસ્ત્ર તરીકે તે પહેરાવવામાં આવે છે. તેને છડીયું કહે છે.

આપણા દેશની આબોહવા પ્રમાણે વિચાર કરતાં આપણાં બાળકોને ઘણું કરીને સુતરાઉ વસ્ત્રની વધુ જરૂર છે. અને ઠંડી સિવાયની મોસમમાં એક વરસની અંદરના બાળકને દિવસના ચાર છ કલાક વગર વસ્ત્રે નગ્ન હાલતમાં રાખવામાં આવે તો પણ વાંધો નથી. મારો કહેવાનો આશય એ છે કે ઘણાંખરાં બાળકોને એકાદ મહિનાનું થતાની સાથે ઝભલું, ચડ્ડી, ફરાક, કાનટોપી વગેરે એટલાં બધાં કપડામાં વીંટાળવામાં આવે છે કે એટલાં કપડાં જો મોટા માણસને વીંટાળ્યાં હોય તો એ ગભરાઇ મરે! એમ કરવું તે ઠીક નથી. એટલે એકાદ નરમ અને સુંવાળા કપડાનું ફરાક અથવા ઝભલું શરીર ઉપર હોય તો વધુ કપડાં વીંટાળવાની કે પહેરાવવાની જરૂર નથી. હા, વરસાદની હેલીના દિવસો કે ઠંડીની ઋતુમાં ફલાલીન, ગરમ અને રેશમી ઝભલાં–ટોપી વગેરે વડે બાળકનું આવશ્યક રક્ષણ

કરવું જરૂરી હોય છે. વળી એની સાથે બાળક માટે શીવેલાં કપડાં એવાં હોવાં જોઇએ કે તેના પેટ, અને પેડુ ઉપર, છાતી ઉપર કે ગળા ઉપર તંગ ન થવાં જોઇએ. બાર માસની અંદરના બાળકને બદન ઉપર એક ઝબલું અને કેડ ઉપર ત્રીકોણાકાર એકાદ લંગોટ હોય તો ઘણું છે. પછી તો સુતી વખતે અથવા બહાર જતી વખતે ટુવાલ, રૂમાલ કે ચાદરથી એનું આવશ્યક રક્ષણ થઇ શકે છે.

નાના બાળકનાં કપડાંનો જથ્થો ઠીક પ્રમાણમાં હોય તો એને જરૂર પ્રમાણે વારંવાર બદલી શકાય છે. કારણ કે બે-ચાર મહિનાનું બાળક વારંવાર પેસાબ અને મળત્યાગ કરીને કપડાં બગાડે છે અને ભીનું થયું કે બગડયું હોય તે કપડું તાત્કાલિક બદલી નાંખવું જ જોઇએ. તેને એમ જ શરીર ઉપર રહેવા દેવાથી બાળકને શરદી થાય છે અને માંખીઓ બેસી તેની તંદુરસ્તીને હાનિ પહોંચાડે છે. વગર બગડેલું હોય તો પણ કોઇ વસ્ત્રને ચોવીસ કલાકથી વધુ વખત બાળકના શરીર ઉપર રાખવું જોઇએ નહિ. તેની સાથે આવા તદ્દન નાના બાળકને શીવેલા કપડા કરતાં ધોતીના કે સાડીઓના છુટા કકડાની ઘણી જરૂર પડે છે. ખોળામાં લેતાં, પારણામાં સુવારતાં કે બહાર ફેરવતાં હરવખત તેને માટે આવો એકાદ સુતરાઉ કકડો તેની કેડની નીચે નાંખી રાખવાની જરૂર પડે છે. એ કકડો એક તો તેના શરીરનું રક્ષણ કરે છે અને બાળકના કરેલાં મળમૂત્રને બીજા મોટા વસ્ત્ર કે પથારી ઉપર નહિ પડવા દેતાં એ કપડું ઝીલી લે છે. આવા લુગડાના ટુકડા જેને દેશી ભાષામાં 'બાળોતીયાં' કહેવામાં આવે છે તેવા ઓછામાં ઓછા એક ડઝન સીલીકે રાખવા પડે છે.

બાળોતીયું બગડયું કે તેને દૂર કાઢી નાંખી બીજું લેવું વધારે સારૂં છે. એક જ બાળોતીયું એક તરફ બગડયું કે ભીનું થયું એટલે તેનો બીજો છેડો ઉપયોગમાં લેવો ઠીક નથી. આ બાળોતીયાં જેમ બગડે તેમ તેને ગરમ પાણી, સાબુ અને સોડાથી સાફ કરી લઇ સુકવી દેવામાં આવે તો આવા કકડાની તાણ પડતી નથી. બધા કકડા ભેગા કરી 'નવરા થશું ત્યારે ધોઇશું' કહીને ભેગા કરનારી અને ડબુચા બનાવી જયાં ત્યાં ખુણેખાંચરે મૂત્ર અને મળથી ગંધાતાં

આબોતીયાં ઘાલી નાંખનારી માતા એક તો 'ફુવડ' કહેવાય છે અને તેના બાળકની તંદુરસ્તીને હાનિ[illegible] છે.

એટલે કહેવાનો આશય એ છે કે ઋતુ અને સમય પ્રમાણે ભલે વસ્ત્રો ફલાલીનનાં, ઉનનાં, સુતરાઉ કે ટાફેટાનાં હોય-હલકી કીંમતનાં હોય કે નવાં ને કડકડતાં હોય, અથવા ઉતરેલા ધોતીજોટા કે સાડીના ધોઇને ફાડીને કરેલા ટુકડા ( બાળોતીયાં ) હોય, પરંતુ એટલું ખાસ ધ્યાનમાં રાખો કે તે કપડાં સ્વચ્છ, પુરાં સુકાયેલાં અને કાળજીપૂર્વક ધોયેલાં હોવાં જોઇએ.

ખરી રીતે કપડાં પહેરવાનો મુળ હેતુ શરીરનું રક્ષણ કરવાનો તથા ગુપ્તાંગો ઢાંકવાનો છે; માત્ર શોભાની ખાતર અને દેખાવની ખાતર વસ્ત્ર પહેરવાં કે પહેરાવવાનાં નથી હોતાં, એટલું આજની માતાઓના ધ્યાન ઉપર લાવવું જરૂરી છે. માતાઓ જેમ પોતાનાં અંગ ઉપર ખોટી ટાપટીપની હવા તરફ દોરાઇ ગઇ છે તેમ નાનાં બાળકો ઉપર પણ વસ્ત્રની સજાવટ કરવામાં મુળ હેતુને ભૂલીને બાહ્ય દેખાવ સુંદર કેમ લાગે અને બાળક કેમ શોભે તે તરફ લક્ષ લગાડતી જાય છે. એથી જ કેટલીક વખત બાળકના-નાના બાળકના વજન કરતાંયે તેને માથે ઓઢાડેલો મોટો ટોપો, ઝબલાં-ટોપી કે તેનાં ફુમતાં અને લચકા જેવાં ફુલો નાનાં બાળકોને તકલીફ આપતાં હોય તેવું જોયું છે. વળી આવાં ફુમતાં અને ગુચ્છાવાળી કહેવાતી ગરમ ટોપી ( બજારૂ આવી બાળાટોપી વાસ્તવિક ગરમ હોતી નથી પણ ટાફેટા જેવા કાપડની બનાવે છે. )એમાં કેટલીક વખત મચ્છર અને માંકડ પેસી જઇને બાળકની ગરદન અને ગળું નિરાંતે ફોલી ખાય છે. એટલે વસ્ત્રની સજાવટનો હેતુ બરાબર સમજીને જ બાળક ઉપર વસ્ત્રનો બોજો વધારવો જોઇએ.

**બાળકની કુદરતી હાજતો**

જન્મ થયા પછી બાળક ચાર પાંચ કલાકની અંદર પેસાબ અને મળ કરે છે. કેટલીક વખત મળ કરવામાં ચાર છ કલાક વીતી જાય તેનો ખાસ વાંધો હોતો નથી. પરંતુ પેસાબ તો જન્મ થયા

પછી ચાર પાંચ કલાકે થવો જ જોઇએ. તેને પેસાબ ક્યારે થયો તેની ખબર રહેતી નથી, પરંતુ સાધારણ રીતે જન્મ પછી નવડાવીને સુવાડેલા બાળકને ફરી આપણે લઇએ ત્યારે તેની નીચેનું વસ્ત્ર ભીંજાયેલું માલૂમ પડે ત્યારે સમજાય કે તેણે પેસાબ કર્યો છે. પરંતુ દસ-બાર કલાક વીતી જાય તો પણ પેસાબ ન થાય ત્યારે તેની ગુહ્યભાગની જગ્યા તપાસી જોવી. કેટલાંક બચ્ચાંને ત્યાં મેલની કણી લાગી ગઇ હોય છે. એ તો ગરમ પાણીથી આંગળી વડે સાફ કરવાથી દૂર થાય છે, અથવા રૂના પેલવડે ધીમે ધીમે એ જગ્યા લૂછવાથી પેસાબ થાય છે. પરંતુ પેડુનો ભાગ ફુલેલો જણાય અને પેસાબ થતો ન હોય તેમ જ બાળક અંબળાતું હોય ત્યારે સમજવું જોઇએ કે મૂત્રાશયમાં પેસાબ હોવા છતાં તેને બહાર નીકળવામાં ક્યાંક અડચણ છે.

એમ હોય તો તુરત ડોકટર કે વૈદ્યની સલાહ લેવી. ઘણું કરીને છોકરાના ગુહ્યભાગની આગળની ચામડી કેટલીક વાર બીડાયેલી હોય છે અને તેને આગળથી કાપવાની જરૂર ઉભી થાય છે, એટલે તે વિષયમાં એના નિષ્ણાતની સલાહ લેવી,

જો કોઇ પણ જાતની અડચણ સિવાય પેસાબનો ખુલાસો તુરતના જન્મેલા બાળકને ન થતો હોય તો તેની ગળથુથીના પાણીમાં અરધી અથવા એક રતી જેટલો ટંકણખાર ફુલાવેલો આપી દેવાથી પેસાબ કલાક-અર્ધા કલાકમાં આવી જાય છે.

જેવી રીતે પેસાબના માર્ગને માટે છે તેવી જ રીતે કેટલાક કેસોમાં બાળકને મળ ત્યાગવાના છિદ્રની આડે ચામડીનો પરદો હોય છે. અંદરથી સફરાનો નળ તથા ગુદાની વળીઓ સંપૂર્ણ હોવા છતાં માત્ર આડી પડેલી ચામડી મળત્યાગમાં અડચણકર્તા થાય છે. આવા કેસો સેંકડોમાં અથવા હજારમાં એકાદ બે બને છે. તે વખતે માત્ર બરાબર ખ્યાલ રાખીને ડોકટર મળત્યાગની આડે આવેલી ચામડીને ઉભો છેકો (નસ્તરથી) મારી જગ્યા ખુલ્લી કરી નાંખે છે અને એ માર્ગ ખુલ્લો થતાં મળ આવે છે.

પરંતુ એ માર્ગની ખામી સિવાય પણ જ્યારે બાર કલાક સુધીમાં એક પણ વખત નવજન્મિત બાળકને મળ ન આવે તો તેને માટે દીવેલ આપવું સલાહભર્યું છે. સહેજ ગરમ કરેલી ગળથુથી સાથે જ દશ ટીપાં જેટલું દીવેલ પાઈ દેવું અને બે કલાક રાહ જોવી. જો મળ ન થાય તો ફરી તેટલું જ અથવા તેથી સહેજ વધારે દીવેલ આપવું અને મળ થાય તેની રાહ જોવી. જન્મ પછી એક વખત બાળકનો પેસાબ અને મળ થઈ ગયો, પછી વધુ ચિંતા કરવાનું રહેતું નથી. પછી તો તેને નિયમિત મળ–મૂત્ર થયા કરે છે.

બાળક જેમ નાનું તેમ પેસાબ કરવાના અને મળ કરવાના વખતનું અંતર ઓછું હોય છે. સાધારણ રીતે બે મહિના સુધીમાં બાળક બેથી ત્રણ કલાકના અંતરે પેસાબ કરે છે અને ચારથી પાંચ કલાકના અંતરે મળ કરે છે.

જેમ જેમ ઉમરમાં મોટું થતું જાય છે તેમ તેમ સમયના અંતરનું પ્રમાણ વધતું જાય છે. ત્રણ મહિના પછીના બાળકને તમે જ્યારે જ્યારે પારણામાંથી બહાર લ્યો અથવા મળ ત્યાગવાને છ આઠ કલાક વીતી ગયા હોય કે પેસાબ કર્યાને ત્રણ ચાર કલાક વીતી ગયા હોય ત્યારે તેને જમીન ઉપર ઉભું રાખી ચોક્કસ પ્રકારની જીભ અને હોઠની સીસોટી—'સીવી, સીવી, સીવી' કરશો એટલે એ પોતાની હાજત પૂરી કરી લેશે. અગર તમારા ઉભા પગને થોડા વાળી પગના આડા ફણાનો જાજરૂ જવાના ચુલાનો ઘાટ બનાવી તેની ઉપર બાળકને બેસારી, વખતસર તેને મળ કરી લેવાની કે પેશાબ કરવાની ટેવ પાડશો તો એથી બાળક ટેવાઈ જવાનું અને વખતસર પેશાબ–મળ કરવાનું. એથી તમારાં કપડાં અને બાળોતીયાં ઓછાં બગડશે, બાળક નિયમસર મળ–મૂત્ર ત્યાગવાની ટેવવાળું થશે અને બાળકને લઈને તમે ક્યાંય બહાર જશો અથવા બહારગામ જશો ત્યારે આવી ટેવવાળું બાળક તમને ઘણું અનુકૂળ બની જશે. નાના બાળકને પણ ટેવ પાડવી અને નિયમિત બનાવવું તે તમારા જ હાથમાં છે.

બાળકને આવતો મળ પીળાશ પડતો, સાધારણ બંધાયેલો અને વાસ વગરનો હોવો જોઇએ. આ નિયમ માતાનું દુધ ધાવતા બાળક માટે છે. ઉપરથી બીજું દુધ અપાતું હોય કે કોઇ પણ ફૂડ અથવા બનાવટી દુધ અપાતું હોય તો મળમાં સાધારણ ફેરફાર થાય છે. પરંતુ મળ જો લીલા રંગનો, ફાટેલો ફોદા જેવો અને પાણીની સાથે આવતો જણાય તો ચોક્કસ સમજવું કે કાં તો બાળકને અપાતા ખોરાક (દુધ, ફૂડ, ધાવણ)માં કાંઇક ગફલત છે, યા તો બાળકને તે ખોરાક બરાબર હજમ થતો નથી, એ માટે સુધારો કરવાની જરૂર છે. એટલે બાળકના મળ ઉપરથી તેની પાચનશક્તિ અને અપાતા ખોરાકનું માપ કાઢી શકાય છે.

જો બાળકને ગાય-બકરીનું દુધ અપાતું હોય અને ઝાડામાં ફેરફાર થાય તો તે ગાય-બકરીને બદલીને બીજી ગાય કે બકરીનું દુધ લાવવું. કેમીકલ ફૂડ અપાતું હોય અને ઝાડા આ રીતે થાય તો સમજવું કે એ ખોરાક વાસી છે અથવા બગડેલો છે. અને માત્ર ધાવણથી જ આવા ઝાડા થતા હોય તો માતાના ખોરાકમાં ફેરફાર કરાવી નાંખવો, અને ભારે તથા વાયડા પદાર્થો માતા ખાતી હોય તો તેણે બંધ કરી પથ્ય ખોરાક ઉપર આવી જવાથી બાળકને મળ પચીને થવા લાગશે.

બાળક મળ કરી રહ્યા પછી નવશેકા પાણીથી તે જગ્યા સાફ કરવી આવશ્યક છે. વધારે શરદી અને ઠંડી હોય તો કપડાનો કકડો ગરમ પાણીમાં બોળી નીચોવીને તેનાથી ગુદાનો ભાગ સાફ લૂછી નાંખવો જોઇએ. પરંતુ વગર પાણીએ માત્ર કોરા કપડાથી જ લૂછીને ગુદા સાફ કરવાથી ગુદાની આસપાસ મળનો અમુક અંશ રહી જાય છે, અને આવી રીતે બાળકને મળ થયા પછી પાણીથી સાફ કરવાની ટેવ નથી રખાતી તથા વારંવાર કપડાથી લુછીને જ ચલાવી લેવાય છે, તેવા બાળકોને ગુદાપાક અથવા ફોડા થઇ આવી ગુદાના ભાગમાં ચાંદીઓ પડી જાય છે. માટે સફાઇ કરવામાં આળસ કરવી નહિ.

*    *    *

# પ્રકરણ ૩૯ મું
## બાળકનાં રમકડાં

ત્રણ મહિનાનું બાળક થાય ત્યાંસુધી તો તેને સ્પષ્ટ સમજી શકાય તેવી કોઇ સંજ્ઞા જ હોતી નથી. ત્રણ મહિના પછી જ એ નજર માંડે છે. એટલે તે પોતાની સામેની આકૃતિ, પદાર્થ કે માનવી તરફ ઇરાદાપૂર્વક જોતું હોય એમ તેમ જણાય છે, અને તેની આલોચક વૃત્તિઓ કામ કરતી થાય છે. એટલે ત્રણ મહિના પછીના બાળક સામે, જ્યારે તે નજર માંડે ત્યારે તમે જો સીતકારી કરી, ચાળા કરી, ચપટી વગાડી, તેને આકર્ષવા–બોલાવવા પ્રયત્ન કરશો તો તે નજર માંડશે અને તેના શરીરમાં એક નવા પ્રકારની હલન–ચલનની ક્રિયા કરતું દેખાશે. તમારા તરફ સહજ નજર માંડયા પછી વારંવાર તમારા જુદા જુદા બોલાવવાના પ્રકારોથી, એ કદાચ મરકીને સહેજ મોઢું પહોળું કરી નિર્દોષ હસી લેશે, અને તેના એ કોમળ અને સ્ફુર્તિભર્યા હાસ્યથી તમારૂં દિલ બાગ બાગ બનાવી, તમે ઘણા મોટા માણસ હોવા છતાં એક ક્ષણ માત્રને માટે પણ તમારા હૃદયને કમળની કોમળ પાંખડીથી પણ કુમાસદાર એ બાળક બનાવી આપશે.

એનું મંદ હાસ્ય શરૂ થાય છે, એની નજર માંડવાની શક્તિ શરૂ થાય છે, તેની સાથે તેના દેહનો વિકાસ સધાય તેટલી એ કસરત કરવા લાગી જાય છે. એ પારણામાં ઝુલતું હોય કે પથારીમાં સુતું હોય ત્યારે તમે અભ્યાસભરી નજરે જુઓ તો હાથ અને પગને એ ઉંચા નીચા કર્યા કરે છે અને તે જ વખતે તમે તેને બોલાવો તો અંબળાઇને ઉંચું થવું, હાથ પગ લાંબા ટુંકા કરવા અને તરફડાટ–એ બધાંમાં સહજભાવે કસરત હોય છે. અને તેની એ કસરત તેના પેટમાં પડેલા દુધને પચાવવામાં ખૂબ ખૂબ મદદ કરે છે. પછી તો ત્રણથી ચાર અને પાંચ મહિનાનું થતાં તો તે સંજ્ઞાની સાથે સમજણના સ્થાનમાં પ્રવેશ કરે છે અને હરદમ નજર સામે આવતા

ચહેરાનું એ પરિચિત હોય તેમ જણાય છે. તેને સહજ ઇસારો મળતાં જો તેને બગલમાંથી પકડી રાખ્યું હોય તો હસતું જાય છે અને પૂરતી મદદ હોય તો કુદતું પણ રહે છે. એનું એ હાસ્ય, અને તેની સાથે રહેલો તેના દેહનો તનમનાટ એની બાલસ્વભાવની નિર્દોષિતાનું પ્રતિક હોય છે.

નીરોગી, નિર્દોષ, અને સુંદર બાળકો પાંચમા મહિનામાં પ્રવેશ કરતાં તો શરીરે ભરાવદાર, ગુલાબી ગાલવાળા, નમણી અને મૃગલાં જેવી આંખો ધરાવતાં, દાંત વિનાના બોખા મોઢેથી કીલકીલ, પ્રભાતના સૂર્ય જેવાં હસતાં, ઘરની ઉદ્યાન-વાડીને સૌરભથી ભરી દેતાં હોય એમ લાગે છે.

ચોથા મહિનાથી એ પોતાના હાથ પાસે આવતી વસ્તુને મૂઠીમાં પકડવાનો પ્રયત્ન કરે છે અને એ આવેલી વસ્તુને હાથમાં પકડી પોતાના મોઢામાં લઇ જવાની સ્વાભાવિક પ્રકૃતિ ધારણ કરે છે. જો કાંઇ પણ હાથમાં ન આવ્યું તો છેવટે હાથની મૂઠી વાળીને અંગુઠો મોઢામાં મૂકી સ્તનપાન કરતું હોય તેમ ચહ, ચહ, ચહ ચુસવા લાગી જાય છે.

એનામાં હાથમાં પદાર્થ પકડવાની સંજ્ઞા આવવાની સાથે આપણો વાત્સલ્યપ્રેમ દોડી આવે છે અને એ બાળક માટે વિવિધ જાતનાં રમકડાં લાવી આપવા માટે આપણે ઉત્સુક બનીએ છીએ, રમકડાંની ખરી જરૂર તો છેક બાળક ત્રણ વરસનું થાય ત્યારપછી જ હોય છે. ખરી વસ્તુને તે એ વખતે બરાબર સમજી શકે છે અને તેની કુતૂહલવૃત્તિને એથી પોષણ મળે છે; જ્યારે આપણે તો ચાર છ મહિનાનાં બાળકો પાસે રમકડાં મૂકીએ છીએ.

બાળકની દરેક વસ્તુને મોઢામાં લઇ જવાની વૃત્તિને લઇને પ્રથમ રમકડા તરીકે આપણે તેને ચુસણીયું આપ્યું.

એક સુંવાળા લાકડાની બન્ને બાજુ જાડાઇ રાખી, તેને પાલીસ બનાવી, બાળકના હાથમાં પકડાવવાથી, તેને મોઢામાં નાંખવાનો તે પ્રયત્ન કરે છે. ઘણાં વર્ષો પહેલાં તો આ દેશમાં અહીંના જ કારીગરો-સુતારોએ તૈયાર કરેલાં આવાં ચુસણીયાં વપરાતાં હતાં. પરંતુ ધીમે ધીમે એ વસ્તુ અસ્ત થવા લાગી અને નાણાવટીઓને

નજીવો એ લાકડાનો ટુકડો ન ગમ્યો, એટલે ધીરે ધીરે જસતનાં, કલાઇનાં, પતરાનાં, રબ્બરનાં, કાગળનાં, ચીનાઇ માટીનાં, કચકડા (સેલ્યુલોયડ)નાં રમકડાં ઉપરાંત રૂપું અને ચાંદી તથા સોનું-એ ધાતુઓ પણ તેમાં આવી લાગી.

ખરી રીતે આટલા નાના બાળકને રમકડાની દૃષ્ટિએ એકાદ ચુસણીયું હાથમાં આપવાથી આપણે માનીએ કે તેના હાથની કસરતમાં વધારો થાય છે, અને એ પદાર્થ મોઢામાં મૂકી ચગળવાથી પેઢાં બંધાવામાં કેટલીક મદદ મળે છે. પરંતુ તેની સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે અણસમજુ કુમળા બાળકની આગળ ધરેલું રમકડું શેનું છે અને તે તે પદાર્થનો ઘાટ બાળકના હાથને કે મોઢામાંનાં પેઢાંને નુકસાનકર્તા છે ખરો?

આજે કારીગરોએ વેચવા ખાતર બનાવેલા લોઢાના પતરાના ઘુઘરા કે રબ્બરમાં સીસું મેળવેલાં રમકડાં તેને નુકસાન કરશે ખરાં કે નહિ? બાળકની આદત જે હાથમાં આવ્યું તે મોઢામાં ઘાલવાની છે. એને પોતાને તો એ વાતની લેશ પણ ખબર નથી કે આ ઘુઘરો અને આ ચુસણીયું અનેક દિવસોથી ધોઇ સાફ કરવામાં આવેલ નથી: તે ઘરમાં અનેક જગ્યાએ કચરામાં મળમૂત્રની છેક નજીક પડયું રહે છે: એની ઉપર સેંકડો વખત મોઢાની લાળ અડયા પછી અને નીચે પડયા પછી માંખીઓ બેસીને પોતાની હગાર છોડે છે અને ધૂળ-કચરાનાં અનેક રજકણો તેની ઉપર લાગેલાં રહે છે: માટે તેને મોઢામાં ન ઘલાય.

બાળકના હાથમાં કોઇ વસ્તુ આવ્યા પછી તુરત તે મોઢામાં ઘાલવાનો પ્રયત્ન કરે છે, અને એવી રીતે રખડતાં મૂકેલાં રમકડાં મોઢામાં ઘાલી એ જંતુઓ અને કલુષિત પદાર્થોનાં પરમાણુંઓ પોતાના મોઢામાં દાખલ કરી, રોગી બને છે. રમકડાં આપતી માતાઓને આ નજીવી ભૂલનું જ્ઞાન નથી હોતું. માટે બચ્ચાંને એ આપતાં પહેલાં અને તે પદાર્થ મોઢામાં ઘાલતાં પહેલાં પુરતી કાળજી રાખવાની ભલામણ કરૂં છું. એ માટે નીચેની બાબતને લક્ષમાં ઉતારવા સાવચેત રહેવું પડે છે.

બાળક મોઢામાં ઘાલે તો પણ હરકત ન આવે તેવા ઘાટનાં રમકડાં અને તે લાકડું, ચીનાઇ માટી, કચકડા અને ચાંદીનાં બનેલાં હોવાં જોઇએ.

રબ્બર, ટીન, પતરાં, કલાઇ, સીસું અને આવી ધાતુઓ જેમાં મળેલી હોય તેવી કોઈ પણ બનાવટનાં રમકડાં બાળકના હાથમાં આપવાં એ તેના પેટમાં ઝેર દાખલ કરવા જેવું છે.

તેમાં રબ્બરનાં વિદેશથી આવતાં રમકડાં નહિ વાપરવાની ભલામણ એટલા માટે કરવામાં આવે છે કે તે બનાવતી વખતે રબ્બરની સાથે સીસાનો ક્ષાર (વ્હાઇટ લેડ) વાપરવામાં આવે છે. આ ક્ષાર બાળકના પેટમાં જવાથી બાળકોને અનેક દરદો થાય છે. ખરાબ દાંત થવા અથવા ચાવવા, બરડાનું પાછળનું હાડકું બેવડ વળી જવું, પેટ મોટું ગાગર જેવું થવું, આંખો પીળી પડતી અથવા દિવસે દિવસે ગળી જવાના સુકતાન જેવા રોગો, વગેરે આ રમકડાં પેદા કરે છે. માટે વિદેશી મોહમાં અને ફેશનમાં નહિ તણાતાં સર્વથી શ્રેષ્ઠ આપણું લાકડું અને લાકડાનાં ચુસણીયાં છે.

હમણાં હમણાં બાળકને છાનું રાખવા માટે નરમ રબરની એક પ્રકારની ટોટી આવે છે, તેની પાછળ એક ચકરી હોય છે અને દોરો બાંધેલો હોય છે. આવી ટોટી બાળકના મોઢામાં મુકવાથી એમ સમજીને તેને ચુસવા લાગે છે કે જાણે મને ધાવવા માટે માતાનું સ્તન મળ્યું.

આ ટોટી રાખવાથી બાળક કદાચ છાનું રહેતું હશે અને કદાચ આજની સુધરેલી અને સ્તનમાં ધાવણ રહીત માતાઓ બાળકને સમજાવી લેવામાં પોતાની ચાતુરી સમજતી હશે, પરંતુ એક તો રબરનું ઝેર પેટમાં જાય છે અને બીજું બાળકનાં પેઢાં અને તાળવું દિવસે દિવસે આળાં બની જઇને ફુલીઆ જેવો રોગ તાળવામાં બાળકને થઇ આવે છે. માટે કદી પણ આ ટોટીઓ મોઢામાં આપવી જોઇએ નહિ.

ટીનનાં અને પતરાનાં રમકડાં આપવાં નહિ એનું કારણ એ છે કે તેની કોર અને ધાર એવાં હોય છે કે તે મોઢામાં વાગ્યા સિવાય રહેતાં નથી. કાચના રમકડાં ફુટીને તકલીફ આપે છે અથવા વાગી બેસે છે.

બાળક મોઢમાં નાંખે તે વસ્તુ ગળામાં ચાલી જાય અંદર અટકી બેસે નહિ એ બાબતની કાળજી રાખવાની હોય છે. એટલે અણુસમજુ બાળકના હાથમાં પાઈ, પૈસો, લખોટો, મણકો, કાચનું મોતી કે એવી ઝીણી ચીજો આપવી નહિ.

બાળક સહેલાઈથી રમી શકે તેવાં સુંવાળાં, ધાર વગરનાં, દોષ રહીત, વજનમાં અતિ ભારે નહિ તેવાં રમકડાં પસંદ કરી નાના બાળકના હાથમાં આપો. તે મીઠા અવાજથી ખખડતાં હોય તો બાળકને ઓર આનંદ આવશે.

બાળકે મોઢામાં ઘાલી જમીન ઉપર ફેંકી દીધેલું અને કેટલાય વખતથી જમીન ઉપર રખડતું અને કચરામાં ટીચાતું રમકડું બાળકને આપતાં પહેલાં પાણીથી ધોઈ સાફ કરી, કપડાથી લુછી પછી જ બાળકને આપો. આ તરફ જો બેદરકારી રાખી તો તમે બાળકની તંદુરસ્તીમાં જાણે અજાણે હાનિ પહોંચાડશો.

તમારૂં બાળક જો કચકડાના રમકડે રમતું હોય અને તેની પાસે અનેક પુતળીઓ-બાબલાંઓ અને અન્ય રીતે વિવિધ બનાવટોનાં કચકડાનાં રમકડાં રહેતાં હોય તો તે રમકડાંથી દીવાસળી દૂર રાખજો. કારણ કે આ કચકડું (સેલ્યુલોઇડ) દીવાસળી અને દેવતાનો સ્પર્શ થતાં તુરત જ સળગી ઉઠે છે. તમે જાણો છો ? બાબાને તમે તમારા હાથમાં તેડયો હોય, તેના હાથમાં કચકડાનો ઘુઘરો કે પુતળી હોય, તમે ચૂલા પાસે દાળ સંભાળવા ગયાં, બાબાનો હાથ ચૂલાની પડખે રહી ગયો અને તેમાંથી નીકળતી અગ્નિઝાળે એ રમકડું ઝડપી લીધું ! આવા અકસ્માતોનો વિચાર પહેલેથી કરી રાખવો જોઈએ.

પહેલી વાત તો એ છે કે આપણે બાળકોને રમકડાં શા માટે આપીએ છીએ તેનો એ અજ્ઞાન બાળક કરતાં આપણને પ્રથમ વિચાર થવો જોઇએ. ઉપરાંત તેની ઉમર તથા તેની સંજ્ઞા, સમજ અને કુતૂહલવૃત્તિનો વિચાર કરીને આપણે રમકડાં ખરીદીએ તો બાળકની તંદુરસ્તી, આપણી આર્થિક સ્થિતિ અને આપણા દેશના ધન માટે ઘણું કરી શકીએ.

આપણા દેશમાં વિદેશમાંથી દર વરસે હજારો નહિ, લાખો નહિ, પણ કરોડો રૂપીઆનાં વિવિધ જાતનાં રમકડાં રબર, ધાતુઓ, વિજ્ઞાને પેદા કીધેલા ક્ષારો અને ઝાડના રસોમાંથી તૈયાર થઇ આવે છે. એ રીતે આ દેશની બહોળી લક્ષ્મી પરદેશ વહી જાય છે. એથી આ દેશ ગરીબ બનતો રહ્યો છે. વિદેશીઓ આજે હિન્દુસ્તાનનાં બજારો હાથ કરવા અને વેપાર વધારવા એટલા આતુર છે કે જેટલા તેઓ રાજ્ય કરવા માટે નથી.

આપણા સુતાર અને કુંભાર કારીગરો લાકડાં અને માટીમાંથી વિવિધ જાતનાં રંગ ચઢાવી રમકડાં બનાવતા અને ભારતનાં બાળરત્નો એ રમકડાં સાથે સંતોષથી રમી, યુવાની પ્રાપ્ત કરતા. આજે તો વિદેશીઓએ આ જૂના પુરાણા કારીગરો અને કળાના વાહકોના હાથ કાપી લીધા છે. કારણ કે આજે પરદેશી બનાવટોએ દેશના હુનર-ઉદ્યોગ અને તેમાં રહેલી હસ્તકારીગરીને વેશ્યાનાં નખરાં જેવાં રમકડાં આપી, સ્થગિત કરી મૂકેલ છે અને એ નખરાંના મોહે આપણે ઘણું ઘણું ગુમાવ્યું છે.

મારાં કાકીએ હું ઘણો મોટો થયેલો ત્યારે લાકડાનું ચુસણીયું બતાવી મને કહેલું: 'ભાઇ! તું મોટો થયો ત્યાંસુધી આનાથી રમતો.' અને એ જ ચુસણીયું મારા મોટા બાબાના હાથમાં તેમણે આપ્યું. એ દોઢ પૈસાના ચુસણીએ ત્રણ પેઢી જોયેલી.

અને આજે તમારા એક બાબા માટે તમે તેની ઉમર મોટી થતા સુધીમાં, કહેશો કે કેટલો ખરચો કરો છો? અને દર શ્રાવણ માસ જેવા મેળામાં તમારા ખીસ્સામાંથી કેટલાં નાણાં એ ક્ષણજીવી રમકડાં માટે પરદેશ મોકલો છો? કદાપિ વિચાર કર્યો છે કે એ બાળકો માટેનો તમારો સાચો પ્રેમ છે કે તમારી સ્વયં જાગેલી વૃત્તિઓને તમે પોષી રહ્યા છો?

* * *

# પ્રકરણ ૪૦ મું
## બાળકની ઉંઘ, આરામ ને સંભાળ

જેમ બાળકની ઉમર નાની તેમ તેની ઉંઘ વધારે. તેની ઉમર વધવા લાગે તેમ ઉંઘ ઓછી લે છે. બાળક જ્યારે રમી રમીને ધરાય છે ત્યારે સાધારણ રીતે ઉંઘમાં પડે છે અને ઘસઘસાટ ઉંઘે છે. સુવાનું હુંફાળું હોય, કોઇ પણ જાતનો ઉપરથી ત્રાસ ન હોય, માંખી, મચ્છર કે માંકડ કરડતાં ન હોય અને તેની ઉંઘને ખલેલ પડે તેવો કોઇ કકળાટ ન હોય તો સહેજે એક સાથે બાળક બે ત્રણ કલાકની ઉંઘ ખેંચી કાઢે છે. દુગ્ધાહાર કરનારૂં બાળક ત્રણ ચાર કલાકમાં ભૂખ્યું થાય છે અને તે આપમેળે જાગી ઉઠે છે. જ્યાંસુધી તેની ભુખ સંતોષાતી નથી ત્યાંસુધી તે નિરાંતે ઉંઘતું નથી. એટલે નિરાંતે ઉંઘતા બાળકને ધવરાવવાની ખાતર કે રમાડવાની ખાતર જગાડવું તે તેની તંદુરસ્તીમાં હાનિકર્તા છે. જ્યારે એ સ્વયં ધરાઇને ઉંઘ લઇ ઉઠે છે ત્યારે તે હસતું હસતું ઉઠે છે. આપણે તેને કાચી ઉંઘે જગાડીએ છીએ ત્યારે તેનું શરીર માંડતું નથી અને રડવા લાગી જાય છે. એટલે બાળકની પુર્ણ ઉંઘ તેના શરીરને પ્રફુલ્લ, તાઝગીભર્યું અને તંદુરસ્ત બનાવવા માટે ઘણી જ જરૂરી છે.

જન્મ પછી કેટલીક વખત બાળક ચોક્કસ સમયે રડવાનું શરૂ કરી અમુક વખત સુધી રડીને પછી ઉંઘમાં પડે છે અને આ રડવાનો સમય સાયંકાળ—દીવાબત્તીની આસપાસનો હોય છે. મારા અનુભવ પછી મારે ત્યાંના એક બાળકની તથા અન્ય કેટલાંક સ્નેહીજનોનાં બાળકની આ ટેવ મેં અભ્યાસભરી રીતે જોઇ છે એ બાળકને ઘડિયાળના સમયની અથવા દિવસ–રાત્રિના ચોક્કસ પ્રહરની ખબર નહિ હોવા છતાં એ બરાબર ચોક્કસ વખતે રડવા લાગે છે અને તેનું રડવાનું શરૂ થયા પછી તેને હસતો કરવા માટે હજાર હજાર વાનાં

કરવામાં આવે, હુલાવવામાં આવે, ધવરાવવામાં આવે અને ગમે તેટલા ઉપાય કરવામાં આવે છતાં એ રોવાનું છોડતો નથી. અને અરધો કલાક–એક કલાક સુધી, એ ચોક્કસ સમયે ધરાઇ ધરાઇને રડે છે. પછી છાનો રહી ખૂબ મીઠી ઉંઘ લે છે. આખો દિવસ અથવા આખો સમય એ રડતો નથી પરંતુ એનો મુકરર સમય આવ્યો એટલે એ રડવા લાગે છે.

બાળક રડે એ કોને ગમે ? એટલે બાળક રડે છે અને આપ્તજનોનાં દિલ દુઃખાય છે. આ રડવાનું કારણ કોઇ દર્દ નથી હોતું અથવા તેમાં કોઈ બીજું કારણ પણ નથી હોતું. પરંતુ એ ખૂબ ખૂબ રડે છે ખરૂં; આજ સુધી એના કારણ સંબંધે હું કાંઇ શોધી શક્યો નથી, પરંતુ એટલું તો જરૂર કહીશ કે એ રીતે રડવાથી બાળકને કોઇ નુકસાન થતું નથી. એવા કારણ વગરના ચોક્કસ સમયે રડવાથી બાળક લેવાતું નથી. એનાથી ઉલટું એ રડી લે છે, ત્યારપછી તો ખૂબ મજેની ઉંઘ ખેંચે છે અને હસતું ઉઠે છે. એટલે આવા પ્રકારના રડવા પ્રત્યે મેં તો મન વાળેલું અને તેમની માતાઓને સમજાવેલું કે બાળક ભલે રડે. એના રડવાથી એ દીર્ઘશ્વાસ બહુ સારા લેશે. એથી ફેફસાંને કસરત મળશે, તે મજબૂત થાય છે અને તેનું હૈયું હલકું થાય છે.

ઘણાંક બાળકોની એક ટેવ મેં જોઇ છે: છએક મહિના પહેલાં હું ગાડીમાં મુસાફરી કરતો હતો. મારી સાથે એક કુટુંબ મુસાફરી કરતું હતું. ત્રણ બચ્ચાંની માતા, તેનો પતિ: તેઓ સુખી અને સંસ્કારી લાગતાં હતાં. એકાદ સ્ટેશન છોડયા પછી દોઢેક વરસના બાબાએ વગર કારણે રડવાનું શરૂ કર્યું અને તે જોરથી ચીસો પાડવા લાગ્યો. શરૂઆતમાં એની માતા ઉભી થઇ તેને રમાડવા લાગી. પછી તેને ખાવાનું બતાવ્યું, રમકડાં આપ્યાં. પછી તેનો પિતા પણ તેને ખુશ કરવા પત્નીની મહેનતમાં સાથે જોડાયો. અનેક ઉપાય અજમાવ્યા. પરંતુ ખૂબી એ હતી કે તેને છાનું રાખવા તેઓ જેમ વધારે પ્રયત્ન કરતાં તેમ તેમ બાબો વધારે રડતો. બાજુમાં હું

બેઠેલો. મારાથી ન રહેવાયું. મેં કહ્યું: 'બ્હેન, એને ધરાઇને રડવા દો. એ 'આડે ચડયો છે.' ખૂબ દીર્ઘશ્વાસો લઇ રહેશે એટલે આપમેળે છાનો રહેશે. તમે પ્રયત્ન કરીને તો એને વધારે રડાવો છો.' બાઇના પતિને મારો ઉપદેશ કાંઇક સમજાયો અને બાઇની પાસેથી છોકરાને લઇ બોલ્યા ચાલ્યા વગર એ બારીએ ઉભો રહ્યો અને બાળકને રડવા દીધો. પા એક કલાક પછી એ ધીમો પડયો અને દીર્ઘશ્વાસનાં ડુસકાં ભરી ભરી શાંત થઇ ગયો. આને માટે મેં તો '**આડા કરવાની ટેવ**' નામ રાખ્યું છે. એથી કોઇ માતાએ નારાજ થઇને ગભરાવાની જરૂર નથી.

મારો કહેવાનો હેતુ એ નથી કે બાળક જ્યારે રડે ત્યારે રડવા જ દેવું. બાળક અનેક વખત અને અનેક કારણોસર રડે છે. તેને થતા દુઃખ, દર્દ અને પ્રતિકૂળતામાં એ રડે છે. પરંતુ વગર કારણે રડે ત્યારે વિહ્વળ થવું ન જોઇએ.

બાળકને સુવા માટે પહેલા નંબરે પારણું સારૂં છે, અને બીજા નંબરે ઘોડીયું ઠીક છે. પરંતુ ઘોડીયાના ખોયામાં (જાડા કપડાની ઝોળી બનાવી ઘોડીયાના આંકડાને ભરાવવામાં આવે છે. તેને ખોયું કહે છે. આવાં ઘોડીયાં તથા ખોયાંનો બનતાં સુધી સાધારણ વર્ગમાં અને ગુજરાત, કચ્છ-કાઠિયાવાડમાં રિવાજ છે.) સુવારવાથી બાળક સુઇ રહે છે ખરૂં, તથાપિ તેની કરોડ (પિઠ પરનું બરડાનું હાડકું) કમાનની રીતે તે ખોયાને લીધે રહે છે; જ્યારે પારણામાં એને બદલે કરોડ સીધી રહી શકે છે. એટલે ચોકઠા લાકડાનું ફરતા કઠેડાવાળું પારણું હોય તો વધારે સારૂં. જો આપણે તૈયાર કરાવીએ તો ઘોડીયાની કીંમતમાં જ પારણું તૈયાર થઇ શકે. પરંતુ આપણા પ્રાંતમાં ઘોડીયાનો જ રિવાજ પડી ગયો છે, એટલે મારે વધુ કહેવાનું નથી. પણ ઘોડીયા અને પારણા એ બેમાં પારણું વધારે સારૂં અને સગવડભર્યું છે.

ઘોડીયા અથવા પારણામાં બાળકને સુવરાવ્યા પછી તેને હીંચકાવવાથી એ વહેલું ઉંઘમાં પડે છે. એ રીતે હીંચવાથી શરીરને મળતું

આંદોલન અને એ આંદોલનથી મગજના જ્ઞાનતંતુ ઉપર થતી સુંદર અસર બાળકને જાગૃત અવસ્થામાંથી તુરત તંદ્રામાં અને તંદ્રામાંથી સુષુપ્તિમાં ધકેલી મેલે છે. હીંચકવાથી રડતું બાળક છાનું રહી જાય છે. આપણે ય એ આનંદ અને મોજ માણેલી છે. જો કે તે મોજની ખબર આ અવસ્થાએ આપણને નથી, પરંતુ પારણા, ઘોડીયા કે હીંચકામાં હીંચવાથી બાળકો બહુ ખુશ થાય છે અને તેમનું દીલ એક પ્રકારનો અવર્ણનીય આનંદ અનુભવે છે તે નિર્વિવાદ વાત છે.

બાળકને પારણે સુવરાવ્યા પછી માતાઓ મધુર કંઠે વહાલ ને ઉમળકાભર્યા હેતથી દિલના ભાવોને દર્શાવતાં હાલરડું ગાતી હોય છે ત્યારે જાણે એ વાતાવરણ અને એ હવાને સાંભળવા પોલાદી દિલ ક્ષરભર થોભી જાય છે. હાલરડાનાં ગીતો કવિત્વની દૃષ્ટિએ કદાચ મહત્ત્વનાં નહિ હોય, જોડકણાં જેવાં લાગતાં હશે, પરંતુ તેમાં ભરેલા માતાના હૃદયના ભાવો, દિલના ઉંડાણમાંથી વાણીએ વહેતાં સરિતાના નિર્મળ મીઠા વારી જેવાં હોય છે. ઘરમાં ગવાતું એકાદ હાલરડું મારાં પત્ની પાસેથી ઉતારીને આ નીચે આપું છું. માતાઓ–બહેનો એ કંઠે કરીને જરૂર પોતાનાં લાડીલાં બાળકને સુવરાવે ત્યારે ગાય :

અલોલોલો હાલ્ય વાલ્ય રે પ્રિતમ
પારણીયામાં પોઢયા.
ઘુમરી ઘાલ્ય વાલ્ય રે પ્રિતમ.........
સોનાની સાંકળીએ સુંદર રેશમની છે દોરી,
માતા જશોદા લાડ લડાવે, તને ખોળે લઇ
ધવરાવે.......અલોલોલો......
હાલ્ય વાલ્ય રે......
પારણીએ મેં મોતી ટાંક્યાં, રતનચુનીચું ચળકે,
હાલો હાલે (ભાઇ) વાલો લાગે,
ઘુઘરી ઘમ...ઘમ...ઘમકે......અલોલોલો.

ઉંઘ કરીને ઉઠશો બાબા, ધાલીશ ગજવે ખાવું,
ખાવાનું જો ના ગમે તો,
ખોળામાં લઇ ધવરાવું.......અલોલોલો.
પોઢો પ્યારા પ્રેમ હાલરડે, આંખોના છો તારા,
મા તા ના તમે લાડ લાડીલા,
જીવનાં જીવનહારાં.......અલોલોલો.

આવાં અનેક હાલરડાં આજેય માતાઓ બાળકના ઘોડિયા કે પારણાની દોરી હાથે પકડી આનંદથી આલાપતી હોય છે, અને એ આલાપની રાગણીની દોરીએ ખેંચાતાં-અર્થને નહિ સમજતાં બાળકો મેસમેરીઝમના ત્રાટકની માફક ભરનિદ્રાના ખોળે સુખભરી અને તાઝગીભરી નિદ્રા સેવે છે.

પરદેશોમાં ત્યાંની માતાઓ બાળકના પોઢણની ક્રિયા આ પ્રમાણે કરતી હશે કે કેમ તે તો હું નથી જાણતો. કારણ કે મેં પરદેશ જોયો નથી અને એટલા નિકટમાં પરદેશીઓ સાથે હું આવ્યો નથી. પરંતુ પરદેશીઓ પણ માનવી છે. નાનકડા બાળકની ક્રિયામાં, તેને ઉંઘા-ડવામાં, ધવરાવવામાં અને રમાડવામાં જ્યારે હરકોઇ માતા એ ભુમિકામાં પ્રવેશે છે ત્યારે એ પોતાના શરીરનું, ઉમરનું, પ્રૌઢપણાનું ભાન ભૂલી જાય છે અને બાળક જેવું તેનું દિલ, ચિત્ત અને બુદ્ધિ બની જાય છે. જેમ ઉપાસનાનો કર્તા ઉપાસ્ય દેવની આરાધના અને ધ્યાનમાં બેઠો હોય ત્યારે તેનાં મન, બુદ્ધિ, ઇંદ્રિયો એ સર્વ જગ-તનાં આંદોલનોથી અલગાં થઇ જઇને ધ્યેય અને લક્ષ તરફ એક સુરતા કરી રહે છે.

માતાઓ બાળકમાં જ્યારે તનમય બની રહી હોય ત્યારે બાળક અને માતા દૈહિક ભાવે અલગાં જણાવા છતાં અંદરથી ઐક્ય અનુ-ભવતાં હોય છે. હરકોઇ માતા બાળકને લઇ રમાડતી હોય, તેના મૃદુ મુખડા સામે જોઇ એ તેને ખીલવવા માટે જાતભાતના ભાવો મુખડા ઉપર આણતી હોય અને ચંદ્રમુખીનાં ફુલની માફક મુખ મલકાવતું હોય, તેને જોઇ માતાના ચહેરા ઉપર ચમકતો અલૌકિક,

અદ્વિતીય અને અવર્ણીનીય આનંદ જો તમે જુઓ તો સત્, ચિત્ત, આનંદનો સાક્ષાત્કાર અનુભવતા યોગીપુરૂષ જેવો જ એ લાગશે; સ્વેચ્છાએ વિહરતા પાગલ જેવો એ ચહેરો લાગશે.

એ માતૃપ્રેમ, એ વાત્સલ્યપ્રેમ, એ લોહીના બુંદે પ્રગટેલા પ્યારા બાળક પ્રત્યેની અનહદ હેતાળ હુંફ, અને એનું નામ તે માતા તથા બાળકનો નિર્વિકાર નિર્દોષ આનંદ.

ઓ મોરી મા–માતા, જુગ જુગ જીવો અમ્મા! જનની, તારા ઉપકારો, તારા દિલના ભાવો, તારી સેવા, તારો વાત્સલ્યપ્રેમ, તારાં અમીભર્યાં અમૃતસમાં પયપાન અને તારા દેહને ટુક ટુક બનાવી મારા–બાળકના શરીરનું સર્જન હું કયા શબ્દોમાં કહું, માતા!

મારે કાજ તેં શું નથી કર્યું? કયાં દુઃખો નથી વેઠયાં? કઇ યાતનાને તેં હસતે મોઢે અને ખુલ્લા ખોળે નથી સ્વીકારી?

બીજા આપીને અલગા બનેલા પિતા એ તો પૂજ્ય છે. પણ માતા, તું–મારાં દુઃખડાંનાં ઓવારણાં લેતી, દરિયાઇ દિલમાં મને સમાવી લેતી, સેંકડો અપરાધોને રૂપક બનાવી હડસેલી દેતી, ગુણની ખાણ અને ઉપકારની અમ્બા! શરીરની ચામડીના પગરક્ષક બનાવી તને પહેરાવું તોય તારા ઉપકારનો બદલો ન વળે. જનની, ધન્ય હો ભારતની માતા! રમાડતી રહે તુજ ખોળામાં બાલુડાં, નિપજાવતી રહે ભારતના 'ભરતો,' પોષતી રહે તારાં સંતાનોને દ્રવતા હૃદયના અમૃતથી.

બાળકનું શરીર કોમળ છે એવો ખ્યાલ તો હરેક માતાને હોય જ છે. એટલે એના માટે વપરાશમાં લેવામાં આવતાં સાધનો–ગાદી, ગાદલું, ઓછાડ, મીણીયું–સુંવાળાં અને શરીરને ખુંચે નહિ તેવાં જોઇએ. જ્યારે જ્યારે તેને પારણામાં અગર ઘોડીયામાં સુવરાવવામાં આવે ત્યારે ત્યારે તેને ખંખેરી, ઝાપટી, સાફ કરી નાંખવું. ઓછાડ અથવા ગોદડી–ગાદી પલળ્યું હોય તો બદલી નાંખવાની કાળજી રાખવી. તેને ઓઢાડવામાં આવતી પીછોડી, શાલ કે કામળ હલકાં

છતાં હુંફ આવે તેવાં પસંદ કરવા અને વારંવાર તેને ખંખેરી નાખીને ઓઢાડવાની ટેવ રાખવી.

શરદીના વખતે રાત્રિના સમયે બાળકને અલગ પારણા કે ઘોડીયામાં આખો વખત નહિ રાખતાં માતાએ પોતાની પડખે સુવારવાની ટેવ રાખવી. એથી તેને માતાના બદનની હુંફ મળે છે અને નિરાંતે રાત્રિ પસાર થાય છે. બાળક ઘોડીયા કે પારણામાં સુતું હોય ત્યારે તેને હીંચકાવવાની જરૂર છે, પરંતુ તે ઉંઘમાં પડયું એટલે હીંચકાવવાનું બંધ કરવું. કાયમ હીંચોળવાથી બાળકને કુટેવ પડી જાય છે અને જયાંસુધી તે સુવે ત્યાંસુધી ઘોડીયાની દોરી ખેંચવી જ પડે છે.

દિવસે બાળક સુતું હોય ત્યારે બારીમાંથી સૂર્યનાં સીધાં કિરણો બાળકની આંખ ઉપર ન પડે તેવી રીતે સુવારવું. એ જ પ્રમાણે રાત્રે દીવાની જયોત સીધી આંખ ઉપર ન પડવી જોઇએ. છતાં બાળક જે ખંડમાં સુતું હોય તે ખંડમાં હવા અને પ્રકાશ પૂરતા પ્રમાણમાં આવવાં જોઇએ.

બાળકના ખંડની અંદર મચ્છર, ચાંચડ, વગેરે ન થાય, તથા એની પથારીમાં માંકડ ન પડે, તેની પણ પૂરતી કાળજી રાખવી. એ ખંડમાં આવી જીવાત જણાય તો લીંબડાનાં પાન અને ગુગળની ધૂણી દરરોજ કરવી અથવા 'ફેટોલ' અગર 'મોસકવીટો કોઇલ'ની ધૂણી કરવી.

પારણા અથવા ઘોડીઆ ફરતી મચ્છરદાની રાખવી અને બાળક સુવે ત્યારે ઘોડીયાની ઉપર નાંખી તેના છેડા ફરતા દબાવી દેવા.

બાળકને સુવરાવવા ખાતર બરડો થાબડવાની અથવા કેડ ઉપર થાબડવાની ટેવ પાડવી તે બહુ ખરાબ છે. સાચી ઉંઘ આવતાં આવી કોઇ ટેવની કે ક્રિયાઓની જરૂર જ નથી.

બાળક કજીયાળું છે એમ માનીને તેમ જ પોતાને કામકાજ કરવાની સગવડ મળે એવા હેતુથી ઘણી માતાઓ બાળકને અફીણ અથવા અફીણ નાંખેલી સોગઠી પાય છે. એ પાવાથી તે ઝેરી

પદાર્થના ગુણને લઈને બાળક વધારે પડતું ઘેનમાં ઉંઘે છે અને કામની હાયવોય કરવાની માતાઓ એથી ખુશ થાય છે. આવી માદક વસ્તુ બાળકને આપવાથી પ્રથમ નજરે કદાચ કોઈ ખરાબ અસર કરતી જણાતી નથી, પરંતુ આ માદકતા બુદ્ધિના વિકાસને અટકાવે છે, આંતરડાંની કોમળ ત્વચાને દુષિત કરે છે અને એટલા નાના બચ્ચાને કબજીયાતનો રોગ પણ લાગુ પડે છે. ઉપરાંત એને કૃત્રિમતાથી ઉંઘાડવાના પરિણામે સાચી ઉંઘ અને તેનો આનંદ બાળક ગુમાવી બેસે છે. વળી મારી નજરે એવા અનેક દાખલાઓ મેં જોયા છે: અફીણનું બંધારણ બાળકોને કરાવનારી માતાઓ ચાર આઠ આનાનું અફીણ એક સાથે લાવી રાખે છે અને દરરોજ એક વખત અથવા સવાર સાંજ બે વખત તેને અટકળે આપે છે. તેમના હાથનું માપ એટલે 'તલ-મગ' જેટલું. આ તલ મગમાંથી કોઈ દિવસ 'ચણા-વાલ' જેટલું અફીણ પણ બેદરકારીને કારણે આપી દેવાથી નાનકડા પુષ્પનાં બલિદાનો માતાને હાથે દેવાઈ ગયાં છે. અફીણ એ પ્રત્યક્ષ ઝેર છે અને નાના બાળકની સહનશક્તિ મર્યાદિત હોય છે. અફીણના ઉંઘ લાવવાના નજીવા ગુણ ખાતર આવું ઝેર બાળકને હમેશાં આપવું તે ભયંકર અને ખતરનાક છે. એટલે માતાઓને અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ કે તમારાં બાળકોને ભૂલે ચૂકે પણ અફીણનું બંધાણ કરાવશો નહિ. શિક્ષિત બહેનોને એક વધુ અપીલ એ પણ કરીએ છીએ કે તમારી પડોશમાં કે સંસર્ગમાં આવતી અશિક્ષિત ગામડાની અને મજૂર વર્ગની બહેનો પોતાનાં પ્યારાં બચ્ચાંને અફીણ આપતી હોય તો તેમને તમે સમજાવીને, તેની ભારે ઝેરી અસર તરફ આંગળી ચીંધીને, અફીણથી બચાવશો.

બાળક તંદુરસ્ત હોય, દુધનો પુરતો આહાર લેતું હોય તો પછી તેને આવા કોઈ પદાર્થ આપવાની જરૂર નથી. એ ઉપરાંત અમારો અનુભવ છે કે અમારા સંપ્રદાયના કેટલાક વૈદ્ય મહાશયો અમુક

પ્રકારની બાળાસોગઠીઓ બનાવી તેના અજબ ગુણો માટે પ્રચાર કરે છે આવી કેટલીક બાળાગોટલી અથવા બાળસોગઠીઓ મેં તપાસી જોઇ છે. એવી અનેક સોગઠીઓમાં મને અફીણનું મોટું પ્રમાણ મળી આવ્યું છે. એટલે અફીણ છોડીને વૈદ્યોની બાળસોગઠી આપતાં પહેલાં, અફીણ અથવા અફીણ જેવી કોઇ નશાકારક દવા તેની અંદર છે કે નહિ તેની ખાતરી કર્યા પછી જ એવી સોગઠીઓ બાળકને આપતા થવું જોઇએ.

વધુ સુંદર વસ્તુ તો એ છે કે બાળકને દુધનું સારી રીતે પાચન થાય, દુધનાં કૃમી પેદા ન થાય, દસ્ત નિયમસર આવે અને બાળક હસતું ખેલતું રહે તે માટે માતાઓએ જાતે આવી સોગઠી ઘેર બનાવી લેવી જોઇએ. થોડાંક વસાણાં અને એ વસાણામાં રહેલા ગુણો અને તેનાથી બાળક ઉપર થતી અસરનો હરકોઇ બુદ્ધિશાળી, ભણીગણી માતા વિચારપૂર્વક અભ્યાસ કરી લે તો એ વસ્તુ ઘણી સહેલાઇથી સમજાઇ જાય છે, તે પોતાનાં બાળકની માવજત પોતે જ કરી શકે છે. લગભગ ગુજરાતભરમાં બચ્ચાંઓને સાધારણ રીતે અને ચોક્કસ ઉપદ્રવ વખતે અમુક જાતના ઓસડીઆના ઘસારા પાવાનો રીવાજ બહુ જ જૂનો અને ડોસીવૈદાંનો ચાલતો આવેલો છે. દાખલા તરીકે બાળક બરાબર દસ્ત ન કરતું હોય તો હરડેનો ઘસારો પાવો; વાયુ વરતાય તો વાવડીંગ, કૃમી વરતાય તો કાંચકાના ગોળા અને ઇંદ્રજવ, પવન રહે તો સંચળ અને હરડે, ઝાડા થાય તો આંબાની ગોટલી, જાંબુનો ઠળીઓ અને ઇંદ્રજવ; અને મરડો જણાય તો હીમેજ, સાકર અને કડાછાલનો ઘસારો પાવો. આવું ઘરઆંગણે થતું ડોસી-વૈદું બાળકોનું અત્યંત ત્વરાથી અને સુંદર રીતે વ્યાધિઓથી રક્ષણ કરતું. એ જ ડોસીવૈદાનાં ઓસડીઆંમાંથી બાળાસોગઠી, બાળાગોટલી અને બાળાગોળીનો જન્મ થયો. એને વૈદ્યોએ અને વ્યાપારી વૈદ્યોએ ઝડપી લઇને બજારમાં મુકી દીધો. આજની આળસુ બહેનોને તો એટલું જ જોઇએ : એમને હરડે, સંચળ અને ઇંદ્રજવના ગુણની

ખબર નથી રહી. એ વૃદ્ધ માતાઓ પાસેથી શીખી લેવા જેટલી ફુરસદ નથી ધરાવતી. એને તૈયાર વસ્તુ જોઇએ છે. એટલે બાળરક્ષા કરતું ડોસીવૈદું લગભગ માતાઓ અને બહેનોમાંથી નાબૂદ થયું છે અને વૈદ્ય-ડોકટરો એટલા વધી પડયા છે કે એક જ દિવસનું બાળક થાય તેને પણ દવા આપવા તેઓ તૈયાર છે! આજની પ્રમાદી માતાઓ હોંશથી બાળકોને વગર સમજે, ભરોંસે દવા શરૂ કરી દે છે.

વૈદકશાસ્ત્ર તો કહે છે કે બાળક બાર માસનું થાય અને દાંત આવી અન્ન લેતું બને ત્યાંસુધી ઔષધો આપવાની જરૂર જણાય તો તે ઔષધો બાળકને નહિ આપતાં તેની માતાને આપવાં અને માતાના ધાવણ મારફત ઔષધીના ગુણ બાળકને પહોંચે તેમ કરવું.

આવી શાસ્ત્રની વાતો ઉપર શ્રદ્ધા રાખી એ પ્રમાણે વરતવા આજનાં માનવીઓ તૈયાર નથી અને કોઇ વૈદ્યરાજ વૈદક શાસ્ત્રની આજ્ઞાને માન્ય રાખી ' શાસ્ત્ર યું કહેતા હૈ 'ના સૂત્ર પ્રમાણે ચાલવા જાય તો તેના દવાખાને ચકલું યે ન ફરકે અને માંખીઓ ઉડાડવી પડે!

કારણ એ છે કે માતાઓને કહ્યું હોય કે ' તારૂં બાળક ભરાઇ ગયું છે, તો બહેન! આજે ઘઉંની રોટલી ખાઇશ નહીં. હમણાં તું ખીચડી કે દાળ ભાત જેવો હલકો ખોરાક લેજે.' ત્યારે તે રોટલી ન ખાય પણ દાળ ઢોકળી કરે ને પેટ ભરીને ઝાપટે! આવો અસંયમી જમાનો વહેતો હોય ત્યાં માતાને કહીએ કે તારા બાળક ખાતર તું દવા પી ને પરેજી પાળ તેમ જ ધાવણ મારફત દવાના ગુણ ઉતરે ત્યાંસુધી બાળકને સાજું થવાની ધીરજ રાખ તો શું થાય? બાપજી! બીજે દિવસે એ બહેન દવાખાનું બદલાવી જ નાંખે.

એટલે મારો મત છે કે બાળકને આમ ઘણી શિશુ અવસ્થામાંથી વૈદ્ય ડોકટરોની દવાના રવાડે ચઢાવી દેવા કરતાં આજની ભણેલી માતાઓ આગળની દાદીમાની જેમ થોડાંક ઓસડીઆંનાં ગુણદોષ સમજે, તેને ઘરમાં રાખતી થાય અને બાળકને કયા વખતે શું આપવું તેટલું જાણી લે તો તે પોતાની જાત ઉપર, પોતાનાં પ્યારાં

બચ્ચાં ઉપર, દેશી વૈદક ઉપર અને સ્વતંત્ર થવા ઇચ્છતી જનતા ઉપર અનહદ ઉપકાર કરે, એમ હું તો માની લઉં.

અને એ દૃષ્ટિએ કેટલાક આવશ્યક વનસ્પતીઓના ઘસારા અને કેટલીક નિર્દોષ તથા અત્યંત ગુણુકારક બાળાસોગઠી અને બાળાગોટલી-ઓની હું બનાવટ આપીશ કે જેથી એક નાનાશા બટવામાં બાળ-કોનું દવાખાનું બની જશે, અને માતા બનશે બાળકોનો બાળવૈદ્ય અથવા બાળવૈદ્યા.

બાળક મોટું થાય ત્યાંસુધી તેના સુખદુઃખમાં, આહારમાં અને આચારમાં માતાપિતાએ તેની સંભાળ રાખવી પડે છે. જૂની કહેવત છે કે 'બાળકને ઉછેરી મોટા કરવાં ને કાચાં નિંભાડા પકવવા એ બન્ને બરાબર છે.' એટલે બાળક મોટું થતાં સુધીમાં તેને અનેક અકસ્માતો નડે છે અને અનેક દર્દો પણ થાય છે. દર્દોની બાબત પાછળ રાખી આપણે તેના પર આવી પડતા અકસ્માતોમાંથી તેની લેવી જોઇતી સંભાળ સંબંધે વિચાર કરીએ.

કેટલીક વખત દાયણુની અણુઆવડતને લીધે તેની નાળ વધેરવાની કચાશને લઇને બાળકની દુંટીની જગ્યાએ થોડો ભાગ રહી જાય છે અને તેમાં હવા ભરાવાથી તે ફુલે છે અને દડા જેવો આકાર ધારણુ કરીને બહાર નીકળે છે. બાળક સુઇ જાય છે ત્યારે તે આપોઆપ બેસી જાય છે. આવી રીતે ઘણાં બાળક માટે બને છે. તેમ બનવા પામ્યું હોય તો માતાએ એક ખાદીનો પાટો તૈયાર કરવો અને દુંટી અંદર બેસારી દઇ અંદર રૂની દડી સમાય એટલી અને એવડી મૂકી, ઉપર એક પૈસો મૂકીને પાટો બાંધવો અથવા ઉપર રાખવો. આ રીતે કેટલોક વખત રાખવાથી ફુલતો કે ફુગાતો દુંટો બેસી જશે.

એ જ દુંટી, નાળ કાપવાની અને તે પછીની રાખવી જોઇતી સંભાળના અભાવે કેટલીક વાર પાકે છે અને પ્રથમ થોડો વખત લોહી અને પછી પરૂનું એકાદ ટપકું અંદરથી નીકળે છે. કયારેક બાળક એ પીડાને લઇ રડે છે. તેવું જણાય તો લીંબડાનાં પાન

તો. ૨ાા ને પાંચ તોલા તલના તેલમાં કકડાવી, તે તેલમાં ૦ા તોલો કપૂર અને ૦ા તોલો સીંદુર મેળવી, એ તેલ દુંટીમાં રૂના પેલથી મૂકવાથી દુંટીનો પાક મટી જાય છે.

બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ માતાએ તેની સતત નજર રાખવી પડે છે. જ્યારે તે ભાંખોડીઆંભેર ચાલતું થાય છે ત્યારે માતાની ઓર જવાબદારી વધી જાય છે. કારણ કે એટલા બાળકને પોતાની ક્રિયાથી થનાર દુઃખ સંબંધી ખ્યાલ હોતો નથી. કયારેક તે મેડીના દાદર ઉપર ચાલી જઇ સીડીથી ગબડે છે, કયારેક ચૂલા પાસે ચાલી જઇ આગને પકડે છે, અને કયારેક ઘરઆંગણાની ખાળમાં પડે છે. એવા અકસ્માતોથી બાળકને હાથ પગ તુટી જવાના, દાઝી જવાના કે ગુંગળાઇ મરવાના અનેક દાખલાઓ બને છે. એટલે બાળકની હીલચાલ ઉપર પૂરતી સંભાળ રાખવાની જરૂર હોય છે. બાળક મોટું થતું જતું હોય ત્યારે અવારનવાર તેના વપરાશમાં આવતી વસ્તુ અને તેના દરેક હલન ચલન ઉપર કાળજી રાખવી ઘટે છે. એક ચાર-પાંચ વરસના બાળકને લઇને તેની માતા જમવા ગયેલી. બાળક રમતાં રમતાં અકસ્માત પડી ગયું, તેના મર્મસ્થાનને ઇજા થઈ અને તત્કાળ તેનું અવસાન થયું ! એમાં કોનો દોષ ! નાનાં બાળકોનાં મૃત્યુ માટે હું તો તેનાં માતાપિતાની બેકાળજીને જ જવાબદાર માનું છું.

મારી પાડોશમાં રહેતાં એક બેનનો સવા વરસનો બાબો બેસવા અને ભાંખોડીઆ ચાલવા શીખેલો. પાંચ છ વરસની બેબી, તે બાબા પાસે બેસે અને તેને રમાડે એ માટે તેને લલચાવવા તેની માએ બેબીને મગફળી ખાવા આપેલી. બેબી બોલતી જાય : 'મારો ભઇલો બહુ ડાહ્યો' અને મગફળી ફોલતી જાય ને બટકાવતી જાય ! પછી તો બેબીએ ભઇલાને લાડ કરવા બાબાના હાથમાં મગફળીનો દાણો આપ્યો. ડાહ્યા ભઇલે મોઢાને બદલે નાક પાસે મગફળીનો દાણો અડાડયો, અને નાકમાંથી લીંટ તો બહાર ડોકીયાં કરતું જ

હતું. બાબાએ મગફળીના દાણાને નાક પાસે અડાડીને પ્રાણાયામ કર્યો અને લડાઇના વખતે બોમ્બમારાની બીકે જેમ માનવીઓ આશ્રયસ્થાનમાં પેસી જાય છે એમ મગફળી લીંટની સાથે નાકમાં પેસી ગઇ! બેબી દોડી બા પાસે : બા, બા, ભાઇએ નાકમાં મગફળી ઘાલી દીધી!' બા તો દોડી આવી : 'રાં......તું કયાં ગઇ 'તી?' અને બાએ બાબાનું નાક ઝાલ્યું એટલે આગળ રહેલો મગફળીનો દાણો સરકીને છેક ઉપર ચઢી ગયો. પાડોશની બૈરીઓ થઇ ભેગી. 'હાય હાય મા! હવે શું થાય?' જે આવે તે નાકમાં આંગળી ઘાલે, નાકનું ફોરણું ઝીણું ને આંગળી જાડી એ અંદર જાય કેમ? કલાકેક વીતી ગયો. મગફળીનો દાણો હવેલીના મુખીયાજી જેમ ઠાકોરજીના ભોગ ઝાપટીને ફુલી જાય છે, તેમ લીંટ ભેગો રહીને ફૂગાઇ ગયો અને બાળક મુંઝાવા લાગ્યું. બાઇ કાખમાં તેડી રડતી રડતી મારી પાસે આવી: 'ભાઇસાહેબ, આ બાબલાને જુવોને......'

'ગભરાઓ નહિ, બેન! બાબાને લાવો મારી પાસે. ઘડીક ખડકી બહાર ઉભાં રહો. હું દાણો કાઢી આપું.' મેં કહ્યું અને એક લોઢાના સળીઆની અણીને વાંકી વાળી, બાબાનું માથું બે પગ વચ્ચે દબાવી ફુગાયેલી મગફળીમાં વાંકડી અણી ભીડાવી આસ્તેથી મગફળીનો દાણો ખેંચી લીધો.

બેનને બાબો ને મગફળીનો દાણો બે ય આપ્યા 'હાશ! ભાઇસાબ! તમારૂં સારૂં થશે. મારો રોયો! મોઢાને બદલે નાકમાં દાણો નાંખ્યો......'

'હોય બેન, એ તો બચ્ચાંનાં કામ છે. અમારો આ જુઓ છોકરો, હવે તો એ મોટો થયો. ૭ વરસનો હતો ત્યારે ઘરની બે જોટવા થાંભલી વચ્ચે રમતાં રમતાં માથું આડુ અવળું કરીને વચ્ચે ખોસી ઘાલ્યું. પછી નીકળે નહીં અને થઇ ધમાલ! કોઇ કહે થાંભલી કપાવો ને માથું બહાર કાઢો. પણ એમ આકળાં ઉતાવળાં થઇને કામ થાય? છોકરાં કંઇ સમજે છે? એ છોકરાંને ગુલાંટ ખવરાવી,

ટાંટીઆ ઉંચા કરી યુક્તિથી માથું બહાર કાઢ્યું. છોકરાં તો હોય જ અટકચાળાં.'

હોવે, હોય છોકરાં અટકચાળાં! પેલા જગાકાકા પચાસ વરસના બારણામાં ઉભા રહી વાતો કરતા હતા ને બારસાખમાં સાંકળ ભીડાવવાનો નકુચો તેમાં આંગળી ખોસી ઘાલી! આંગળીને સોજો ચઢી ગયો અને બારસાખ ફડાવીને નકુચો કાઢી પહોળો કરીને આંગળી કાઢી. છોકરાને જ અટકચાળા કહો છો ત્યારે જગાકાકાની વાત નથી જાણતા?' મારાં પત્ની, હું પેલાં બેન સાથે વાત કરતો હતો ત્યાં વચમાં જ પોતાના બાળકનું ઉપરાણું લઇને બોલી ઉઠયાં.

ઠીક વાત છે. બાળકો એકલાં કાંઇ અટકચાળાં નથી. એમ તો દુનિયા આખીનાં સ્ત્રી પુરૂષોમાં એકાદ વૃત્તિ અટકચાળી પડી હોય છે અને તે કયારેક જગાકાકાની આંગળીની માફક નકુચાના વેહમાં ભીડાવી મુકે છે. અત્યારે પણ જે યુદ્ધ ચાલી રહ્યું છે તેનું મૂળ તો નાના અટકચાળાં તથા તે તરફની બેદરકારીમાં જ છે ને!

આ દાખલો આપીને મારો કહેવાનો હેતુ એ છે કે બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ તેના ઉપજાવેલા અને આવેલા અનેક અકસ્માતનો ભોગ બાળકને બનવું પડે છે. બાળકનો સ્વભાવ ચંચળ હોય છે અને કેટલીક વખત આપણી નજીવી ભૂલ કે બેદરકારીથી પણ બાળકને દુઃખ વેઠવું પડે છે. એટલે બને તેટલી દરકાર રાખી બાળકની સંભાળ રાખવી. ઉપરાંત તે સમજણું થતું જતું હોય ત્યારથી બાળકનું શરીર જોખમાય એવા કોઇ પણ ચાળાને, અણઘટતા લાડ કરી ઉત્તેજન આપવું ન જોઇએ. મા-બાપ આટલું સમજે અને તે પ્રમાણે વર્તે તો બાળકોના અકસ્માતોની સંખ્યા ઘણી ઓછી થાય.

આમ છતાં અકસ્માતો થાય તો તેને પહોંચી વળવા માબાપને સામાન્ય અકસ્માત નિવારવાનું જ્ઞાન હોવું જોઇએ.

નાના બચ્ચાને કેટલીક વખત દવા પીવરાવતાં કે પેય પદાર્થ આપતાં બાળક ગુંગળાઈ જાય છે. પ્રથમ તો માતાએ બાળકની પીવાની અથવા ગળવાંની તાકાતનો વિચાર કરી પેય પદાર્થ મોઢામાં રેડવો જોઇએ, જેથી તે વગર ગુંગળાએ ઉતારી શકે. પરંતુ કદાચ એવી ભૂલ થઇ ગઇ તો ગભરાયા વગર બાળકને માથેથી નીચું કરી અથવા ઉંધુ કરી બરડામાં ધીમે હાથે થપાટ મારવાથી ગળા નીચે રૂંધામણુ દૂર થઇ જાય છે અને તે પ્રવાહી પદાર્થ ઉતારી જાય છે અથવા ઉલટી કરી નાંખે છે. પરંતુ આવા પ્રસંગે બેદરકાર બનનારી માતા બચ્ચાનો પ્રાણુ ગુમાવી દે છે. ગયા અઠવાડીએ એક બેને પોતાની ત્રણુ માસની બેબીને ડાકટરની સલાહથી દીવેલ આપતાં ગુંગળાઈ મરી જવાની હકીકત મને કહેલી.

બાળક કેટલીક વખત રમતાં રમતાં કાચના મણુકા, બીયાં, કળીઆં, કાચની કણી, વીંટી, લખોટી, પાઇ, પઇસો મોઢામાં નાંખે છે અને તે અચાનક ગળામાં ભરાઇ જાય છે, ત્યારે પણુ ઉપર કહેલો ઉપાય કરવો. ધીરજ રાખી ગળામાં ગયેલી વસ્તુ બહાર કાઢવા પ્રયત્ન કરવો, અગર નીકળી શકે તેમ ન હોય તો, અર્થાત ઘણી નાની ચીજ હોય તો ગળા નીચે ઉતરી જઈ પેટમાં જાય તેમ કરવું.

અને ઉપરની કોઇ પણુ ચીજ પેટમાં ગયા પછી ઉલટી કે ઝાડા કરાવવાની કોઇ દવા આપવી નહિ. પરંતુ શીરો (ઘણું ઘી નાંખીને) લાપશી, પાકેલાં કેળાં અથવા બાફેલા ધુંડા (ખપે તેને) આપવાથી અંદરની ગયેલી વસ્તુ આવા અતિ સ્નિગ્ધ પદાર્થ સાથે લપેટાઇને મળ મારફત બહાર આવશે–કુદરતી ઝાડા સાથે જ.

બાળકના પેટમાં વાળ ગયાની શંકા હોય તો તેને જાંબુ, આંબળાં અથવા અનેનાસના કકડા ખાવા આપવા. તેવું ન મળે તો ચોખાની ખીર અથવા ઘઉંનું ભરડકું ઘી નાંખેલું આપવું. એથી વાળ તે પદાર્થ સાથે લપેટાઇ મળની જગ્યાએથી બહાર આવશે.

કેટલીક માતાઓ ચૂલા નજીક કામ કરતી વખતે બાળકને પોતાની પાસે રાખે છે અને બાળક પાસે કચકડાનું રમકડું હોય છે તો તે અગ્નિની ઝાળથી દાઝી જવાના કે સળગી ઉઠવાના દાખલા બને છે.

આવો અકસ્માત ન બને તેની પ્રથમ કાળજી રાખવી, પણ બની ગયો તો ગભરાય વગર તુરત જ બાળકને નીચે સુવડાવી, તેની ઉપર જાજમ કે ગોદડું જે તુરત મળ્યું તે ઢાંકી દેવાથી આગ બુઝાઈ જાય છે અથવા રાખોડી કે ધૂળ જે મળે તે નાખવાથી પણ સળગતા લૂગડાં બુઝાઇ જાય છે અને આગ બુઝાયા પછી શરીર ઉપરનાં કપડાં દૂર કરી ન નીકળી શકે તેવાં હોય તેને કાતરથી કાપી અલગ કરવાં અને દાઝેલા ભાગ ઉપર તલનું તેલ તથા ચુનાનું પાણી સરખે વજને મેળવી ખુબ ફીણવાથી જે મલમ-પાતળા મલમ જેવું થાય તેમાં નરમ કપડાના કકડા બોળી ફૂટેલા ફોલ્લા ઉપર મૂકવા; અથવા રાળ તો. ૨॥ તલનું તેલ તો. ૨॥ લઇ પ્રથમ તલનું તેલ કઢાઇમાં ગરમ મુકી, રાળને બારીક વાટી તેલમાં નાંખવી. જ્યારે રાળ તેલ ઉપર તરવા લાગે ત્યારે એક તાંબાં કે પિત્તળના મોટા તાસમાં પાણી ભરી, કઢાઇમાંથી રાળ અને તેલ ગરમ ગરમ પાણીમાં નાંખી દઇ પછી હાથ વડે એ તાસમાં તરતા તેલ-રાળના મિશ્રણને ફીણવું. ઘણો વખત ફીણવાથી સફેદ રંગનો માખણ જેવો મલમ થશે. આ મલમ દાઝવા ઉપર પણ ગુણકારી છે. નાનાં બચ્ચાં અને મોટાને એકસરખો ફાયદાકારક છે. તે દાઝેલા ભાગ ઉપર હમેશા રૂઝ આવતા સુધી લગાડયા કરવો.

કેટલીક વખત બાળકના હાથમાં તેજાબ, ધોવાનો સાબુ બનાવવાના સોડા કે કળીચુનો આવી જવાથી હાથ ઉપર દાઝયા જેવી અસર થાય છે. જો એમ બન્યું હોય તો પ્રથમ સ્હેજ ગરમ એક શેર પાણીમાં એક મોટો ચમચો ખાવાનો સોડા (સોડા બાય કાર્બ) નાંખી તે પાણીથી દાઝેલા હાથને ધોવા અને પછી કળીચુનાનું પાણી અને કોપરેલ મેળવીને લગાવવું.

કેટલીક વખત અણુસમજુ બાળક આકડો, થોર કે ખરસણીના ગુણને નહિ સમજતાં બગીચામાં કે વાડામાં જઈને તેના દુધને અડે છે અને તેની અસર ચામડી ઉપર થવાથી પણ દાહ બળે છે. એવું થયું હોય ત્યારે તે ભાગ સાદા પાણીથી ધોઇ તેના ઉપર ઘી લગાવવાથી આરામ થાય છે.

કેટલીક વખત બાળક ચડ્ડી વગર જમીન ઉપર બેસીને રમતું હોય છે તેવા વખતે કંતરડી, જુવો કે મધમાંખી તેની પેસાબ કરવાની જગ્યા ઉપર ડંખ મારી જાય છે. મધમાખી કે ભમરીએ ડંખ માર્યો હોય છે તેની ખબર તો બાળક આપણને આપી દે છે. કારણ કે એ સખત રડવા લાગી જાય છે અને થોડું સમજણું થયેલું બાળક એ જગ્યા પણ બતાવે છે. પરંતુ કંતરડી કે જુવો તો તે જગ્યાએ જઈને વળગે છે અને બાળકને વવળાટ આવીને એ જગ્યા એકદમ સુજી જાય છે અને મોટા ફુગા જેવો ગુલ ભાગ થઇ જાય છે. આવું બને ત્યારે પ્રથમ બાળકને સુવરાવી ઘણી ઝીણી નજરે તેનો ઉપરનો ભાગ તથા ચામડી ઉપર ચડાવી પેશાબનું છિદ્ર અને તેની આજુબાજુનો ભાગ બરાબર તપાસી જવો જોઇએ, અને કોઇ પણ જગ્યાએ આવી જીવાત ચોંટી હોય તો તેને ધીમેથી કાઢી નાંખવી. ત્યાર પછી તે જગ્યાના સોજા અને વવળાટ માટે તલનું તેલ તો. ૧૦ લઇ, તેમાં એસીડ કાર્બોલિક તો. ૧ નાંખી એ તેલ લગાડવાથી સોજો અને વવળાટ બંધ થઇ જાય છે.

અથવા ઝેરકોચલું ઘસીને લગાડવાથી, કાળી માટી પાણીમાં ભીંજવી લગાવવાથી, ફટકડી, હીમેજ, આંબાહળદર, લોદર—આ ચારે વસ્તુ ખાંડી ધતુરાના રસમાં ઘુંટી સોગઠી બનાવી સુકવીને રાખી મુકી હોય અને આવા સોજા જોવામાં આવે ત્યારે પાણીમાં ઘસી લગાડવાથી સોજો ઉતરી જાય છે. મધમાખી કે ભમરીનો ડંખ લાગવાથી ચડેલા સોજા ઉપર પણ ઉપરની ચીજો લગાડાય છે, ઉપરાંત ચામનું છાણ લગાડવાથી, ઘી લગાડવાથી પણ સોજો ઉતરી જાય છે.

શહેરો અને નાનાં ગામોમાં પણ હવે જ્યાં જુવો ત્યાં વીજળીની બત્તીઓ વધી ગઇ છે. વીજળી જેટલી જીવનમાં ઉપયોગી છે તેટલી જ તે પ્રાણહારક પણ છે. નહીં સમજતાં બાળકો કેટલીક વાર વીજળીના તાર સાથે અડપલાં કરવા જતાં અથવા વીજળીના પ્રવાહવાળા ખુલ્લા તારને અડકી જતાં તેમને વીજળીનો આંચકો લાગે છે અથવા તારને તે ચોંટી જાય છે.

જેમના ઘરમાં વીજળી હોય તેવા ઘરમાં માબાપોએ સ્વીચ દબાવી બત્તી કરવાનું કે પંખો ચલાવવાનું ફરમાન નાના બાળકોને કદી પણ કરવું ન જોઇએ. તેની સાથે બાળકોને સમજાવવું જોઇએ કે આ દીવા સળગાવતી અને પંખો ચલાવતી વખતે વીજળીનો તાર જો ખુલ્લો અડકી જાય તો તે એક જ સેકન્ડમાં માણસને ખેંચી લઇ મારી નાંખે છે. માટે તેને અડકવું નહીં એવી સખત ચેતવણી આપવી. ઘરમાં વપરાતી વીજળીના જોડાણમાં વહેતા તારો હમેશાં લાકડાની પટ્ટીઓમાં બંધ રહે છે. પંખાની સગવડોમાં વપરાતાં રબ્બર અને કપડાથી ગુંથેલી નળી જેવા દોરડાંમાં બંધ તાર રહે છે. છતાં કેટલીક વખત જૂનાં થયેલાં આવાં દોરડાં વચમાંથી કયાંક ઘસાઈ જવાથી આંચકો લાગી જાય છે, અને જ્યાં ગ્લોબ ચઢાવવાની જગ્યા છે ત્યાંથી પણ કોઈ વાર આંચકો લાગે છે. એટલે વીજળીના જોડાણથી બાળકોને બને તેટલાં દૂર રાખવાં એ અગમચેતી છે અને મોટાએ પણ કાળજીપૂર્વક સમજી-વિચારીને એને અડકવું જોઇએ.

છતાં પણ કદાચ આવો વીજળીને ચોંટી જવા જેવો બાળક માટે અકસ્માત બને તો તેનો પ્રવાહ જ્યાંથી આવતો હોય ત્યાંથી સ્વીચ બંધ કરી પ્રથમ પ્રવાહ અટકાવી દેવો અથવા તેમ કરવા બીજાને સૂચના આપવી.

જો પ્રવાહ બંધ થઇ ગયો તો ચોંટેલા બાળકને હાથેથી અળગું કરવામાં વાંધો નથી, પરંતુ પ્રવાહ ચાલુ હોય તો કદી પણ અકસ્માતના ભોગ બનેલા બાળકને દોડીને અડકવું ન જોઇએ. કારણ કે એક

મનુષ્યના શરીરને લાગેલો વીજળીનો પ્રવાહ તેની મારફત બીજા માનવીના શરીરમાં પણ જઇ શકે છે.

કારણ કે વીજળી બધી જાતની ધાતુઓ, પ્રાણી માત્રનાં શરીર તથા ભેજવાળા અને લીલા પદાર્થોમાંથી બહુ સહેલાઇથી પસાર થાય છે.

પરંતુ સુકો કાગળ, રબ્બર, રેશમનું અથવા બીજી કોઇ જાતનું સુકું કપડું, સુકું ઘાસ, સુકો કાચ, સુકી ઇંટોમાંથી તે પસાર થઇ શકતી નથી. એથી આવા અકસ્માત વખતે બને તો રેશમના કપડાને હાથે વીંટી અગર રબ્બરનાં મોજાં હાથે ચઢાવી બાળકને કાંડામાંથી પકડી ખેંચી લેવું.

આવું સાધન ન મળે તો સુકા દોરડાની આંટી નાંખી છેટેથી ખેંચી લેવું અથવા લાકડીનો વાંકડીઓ હાથો હોય તે ભીડાવી ખેંચી લેવું. પરંતુ છત્રીનો ખેંચવામાં ઉપયોગ કરવો નહિ. તેમાં લોઢાના સળીયા હોય છે. બાળકને છોડાવ્યા પછી તે ગુંગળાઇ ગયું હોય તો ડોકટર અગર વૈદ્યને બોલાવી સારવાર કરાવવી.

કેટલીક વખત બાળક ઉંચે ચઢવા જાય છે અને ત્યાંથી પટકાય છે અથવા તેને ફેરફુદડી ફેરવતાં ખભાનું હાડકું ઉતરી જાય છે અગર કોઇક હાડકું તુટી જવાથી બાળકને અસહ્ય વેદના થાય છે અને જે જગ્યાએ ઇજા થઇ હોય છે ત્યાં સોજો આવે છે. જો સાધારણ ઇજા થઇ હોય છે (હાડકું તુટયું ન હોય પણ મચક આવી હોય) તો સાધારણ દુઃખાવો અને નહિ જેવો સોજો આવે છે. તેવી જગ્યાએ આંબાહળદર, સાંબરસીંગ, હીરાબોળ, મેંદાલકડી અને વડાગરૂ મીઠું—એ બધી ચીજો સરખા વજને લઇ તેને ખાંડી પાણીમાં ખદખદાવી તેનો જાડો લેપ એ જગ્યાએ કરવાથી મચક ઉતરી જઇને દુઃખાવો બંધ થાય છે.

પરંતુ હાડકું ઉતરી ગયું હોય અથવા તુટી ગયું હોય તો કોઇ પણ વૈદ્ય કે ડોકટરના વિશ્વાસે નહિ રહેતાં હાડકા સંબંધે કામ કરતા હાડવૈદ્ય પાસે લઇ જવું એ સલાહભર્યું છે.

આવા કેસો મોટી મોટી હોસ્પીટલોમાં જે સારા નથી થતાં તે હાડવૈદ્ય ઘણી આસાનીથી મટાડી દે છે; હાડકું ચડાવી દે છે, તુટેલું હાડકું પાટા બાંધી સાજું કરી આપે છે અને આ હાડવૈદ્યનું કામ ઘણા ખરા પારસી ભાઇઓ કરે છે. અમદાવાદ—સુરત જેવી જગ્યાએ આવા સ્પેશીયાલીસ્ટ હાડવૈદ્યો મશહુર છે અને તેમના હાથે સારા થયેલા સેંકડો કેસો મેં જોયા છે. પરંપરાથી આવું સુંદર હાડકા ચઢાવવાનું અને સાંધવાનું કામ શીખી એ વિદ્યા જાળવી રાખવા માટે તેમને હું ધન્યવાદ આપું છું.

કોઇ વખતે છોકરાઓને હાથે છરી, ચપુ કે કાચ વાગી જાય છે ત્યારે હાથ ઉપર કાપો પડીને ત્યાંથી ધસારાબંધ લોહી વહેવા લાગે છે. તે વખતે બધાથી સરસ ઉપાય છે પાણીનો પાટો. કપડાના ટુકડાને પાણીમાં પલાળી તે ભીનો પાટો બાંધવાથી લોહી બંધ થાય છે અને સાંધો મળી જાય છે. બીજો સ્પીરીટનો પાટો છે. મેથેલેટેડ સ્પીરીટ બાંધવો એથી જલદી લોહી બંધ થાય છે. પરંતુ સ્પીરીટવાળો પાટો બંધાતો હોય ત્યાં પાણી લાગવા ન દેવું જોઇએ, નહિ તો એ ભાગ પાકી જાય છે એવી માન્યતા છે. નાના બાળકોના આવા કાપા ઉપર માના દુધમાં પેલ બોળી મુકવાથી પણ લોહી બંધ થઇ જઇ કાપો રૂઝાઇ જાય છે.

બાળકને પગની ઠેસ વાગે તો તેની ઉપર પણ સ્પીરીટ અથવા પાણીનો પાટો બાંધવો જેથી રૂઝાઇ જાય છે પરંતુ ઠેસ વાગીને એ ભાગ પાક ઉપર ચઢયો હોય તો પ્રથમ ઘઉંના આટાની પોટીસ બાંધી પાકનું પરૂ થયું હોય તેનો નીકાલ કરીને પછી સાદા મલમની પટ્ટી મારવી,

નાના છોકરાઓ ક્યારેક ઉઘાડા પગે રખડતા હોય છે ત્યારે તેના પગનાં તળીઆંમાં કોઇ કાંટો, બાવળની સૂળ, તારની ચુંક અથવા ખીલો કે કાચનો ટુકડો ભોંકાય છે અને તે ઘેર આવીને ફરિયાદ કરે છે. તે વખતે ગરમ પાણીથી પગને ધોઇ સાફ કરી

કાંટો, ચુંક કે કાચ જો ઉપર જણાતાં હોય તો ચીપીઆથી પકડી ખેંચી લેવાં જોઇએ. પરંતુ એવું ન જણાય અને પીડા થવા લાગે, પગ સુજી જાય અને અસહ્ય વેદના પગનાં તળીઆંમાં થતી હોય ત્યારે કોઇ પણ ચિકિત્સક પાસે પગને ખોતરાવવો કે નસ્તરથી ખોદાવવું એ પગનાં તળીઆં માટે ઘણું જ ભયંકર છે. કારણ કે તળીઆની ચામડી જાડી છે, તે સાથે તે પાક ઉપર ચઢે છે અને તેને છંછેડવામાં આવે છે તો મહિનાઓ સુધી રૂઝાતી નથી. એટલે પગનાં તળીઆમાં ગમે તે વાગ્યું હોય અને તેને લઇને પાક થયો હોય, સોજો ચઢયો હોય, પીડા થતી હોય, તો પણ પ્રથમ સોયને દીવા ઉપર ગરમ કરી, તે સોયથી પાકવાળી જગ્યાએ ખોતરી મોઢું થાય એટલું કરવું.

ત્યારબાદ દીવેલ ભરવાના વાસણમાંહેનો નીચેનો કચરો, હળદર, મીઠું, ગોળ અને માથાના વાળ એ સઘળું એકઠું કરીને એક લોઢાની અથવા પીતળની કડછીમાં નાંખી ગરમ કરવું. ખદખદવા માંડે એટલે એક લુગડાની પોટલીમાં એ ગરમ ગરમ લઇને પગના તળીઆમાં પાકતી જગ્યાએ ગરમાગરમ ચપકા દેવા અર્થાત શેકવું. ઠંડું થાય એટલે કપડામાંથી કાઢી લઇ તેની થેપલી બનાવી દર્દવાળી જગ્યા ઉપર બાંધી પાટો બાંધવો. સવાર સાંજ આ પ્રમાણે શેક અને થેપલી મૂકવાથી પગની અંદર કાંટો, કાચ અથવા ચુંક હશે તે પાકી નીકળી જશે. પગનાં તળીઆનો સોજો ઉતરી જશે, પરૂ મહોડું કરી બહાર આવશે અને આજ શેક અને થેપલીથી ઘણા થોડા જ વખતમાં પગ તદ્દન સારો થઇ જશે. હજારો બાળકો અને માનવીઓને આ રીતે સુધાર્યા છે અને ઉપાય બતાવ્યા છે. ચોમાસામાં ઘણી વખત મોટા માણસોને પણ પગનાં તળીઆમાં આ રીતે વાગી પાકે છે. તેમને ઉપરનો ઉપાય કરવા આગ્રહભરી ભલામણ કરીએ છીએ.

* * *

# પ્રકરણ ૪૧ મું

## બાળકની સંભાળ અને અકસ્માત

કેટલીક વખત બાળકના કાનમાં અકસ્માત રીતે બગાઇ, કાનખજુરો કે બીજું જીવડું પેસી જાય છે. જો બગાઇ કે કાનખજુરો ગયો છે એવી ખબર રહી હોય તો કાનની આગળ સફરજન અથવા ખજુરની પેશી અગર અનેનાસનો ટુકડો ધરી રાખવાથી, તેની વાસ આવવાના કારણે તે કાનની બહાર નીકળી આવે છે. છતાં તે ન નીકળે તો મધ અને તેલ સરખા વજને મેળવી, તેનાં કાનમાં ટીપાં નાંખવાથી બહાર નીકળી જાય છે. બીજું કોઇ જીવડું પેસી ગયું છે એમ લાગે તો દેશી અથવા વિલાયતી દારૂનાં ટીપાં મૂકવાં. એ હાજર ન હોય તો તલનું તેલ કાનમાં નાંખવાથી પણ જીવડું બહાર નીકળી જાય છે.

તાપમાં રખડવાને કારણે કેટલાંક બાળકોને નસ્કોરી ફુટે છે અને અચાનક નાકમાંથી કોઇ પણ કારણ વગર લોહી આવવા લાગે છે. આવું જ્યારે થાય છે ત્યારે ઘણી માતાઓ ગભરાઇ જતી જણાય છે. પરંતુ નસકોરી ફુટી હોય તે વખતે ગભરાયા વગર બાળકને ઉભડક ઉભા પગે બેસાડી બે પગ વચ્ચે માથું નીચું રખાવી ઠંડા પાણીની બે ત્રણ કળશ્યા ધાર કરવી, એટલે તુરત લોહી બંધ થઇ જાય છે. છતાં લોહી આવતું જણાય તો તળાવ અથવા નદીની અંદર શેવાળ નામની પાણી ઉપર તરતી વનસ્પતિ થાય છે તે લાવી રોટલા જેવો પોપડો બનાવીને માથે બાંધવો અથવા કુંભારના ચાકડાની માટી માથા ઉપર ભરવી. આ વસ્તુઓ તાત્કાલિક ન મળી શકે તેમ હોય તો ખાદીના કકડાની બે ત્રણ ઘડી વાળી, ઠંડા પાણીમાં ચમચો એક નવસાર નાંખી, એ નવસારવાળા પાણીમાં ખાદીનો કકડો બોળી મગજ ઉપર મૂકી રાખવો, અથવા બરફ મળે તો તેને બરફની થેલીમાં ભરીને તે માથા ઉપર રાખવાથી પણ નસ્કોરી બંધ થઇ જાય છે.

ગાડીની મુસાફરીમાં કે છોકરાં રમતાં હોય ત્યાં કેટલીક વખત રેતીનું કે કોલસાનું કણું પડીને બાળકની આંખમાં પડે છે અને બાળક રડવા લાગી આંખો ચોળવા લાગે છે. આવી સ્થિતિમાં બાળકને આંખ ચોળવા દેવી નહિ, પરંતુ બાળકને સુવારી આંગળી અને અંગુઠા વડે આંખ પહોળી કરી તદ્દન ચોખા પાણીની આંખ ઉપર ધાર કરવાથી, આંખમાં ગયેલ કણું બહાર નીકળી જાય છે. છતાં ન નીકળ્યું હોય તો આસ્તેથી નીચલું તથા ઉપરનું પોપચું ઉથલાવી પાતળા રૂમાલને આંગળી ઉપર ચઢાવી આંગળી પોપચાની અંદર ફેરવી લેવાથી કણું બહાર નીકળી આવે છે અને બાળકને શાંતિ થાય છે. આ રીતે કણું કાઢવાના કારણે આંખ છંછેડાઈને દુઃખવા આવી જાય છે તો નીચેની દવાનાં ટીપાં નાંખવાં :

સારૂં ગુલાબજળ ઔંસ ૧, બોરીક એસીડ ગ્રેન ૧૬, ઝીંક સલ્ફ ગ્રેન ૨

વાદળી રંગની બાટલીમાં ત્રણે વસ્તુ સાથે મેળવીને રાખી મુકવી. બાળકની આંખ ઉઠી આવી હોય, તેમ જ કણું પડવાના કારણે, ગરમીના કારણે અથવા ગમે તે કારણસર થયેલી લાલાશને તોડી નાંખી આંખને ચોખ્ખી બનાવવામાં ઘેર વાપરી શકાય એવાં તદ્દન નિર્ભય ટીપાં છે. હરકોઈ માતા સ્વચ્છતા જાળવીને પોતાના બાળક માટે આવી દવાઓ ઘેર બનાવી રાખે અને પોતાના હાથે જ ટીપાં પાડી દેતાં શીખે તો કેટલું સારૂં ? આ ટીપાં બે વખત સવાર સાંજ આંખમાં નાંખવાની રબરની નાની ટોટીવાળી કાચની ટયુબથી નાંખી શકાય છે.

નહિ સમજતાં બાળકોને કેટલીક વખત ઝેરી જીવજંતુ કરડે છે અને આવાં ઝેરી જંતુઓના કરડ વખતે જો તાત્કાલિક સારવાર કરવામાં નથી આવતી તો કેટલીક વખત ખરાબ પરિણામ સહન કરવું પડે છે.

બોલવા શીખેલાં અને સમજમાં આવેલાં બાળકો તો એમને આવા અકસ્માત થતાં તે આવીને કહી શકે કે 'મને ઉંદરે બટકું ભર્યું'-કુતરૂં કરડયું- બિલાડીએ બાઝુડાં ભર્યાં–અહીંથી આવું કાંઈક જતું હતું તેણે

કરડ્યું !' અગર તો શું થયું એ તેની ભાષામાં આપણને તે સમજાવે છે. બાળક આવીને ફરિયાદ કરે, રડવા લાગે અને ડંખની જગ્યા બતાવે ત્યારે તુરત જ તે જગ્યા પકડી લેવી અને હાથ કે પગના છેડા ઉપર જ્યાં ડંખ હોય ત્યાંથી બે આંગળ જગ્યા છોડીને એક લુગડાનો મજબૂત પાટો બાંધવો કે જેથી ડંખની જગ્યાથી લોહી ઉપર ચડીને શરીરમાં પ્રસરતું અટકે. આપણામાં અનુભવ હોય તો કેટલાંક ઝેરી પ્રાણીઓના ડંખ જોઈને જ કહી શકાય છે કે તે અમુક જાતના પ્રાણીનો છે.

વીંછીનો એક જ ડંખ હોય છે અને એ ફટકાવતાં સખત વેદના અને કાળી બળતરા થાય છે, અને પછી સણકો નાંખે છે.

ભમરી અને ભમરાના પણ ડંખ હોય છે. પરંતુ ઉપર કાંટો થોડી વખત જણાય છે અને ડંખની જગ્યા લાલ થઈ જાય છે, બળતરા સખત બળે છે.

ઉંદરના કરડની ડબલ દાઢ પડે છે. જેમ અંગુઠો અને આંગળી ભેગી કરો અને કોઈને ચુંટી ખણવા માટે બન્ને આંગળીના નખ બેસારો અને જેટલી જગ્યા છેટી રહે તેટલી તેની દાઢોડી છેટી પડે છે. ઉંદરે સખત બચકું ભર્યું હોય તો લોહી પણ આવી જાય છે.

સાપની પણ ડબલ દાઢ પડે છે, અને સર્પદંશ થયા પછી સહેજ કીડીએ ચટકો ભર્યો હોય તેટલો જ ચટકો જણાય છે. એણે સખત દંશ કર્યો હોય તો લોહી નીકળે છે અને તેના દંશથી લોહી દેખાય તો ઝેર ઝડપભેર શરીરમાં વ્યાપી જવાની સંભાવના રહે છે. ઉંદર અને સર્પના દંશ દેખાવમાં સરખા જ હોય છે, પરંતુ કેટલીક વખત ઉંદર તો બચકું ભરીને ભાગવા લાગે છે. એટલે ખબર પડે છે કે ઉંદર બચકું ભરી ગયો. આવી રીતે ઉંદર રાત્રે બચકું ભરવાના ઘણા દાખલા બને છે. રાત્રે અંધારામાં સીધુંસામાન ભરવાના ઓરડામાં–અંદરના ખંડમાં જ્યાં સ્ત્રીઓને ઘણું કરી સુવાનું નિર્માણ થયું હોય છે અને રાત્રે દીવો રાખવાથી ગ્યાસતેલ ઘણું બળી જવાની

બીક દીવો 'રાણો' કરીને સુવાનાં ઘરોમાં દાણા ખાવાની સાથે ઉંદરમામા કયારેક સ્ત્રીઓને અને કયારેક બાળકોને બટકું ભરી લેવાનો શોખ કરે છે ખરા! પરંતુ ઉંદર બધા ઝેરી હોતા નથી, અને જો ઝેરી ઉંદર કરડયો હોય છે તો તેના ઝેરથી તાવ મહિનાઓ સુધી આવે છે અને એ ભાગ પાકીને સડે પણ છે.

કેટલીક વખત સર્પદંશને પણ ઉંદરનો ડંખ માની લેવાની ભૂલ થતી જોઈ છે. સર્પનું ઝેર ચડે છે ત્યારપછી દોડાદોડ કરવા લાગે છે. માટે સર્પ કે ઉંદરનું ઝેર નક્કી ન થાય તો તે ભાગ બાંધી લઈ આગળ બતાવીશું તે પ્રમાણે સારવાર કરવી.

બિલાડી ખીજાય છે ત્યારે પંજાના નોર મારે છે, કરડતી નથી. પણ તેના નોરના ઉઝરડા પડે છે અને સખત બળતરા બળતી હોય છે. કયારેક આ બિલાડીના નોર પાકી આવે છે.

વાંદરૂં બચકું ભરે છે, થપાટ મારે છે અને બાઝુકડા પણ ભરે છે. પણ વાંદરાનું ઝેર ભાગ્યે જ ચડતું સાંભળ્યું છે.

કુતરૂં કરડવાના શહેર અને ગામડામાં અનેક કિસ્સા બને છે અને બાળકને અનેક વખત કાટી લે છે ત્યારે બાળક ફરિયાદ કરતું આવે છે.

કુતરૂં કરડે એથી તાત્કાલિક સારવાર લેવામાં ન આવે તો એ ભાગ પાકી આવે છે અને પાકેલો ભાગ જલદી રૂઝાતો નથી. એ વાત તો જાણે ઠીક, પરંતુ કુતરૂં જો વાયલ—હડકાયું હોય છે અને એ કરડે તો એ કુતરાના ઝેરનો સ્વભાવ એવો છે કે જેને કરડે તેને હડકવા ચાલે છે. પછી મનુષ્ય હોય કે બીજું કોઈ પ્રાણી હોય.

કુતરાં નિમકહલાલ છે, કુતરાં માનવી સાથે રહે છે, કુતરાં અન્નાહારી છે, કુતરાં માનવીઓની ચોકી કરે છે અને સેવા પણ કરે છે અને પરદેશીઓને તો કુતરાં પ્રાણથી યે પ્યારાં અને શાલીગ્રામથી યે મોંઘાં દેવ જેવાં હોય છે, પરંતુ એ કુતરાં હડકવા ચાલવાના કારણે મનુષ્યને કરડે છે અને મનુષ્યને જ્યારે હડકવા હાલે

ત્યારે તે નજરે જોઇએ તો આપણને એમ થાય કે આ કુતરૂં ખરેખર ઉપાધિરૂપ છે.

અમારા ગામમાં એક કારખાનું છે. તેના મેનેજરને હાથે કાંઇક ગુમડું થયેલું તે એમના પાળેલા કુતરાને ચટાડતા હતા. ત્યારપછી થોડા વખતે એમને બિમારી આવી અને તેનાં લક્ષણ હડકવા જેવાં જણાયાં. એટલે ગામલોકોએ હડકવા ચોડી બેસારેલો. હું તો એમને સન્નિપાત કહેતો. પરંતુ ગામના માનવીઓને-બહુમુખ ગંગાને કેમ પહોંચાય ? પરંતુ મારૂં કહેવું એ છે કે છોકરાને કુતરૂં કરડે એટલે જે કુતરૂં કરડયું હોય તેની પહેલી તપાસ કરવી કે તે સાજું છે કે હડકવાવાળું છે.

હડકાયું કુતરૂં એક જગ્યાએ ઉભું રહી શકતું નથી. પરંતુ અન્ન કે પાણી પીધા વગર દોડ દોડ કરે છે અને દર્દના હુમલામાં દોડતાં દોડતાં તેને ચક્કર આવે છે અને તે ગોળ ફુદડી ફરે છે, તેમજ એ કુતરૂં પોતાની સામે મળતાં કોઇ પ્રાણી-મનુષ્યને બટકું ભરે છે. લાકડું હોય કે ઝાડ હોય ત્યાં પણ બચકું ભરવા ઝાંવું નાંખે છે, તેની પૂંછડી સીધી થઇ જાય છે, તે બરાડા પાડે છે અને આ રીતે તેને દર્દ ઉપડે છે ત્યારથી બે ત્રણ દિવસ સુધી અન્ન, જળ અને ઉંઘનો ત્યાગ કરી હડકવાના જોરે દોડયા કરે છે અને જે ધાયે ચડયું તેને કરડે છે અને એ હુમલા વખતે જેને તે કરડયું તે મનુષ્ય હોય કે પશુ તેને પણ હડકવા હાલે છે.

અમારા તરફ ગામડામાં તો રિવાજ છે કે કુતરૂં હડકાયું થયું તેને પારખી લે છે અને માણસો મોટેથી તેની પાછળ પડી અવાજ કરતા જાય છે કે જેથી બાળબચ્ચાં આઘાંપાછાં ખસી જાય; અને લોકો પણ લાકડીઓ લઇને તેની પાછળ પડે છે. છેવટે એને મારી નાંખ્યા પછી જ જંપે છે,

બચ્ચાને કુતરૂં કરડયાનું નક્કી થયા પછી કુતરાની ચોક્કસ તપાસ કરી ત્યારબાદ હવે પછી બતાવવામાં આવશે તે ઉપાયો કરવા.

* * *

# પ્રકરણ ૪૨ મું
## બાળકની સારવાર

આપણી પાસે બાળક કાંઈક કરડી ગયાની ફરિયાદ કરે તે વખતે તે સ્થાન અને સંભવિત ઝેરી જાનવર સંબંધમાં ઝડપથી વિચાર કરી, તેના ઘરગથ્થુ ઉપાય કરવા લાગી જવું. આવા વખતે બાળકની બાબતમાં ઉપેક્ષા કરવી ન જોઈએ. સમજણું અને બોલતાં શીખેલું બાળક તો બનતાં સુધી ' શું કરડયું ' એ તેની ભાષામાં આપણને કહે છે, છતાં જ્યારે આપણને તેની સમજ ન પડે, કરડવાની જગ્યાના ડંખ ઉપરથી આપણે જાનવર–જંતુનો નિર્ણય ન કરી શકતા હોઈએ તો તાત્કાલિક જે જગ્યા ડંખની હોય ત્યાંથી ચાર ઈંચ જગ્યા છોડીને રૂમાલથી, લુગડાના લીંદરડાથી કે દોરડાથી જરા સખત બાંધી લઈને જે જગ્યાએ ડંખ હોય તે જગ્યા ઉપર ધારદાર ચપ્પુ, અસ્ત્રો એવા જ કોઈ હથિયાર વડે ઉભો છેકો ચામડીમાં મારવો. કદાપિ કોઈ પણ અંગ ઉપર શસ્ત્રથી આડો છેકો મારવો નહિ. આડા છેકાથી નસો કપાઈ જાય છે જ્યારે ઉભા છેકાથી ચીરાય છે, કપાતી નથી.

આ છેકો મારવાનો હેતુ શરીરમાંથી લોહી વહેવરાવવાનો છે. હરકોઈ ઝેરી જાનવર કરડવાથી તેનું ઝેર આપણી ચામડી ભેદીને ડંખ મારફત તે આપણા લોહી સાથે મળી જાય છે ત્યારે જ શરીર ઉપર ઝેરની અસર થાય છે. પરંતુ જો ડંખ થવાની સાથે આપણે તેની આસપાસ પાટો–દોરડું બાંધી દઈએ છીએ તો શરીરમાં તે ઝેર ફેલાતું અટકી જાય છે અને ડંખ ઉપર છેકા મારી લોહી બહાર કાઢવાથી ઝેર શરીરમાં દાખલ થવાને બદલે બહાર નીકળે છે.

ઉપર પ્રમાણે ચામડીમાં છેકો આપવાથી લોહી બહાર આવવા માંડે છે અને તેને મદદ કરવા માટે બંધ બાંધ્યો હોય ત્યાંથી ડંખ ઉપર છેકો મૂકયો હોય ત્યાંસુધી આપણે હાથ વડે ઉપરથી નીચે તરફ ચોળવાથી લોહીના બહાર વહેવામાં મદદ કરી શકાય છે અને આ રીતે થોડું લોહી બહાર નીકળી ગયા પછી છેકા ઉપર ' પોટાશ ' પરમેંગનેટ ' વાટી, ભુકી બનાવીને એ ભુકી ભભરાવવી. એ દવા અંગ્રેજી છે પરંતુ ઝેરને ચુસી લેવાનો તેનામાં ગુણ છે.

લોહી વહેતું રહે તે વધારે ઇચ્છવા યોગ્ય છે. તેની સાથે જેને ઝેરી જાનવર કરડી ગયું હોય તેને સુવા દેવામાં ન આવે તેની પણ કાળજી રાખવાની છે. વારંવાર કોફી પીવરાવી, વાતો કરાવી, રમત ઉપર ચઢાવી તેને ઉંઘવા ન દેવું, ઉંઘ લાગે તો તેના શરીર ઉપર કપડું ઓઢાડી અંદર ગુગળની ધૂણી એ પ્રમાણે આપવાથી પણ ઉંઘવાનું અથવા ઘેનમાં પડવાનું અટકી જાય છે.

ઉપર કહેલી તાત્કાલિક સારવાર ઘણું કરીને સર્પના ઝેર માટે વધુ આવશ્યક છે અને જ્યારે આપણે પ્રત્યક્ષ સર્પને જોઇ શકયા હોઇએ, જાણી શકયા હોઇએ અથવા આપણે જાનવર માટે શંકામાં પડતા હોઇએ ત્યારે એ સારવાર શરૂ કરી દેવી. તેની સાથે ગામમાં રહેતા ડોકટર અથવા કુશળ વૈદ્યને બોલાવીને ઘણી જ ત્વરાથી બાળકને-દર્દીને બતાવી, તે કહે તે પ્રમાણે ઉપચાર કરવા.

સર્પનું વિષ બહુ ઝડપથી શરીરમાં ફરી વળે છે. એટલે એનો ડંખ થયા પછી છ કલાક કોઇ પણ ચિહ્ન વગર ચાલ્યા જાય, અને બાર કલાક સુધી કોઇ ઝેરી અસર ન જણાય, ત્યારપછી આપણે નિર્ભય બની શકીએ છીએ. છતાં એક સૂચના એ આપવાની છે કે ડંખ ઉપર બાંધવામાં આવેલો સખત બંધ (દોરડું) તુરત છોડવાની

ઉતાવળ કરવી નહિ. પરંતુ ડંખ ઉપર છેકો મૂકયા પછી, સ્થાનિક સારવાર શરૂ કર્યા પછી પૂરતો વિશ્વાસ આવે કે હવે ડંખ ખુલ્લો છે, કેટલુંક લોહી વહી ગયું છે અને બંધ છોડવાથી હરકત નથી, ત્યારે બંધ છોડી નાંખવો. બંધ બાંધવાથી ડંખની આસપાસ સોજો આવે છે કારણ કે ત્યાંથી લોહી ફરતું બંધ થાય છે અને દરદી અકળાય છે, અથવા બંધ બાંધવો અને છેકો મારી લોહી વહેતું કરવું એ દરદીના હિત માટે ઘણું જ જરૂરી અને જીવ બચાવવા માટે આવશ્યક અનુભૂત ઉપાય છે. પછી તો ચિકિત્સકોની સારવાર ઉપર ઘણો આધાર રહે છે.

વીંછીનો ડંખ થયા પછી કાળી બળતરા અને સણકા અથવા જ્યાં ડંખ થયો હોય એ અંગની આખી નસ ઉપર ઝટકા નાંખે છે અને વીંછીની વેદના અસહ્ય હોય છે.

વીંછીએ ડંખ માર્યો છે તેમ નક્કી થાય એટલે તે ડંખ ઉપર થોરનું દુધ મારવું., ફટકડી ગરમ કરી ડંખ ઉપર ચપકા ગરમ ગરમ દેવા અને ફટકડીનું પાણી આંખમાં આંજવું, અથવા ગ્રામો-ફોનની રેકર્ડનો કકડો પત્થર ઉપર ઘસીને લગાડવો, અથવા આકડાના પાન, વછનાગ ને રાઇ ત્રણે સરખા વજને વાટી ડંખ ઉપર અથવા તેની આસપાસ લેપ કરવો, હડતાલ અને નવસાર સરખા વજને વાટી તેનો લેપ કરવો. રાતી કરેણનાં મુળીયાં અને મરી ગરમ પાણી સાથે વાટી તેનો લેપ કરવો. 'નિર્મળી'નું બીજ પત્થર ઉપર ઘસી ડંખની આસપાસ ચોપડવું અને તે બીજની ઘસાયેલી બાજુ ડંખ ઉપર મૂકી દબાવી દેવાથી ત્યાં ચોંટી જાય છે. આ નિર્મળીના બીજને અત્યારે 'વીંછીની જડીબુટ્ટી' ના નામે કેટલાક ભાઇઓ તે બીજને ગુલાબી કે લાલ રંગમાં રંગી ચાર આનામાં કે આઠ આનામાં એ બીજ વેચે છે અને વીંછીના ડંખ ઉપર એ સારૂં કામ કરતાં હોઇ ધન કમાવાના લાલચુ તેનો આવો છૂપો વેપાર કરે છે.

એ જ પ્રમાણે આંબલીનો કચુકો પણ ઘસીને તેનો ઘસારો ડંખ ઉપર ચોપડી તેની ઉપર એ કચુકો ચોંટાડવાથી અસર થાય છે. તે જ રીતે આંબળાનો ઠળીઓ ઘસીને ચોપડાય છે અને ડંખ ઉપર ચોંટાડાય છે, અથવા ડંખ ઉપર પોટાશ પરમેંગનેટ અને એસીડ ટાર્ટ્રીકની સમાન ભૂકી જુદી જુદી બનાવી ડંખ ઉપર મૂકી (બન્ને સાથે થોડી થોડી) અને ઉપર પાણીનાં ટીપાં નાંખવાથી ઝેર નાબૂદ થાય છે. ઉપર પ્રમાણે અથવા એ સિવાય બીજા વીંછીના ડંખના અનેક ઉપાયો પ્રચલિત છે, તેમાંથી જે હાજર હોય અને મેળવી શકાય તે કામે લગાડવા.

આપણા લોકો ઉપાય કરવા બેસે છે ત્યારે ઘણી ઉતાવળ કરે છે. મીનીટે મીનીટે એક ઉપાય કરે. બીજા ભાઇ આવી બીજો બતાવે એટલે તે કરી તેને હજુ એકાદ–બે મીનીટ થઇ ન હોય ત્યાં વળી ત્રીજો જણ ઉપાય બતાવે તે કરે છે. એમ કાંઇ શરીર ઉપર ઔષધની અસર થતી નથી, અને દરદી ઉલટી હાલાકી ભોગવે છે.

હરકોઇ ઔષધ લગાવવાની સાથે કિંવા લેતાની સાથે માત્ર ક્ષણવારમાં દર્દને મટાડી દેતું નથી. તેને પ્રસરવામાં અને દર્દને નાબૂદ કરવામાં થોડોક વખત જોઇએ છીએ. એટલે ધીરજ રાખી ઉપાય કરવા.

બિલાડી બાઝુકડા ભરી ગઇ હોય તો ત્યાં ફુદીનો વાટીને લગાડવો અથવા કાળા તલ વાટીને લગાડવા.

ઉંદર કરડી ગયો હોય તો તે જગ્યાએ જુવારના દાણા ખુબ ચાવી બારીક કરી થેપલી બનાવી તે જગ્યાએ મૂકી દેવા અથવા કડવું જીરૂં ગોમૂત્રમાં વાટી ત્યાં લેપ કરવો અથવા આંબલીનો કચુકો અને રસોડાની મેશ બારીક વાટી ઘીમાં કાલવીને લેપ કરવો. ધોળા અધેડાના બીજનો પાઉડર કરી બે વાલ ઘી સાથે ચટાડવાં, અથવા

લીંબડાની લીંબોળી, સુંઠ, મરી, પીંપર ને સીંધવનું સરખા વજને ચૂર્ણ કરી તેમાંથી ૧ વાલ મધ સાથે ચટાડવું.

છછુંદર કરડી ગઇ હોય તો ડંખ ઉપર ગુગળ વાટી તેનો લેપ કરવો અથવા નેતરની લાકડી ઘસી તેનો લેપ કરવો.

કાનખજુરો કરડે તો તાવેથા ઉપર ગોળ મૂકી તેને કોલસા ઉપર ગરમ કરીને ઉનો ઉનો ગોળ ડંખ ઉપર મૂકી દેવો અને તે જગ્યા ઉપર ગુગળનો ધૂપ દેવો અથવા દીવો બળતો હોય તે એરંડીયુ કોડીવામાંથી લઇ તેનો લેપ ડંખની ફરતો કરવો.

ઢેઢગરોળી કરડે તો ડુંગળી ચીરી તે તોલા પાંચ લઇ, તેને દશ તોલા પાણીમાં ઉકાળીને પાણી પાઇ દેવું અને ડંખની જગ્યાએ ડુંગળીને છુંદી તેનો રસ લગાડવો અથવા વાંઝણી કંકોડીનું મૂળ ઘસીને ચોપડવું અને દરદીને ઝેર ચઢતું જણાય તો ઉપરાઉપર ઘી ગરમ કરીને પાવું.

મચ્છર, માંકડ, મંકોડા, ભમરી અને મધમાંખીના ડંખ ઉપર ભેંસનું છાણુ અથવા ધોળી ડુંગળીનો રસ, અથવા એરંડીયામાં કપુર મેળવીને તે અથવા ઘસેલી સુખડનું ચંદન અથવા સોનાગેરૂને ગુલાબજળ સાથે વાટીને તેનો લેપ કરવો.

હડકાયું કુતરૂં અથવા હડકાઇ શિયાળ કરડે તો પ્રથમ દરદીને મુળમાંથી ડંખ-દાઢ ઉપર પાટો બાંધી દઇને સ્થાનિક જગ્યા ઉપર 'પોટાશ પરમેંગનેટ' અથવા લાલ મરચાની ભુકી દબાવી દેવી, અથવા તે જગ્યાને તેજાબથી બાળી નાંખવી, અથવા આકડાનું દુધ, ગોળ અને મીઠું તથા તલનું તેલ ભેગું કરી વાટી તેની થેપલી બનાવીને મૂકવી. ડંખ ઉપર અને ફરતો લેપ કરવો અને ત્યારપછી બાંધેલો બંધ છોડી નાંખવો.

હડકાયું કુતરૂં અથવા હડકાઇ શિયાળ કરડે તો પ્રથમ દરદીને મુળમાંથી ડંખ-દાઢ ઉપર પાટો બાંધી દઇને સ્થાનિક જગ્યા ઉપર

'પોટાશ પરમેંગનેટ' અથવા લાલ મરચાંની ભુકી દબાવી દેવી, અથવા તો આકડાનું દુધ, ગોળ અને મીઠું તથા તલનું તેલ ભેગું કરી વાટી તેની થેપલી બનાવીને મુકવી. ડંખ ઉપર અને ફરતો લેપ કરવો અને ત્યારપછી બાંધેલો બંધ છોડી નાખવો.

હડકાયું કુતરૂં કરડયું હોય તેવા દરદીને વાલ, ભજીયાં, ખાંડ, ખાંડની મીઠાઇ અને વાયુ કરનારી સઘળી ચીજો ખાવા આપવી નહિ; ગોળ તથા બાજરાનો રોટલો ખાવા આપવો.

ખાવાની દવા તરીકે સવાર સાંજ અરધો તોલો કાળીજીરી ફકાવવી, અથવા કેળનો રસ તો. ૫ તથા ઘી તો. ૫ દરરોજ સવારમાં ભેગાં કરી પાઇ દેવું અને ચણાનો કાચો લોટ અને ગોળ મેળવી ૧ તોલાની ગોળી સાંજે આપવી.

હડકાયું કુતરૂં કરડયું છે એમ સાબિત થાય તો તેનાં ઇંજેકશન લેવા માટે દરદીને અમદાવાદ લઇ જવો. ત્યાં હડકાયાં કુતરાં કરડયાં હોય તેવા દરદીઓ માટે સીવીલ હોસ્પીટાલમાં વ્યવસ્થા છે અને તે માટે ખાસ બનાવટનાં સ્પેશ્યલ ઇંજેકશનો અપાય છે. એટલે જો તાત્કાલિક તેના પુરતા કોર્સનાં ઈંજેકશનો અપાવી દીધાં હોય છે તો ભવિષ્યમાં હડકાયા કુતરા કે શિયાળનું ઝેર કરડનારને અસર કરતું નથી. એની ઉપેક્ષા કરનાર દરદીને રહી રહી, છ મહિને, બાર મહિને હડકવા હાલે છે અને તે બહુ કરૂણ હાલત ભોગવી મરે છે. માટે ઈંજેકશનો લેવરાવવામાં જરીકે આળસ કરવી નહિ, એવી અમે બાળકોના વાલીને જોરદાર ભલામણ કરીએ છીએ.

ઉપર બતાવેલા ઝેરી જંતુના તાત્કાલિક ઉપાયો જેમ નાના બાળકને માટે લખ્યા છે તેમ મોટી ઉમરના પણ તેનો ઉપયોગ કરીને દર્દથી મુક્ત થઇ શકે છે.

* * *




લખમીમા–એ તો સાક્ષાત લક્ષ્મીનો અવતાર છે. ( પૃષ્ઠ ૩૩૭ )

# પ્રકરણ ૪૩ મું
## ગામમાં ડાહ્યાં ડોસીમા

લખમીમા ઝાઝું ભણ્યાં નથી, પણ સાક્ષાત એ તો લક્ષ્મીનો અવતાર છે. કોણ જાણે કેમ પણ નાનાં બચ્ચાંને લઈ જઈને બતાવ્યું ને એમણે કહ્યું કે–જાઓ, મારા દીકરા! મુંઝાશો નહિ. છોકરાં ઉછેરવાં એ તો કાચા નીંભાડા પકવવાના છે. માટે ઘેર જઈને આમ કરો કે જાણે રડતું બાળક હસતું જ છે. માકોરમાએ હાથ મુકયો છે લખમીમાને માથે. બાળકોની દવા એ તો એમનો રામબાણ ઉપાય.

મારો આ બબલો છ મહિનાનો હતો અને અચાનક રાડેરાડ કરવા મંડયો. રોવે, રોવે તે છાનો જ ન રહે. ધ્રુસકે ને ધ્રુસકે રોવે ને રાતો ચોળ થઇ જાય. ધવરાવવા લઉં તો ય બીંટડી મોઢામાં લે ને કાળી ચીસ નાંખે. અનેક વાતો કરૂં તો ય છાનો રે નહિ, અને મારો જીવ કળીએ કળીએ કપાઇ જાય, અને સાથે એને રડતાં જોઉં ને મનેય રડવાનું આવી જાય. પછી તો અમારી પડોશણે કહ્યું—તમે લખમીમા પાસે લઇ જાઓ. એટલે હું તો રડતો ને રડતો એને એમની પાસે લઇ ગઇ. એમણે એને જોયો, પેટ ઉપર હાથ ફેરવ્યો, એમના ઘરમાંથી દીવેલ મંગાવી, દુંટી નીચે પેડુ ઉપર રૂપાળા હલકા હાથે ચોળીને કહ્યું–જા બેટા, એને પેટમાં વાયુની ચુંક પડી છે. ઘરે જઇને પાવળું પાણી વાટકીમાં ગરમ મુકી એક મગ જેટલો પાપડીયો ખારો નાંખજે. તેમાં કાંકરી ગોળ અને ટીપું ઘી ગરમ કરીને નાંખી ચમચા બે ચમચા પાઇ દે, મટી જશે. બા, જા, રામનાં રખોપાં છે. પરણુએ સવળા હાથે દીધા છે. કાંઇ ભો નથી.

પરસન ભાળુ, શું વાત કરૂં! ઘરે આવીને લખમીમાએ કહેલું એમ મેં કર્યું અને અરધા કલાકમાં તો બાબો રમતો થઇ ગયો.

આવાં તો ગામનાં અનેક બાળકો આવે અને લખમીમા બધાંને જોઈને ઉપાય બતાવે છે. પણ એમને એ મૂગાં, અણુસમજણાં બચ્ચાંના દરદની ખબર પડી જાય છે એ જ નવાઈની વાત છે.

એક વખત તો મારે ઘરે ખાસ કામ નહોતું તે નવરી થઈને લખમીમા પાસે બેસવા ગઈ. મારી માફક બીજી પણ આઠ દશ બહેનો આવી બેઠેલી, અને વાતો ચાલે. પણ લખમીમાનો સ્વભાવ કેવો કરેલો. આપણે પૂછીએ તેનો ધીરજથી, આપણને શીખામણ આપતાં હોય એવો જવાબ આપે. એ સાંભળીને આપણને કોઠે ટાઢક વળી જાય. ત્યારે મને પણ પૂછવાનું મન થયું કે–હેં લખમીમા! આ બધાં છોકરાંને તમે ઉપાય બતાવો છો તે એ છોકરાંને શું થયું છે તેની ખબર તમને કેમ પડી જાય છે? મોટું માણસ હોય તો રડયું આપણને કહે કે મને આમ થાય છે કે તેમ થાય છે. પણ છોકરાં તો બોલે નહીં ને દુઃખ કહે નહીં તોય તમે સમજી જાઓ છો, એ કેવી રીતે?

ત્યારે લખમીમા બોલ્યાં–સરસ્વતીવહુ–બેટા! માણસ જો કાળજી રાખે તો કામ કામને શીખવે. હું તો નાની હતી ત્યારથી માકોરમા પાસે બેસતી અને છોકરાંઓ રડે, માંદાં પડે અને માકોરમા ઉપાય કરે કે બતાવે તે હું શીખતી, પૂછતી અને વિચાર કરતી. પછી તો બાળકના રોવાનાં લક્ષણો અને એના શરીરમાં થતા ફેરફારોથી બાળકનાં જાતજાતનાં દુઃખ અને દર્દ માટે હું સમજી ગઈ. પછી તો અનેક બાળકો મારી પાસે આવતાં ગયાં, તેમ અનુભવ બંધાતો ગયો, અને સુગાની પારસી માફક બાળકને જોઉં અને તેની હાલતનો વિચાર કરૂં એટલે તેને શું થાય છે તે સમજી જવાય, અને પછી તો દીવા જેવું સુજી આવે, વહુ! અને કેટલીક વખત તેની માને પુછી લઉં, એટલે મારૂં અનુમાન બરાબર બંધાય. એટલે બાળકના વૈદાની મારી બારાખડી બની ગઈ છે, અને તે ચટ દઈને સમજાઈ જાય છે. જો તને થોડીક એ બાબતની વાત કરૂં:

નાનું બચ્ચું ધાવે અને વારે વારે બકારી કરે તથા ઉલટી કરવા લાગે ત્યારે આપણને લાગે કે તેના પેટમાં બીગાડ થયો છે, કાં એની માએ વાયડી ચીજ ખાધી છે એટલે તેનું પેટ બગડયું છે. તેની નિશાની તરીકે એનું મોઢું ફડાવી જોતાં જીભ ઉપર સફેદ ડાઘા અને જીભ કરકરવાળી થઇ ગઇ હોય છે અને કોઇક વખત ઉલટી, બકારી ને ઝાડા સાથે જ થઇ આવે છે.

ત્યારે તરત જ હું તો પહેલાં છોકરાની માને ઉધડી જ લઉં— કાં વહુમા ! દીકરા ! જીભ વશ નથી રે'તી કે ? દાળ ઢોકળી ખાધી'તી કે ! કંસાર ઝાપટયો'તો ? શું કર્યું હતું તે કહો !

એટલે એની પોલ ઉઘાડી થઇ જાય અને ચોરી પકડાય.

છોકરૂં ઝાડે ફરવા બેસે અને ઉઠે જ નહિ તથા ઝાડામાં ચીકણો પદાર્થ દેખાય ત્યારે સમજવું કે મરડો થયો છે. ચરક પરક કર્યા કરે અને શરીરે તપેલું રહે એ બધાંમાં ધાવતા બાળકની માતાએ ગરીષ્ટ, મિષ્ટ અને વિદાહી, તેમ જ દાહક પદાર્થો ખાધા હોય તેનો પ્રથમ ભાર રહે અને આંતરડામાં ગરમી થઇને મરડો થઇ આવે.

જ્યારે છોકરૂં પગે કરીએ છીએ અને એ ઠાંસકા મારે, આંખો લાલ થઇ જાય અને જે મળ નિકળે તે જુદી જુદી ગાંઠો રૂપે જણાય ત્યારે સમજવું કે વાયુથી પેટમાં મળ ગંઠાઇ જાય છે અને એથી મરડો કે તાવ આવી જશે. કાં તો એટલા બચ્ચાને હરસ થઇને લોહી પડશે. એવા બચ્ચાને તાબડતોબ મળનો ખુલાસો કરીને વાયુથી મળ સુકાય નહિ તેવો ઉપાય બતાવી દઉં છું.

વારે વારે છોકરૂં પેસાબની જગ્યાએ હાથ લઇ જઇને ખજવાળે, દાંત કકડાવે કે હોઠ ચુસે અથવા ગુદાના ભાગ ઉપર ખજવાળ કરે ત્યારે સમજવું કે એ બચ્ચાના પેટમાં દુધનાં કૃમી–'દુધીઆ કરમ' પેદા થયા છે અને તેનો નિકાલ કરવો જ પડશે. નહિતર એ બચ્ચાને કરમમાંથી આંચકી કાં પેટના દુઃખાવાનો રોગ થઇ જશે.

છોકરૂં પત્થરા ઉપર કે ચોકડીમાં પેસાબ કરી ગયું હોય અને તે સુકાયા પછી ખડી કે ચુના જેવો ડાઘ પડી જાય તો આપણે તો

એટલું સમજીએ છીએ કે તેને ખોરાક પચતો નથી અને શરીરે લોહી ચઢતું નથી. વૈદ્યો તો કહે છે કે એ છોકરાના પેસાબમાં ફોસ-ફરસ અને કેલ્સ્યમ જાય છે. એ ગમે તે જતું હોય, એની આપણુને બહુ ખબર નહીં, ભા! પણુ હું ઉપાય એવો બતાવું ને કે તે બંધ જ થઇ જાય ને છોકરૂં મજાનું ગોલીટા જેવું બની શરીર લેવા લાગે.

છોકરાનો પેસાબ ઘટી જાય અને લાલચોળ થઇ ઉનો ફળફળતો આવે ત્યારે એ તાવ આવવાની નિશાની હું માનું, અને તેનો જ પ્રથમથી ઉપાય કરવા લાગું કે તાવ આવતો જ અટકી જાય. એમ તો ઉનવાનો પેસાબ પણુ થોડો થઇ જાય અને ઉનો આવે પણુ રાતો ન થાય. ઉનવામાં તો પેસાબે બચ્ચાને બળેય ખરૂં. એટલે પેસાબનાં થોડાંક ટીપાં આવે ને એ રોવે, ત્યારે જાણુવું કે વહુઓએ ખૂબ તીખાં, મરચાંવાળા પદાર્થો અને અથાણાં મેળવી ખાધાં હોય, ખરા બપોરે રખડવાનું થયું હોય અને ઉઘાડા પગે તડકામાં રખડીને પગે દાઝી હોય અને આવીને લાગલી બચ્ચાને ધવરાવે તોયે બાળ-કને ઉનવા થઇ જાય.

મનમહું ધાવે, શરીર ભાંગે, પુરી ઉંઘ ન લે અને રોવા લાગે, શરીર ઉપરની રૂંવાટી ખડી થઇ જાય, એવાં લક્ષણો જણાય અને ત્યારપછી તાવ ભરાય, સાથે છાતીમાં કફ થાય અને બચ્ચું શ્વાસ લે એટલે સરડ, સરડ, અવાજ થાય ત્યારે તેને સસણી–વરાધ થઇ છે એમ માનવું.

વરાધની પણુ ઘણી જાતો છે. સસણી, દુંદલી, ભરાણી. સસ-ણીમાં તાવ અને કફ બોલે પણુ બીજો ઉપદ્રવ ન હોય. દુંદલીમાં તો પેટ ચઢીને ઢમઢોલ થાય, શ્વાસ ચાલે ને કફ પણુ હોય. ભરા-ણીમાં તો ન્યુમોનીયા જેવાં બધાંય લક્ષણુ જણાય અને બાળક બેભાન રહે. વરાધનો વ્યાધિ બહુ ભુંડો, બા! હું તો કોઇક સારા વૈદ પાસે, મને નજર ન પડે ત્યારે, વરાધવાળા બચ્ચાને લઇ જવા કે બતાવવાની સલાહ આપું. પણુ એ બચ્ચું ધાવતું હોય તો તેની

માને પ્રથમ તો ચીકટ, ઘઉં, ઘી, તેલ-બધું બંધ કરાવીને બાજરાનું ભરડકું અને મીઠું નાંખેલી મોળી છાશ કે ટીપું દૂધ લેવાની સલાહ દઉં અને જો ખાવાનું બંધ કરી દે તો વરાધ થયેલા બાળક ઉપર એની બહુ સરસ અસર થાય, અને જેની જીભ વશ ન રહે તથા જે તે ખાય તેના બચ્ચાની વરાધ મટે નહિ; બા! અને તેથી છોકરૂં કવઢાય તથા લાંબા દાડા દુ:ખી થાય માટે પરહેજ તો પાળવી જ પડે ને.

છોકરૂં સમજણું થયું હોય અને બોલતાં ચાલતાં શીખ્યું હોય તો ય રાત્રે પથારીમાં તે પેસાબ કરી જાય ત્યારે સમજવું કે એની પેસાબની નળીની નસો કમજોર થઇ છે અગર એ છોકરાના બાપને પરમાનો રોગ થયા પછી જ આ છોકરાનો જન્મ થયો છે. એટલે એની પેસાબની જગ્યા નબળી છે.

પગ વારંવાર ઉંચા કર્યા કરે અને પગ ઉચકતાં રડે ત્યારે તપાસી જોવાથી એને વધરાવળ માલૂમ પડશે. બાળકની વધરાવળના ઉપાય તો બહુ સહેલા છે. મોટા આદમી માફક તેને કાંઇ ડોકટરોની પાસે જઇ કાપકુપ કરાવવી નથી પડતી.

બાળક દિવસે દિવસે ફીકું પડતું જાય, ઝાડો અને પેટની દુંદ મોટી થવા લાગે અને મળ કાળાશ ઉપર તથા મેલો માલૂમ પડે ત્યારે સમજવું કે બાળકને માટી ખાવાની ટેવ પડી છે.

બાળકને વારંવાર આંખો દુ:ખી આવે, આંખો ચુંચળી થઇ જાય, પ્રકાશ સહન કરી શકે નહિ અને આંખો ધુંસ્યા કરે ત્યારે સમજવું કે એને શરીરમાં ખોટી ગરમી થઇ છે અને ઝાડાની કબજીયાત છે. જો બાળકની આંખો આવી રીતે ઘણો વખત રહે અને તેનો ઉપાય કરી સુધારવામાં ન આવે તો પછી તેની આંખમાં ખીલ થઇ જાય છે અને એ ખીલ એક વખત થયા અને એણે જડ ઘાલી પછી તો શેય મટતા જ નથી.

તે ઘણું ઘણું રડે, રહી રહીને રડે અને તેવા બાળકના પેટ ઉપર પંપાળીએ તો તે છાનું રહે, ત્યારે આપણે સમજવું કે તેના પેટમાં વાયુની ચુંક પડી છે.

બાળક આંખો ચઢાવી દે, મોઢા કે આંખની ભ્રમર ખેંચાય, અચાનક હાથ કે પગની નસો ખેંચાય તો સમજવું કે એ બાળકને આંચકી છે અથવા આંચકી શરૂ થશે.

અને વહુ બેટા! આ બધાં તમે સાંભળો છો તેમ મારો અનુભવ કહું છું, એ એટલા માટે કે ન સમજતાં અને ન બોલતાં બાળકોનાં બહારનાં લક્ષણો ઉપરથી તમે તે બાળકને શું થાય છે એ સમજી શકો તો ભવિષ્યમાં તમે પણ મારી માફક સેંકડો બાળકને દુઃખમાંથી અને રોગમાંથી મુક્તિ આપી શકો. આપણે કાંઈ દુકાન માંડી થોડું જ વૈદું કરવા બેસવું છે? આપણે તો આપણા ઘરનાં, બહુ તો મહોલ્લાનાં અને વિશેષ કરીને ગામનાં છોકરાંને સમજી-સારવાર કરીને સાજાં તાજાં રાખી શકીએ તોયે ઘણું છે, ભા! આ તો તમને પ્રથમ રોગને સમજવાની રીત કહેતી આવું છું. પછી આપણી દેશી વનસ્પતિ ને મુલાડીઆંના ઘસારા પાવાની વાત કરીશ. એમાં આપણું બાળવૈદુ કહો કે ડોસીવદું—એ સમાઈ જાય છે. પછી ન માનવું હોય અને ખોટા રવાડે ચઢીને ડોકટરના ડોઝ પાવા હોય તે ભલે પાય, પણ મારી આટલી ઉમરમાં મેં જોયું છે કે નાનાં બાળકોને જેટલી આપણી ઘરગથુ દવાઓ, દેશી ઓસડીઆંના ઘસારા ને સારવાર તંદુરસ્તી આપે છે અને સાજાં નરવાં રાખે છે, તેટલી આપણે જેમાં સમજતાં નથી તેવી દવાઓ સારૂં કરતી નથી. એ મારો તો અનુભવ છે. હવે જુઓ બીજા રોગ સમજવાનાં લક્ષણો કહું છું.

બાળક જ્યારે ઉંઘમાંથી ઉઠે અને ઘણી વારથી ધવરાવ્યું ન હોય તો તે રડવા માંડે છે અને રડતાં રડતાં હાથની મુઠીઓ વાળી દે છે ત્યારે તેનો ઉપાય તો ખોળામાં લઈ પેટ ભરાય તેટલું ધવરાવવું તે જ છે. માતાના દુધમાં જેવા અમીના ઓડકાર છે તેવા દુનિયાની કોઈ ચીજમાં નથી. પછી ભલે ને ગમે તેવા સરસ દુધના ડબા પીવરાવે અને ચોખાના લોટ જેવા પાઉડર પાય, પણ માતાના દુધ સાથે કોઈ બરાબરી કરી શકે જ નહિ.

બાળક આંખો વીંચીને પડયું રહે અને રહી રહીને બૂમ પાડી ઊઠે ત્યારે સમજવું કે તેના માથામાં દરદ છે.

બાળકને કાનમાં દરદ હોય છે તો પણ રડે છે અને આપણે જ્યારે તેને તેડીએ છીએ ત્યારે જે તરફ તેને દરદ થતું હોય તે તરફનો કાન તે આપણા અંગ સાથે અડકાડી ઘુંસે છે. તેના ગળાનો અવાજ બેસી જાય અને ખોખરો જણાય, તેમ જ એ ખોખરાપણું ચાલુ રહે તો સમજવું કે એ બાળકનાં માતાપિતાને ગરમીનો વ્યાધિ થયેલો અને ત્યારપછી આ બાળકનો જન્મ થયો છે, એટલે તેની શ્વાસનળીમાં ગરમીનો સોજો છે.

બાળક પડખાભર સુવે છે અને ભરઉંઘમાં તે પગ લાંબા રાખે છે. પરંતુ પગનાં ઢુંટીઆં વાળી પેટ સાથે લગાડી રાખે અને પગ સરખા કરતાં રડે તો સમજવું કે તેના પેટમાં દરદ થાય છે.

બાળકનો ચ્હેરો લાલ થાય તો સમજવું કે તેને તાવ ભરાશે. તાવમાં વધુ ને વધુ લાલાશ જણાય તો કાંઇક ઓખો નીકળશે (ઓરી, અછબા, શીતળા). પણ આવો ઓખો નીકળવાનો હોય તો પ્રથમ બે ત્રણ દિવસ સખત તાવ આવે છે અને તાવમાં ને તાવમાં ચહેરો લાલ જણાય છે, પછી ઓખો નીકળે છે.

શ્વાસ લેતાં નાકનાં ફોયણાં ફુગાવતું હોય તો સમજવું કે બાળકને શ્વાસનળીમાં કફ થયો છે. શ્વાસ લેતાં ખરડ ખરડ અવાજ થાય તો સમજવું કે ફેફસામાં કફ થયો છે, અને શ્વાસ લેતાં મોઢું ઉઘાડું રાખે તો શ્વાસનળીનો રોગ અથવા ફેફસાનો રોગ વધ્યાનું માનવું જોઇએ.

મોઢું આવી જવાના રોગમાં બાળક બરાબર ધાવી શકતું નથી. આંતરડાંમાં ગરમી થઇ હોય, ઝાડા થતા હોય અથવા ઝાડાની ઘણી કબજીયાત રહેતી હોય તોયે બાળકનું મોઢું આવી જાય છે.

એમ જ મોઢું આવી જવું તેમાં એક થુલીઆ નામનો રોગ છે. તેમાં મોઢું, જીભ, ગલોફાં આવી જાય છે અને તાળવા તથા જીભ

ઉપર સફેદ છારી વળી ગઈ હોય છે. સાથે તાવ પણ રહે છે. આવા વ્યાધિમાં પણ બાળક ધાવી શકતું નથી.

ધાવતાં ધાવતાં બાળક ઓકારી-બકારી કરે, પાણી પાતાં કે દુધ પાતાં પણ બકારી કરે, પણ ઉલટી થાય નહીં તો સમજવું કે તેના ગળાના કાકડા આવી ગયા છે અથવા મોટા થયા છે. ધાવતા બાળકની માતાની કબજીયાત અથવા ઘણા ગરમ ખોરાક ખાવાની ટેવથી પણ આવાં બચ્ચાંને ગળાના કાકડા આવી જાય છે અને જે બાળકને જન્મથી પૂરો દસ્ત થતો નથી એવાં બચ્ચાંને પણ કાકડા આવી જાય છે. હવે સુધરેલા માનવીઓ તો એને 'ટોનસીલ'-ઓનસીલ કહે છે. એ તો બા, મેં હમણાં સાંભળ્યું. અમે તો ગળાના કાકડા કહીએ અને ઘરગથ્થુ ઉપાયથી કે દબાવરાવવાથી મટાડી દઈએ. એમ તો આપણાં બૈરાંમાં પણ માન્યતા છે કે દસ્ત જવાની હાજત થઈ હોય અને તેને દબાવી રાખીને બચ્ચાંને ધવરાવવા લે તોયે ગળાના કાકડા આવી જાય! આ લોકવાણી સાવ ખોટી નહિ હોય.

છોકરૂં પીળું પડતું જાય તો એને કમળો કહેવાય, અને ફેફરાયેલું માલૂમ પડે તો કમળી કહેવાય. કમળો ને કમળી-એ ભાઈ બેન જેવા રોગ છે. લોહીનું પાણી થવા લાગે અને આપેલું દુધ કે ખોરાક હજમ ન થાય ત્યારે આવો રોગ થાય. મેં એક વૈદરાજને પૂછેલું કે ભાઈ, આ લોહીનું પાણી કેમ થતું હશે? તે કહે-મા, પેટમાં લોહી બનાવનાર લીવર છે, તે ખાધેલા ખોરાકમાંથી રોજ તાજું લોહી બનાવે છે. પરંતુ જ્યારે બચ્ચાને ઘણો વખત તાવ આવી જાય કે તેને માટી ખાવાની ટેવ પડેલી હોય અથવા ઘણી નાની ઉમરમાં માતાનું દુધ છોડાવી તેને ભેંશનું ભારે દુધ, બીસકીટ જેવા ખોરાકો, ઘઉંના ખોરાકો, પતાસાં અને પેંડા જેવી દુર્જર ચીજો આપવામાં આવે એટલે ધીરે ધીરે તેનું લીવર કામ કરતું બંધ થાય, તેમાં સોજો આવે કે તેનું મૂળ કદ છોડીને મોટું થાય. એટલે એ જોઈએ

તેટલું તાજું લોહી ન બનાવી શકે અને લોહી પાતળું તથા ઓછું થવા લાગે એટલે તેને કમળો કહેવાય.

ત્યારે જ મને આ યુક્તિની ખબર પડી અને હું સમજી કે અણસમજુ માતાઓ ખોટા લાડ કરીને અથવા બેદરકારી રાખીને જ બાળકને આવા વ્યાધિઓ થવા દે છે. આપણી બેકાળજીથી જ આવા વ્યાધિઓ થાય અને છોકરૂં દુઃખ પામે છે.

બાળક ઉંઘમાંથી ઝબકીને જાગે અથવા નીચેનો હોઠ ચગળ્યા કરે અને ધાવતાં બીંટડી મોઢામાં લઇ ફાટી આંખે અચાનક જોયા કરે ત્યારે જાણવું કે તેના પેટમાં કરમ પડ્યાં હોય છે તો જ એમ કરે છે.

જો બાળક વારંવાર હોઠને ફફડાવે અથવા હોઠ મોઢામાં ખેંચી લઇ ચુસે તો કાંઇક માંદું પડવાની એ નિશાની છે એમ સમજવું અને તેને એકાદ હળવો રેચ આપી દઇ માતાએ પોતે પણ ખોરાક ખાવામાં સાવચેત બનવું.

કોઇ પણ ચોકસ વ્યક્તિ કે જનાવરને જોઇ ચીસ પાડે તો તેનાથી બાળક ડરે છે એમ સમજવું, અને તે ભય દૂર કરવા ધીરે ધીરે તેનો સહવાસ કેળવવો. પણ અચાનક તેની પાસે લઇ જવું નહિ. કેમ કે એમ કરવાથી આવા ભયથી બાળકને ઘણી માઠી અસર થાય છે અને તેમાંથી તેને તાવ પણ આવી જાય છે.

જેમ નાની ઉમર તેમ બાળકની ચામડી કોમળ અને વધુ લાલાશ પડતી હોય છે. પરંતુ અચાનક ચામડીના રંગમાં ફેરફાર થવા લાગે ત્યારે તેને રોગની નિશાની મનાય છે. જેમ કે અતિ લાલ ચામડી થવાથી ઓરી—અછબડા જેવા ઓખા નીકળવાની આગાહી ગણાય છે, તેમ અતિ ફીકી અને શ્યામતા લેતી ચામડી બની જાય ત્યારે કંઠમાળ કે સુકતાન થવાની આગાહી સૂચવે છે.

તાવ ભરાવાથી ચામડી ગરમ થઇ જાય છે અને શરદીથી ચામડી ઠંડી માલૂમ પડે છે. વરાધમાં કયારેક પસીનો તો કયારેક ગરમી પણ જણાય છે.

કેટલાંક બાળકોની ચામડી આસમાની રંગની જણાય છે ત્યારે સમજવું કે તેના શરીરમાં બરાબર લોહી ફરતું નથી. જ્યારે ઘણા વખત સુધી બાળકને અતિસાર કે મરડો રહે છે ત્યારે તેની ચામડી મટોડી જેવા રંગની થઇ જાય છે.

ચામડી અને શરીર હમેશ ગરમ રહે અને માથું તપતું જણાય. અને તાવનાં લક્ષણો ન હોય તો સમજાય છે કે આ બચ્ચું ધાવતું હોય છે તોયે તેનાં માતાપિતા સંસાર ભોગવ્યા વગર રહી શકતાં નથી, અને એ માતાપિતાના સંસારસમાગમની ગરમીથી આ બચ્ચું તપેલું રહેલું છે. કદાચ તેમાંથી એ તપારાના પરિણામે પછી ક્ષયની માફક બચ્ચું સુકાતું પણ જાય છે.

બાળક છ મહિનાનું થાય ત્યાંસુધી આમે હૃષ્ટપુષ્ટ અને ગુલાબના ફુલ જેવું લાગે છે, અને પછી જ્યાં તેનાં પેઢાં બંધાવા લાગ્યાં કે તેની પ્રકૃતિમાં ફેરફાર થાય છે. આંખો દુઃખવી કે ઝાડા થઇ જવા, એવું એવું દાંત આવતી વખતે દર્દ થવા લાગે છે અને બચ્ચું ઢીલું પડી જાય છે. પરંતુ ખૂબી એ છે કે અંદરથી પેઢાં ચીરી દાંત બહાર આવવા પ્રયત્ન કરે છે અને બાળક ઢીલું પડી જાય છે. દાંત જોર કરતા અટકી જાય છે કે પાછું બાળક સશક્ત થાય છે અને દાંત બહાર આવવા જોર કરે છે. આમ વારંવાર નવા દાંત આવતી વખતે બાળકની તંદુરસ્તી બગાડી નાંખે છે. ઘણાંખરાં બાળકોને દાંત આવતાં જરૂર ઉપાધિ થાય છે. કેટલાંક એવાં પણ બાળકો હશે કે જેમને આસાનીથી દાંત આવી જાય છે, જેને આપણે પોચકપાળાં કહીએ છીએ. પરંતુ દાંત આવતી વખતનું દુઃખ બાળકને અસહ્ય હોય છે. એ તો આપણે નાનાં હતાં ત્યારે દાંત આવવાની પીડા આપણને યાદ નથી, પણ બાળકનાં દુઃખ તો બાળક જ સહન કરે.

* * *

# પ્રકરણ ૪૪ મું
## ડોસીમાનો બટવો અને બાળવૈદું

લુગડાની નાની સરખી થેલીને બટવો કહેવાય. હમણાં હમણાં ગાંધીજીના સ્વરાજ્યમાં તો ઝોળી અને થેલીથી સઘળાં માનવી વાકેફ થયેલાં થયેલાં છે. પરંતુ એ જમાના પહેલાં પણ ઘરમાં પરચુરણ ચીજો રાખવા માટે લુગડાની સરખા ઘાટની એક દોરી ખેંચવાથી વસાઇ જાય અને બીજી દોરી ખેંચવાથી ઉઘડે એવી થેલીઓ હાથકારીગરીથી સ્ત્રીઓ બનાવીને વાપરતી. આજનાં બટન અને હુક તેમ જ ચાંપો નહોતી ત્યારે એ થેલીઓ વપરાતી. પછી તો જાતભાતની પેટીઓ અને ટ્રંકો અને વિધવિધ ચાવીવાળી 'બેગો' આવી અને દોરા–સોયની કારીગરી ઘટી ગઇ.

નાનાં બાળકો ઉછેરવાં અને તેના ઝીણા મોટા વ્યાધિઓમાં તેને આપી શકાય તેવાં ઓસડીઆં રાખવા માટે આવો જ એક બટવો દરેક કુટુંબવાળા ઘરમાં રહેતો હતો. તેમાં અનેક જાતની ચીજો રાખવામાં આવતી અને તેની સાથે નાનકડી ખરલ કે ઓરસીયો રહેતાં; અને એ ઓરસીયા ઉપર એક–બે અથવા ત્રણ જુદી જુદી ચીજો ઘસી, મેળવીને પીવરાવતા. એથી બાળક રોગમુક્ત થતું. એટલે કે બાળવૈદું આ એક નાના સરખા બટવામાં સમાઇ જતું. આજનું વિવિધ રોગથી પીડાતું, અંગ્રેજી દવા પીતું, છતાં ગળતું જતું બાળક અને ડોસીમાના બાળવૈદાથી તંદુરસ્ત બનતા બાળકમાં હજારગણો ફેર હતો. બાળકના વ્યાધિનું સાચું નિદાન અને નિર્દોષ વનસ્પતિના ઘસારા અમૃત સમાન કામ આપનારા નીવડતા. એટલે હવે મને તેમ જ દરેક માનવીને લાગે છે કે આજે પણ એ બાળવૈદું ઘરઘરમાં સજીવન કરવાની અને બાળમરણ અટકાવી બાળકને તંદુરસ્ત બનાવવાની ક્રિયા ચાલુ કરવાની જરૂર છે. અને જ્યાં બાળકો છે ત્યાં

આવા બટવા રખાતા થાય, માતાઓ જાતજાતના ઘસારામાં વપરાતી નિર્દોષ વનસ્પતિઓના ગુણદોષ થોડાક સમજી લે અને બાળકની પીડા તથા વ્યાધિમાં દોડાદોડ નહિ કરી મૂકતાં પોતાની જાતે તેની સારવાર કરતાં શીખે તો ઘણો લાભ થાય તેમ છે.

આ વસ્તુ નવી શરૂ કરવાની નથી. હજી પણ અનેક જગ્યાએ અને અનેક કુટુંબોમાં રહી-સહી ઘસારા આપવાની પ્રણાલિ ચાલુ જ છે. માત્ર તેનો પુનરૂદ્ધાર થાય અને ઘરઘરમાં તે વ્યાપ્ત બને તો બાળકોને આશીર્વાદરૂપ નીવડે તેમ છે.

બાળકોના વ્યાધિને આપણે બે ભાગમાં વહેંચી નાંખીએ: (૧) સામાન્ય વ્યાધિ. (૨) મહા વ્યાધિ. સામાન્ય વ્યાધિનો તો મારો અનુભવ છે કે તેમાં કોઈ વૈદ્ય-ડોક્ટરોની જરૂર નથી. એ વ્યાધિમાં આ ડોશીમાનો બટવો ઘણું જ સુંદર કામ કરશે અને બાળક દવાઓના રગડા અને ઝગડાથી બચી શકશે. વળી એની સાથે એ પણ સમજી રાખવા જેવું છે કે જો સામાન્ય વ્યાધિમાં તેની કાળજીપૂર્વક સંભાળ લઈ લેવામાં આવે તો બાળક મહા વ્યાધિના પંજામાં પડતું બચી જાય છે. અરે કેટલીક વખત તો સામાન્ય વ્યાધિમાં રાખેલી કે રખાયેલી બેદરકારી જ મહા વ્યાધિનું સ્વરૂપ પકડી લઈને તંગ કરી મૂકે છે.

મહા વ્યાધિઓ સંબંધી ચર્ચા ને ઉપાય પાછળ રાખીને પ્રથમ ઘરમાં-બટવામાં રાખવા લાયક તાત્કાલિક ઘસારામાં કામ આવતી, સહેલાઈથી ગાંધીને ત્યાં મળતી અથવા જંગલમાં મળતી કેટલીક વનસ્પતિઓના સમુહને અનુક્રમે તેના ગુણ સાથે ગણાવી, પછી તે આપવાની યોજના સમજાવીશ, કે જેથી હરેક ઘરમાં બહેનો એ યોજનાથી દવા-ઘસારા આપવાનું શીખી લેશે. રોગપરીક્ષા માટે તો 'ગામમાં ડાહ્યાં ડોસીમા'ની વાતોથી સમજાવી દીધું છે. એટલે એ વાતો તે નિદાન અને આ

ડોસીમાનો બટવો એ ચિકિત્સાઃ એમ બાળકોનાં સામાન્ય દર્દોમાં આ મારી રીતથી એક ઘરગથ્થુ બાળવૈદું સમજવાની સુંદર પ્રણાલિ ઉપલબ્ધ થશે.

આ નીચે ટુંકામાં પ્રાપ્તિસ્થાન સંબંધે પણ માહિતી લખું છું. નિઘંટુની દૃષ્ટિએ આવા પદાર્થો સંબંધે લખવા બેસીએ તો સ્વતંત્ર ગ્રંથ લખાય. પરંતુ હું એમ નથી કરવાનો. મારે તો ડોસીમાનો બટવો આજની માતાઓના હાથમાં મૂકવાનો છે, અને એમની સમજ અને લક્ષમાં ઠીક રીતે બંધ બેસે એ રીતે જ અહીં હું આપું છું. એ રીત માતાઓને બાળકોની સારવાર માટે જોઇતા જ્ઞાન પુરતી જરૂર ઉપયોગી બનશે.

# બટવાની ઔષધી

## (૧) હરડે

હરડે એ ગુજરાતી નામ છે. હિંદીમાં હર્ડ અને સંસ્કૃતમાં અભયા કહેવાય છે. તેને હરિતકી પણ કહે છે. વળી અન્ય અનેક ભાષાઓમાં તેનાં નામ પણ જુદાં જુદાં છે, પરંતુ આપણે આથી વધુ ભાષાના નામની જરૂર નથી.

હરડેનું ઝાડ ગુજરાતમાં તો થતું નથી. માત્ર કાઠિયાવાડમાં ગીરનાર ઉપર થોડાંક ઝાડ છે. બાકી મુખ્ય પાક તેનો અન્ય સ્થળે—હિંદુસ્તાન, બંગાલ, બ્રહ્મદેશ, સીલોન અને મલાયામાં થાય છે.

હરડેનું ઝાડ બદામની જાતનું મોટું વૃક્ષ છે. તેના કાચા મરવા ખરી પડે છે તેને હીમેજ અથવા હીમેજી હરડે કહેવાય છે. એનાથી સહેજ મોટાં ફળને હરડાં કહે છે. તે રંગવાના કામમાં આવે છે, અને ઝાડ ઉપર જ પાકેલી—તૈયાર થયેલી તેને હરડે કહે છે.

એક હરડે પોણા તોલાથી માંડી બે—અઢી તોલા સુધીની મળે છે. જેમ વજનમાં હરડે વધારે તેમ તેની કીંમત વધારે. પછી તો

આ દેશમાં જેમ બીજી બનાવટી ચીજો ભાવ ખાવા માટે તૈયાર થાય છે તેમ મેંદાના લોટમાં રંગ મેળવી, વચમાં હરડેનો ઠળીઓ મુકી, ચાર તોલા–પાંચ તોલા–સાત તોલાની હરડે બનાવી, હરડેના ગુણથી મુગ્ધ બનનારને ફસાવવામાં આવે છે. એટલે આપણને સાધારણ તોલા–સવા તોલાની અને વધીને અઢી તોલા સુધીની સાચી હરડે મળે તો તેથી સંતોષ માની એથી વધુ વજનની હરડે મેળવવાનો મોહ ન રાખવો. નહિ તો ઠગાઇ જવાની સંભાવના છે. કેમકે વધુ વજનવાળી હરડે સાચી છે કે બનાવટી, તેની પરીક્ષા કરવાનું મુશ્કેલ બને છે.

હરડેના ગુણનું વર્ણન અનેક રૂપે વૈદકના ઘણા જૂના ગ્રંથો અને નવા ગ્રંથોમાં મળી આવે છે. એ અનેક રોગનો નાશ કરનારી અને આયુષ્યને વધારનારી વસ્તુ છે. બાળકો માટે તો એક અમૃત સમાન છે અને કહેવત છે કે: 'જે બાળકને મા નથી, તેની મા હરડે.' અથવા 'હરિતકી માતા જસી.'

વૈદકમાં હરડેને હરસ મટાડનાર, ચામડીના રોગને મટાડનાર, ખાંસીને મટાડનાર, તાવને તોડનાર, પ્રજા સ્થાપન કરનાર, વય સ્થાપન કરનાર માનેલી છે અને બાળકોના ઝાડાની કબજીયાત, મરડો, અતિસાર, આમ, વગેરેમાં તેની યોજના થાય છે. હરકોઇ સારા પ્રામાણિક ગાંધીને ત્યાં સાધારણ હરડે બે ત્રણ આનામાં અને મોટી હરડે રૂપીઆમાં મળે છે. પછી તો પાંચ રૂપીઆ, દસ રૂપીઆ અને સો રૂપીઆ સુધીની એક હરડે વેચાય છે. પરંતુ તેમાં બનાવટી હરડે આવી જવાની બીતિ રહે છે.

હરડે બાળકો માટે ઘણી ઉપયોગી હોવાના કારણે આટલું છૂટથી લખ્યું છે. હવે દરેક વસ્તુને માટે આટલી છુટથી લખવાની જરૂર નથી. એટલે થોડા ગુણ અને પ્રાપ્તિસ્થાન બતાવી, નામાવલિ આપીને રોગઅનુસાર તેના ઘસારાની સમજણ આપીશ.

## (૨) ઇંદ્રજવ

બજારમાં તે એ જ નામથી મળે છે. શીંગોનાં એ બીજ છે. સ્વાદે કડવાં છે. સસ્તી કીંમતે ગાંધીને ત્યાંથી મળે છે. કૃમીને મટાડનાર, પાચન કરનાર, દીપન કરનાર, જ્વરને મટાડનાર, વાયુ હરનાર ને ગ્રાહી છે.

## (૩) કાંચકા

કાંકચ ઝાડનાં આ ફળ છે. ગુજરાતમાં એ સાધારણ વસ્તુ છે. કાળા કવરની અંદર સફેદ ગર્ભ હોય છે. ઉપરથી ફોલી અંદરનો ઓળો જ વપરાય છે. ગાંધીને ત્યાં સહેલાઇથી મળે છે. કડવાશવાળાં છે, તાવ-કૃમીને દૂર કરી, પાચનશક્તિ વધારે છે અને વાયુથી થતાં દરદોને મટાડનાર છે અને પૌષ્ટિક પણ છે.

## (૪) વાવડીંગ

બજારમાં સસ્તા ભાવે મળતી આ ચીજ એ ઝાડનાં ફળ છે. મરીના જેવા દાણા આવે છે. કોઇક વખત મરી ને વાવડીંગ બદલાઇ પણ જાય છે. મરીના દાણા ઉપર કરચલી છે. તે ફોડતાં અંદરથી સફેદ નીકળે છે જ્યારે વાવડીંગ અંદરથી લાલ નીકળે છે. વાયુને હરનાર, કૃમી મટાડનાર અને શરીર શોધનાર છે અને બજારમાં હરેક ગાંધીને ત્યાં મળે છે.

## (૫) સુવા અથવા સુવાદાણા

ઘણી પ્રસિદ્ધ વસ્તુ છે. વધુ ઓળખની જરૂર નથી. વાયુ હરનાર, દીપન અને પાચક છે.

## (૬) એળીયો

કુંવારનાં લાવરાં થાય છે તેના રસમાંથી એળીયો બનાવવામાં આવે છે. બાળકને અંદર આપવામાં તથા બાહ્ય ઉપચારમાં કામ આવે છે. રેચક, શોધક, પિત્ત, ગુલ્મ મટાડનાર અને ગરમ છે.

## (૭) કપુરકાચલી

આ વનસ્પતિ સુગંધવાળી છે. એના વેલાના કરેલા નાના ટુકડા બજારમાં મળે છે. ઘણું કરીને સુગંધી તેલો બનાવવામાં વપરાય છે. પરંતુ બાળકના ઘસારામાં એ ઉપયોગી છે.

તે તીખી, કટુ અને ઉષ્ણ સ્વભાવની છે. સહેલાઇથી ગાંધીને ત્યાં મળે છે.

## (૮) અતિવિષની કળી

તેનું નામ અતિવિષ હોવા છતાં તે ઝેરી નથી પણ કડવી ઘણી છે. તે જલ્દી સળી જાય છે. એટલે ગાંધીઓ તેને ચુનામાં રગદોળી રાખે છે. એ લસણની કળીના ઘાટની છતાં તેનાથી જાડી અને લાંબી મળે છે. તેને ભાંગતાં અંદરથી તદ્દન સફેદ નીકળે છે તે ઘણી સારી. ગાંધીને ત્યાં સસ્તી કીંમતે મળે છે.

સ્વભાવે કડવી, પૌષ્ટિક, તાવને ઉતારનારી અને અટકાવનારી, કૃમી મટાડનારી અને દસ્તને બાંધનારી છે.

## (૯) જાંબુના ઠળીઆ

આપણે જાંબુના ફળ ખાઇએ છીએ અને ઘણું કરીને તેની મોસમ જેઠ માસ ઉતરતાં અને અશાડ બેસતાં શરૂ થાય છે. ફળની અંદરનું મીંજ (ઠળીઆ) બાળક માટે બહુ ઉપયોગી છે. એટલે દરેક બાળકવાળા ઘરમાં તેને સંગ્રહી રાખવા.

મરડાને મટાડનાર, દસ્તને બાંધનાર, સાકરને ઓછી કરનાર, ઠંડી વસ્તુ છે.

## (૧૦) આંબાની ગોટલી

આંબા-કેરીના ગોટલાની અંદરથી નીકળતી ગોટલી કાચી શેકયા વગર સુકવી રાખી, ઘરમાં તેનો સંગ્રહ કરી રાખવો. બાળકના ઘસારા માટે ઘણી ઉપયોગી છે.

મરડો, ઝાડો, આમ મટાડનાર, પિત્તની શાન્તિ કરનાર અને આંતરડાંનાં ચાંદાં રૂઝવનાર તથા સ્વભાવે ઠંડી છે.

## (૧૧) ફટકડી

આ એક ખનીજ પદાર્થ છે અને તે ઉપરસની અંદર ગણાય છે. તેની લાલ અને સફેદ જાત થાય છે. તે કેટલીક વખત કાચી અને કેટલીક વખત ફુલાવેલી વપરાય છે. માટીના કલાડામાં ફટકડી મુકી તેની નીચે આંચ આપવાથી થોડી વારે પ્રથમ તેનો રસ બનીને તે ફુલી જાય છે અને પછી સહેલાઇથી વાટી શકાય છે. તે બહારના ઉપાય તરીકે અને ખાવા માટે પણ અપાય છે. બચ્ચાનાં કેટલાંક દર્દમાં સુંદર કામ આપે છે. ગાંધીને ત્યાં એ સહેલાઇથી મળી શકે છે.

તેના ગુણ—તે ગ્રાહી અને રક્તસ્તંભક છે. બાળકોનાં અનેક દર્દોમાં ઉપયોગી છે.

## ૧૨) સિંધવ અથવા સિંધાલુણ

નમક–મીઠાની આ જાત છે. એ ઘણું કરીને સીંધુ નદી તરફ થતું હોવાને કારણે તેને સીંધાલુણ કહેવાય છે. તે સફેદ આવે છે. બીજું લાલાશ પડતું આવે છે. ગાંધીને ત્યાં તે મળે છે.

## (૧૩) સંચળ

આ એક જાતની મીઠાની જ બનાવટ છે. વડાગરા મીઠાને આંબળાના રસ સાથે ઉકાળી ગઠ્ઠાના રૂપમાં તૈયાર કરવામાં આવે છે. એને કાલા નમક પણ કહે છે. ગાંધીને ત્યાંથી સહેલાઇથી મળે છે.

સીંધવ અને સંચળ બન્ને લવણ છે. પરંતુ સીંધવ સ્વભાવે ગરમ છે અને સંચળ ઠંડો છે. સીંધવ અજીર્ણને મટાડે છે, ઉદર-રોગમાં ફાયદો કરે છે, પેટનું શૂળ, ચુંક અને આફરો બેસાડે છે.

અંગાળમાં એ ગુણ હોવા ઉપરાંત વાયુ જે પેટમાં વધતો હોય, જેને બચ્ચાનો આધ્માન અથવા આફરી કહેવાય છે તેમાં તે ફાયદાકારક છે. બચ્ચાના ધસારામાં ઉપયોગી છે.

## (૧૪) ટંકણખાર

ક્ષારની આ જાત છે. તે બે જાતનો આવે છે. સોહાગો અને ખાટીઓ, દવામાં સોહાગો ટંકણખાર વપરાય છે. તેને તાવડી ઉપર ફુલાવીને જ વાપરવો જોઇએ. ગાંધીને ત્યાંથી તે મળે છે. એ મુત્રલ, કફઘ્ન, રોપણ ને ક્ષારહર છે.

## (૧૫) બોદાર

બોદાર એ સીસા નામની ધાતુનો ક્ષાર છે અને તેના ચકચકિત ટુકડા ગાંધીને ત્યાં મળે છે. બચ્ચાના પેટના ભાર માટે તથા બાળકનું માટી ખાવાથી પેટ મોટું થયું હોય અને હાંફ ચાલતી હોય ત્યારે બોદારનો રેચ ઘણો ઉપયોગી છે. તેનો ગુણ રેચક અને રોપણ છે.

## (૧૬) મામેજવો

કાઠિયાવાડમાં એને કડવી નાઇ પણ કહે છે. ખેતરાળ જમીનમાં એ શ્રાવણ–ભાદરવામાં ઘણો ઉગી નીકળે છે. તાવ માટે આ બહુ ઉમદા ચીજ છે. ગાંધીને ત્યાં તે મળે છે અને એની મોસમમાં આપણા ગામના પાધરમાંથી પણ મળે છે. એ વખતે લાવી રાખ્યો હોય તો બચ્ચાના તાવ માટે તેમ જ મોટાના તાવ માટે પણ સરસ અને મફત મળતી વસ્તુ છે. ગુણ—જ્વરઘ્ન.

## (૧૭) જેઠીમધ

આપણા બરડાના ડુંગરમાં અને કાઠિયાવાડમાં ઘણી જગ્યાએ, જેને ગાડરીઓ ઝીપટો કહીએ છીએ તેનાં જે મૂળ એનું નામ જેઠીમધ

છે. ગાંધીને ત્યાંથી જેઠીમધનાં મૂળ અને જેઠીમધનો શીરો એ બે નામની ચીજો મળે છે. જેઠીમધના મૂળને ઉકાળી તેનું ઘન કાઢવાથી જેઠીમધનો શીરો બને છે. આ દેશમાંથી હજારો ગુણી જેઠીમધનાં મૂળને લઈ જઈ પરદેશીઓ તેનો શીરો બનાવી અનેકગણા દામે આ દેશમાં વેચે છે. પરંતુ દેશમાં આવા હુનરઉદ્યોગો ખીલવવાની કોઈને પડી નથી. જેઠીમધનું મૂળ બચ્ચાની ખાંસીમાં ઘણું કામનું છે. ગુણ—શીતળ, કફઘ્ન અને પૌષ્ટિક છે.

## (૧૮) લોદર

લોદરનું ઝાડ બોરડી જેવું થાય છે અને દવાના કામમાં ઘણું કરીને એ ઝાડની છાલ વપરાય છે. ગાંધીને ત્યાં લોદર માંગવાથી એ ઝાડની છાલ જ આપે છે. રંગે ભુખરી અને વાટવાથી તેનો પાઉડર થઈ જાય છે. બચ્ચા માટે ઉપયોગી છે. ગુણ—શીતળ અને ગ્રાહી.

## (૧૯) વખમો

વછનાગની જાતની આ ચીજ છે અને એક જાતના ઝાડની પેદાશ છે. અતિવિષ અને વખમાને એક માનવાની ઘણા માણસો ભૂલ કરે છે. વખમો અતિવિષની કળી કરતાં મોંઘો છે અને ગુણમાં ચઢીઆતો છે. એટલે કેટલાક ગાંધી લોકો વખમાની જગ્યાએ અણજાણ ગ્રાહકને અતિવિષ આપી દે છે, કારણ કે વખમો એ મોંઘી વસ્તુ છે.

ગુણ—કટુ, પૌષ્ટિક, વાતહર, કૃમીઘ્ન, ભેદક.

## (૨૦) કડુ

આપણા દેશની આ એક સાધારણ ઔષધી છે. તે મૂળાડીઆના રૂપમાં ગાંધીને ત્યાં મળે છે. બાળકોનાં લીવર, તાવ, બરલ અને મલાવરોધમાં સુંદર કામ આપે છે. તે કાચું તેમ જ તેને શેકીને પણ વપરાય છે. ગુણ—સારક, પાચક અને જ્વરઘ્ન.

## (૨૧) કલંભો

વનસ્પતિનાં મૂલાડીઆંને કાપી ગોળ ચકદાંના રૂપમાં એ ગાંધીને ત્યાંથી મળે છે. જૂનો થયા પછી તે સળી જાય છે. ચગદાંની અંદર બારીક છિદ્રો પડી ગયાં હોય તો તેમાં ગુણ હોતો નથી. તાજી વસ્તુ જ સારૂં કામ આપી શકે છે. એટલે ખરીદનારે તેને જોઇને લેવો. બચ્ચાના તાવમાં તથા તેના જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે કટુ, પૌષ્ટિક અને નિર્દોષ દવા તરીકે તેનો વપરાશમાં ઉપયોગ સરસ છે. સહેલાઇથી મળી શકે છે.

## (૨૨) કાકડાશીંગી

એક જાતના ઝાડની ડાળીઓ ઉપર ચોક્કસ જાતનાં જંતુઓ પોપડા જેવો પદાર્થ તૈયાર કરે છે, તેને કાકડાશીંગી કહે છે, અને બજારમાં ગાંધીને ત્યાં તે વેચાય છે. બાળકનાં કફનાં અને ફેફસાંનાં દરદમાં અને ખાંસીમાં બહુ ઉપયોગી છે.

ગુણ–કફઘ્ન અને કાસઘ્ન.

બાળકનાં ઔષધો માટે તો બીજી ઘણી વનસ્પતિઓ, ખનીજ પદાર્થો, ધાતુની ભસ્મો, પ્રાણીજ ઔષધો અને ક્ષારોની જરૂર પડે છે, અને બચ્ચાંઓને વ્યાધિ પણ અનેક પ્રકારના થાય છે, પરંતુ સાધારણ રીતે જેને આપણે સામાન્ય વ્યાધિ ગણીએ અને જે માટે વૈદ્ય–ડૉકટરોને બોલાવવાની જરૂર ન પડે તથા ઘરમાં જ કોઇ કુશળ, અનુભવી સ્ત્રી પોતાનાં બાળકની પોતે જ દવા કરી શકે એટલા પુરતાં નામોની સંખ્યા ઉપર આપી છે. આવી ચીજો ઘરમાં સંગ્રહી રાખવી એ વધારે ઠીક છે.

ઉપર બતાવેલાં ૨૨ ઔષધોની સંખ્યામાંથી કેટલાંક તો વગર પૈસે મેળવી શકાય તેવાં છે, જ્યારે કેટલાંક એકાદ દોઢીઆની કીંમતનાં લાવી રાખો તો તે પણ બસ છે. બાળકને થઇ આવતા ઉપદ્રવ

વખતે આપણે કોઇ પણ ચીજ માટે દોડાદોડ કરીએ તો તે સહેલાઇથી આપણને મળે નહિ અને મળે તો તે સારી ન હોય યા સડેલી અગર ભળતી જ મળે. એટલે નાનાં બચ્ચાંવાળા ઘરમાં આ ચીજો પડી હોય તો જ્યારે જરૂર જણાય ત્યારે એનો ઉપયોગ કરી શકાય છે અને એકાદ રૂપીઆની રોકાતમાં બાળકનું દવાખાનું બની જાય છે.

દવાઓ વિષે આટલું જણાવ્યા પછી અને તેનો ઉપયોગ લખતાં પહેલાં વિચાર આવે છે કે શું હરેક બાળકને ઘસારાની અથવા દવા આપવાની જરૂર છે? અને શું બાળક દવા વગર એમ જ સંપૂર્ણ તંદુરસ્તી સાથે ન ઉછરી શકે?

હું વૈદ્ય છતાં અને આયુર્વેદિક ઔષધો ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છતાં હું નેચરોપથીને માનનારો છું અને બાળકોને લઇને બતાવવા આવનાર સેંકડો માતાઓને મેં અનેક વખત કહેલું છે કે તમને બાળકને ઉછેરવાની એવી આવડત હોવી જોઇએ કે બચ્ચાને કોઇ પણ દવાની જરૂર પડે જ નહિ. આ નર્યું સત્ય હોવા છતાં બાળકોને દવાની જરૂર પડે છે અને આપણી ગમે તેટલી સુંદર સાચવણી અને કાળજી હોવા છતાં બાળકો બિમાર થઇ જાય છે. તેમાં ઋતુના પરિવહનની, માતાના આહારની અને બહારની આબોહવાની અસર બાળક ઉપર થાય છે અને બાળકની પ્રકૃતિમાં ફેરફાર થઇ જાય છે. કેટલીક વખત બાળકો માતાપિતાના વારસામાંથી વ્યાધિ લઇ આવ્યાં હોય છે અને કેટલીએ માતાના કબજીયાતના વ્યાધિના પરિણામે જન્મથી જ બાળક ઝાડો નથી કરી શકતું અને રોજરોજ એને મળ કરાવવા માટે ઘસારાની જરૂર પડે છે. આ તો કબજીયાતનો એક દાખલો જ આપ્યો. પણ એવા અણધાર્યા બાળક ઉપર વ્યાધિના હુમલા થતા જ રહે છે.

* * *

# પ્રકરણ ૪૫ મું

## બાળકોને પાવાના ઘસારા

ઘરમાં જેને ત્યાં નાનું બાળક ઉછરતું હોય તેને ત્યાં અમે અગાઉ બતાવી ગયેલાં ઓસડીઆં રાખવાં, તેની સાથે એક નાનકડો પત્થરનો ઓરસીયો અથવા તદ્દન નાની પત્થરની ખરલ રાખવી. એ ઓરસીયો અથવા ખરલ અંદરથી બિલકુલ પાલીસ નહીં પણ ખડબચડાં હોવાં જોઇએ કે જેની ઉપર કોઇ પણ પદાર્થ ઘસવામાં આવે તો ઘસાઇ શકે. એટલે દેશી પત્થર અથવા કુગડીના ધ્રાંગધ્રામાં પાકતા પત્થરનાં બનાવેલાં આવાં નાનાં સાધનો સારૂં કામ કરી આપે છે. તેને બદલે આરસ જેવા પત્થર ઘણા સુંવાળા થઇ જવાથી ઘસવાની ચીજો સહેલાઇથી ઘસાતી નથી.

કેટલીક બહેનોને પોતાના ઘરની ઓશરીના ઓટલે કે ઘરમાં પાથરેલી લાદી ઉપર બચ્ચાના ઘસારા ઘસતી મેં જોઇ છે અને ઘણી વખત તેવી બહેનોને સમજાવ્યું છે કે આવી રીતે જેની ઉપરથી આપણે સેંકડો વખત ચાલીએ તેની ઉપર તમે પેટમાં નાંખવાની વસ્તુને ઘસીનેં બાળકોને પીવરાવો તે બરાબર નથી. એથી તો ઝીણી રજોટી, ધૂળ અને ઘરનો મેલ સૂક્ષ્મ રીતે બાળકના પેટમાં જાય અને બચ્ચાને નુકસાન કરે. માટે બચ્ચાના ઘસારાનું સાધન તમે અલગ રાખો.

ઘણું કરીને તો બધાયે ઘસારા પીવાના પાણીમાં જ ઘસાય છે અને કેટલીક વખત અનુપાનની ખાતર કોઇ દવાના પાણીમાં પણ ઘસારા ઘસાય છે. કેટલીક માતાઓ પ્રથમ ઘસારો પાણીમાં ઘસીને પછી તેમાં થોડું હાથ વડે ધાવણ મેળવીને પણ ઘસારો આપે છે. કદાચ અત્યંત નાના બાળકને પાણી વધુ ન આપવાની ખાતર આવી રીતે ધાવણ મેળવવાનો રીવાજ હશે. પરંતુ મારૂં તો માનવું છે કે ગમે

તેટલું નાનું બાળક હોય તેને દવા જોડે પાણી આપવામાં કશી જ હરકત નથી. એટલે હાથ વડે સ્તન દબાવી, નીચોવી ધાવણ મેળવવાની કડાકુટ કરવાની જરૂર નથી. એ તો ધસારો પાઇને પછી તમે બચ્ચાને બે ઘુંટડા ધવરાવશો એટલે પેટમાં એ મળી જવાનું જ છે. માટે ખુશીથી પાણીમાં ધસારો આપો.

નાનું બાળક બે, ત્રણ, ચાર કે છ મહિનાનું થાય ત્યાંસુધી એ દરરોજ ઝાડે જવું જોઇએ, અને સવાર–સાંજ બે વખતે ઝાડે જાય તો પણ કશી હરકત નથી. પરંતુ કેટલાક બાળકો માતાની પ્રકૃતિને લઇને બબે દિવસ સુધી ઝાડે જતાં નથી, અને આજના કબજીયાતના જમાનામાં બાળક જન્મ્યું ત્યારથી તેને દસ્ત નથી આવતો, એવી ફરિયાદ બહુ જોવામાં આવે છે.

આમાં તો બાળક કરતાં તેની માતાને હું વધુ દોષિત માનું છું. સગર્ભાવસ્થામાં તેને કબજીયાત કાયમ રહેલી, અને તેની તેણે પરવા નહીં કરેલી. વળી તેની ચહા વારંવાર પીવાની ટેવ અને ટેસ્ટદાર ખોરાકો અને ચટપટા ખોરાકો ખાવાની આદતથી માતાની અસર બાળક ઉપર થાય અને એટલા નાના બચ્ચાનો સફરો મળને છોડી ન શકે, તેથી કબજીયાત રહે છે.

જેમ મોટા માણસને માટે મળાવરોધ એ બધા વ્યાધિ પેદા થવાનું મૂળ આપણે માનીએ છીએ, તેમ નાના બચ્ચાને જો નિયમિત દસ્ત ન થતો હોય તો તેને પણ અનેક રોગ થવાના જ એ ચોક્કસ વાત છે. એટલે રોજ દસ્ત તેને બરાબર આવે તે માટે કાંઇક કરવું એમ તો માતા ઇચ્છે છે. પણ રોજ માટે એવી શી વસ્તુ છે કે જે કરવાથી બાળકને બરાબર દસ્ત થાય? એટલે દવા તરફ નજર દોડાવવા કરતાં તો માતા પ્રથમ ઉપર સૂચન કર્યું તે પ્રમાણે પોતાના ખોરાકમાં ફેરફાર કરે તો ધાવતા બાળક ઉપર તેની બહુ સરસ અસર થાય છે, અને આ પ્રમાણે ખોરાકનો ફેરફાર કરવાથી

જો બાળકને દસ્ત આવવા લાગે તો કોઈ દવા એ માટે ન આપવી એમ હું માનું છું. છતાં પણ દસ્ત ન થાય તો બધી રીતે બાળકને આપવા લાયક દસ્તાવર અને હિતકરતા હરડે છે, હરડેમાં એ જાતનો ગુણ છે કે તે પાકા મળને ખસેડે છે, સફરાને શક્તિ આપે છે અને કાચા મળને પકડે છે. એટલે બાળકને એકલી હરડે આપવી. અર્થાત સવારે ખરલ કે ઓરસીઆ ઉપર દશ-બાર ઘસારા હરડેના કરી પાણી મેળવી એક ચમચો પુરતો બનાવી, બાળકને ખોળામાં આડું સુવરાવીને એ ચમચો ભરેલો પીવરાવી દેવો અને દરરોજ નિયમિત વખતે આ પ્રમાણે હરડે આપવાથી તેને દસ્ત થવા લાગશે. સવારમાં આપવાથી દસ્ત ન થાય તો સાંજે એ જ પ્રમાણે ઘસારો ફરી આપવો, હરડે આપવાથી ડરવું નહિ. હરડેને તો બાળકને માટે માતાના થાન (સ્તન) જેવી ગણવામાં આવી છે. આ પ્રમાણે હરડે ચાલુ રાખવાથી જૂની કબજીયાત દૂર થશે, નિયમિત દસ્ત આવવા લાગશે અને બાળકની તંદુરસ્તી વધતી જશે. પરંતુ કેટલીક વખત હરડે આપવા છતાં પણ બચ્ચાને દસ્ત થતો નથી એવી કેટલીક માતાઓ ફરિયાદ કરે છે ત્યારે હું તેમને હરડેનું પ્રમાણ વધારે આપવાની ભલામણ કરૂં છું. કેમ કે બાળકને વિનાસંકોચે દરરોજ આપી શકાય તેવી હરડેની બરાબરી કરી શકે એવી નિર્દોષ દવા બીજી કોઈ જોતો નથી.

દીવેલ (એરંડીયું) પણ બાળકો માટે ઘણું ઉપયોગી છે, પરંતુ જ્યારે બેચાર ઝાડા કરાવવા હોય ત્યારે તેને તે આપવામાં વાંધો નથી. એટલે રેચ તરીકે દીવેલ અઠવાડીએ-પખવાડીએ ભલે આપો, પરંતુ રોજ આપવા જેવી અને કાંઈ નુકસાન ન કરે તથા આંતરડાની મળત્યાગની શક્તિ જાગૃત કરે તેવી તો માત્ર હરડે જ છે.

હરડે આપવાથી શરૂઆતમાં કદાચ ઝાડા થશે, પરંતુ પછી હરડે અપાતી હોય છતાં ધીમે ધીમે ઝાડા બંધાઈને અને પચીને આવશે. એ જ હરડેની વિશિષ્ટતા તથા ખૂબી છે.

બચ્ચાંને હરડે આપવાથી ઝાડા તો થાય, પરંતુ તેના પેટમાં વાયુ જણાય, એટલે કે બચ્ચાના પેટમાં કળ, કળ, કળ, કળ, અવાજ થાય તો સમજવું કે તેના પેટમાં વાયુ છે. એટલે હરડેના ઘસારા સાથે એક અથવા બે ઘસરકા તમે સંચળના પણ ઘસી લેશો તો પેટમાં અવાજ થતો બંધ થશે, દસ્ત આવશે અને બચ્ચું પેસાબ પણ છુટથી કરશે. કારણ કે હરડે-રેચક દ્રવ્યની સાથે સંચળ-ક્ષાર-વાળું દ્રવ્ય મળવાથી દસ્તાવર અને મુત્રલ ગુણ કરે છે.

એટલું યાદ રાખજો કે હરડે જેટલો લાંબો વખત નિયમિત આપી શકાય તેટલો સંચળ ક્ષાર લાંબો વખત આપી શકાય નહિ. એ સંચળ કોઇ ઝેરી વસ્તુ નથી પરંતુ ઘણો લાંબો વખત ક્ષાર બાળકને આપવાથી તેનાં લોહીનાં રજકણો નબળાં બનાવી નાંખે છે અને હાડકાને નુકસાન કરે છે. એટલે હરડે સાથે સંચળ થોડો વખત આપો ને પછી બંધ કરો.

હરડે અને સંચળ આપવા છતાં પણ પેટમાં વાયુનો અવાજ થાય અને બાળક ધરાઇને રમે નહિ. તેના પેટ ઉપર આંગળીથી લગાડતાં નગારાની માફક અવાજ કરે તો હરડે ઘસો, સાથે બે ઘસારા સંચળ ઘસો અને તેની સાથે શેકીને તૈયાર રાખેલો કાંચકાનો ગોળો બે ઘસરકા ઘસી ચમચો ભરીને પીવરાવી ઘો. એટલે એમ સમજો કે બાળકને દસ્ત આવશે, પેશાબ છુટથી થશે અને પેટમાં રહેલો વાયુ જે એકઠો થઇને કળકળ કરતો હશે તે બંધ થઇને બાળકને બહુ શાન્તિ થશે.

પરંતુ પેટમાં વાયુની સાથે વારંવાર પાતળા ઝાડા થતા હોય તો અને દુધ ફાટી જાય ને જેમ તરીનો ભાગ અને પાણી જુદા થઇ જાય છે તેવા કાચા ઝાડા થતા હોય, છતાં એ પેટનો વાયુ હેઠે ન બેસતો હોય તો પછી ઘસારામાંથી હરડે કાઢી નાંખો, અને એક દાણો ઇંદ્રજવનો બારીક વાટી ચમચામાં નાંખો, કાંચકાનો ગોળો ઘસી

લ્યો અને સાથે અતિવિષની કળી ઘસો. એ બધું ચમચીમાં લઇ તેમાં મધનાં ટીપાં બે મૂકી ચમચો તૈયાર કરી બાળકને આપો. ચાર છ દિવસ લાગઠ આપવાથી વાયુ બેસી જશે, દસ્ત બંધાઇને આવશે અને પેટમાં શાતા થઇ જશે. બાળક રમતું થાય એટલે આ ઘસારો બંધ કરી દેજો.

પરંતુ તમારૂં બાળક હસતું રમતું હોય, ઝાડો બરાબર થતો હોય, ઉંઘ બરાબર લેતું હોય અને અચાનક ખૂબ રોવા લાગે અને પગનાં ટુંટીઆં વાળે અને બરકા નાંખે, તમે પેટ ઉપર હાથ લગાડો ત્યારે વધુ રૂવે અને દુંટી નીચે પંપાળો તો રોતું ઓછું થાય ત્યારે સમજો કે તેના પેટમાં વાયુની ચુંક પડી છે.

એમ વાયુની ચુંક અચાનક કેમ પડતી હશે, એવું તમને સહેજે થાય ખરૂં. એ માટે હું તમને સમજાવું. જુઓ, આપણે મોટાને કે નાના બચ્ચાને બધાયને હોજરી–આંતરડામાં વાયુ તો રહે છે અને કેટલોક પેદા પણ થાય છે. એ શા માટે? એ એટલા માટે કે શોષણક્રિયા કરવી, મળને ધકેલવો વગેરે કામ માટે વાયુની શરીરમાં જરૂર છે. અરે વાયુની શું, પિત્ત અને કફની–એ ત્રણેની જરૂર છે. એ વાયુ, પિત્ત અને કફ ઉપર તો શરીરના બંધારણ અને વહનનો આધાર છે. એ ત્રણ ધાતુઓ ગણાય છે. પરંતુ એ જ્યારે પ્રકોપ પામે છે ત્યારે એને દોષ કહેવાય છે. જો કે આ ધાતુવાદની સિદ્ધાંતિક ચર્ચામાં તમને હું નહીં ઉતારૂં. એ તો બહુ લાંબુ પુરાણ છે. હું તો એટલું જ તમને સમજાવવા માગું છું કે આંતરડાં કે હોજરીમાંનો વાયુ નિયમિત રીતે પોતાનું કામ બજાવે ત્યારે આવી કાંઇ ઉપાધિ એ કરતો નથી. પણ જ્યારે તે પ્રમાણથી વધુ પેદા થાય છે અને તેની સ્વાભાવિક ગતિને છોડીને ઉપર નીચે દોડવા લાગે છે અથવા આંતરડાંની નાની વળીઓમાં એ ખૂણેખાંચરે ભરાઇ રહે છે, ત્યારે ત્યાં તે દુઃખાવો કરે છે, અને તેને આપણે વાયુની ચુંક કહીએ છીએ.

આવી ચુંક મોટાનેય પડે છે, પણ આપણે તો બાળકની વાયુની ચુંક માટે જ વિચાર કરીશું

હવે જ્યારે અચાનક બાળક રડવા લાગે અને આપણને જણાય કે તેને વાયુની ચુંક પડી છે ત્યારે પ્રથમ તો એક વાટકીમાં બે ચમચા પાણી, દશ ટીપાં ઘી, ચણાના દાણા જેટલો ગોળ અને ગોળથી અરધો પાપડીયો ખારો નાંખી, પાણી ગરમ કરીને ઉતારી લેવું. સ્હેજ કોકરવરણું ગરમ રહે તે વારે તેમાંથી એકથી બે ચમચા બાળકને પીવડાવી દેવું અને દુંટીની આજુબાજુના ભાગ ઉપર જરા દીવેલવાળી આંગળી કરી બહુ ધીમે ધીમે ઉપરથી નીચે ઉતારતા હોઇએ તે રીતે મસળવાથી આંતરડાંમાં વાયુ જે ચુંક પેદા કરે છે તે બેસી જશે

પેટમાં ગયેલું ઘી આંતરડાંને કુણાં કરશે. ગોળ અને પાપડીયો ખારો વાયુને ધક્કો મારી નીચે લઇ જઇ બહાર કાઢી નાંખશે. અને ઉપરથી પેટ ઉપર હાથ ફેરવાથી અંદરની દવાઓને મદદ મળશે.

બાળકની વાયુની ચુંક માટે આ ઘણો સહ્ય અને સહેલો ઉપાય છે.

પરંતુ આ ઉપાય કરવા છતાં બાળક રડતું બંધ ન થાય અને એને પેટમાં શાંતિ ન મળે તથા રડયા કરે તો પછી—

જરાક સુવાદાણા પાણીમાં નાંખીને ઉકાળી તેમાંથી એક ચમચો પાણી લેવું અને એ જ પાણીમાં વખમો ત્રણ ચાર લસરકા ઘસવો અને બે લસરકા સીંધવ ઘસી એક ચમચો તૈયાર કરીને બાળકને પાઇ દેવાથી ગમે તેવી વાયુની ચુંક બંધ થઇ જાય છે. વાયુને તાબડતોબ કાબુમાં લેવો એ વખમાનો ખાસ ગુણ છે અને તેનાં અનુપાન તરીકે અંદર સીંધવ અને સુવાનું પાણી ભેગું મળે છે, એટલે બાળ-કને માટે અમૃતમય દવા બની જાય છે. નામ એનું વખમો હોવા છતાં તે જરાયે ઝેરી નથી.

આપણે સુવાનું પાણી–ડ્રીલવોટર બાળકને આપીએ છીએ. સુવા સ્વભાવે ગરમ છે અને વાયુને નાબૂદ કરનારા છે. એટલે તેનું પાણી

વારંવાર આપવાની સલાહ ડોક્ટરો આપે છે અને તે ગ્રીલવોટર બજારમાં તૈયાર મળે છે; પરંતુ આપણે સુવાનું પાણી જો ઘેર બનાવી લઇએ તો પણ ઘણા થોડા ખરચે બહુ સરસ રીતે તૈયાર થાય છે. કેટલીક નામધારી ફાર્મસીઓ આ સુવાનાં પાણી બનાવી બાટલીમાં ભરીને બાળકને માટે દવાનું સુંદર નામ રાખી બજારમાં વેચે છે—મોંઘા ભાવે વેચે છે. કેમકે સુવાનું પાણી બાળકને માટે ખાસ ઉપયોગી છે.

પરંતુ તે આપણી જાતે બનાવવાનું મોંઘું નથી. માત્ર એ પાણી તૈયાર કરવા માટે જોઇતું સાધન બનાવવાનું મોંઘું પડે છે. તેને કહે છે **ભપકો અથવા વરાળયંત્ર.** આવું વરાળયંત્ર ત્રાંબાનું બને છે અને માટીનું પણ બનાવી શકાય. મોટી ડેઘ ઉપર નાની ડેઘ ઉંધી બંધ બેસતી બનાવવી કે વરાળ બહાર જાય નહીં, અને ઉપર ઉંધી રાખેલી ડેઘના ઉપરના ભાગ ઉપર પાણી રહી શકે તેવો ભાગ ખાસ તૈયાર કરી ઉપરની ડેઘના પેટે એક નળી જોડી દેવી પડે છે. આવાં વરાળયંત્રો તૈયાર પણ મળે છે.

૧ શેર સુવા અરધા મણ પાણીમાં એક રાત્રી પલાળી રાખી, બીજે દિવસે એક ઉફાળો આવે તેટલું ઉકાળી, સુવા સાથેનો ઉકાળો નીચેની ડેઘમાં ભરી અને તેમાં ૫ તોલા ફુદીનો તથા ૧ તોલો સીંધવ કચરીને નાંખી દઇ પદ્ધતિસર ચૂલે ચઢાવી, વરાળ મારફત પાણી બાટલામાં ઝીલી લેવામાં આવે તો એ સુવાનું પાણી અથવા બાળકની ચુંકની અચુક દવા તૈયાર થાય છે. માત્ર સુવાના પાણીનો અર્ક પણ સારૂં કામ કરે છે, છતાં ફુદીનો અને સીંધવ નાંખવામાં આવે તો એ અર્ક વળી વધુ ગુણવાળો બને છે.

આ અર્ક બાટલીમાં ભરી રાખવાથી લાંબા વખત સુધી બગડતો નથી અને તેનો ગુણ સચવાઇ રહે છે. બાળકની ઉમર પ્રમાણે દશ ટીપાંથી માંડીને ૬૦ (૧ ડ્રામ) અથવા ૧૨૦ ટીપાં (૨ ડ્રામ)

સુધી એક ટંકે આપી શકાય, અને દિવસમાં ત્રણ વખત આપવામાં વાંધો નહિ.

એથી બાળકની ચુંક, પેટનો વાયુ, ઉલટીથી ભળવું, વાયુને કારણે બાળકનું મોઢું આવી જવું અથવા રડયા કરવું, વગેરે આ સુવાનો અર્ક નાબૂદ કરે છે. છતાં આપવામાં એ નિર્દોષ છે.

પરંતુ એક વસ્તુ ધ્યાન ખેંચ્યા વગર નથી રહેતી. જેમ બજારોમાં કેટલીયે ચીજો–તેલો, શરબતો, વગેરેનાં જે નામ હોય છે તેથી તેઓ નિરાળાં હોય છે. દાખલા તરીકે આંબળાંનું તેલ લખ્યું હોય, પણ એ તેલમાં આંબળાં નાંખ્યા તો ન જ હોય, પરંતુ એ તેલને છેટેથી આંબળાં બતાવામાં પણ આવ્યાં નથી હોતાં. માત્ર તેમાં તેલનો લીલો રંગ–આંબળાં જેવો બનાવવા માટે કલર અને ખુશબો માટે આંબળાનું એસેન્સ હોય છે. ગુલાબનું શરબત લખ્યું હોય પણ એ શરબતે ગુલાબનો સ્પર્શ પણ કર્યો હોતો નથી. માત્ર ખાવાના એસેન્સ અને ખાંડ સાથે ગુલાબી કલર (રંગ) નાંખીને ગુલાબનું શરબત આપવામાં આવે છે. તેવી જ રીતે ઘણાએ વેપારી સાદા પાણીમાં સુવાના એસેન્સનાં ટીપાં નાંખી, એ પાણી બાટલીઓમાં ભરી, ઉપર લેબલ મારી બજારમાં વેચે છે; જેમ ગુલાબજળનાં લેબલ લગાડેલી બાટલીમાં સેકડે નવાણુ ટકા જેટલું ગુલાબજળ નળના કે કુવાના પાણી અને ગુલાબના એસેન્સથી જ તૈયાર થાય છે.

મારો કહેવાનો હેતુ એ છે કે આજે બજારમાં વેચાતી ચીજની બાટલી ઉપર જે વસ્તુનું નામ લખ્યું હોય તે વસ્તુ અંદર હોતી જ નથી. આવું સુવાના અર્ક માટે પણ બને છે. એટલે વિશ્વાસપાત્ર સ્થળેથી મળે તો જ ગુણકર્તા થઇ પડે છે. એટલા માટે સાવચેતી રૂપે આટલી સૂચના લખવી પડે છે.

કયારેક બાળક ધાવ્યા પછી ઉલટી કરી નાંખે છે અને જો થોડા વખતમાં બંધ થઇ જાય તો સ્ત્રીઓ બાળક ભોળ્યું કે ભળ્યું કહીને

એના માટે કોઇ પણ ઉપાય કરતી નથી. પરંતુ જો આવી ઉલટીઓ ચાલુ રહે અને ધાવણ પેટમાં રહે નહિ તો પછી બાળક દિવસે દિવસે લેવાતું જાય છે.

ઘણું કરીને આવી ઉલટીઓ બચ્ચાને પેટમાં ખટાશનું પ્રમાણ વધી જવાથી થતી હોય છે અથવા શરદી લાગી જવાથી પણ થાય છે.

એટલે પહેલી તકે જો બાળક માત્ર ધાવતું હોય તો એમ જ અને દુધ પીવરાવાતું હોય તો દુધની સાથે આખા દિવસમાં એક નાની ચમચી ચુનાનું નીતર્યું પાણી કે જેને લાઇમ વોટર કહેવામાં આવે છે તે આપવું અને થોડા દિવસ ચાલુ રાખવું. ત્રણ ચમચી સુધી પણ આ લાઇમ વોટર આપી શકાય, દુધની સાથે મેળવીને પણ અપાય અને સાદું પણ અપાય. કળીચુનાને માટલામાં ડહોળી પલાળી રાખી ઘણા વખતે ચુનો બીલકુલ નીચે બેસી જતાં સહેજ સફેદી લેતું ઉપરનું ચોખ્ખું પાણી એ જ આ ચુનાનું પાણી છે અને એ આપવાથી બાળકને ઉલટી થતી અથવા છોળવાનું બંધ થઇ જાય છે. પરંતુ જ્યારે બાળકને ઉલટી વધી પડે અને વારંવાર ધાવેલું કે પાયેલું દુધ નીકળી પડે ત્યારે દવા તરીકે માત્ર ચુનાનું પાણી ઉપયોગી થતું નથી, પરંતુ **કપુરકાચલી** અરધી જેટલી પાણીમાં ઘસી તેમાં મધનાં ટીપાં બે મુકી દિવસમાં બે કે ત્રણ વખત આ ઘસારો આપવાથી જાદુની માફક બચ્ચાની ઉલટીઓ બંધ કરી દે છે. અમે તો કપુરકાચલીને ખાંડી નાંખી તેની પાણી સાથે ચણાના દાણા જેવડી ગોળીઓ બનાવી રાખીએ છીએ અને અમને એમ લાગે કે બાળકની માતાને કપુરકાચલીના ઘસારા ઉપર વિશ્વાસ નથી પણ એને તો વૈદની દવા હોય તો જ બાળકને સારૂં થાય તેવો મોહ છે, તેને પછી આ ત્રણ ગોળી બાંધી આપીને દિવસમાં ત્રણ વખત આપવાની સુચના કરીએ છીએ. એ ગોળીનું નામ શરદીરિપુ પાડયું છે.

જ્યારે ઉલટીનું પ્રમાણ વધુ પડતું હોય અને બાળક લેવાઇ ગયું હોય ત્યારે કપુરકાચલીની સાથે સહેજ જાવંત્રી-સહેજ એટલે અરધી

રતી અને અરધી રતી લોબાનનાં ફુલ તથા અરધી રતી મોરનાં પીંછાંની ભસ્મ—આ બધાનું પડીકું બનાવી દિવસમાં ત્રણ પડીકાં મધ સાથે આપવાથી ભયંકરમાં ભયંકર ઉલટી બાળકોની બંધ થઇ જાય છે. જેવી રીતે આ ચાર ચીજોનું મિશ્રણ નાનાં બાળકોની ઉલટી બંધ કરે છે તેવી રીતે મોટા માણસોને આપવાથી ઉલટી બંધ થાય છે. ઉલટી થનાર બાળકને પેટ ઉપર એટલે કલેજાના ભાગમાં જ્યાં પીપડી આપણે કહીએ છીએ અથવા જ્યાં લીવરનો થોડો ભાગ આવે છે તે જગ્યાએ રાઇ પાણીમાં વાટી બે પાંચ મીનીટ કપડા ઉપર ચોપડીને મુકી દેવાથી ઉલટી થતી બંધ થાય છે. પરંતુ રાઇ ઘણી દાહક છે. એટલે જે ઠેકાણે મુકવામાં આવી હોય ત્યાંથી તેને ઉપાડી લઇ જરા ઘી લગાડી દેવાથી તે ઉડતું નથી. તેમ નહીં કરવાથી ત્યાં ફોલ્લીઓ થઇ જાય છે અને વધુ વખત રાખવાથી ફોલ્લો (બ્લીસ્ટર) ઉઠે છે એ ધ્યાનમાં રાખવું ઘટે,

ઘણું કરીને બાળકને ઉપર જણાવ્યાં તેવાં સામાન્ય કારણને લઇને જ ઉલટી થાય છે અને તે ઉપર બતાવેલા સાધારણ ઘરગથ્થુ ઉપાયોથી બંધ પણ થઇ જાય છે. છતાં કેટલાંક બાળકોને યકૃત (લીરવ)માં અવ્યવસ્થા ઉભી થવાથી ઉલટી થવી શરૂ થાય છે. એવા વ્યાધિમાં તો વૈદ્ય—ડોકટરની સૂચના પ્રમાણે વર્તવું તે જ વધુ સલાહભર્યું હોય છે.

બાળકના પેટની ચુંક માટે આપણે સહેજ વિસ્તારપૂર્વક જોઇ ગયા છીએ.

કેટલીક વખત ધાવણાં બાળકને પાતળા ઝાડા થાય છે. આ ઝાડા લાંબો વખત રહે તો મરડો થઇ જાય છે. એથી બાળક લેવાતું જાય છે. જ્યારે આ પ્રમાણે બાળકને મરડો અને પાતળા ઝાડા થઇ ગયા હોય તો શું કરવું જોઇએ ?

આંબાની ગોટલી, જાંબુના ઠળીઆ, મોચરસ અને વાળો—આ ચારે ચીજ સરખા વજને લઇ ખારણીમાં ખાંડીને કપડેથી ચાળી

ચૂર્ણ બનાવવું. આ ચૂર્ણમાંથી ચણાના દાણા જેટલું દિવસમાં ત્રણ વખત પાણીમાં ઓગાળીને આપવાથી પાતળા ઝાડા બંધ થાય છે અને ઝાડો બંધાઇને આવે છે.

પરંતુ આ દવા ખાંડીને તૈયાર રાખેલી હોય છે તો તે થોડાક વધુ દિવસ રાખવાથી અંદર જાળાં પડી સડીને બગડી જાય છે. કારણ કે તેની અંદર જાંબુના ઠળીયા તથા આંબાની ગોટલી વહેલાં બગડે છે. વળી જો દર વખત આવું તાજું ચૂર્ણ બનાવવું હોય તો જાંબુના ઠળીઆ અને આંબાની ગોટલી સંગ્રહી રાખવાં પડે છે અને સંઘરેલી એ બન્ને ચીજ પણ બગડી જાય છે. એટલે આ ચુર્ણ લાંબા વખત સુધી બગડે નહિ તેવું બનાવવા માટે પ્રથમ ઉપર જણાવેલી ચારે ચીજ ખાંડી કપડેથી ચાળવી, અને તે જો ચાલીસ તોલા હોય તો તેમાં ૧ તોલો હીંગળોકને ખરલમાં બારીક ઘુંટીને ચુર્ણ સાથે મેળવી દઇ બાટલીમાં ભરી રાખવું.

આ ચુર્ણ ઘણા વખત સુધી બગડતું નથી અને નાના બાળકના ઝાડામાં જેમ આપી શકાય છે તેમ મોટાના ઝાડામાં પણ તેનું પ્રમાણ વધારીને આપી શકાય છે અને તે એકસરખું ગુણકારી તથા નિર્દોષ ઔષધ બને છે. અંદર હીંગળોક પડતો હોઇ બાળકને અપાય કે કેમ એવી શંકા કરવાને જરા પણ કારણ નથી. અમે હજારો બાળકોમાં વાપરીને ખાતરી કર્યા પછી જ બતાવીએ છીએ. આ ચુર્ણની બધી દવા કરીયાણું વેચનાર ગાંધીને ત્યાં મળે છે, અને આંબાની ગોટલી તથા જાંબુના ઠળીઆ—આ બે ચીજો સંગ્રહી રાખવી પડે છે.

બાળકને કેટલીક વખત દશ વાસા પહેલાં મોઢામાં **થુલીઆ** નામનો રોગ થાય છે. થુલીઉં એને કહે છે કે તાળવાના ભાગમાં અને જીભ ઉપર થુલા જેવી છારી બંધાઇ જાય છે અને બાળક રડયા કરે છે તથા ધાવી શકતું નથી. આ રોગ માટે બીજા ઉપાય કરતાં પહેલાં સાચું રેશમી કપડું હોય તેને બાળીને રાખોડી કરવી. આ રાખોડી મોઢામાં ભભરાવવાથી અથવા મધ સાથે કાલવીને

મોઢામાં લગાડવાથી બે ત્રણ દિવસમાં થુલીયું મટી જાય છે. આ ઉપાય દશ વીશ વાસાના બાળકને જ વધુ ફાયદો કરે છે.

ઘણી વખત દશ વાસા સુધીના બાળકને શરીર ઉપર ફોલ્લીઓ અથવા ફોડકા નીકળી આવે છે. તેને લોકો વધારીઆ કહે છે. એટલે જે ઘરમાં સ્ત્રી સુવાવડી થઇ હોય તે ઘરમાં તેલ અથવા સંભારીયું શાક વધારવા મૂકી, તેમાં લાલ મરચાં, રાઇ, મેથી, હીંગ વગેરે મૂકી, દાળ–શાક વધારવામાં આવે છે અને તેનો ધૂમાડો આ નાજુક શરીરવાળા બાળકને લાગે છે. એથી તેની ચામડી ઉપર આવા વધારીઆ નીકળી આવે છે. એટલે જ આજે ઘણાં ઘરમાં દશ વાસા સુધીનું બાળક થાય ત્યાંસુધી દાળશાક વધારવાનું બંધ રાખે છે. છતાં આ રીતે બાળકના શરીર ઉપર વધારીઆ નીકળે તો સોનાગેરૂ ( ગાંધીને ત્યાં મળતી લાલ રંગની માટી ) લાવી ગુલાબજળની અંદર કાલવીને વધારીઆ નીકળ્યા હોય તે જગ્યાએ લગાડવાથી તાબડતોબ બંધ થઇ જાય છે, અથવા સુખડને ઓરસીયા ઉપર ઘસી એ ચંદન તૈયાર થાય તેમાં ‘ ઝીંક ઓક્ષાઇડ ’ થોડુંક મેળવી વધારીઆની જગ્યાએ લગાડવાથી પણ મટી જાય છે.

કેટલીક વખત દશ–વીશ વાસાનું બાળક થઇ ગયા પછી પણ બાળકનું મોઢું થુલીઆની માફક આવી જાય છે અથવા મોઢું અંદરથી લાલ બની જઇ લાળ પડવા લાગે છે અને બાળક ધાવી શકતું નથી.

આ પ્રમાણે દશ વાસાની અંદર થતું થુલીયું અથવા ત્યારપછીના વખતમાં થતો મુખપાક–એ થવાનું કારણ તેની માતાનો દોષ હોય છે. કારણ કે બાળક જ્યારે પેટમાં હોય છે ત્યારે તેની માતાએ અતિ ખાટું, તીખું અને અતિ ગરમ ખાધું હોય છે, તેવા બાળકને એ ગર્ભાવસ્થાના દોષને લઇને આવી રીતે મુખપાક થઇ આવે છે. આવી રીતે મુખપાક થાય ત્યારે બજારમાં ગાંધીને ત્યાં

ચણનું પદ્મમનું લાકડું અથવા જેને પદ્મકાષ્ટ પણ કહેવામાં આવે છે તે પાણી સાથે ઘસીને બાળકના મોઢામાં લગાડી તેને થોડા વખત ઉઘાડું મુકાવી રાખવાથી મોઢામાંહેની ગરમી ઝરી જઇને મુખપાક બંધ થઇ જાય છે.

કેટલીક માતાઓ આવા બાળકના મુખપાકમાં બકરીનાં આંચળમાંથી દુધની શેડ બચ્ચાના મોઢામાં પાડે છે અને કેટલીક માતાઓ બજારમાં ગાંધીને ત્યાં તપખીરના નામે વેચાતું ' આરારૂટ ' મોઢામાં ભભરાવે છે. પરંતુ એ ઉપાયો કરતાં અમે ઉપર બતાવેલો ઉપાય વધારે સારો છે. તેના જેવો બીજો ઉપાય પણ છે : ટંકણખાર ફુલાવેલો બારીક વાટી, તેમાં ચોકખું મધ મેળવીને મુખપાકવાળા બાળકના મોઢામાં દિવસમાં બે ત્રણ વખત લગાડવાથી પણ મુખપાક બંધ થઇ જાય છે. આ ટંકણખાર અને મધ મોઢામાં લગાડવાથી તે પેટમાં જાય તો તેની ફીકર કરવાની નથી.

બાળક વરસ દોઢ વરસનું થાય તે દરમ્યાન કોઇક બાળકને મધપાક નામનો રોગ થાય છે. આવો રોગ તે જ બાળકને થાય છે કે જેની માતા ગર્ભધારણ કરતાં પહેલાં ગરમી (ચાંદી)ના રોગથી પીડાયેલી હોય, અથવા જે બાળકના પિતાને ચાંદી થઇ ગઇ હોય અને તે મટી ગયા પછી તેની સ્ત્રી સાથે સમાગમમાં આવવાથી ગર્ભ રહ્યો હોય.

મધપાકના રોગમાં બાળકના મોઢામાં જીભની વચમાં અથવા તાળવાની વચમાં ચણાના દાણા જેવડી, વાલની દાળ જેવડી, સફેદ છારીવાળી ચાંદી પડે છે. જો આ ચાંદી પડી ને બીજે કે ત્રીજે દિવસે દેખાતી બંધ થાય તો બાળક તુરત જ મરી જાય છે. કારણ કે ચાંદી પેટમાં ઉતરી જાય છે. પરંતુ એમ તુરત વગર દવાએ દેખાતી બંધ ન થાય, એટલે ચાંદી જણાય કે તુરત તેને નીચે પ્રમાણે ઉપાય કરવાથી બાળક જરૂર સારૂં થઇ જાય છે.

હીંગજ એક નંગ આખી લઈ તેને ઓરસીઆ ઉપર આખી ઘસી નાંખી ચચચામાં ઉતારી લેવી અને તેની અંદર બે આનીભાર ચોખ્ખું મધ નાંખવું તથા તેમાં બે ચણાના દાણા જેટલી ફુલાવેલી ફટકડી નાંખવી. આ બધી વસ્તુ મેળવીને એક કાચની પ્યાલીમાં લઈ લેવું.

આ મિશ્રણ દિવસમાં ત્રણ, ચાર કે પાંચ વખત બાળકનું મોઢું પહોળું કરાવીને ચાંદીવાળી જગ્યા ઉપર આંગળી વડે લગાડવું અને લગાડયા પછી બાળકને ઉંધું સુવાડવું અથવા ઉંધું પકડી રાખવું. આ ઓસડ પેટમાં જાય તો પણ વાંધો નથી, આ રીતે એકાદ અઠવાડીઆ સુધી ધીરજ રાખી ઉપાય કરવાથી ચાંદી મટી જાય છે, અને ઉપરથી મામુલી લાગતા આ ઉપાયને તરછોડી, બાળકના આ વ્યાધિ માટે વૈદ્ય–ડોકટરો પાસે દોડનાર ઘણી વાર બચ્ચાને ગુમાવી બેસે છે તેવો અમારો અનુભવ છે.

પરંતુ એટલું યાદ રાખવું કે આવો મધપાક જે બાળકને થયો હોય તે બાળકની માતાએ હીંગ, આદુ, ચણા અને ચણાની બનાવટ તથા ખાંડનો ખોરાક આટલી ચીજો બાળકના ભલાની ખાતર તેને દરદ મટી જાય ત્યાંસુધી બંધ કરી દેવી જોઈએ.

એથી ત્રણ વરસ સુધીના બાળકને રતવાનો રોગ થાય છે. ઘણું કરીને જે માતાના કોઠે રતવા હોય છે તેવી સ્ત્રીઓનાં બધાં બાળકોને રતવા થઈને તે રતવામાં જ ગુજરી ગયેલાં સંખ્યાબંધ બાળકોની બચ્ચાં વિહોણી બને છે: તે પ્રસુતિનાં દુઃખો સહન કરી, ગર્ભાવસ્થાનાં દુઃખ ભોગવી, હૃષ્ટપુષ્ટ અને રૂપાળા બાળકને જન્મ આપે છે, પરંતુ પછી તેને રતવા થાય છે ને તે ગુજરી જાય છે!

ડોકટરો–અને ખૂબ શોધખોળીઆ ડોકટરો પાસે તો આ રોગની પુરી માહિતી નથી અને ઉપાય પણ નથી. પરંતુ દેશી વૈદકમાં માતાનો કોઠો સુધારી રતવા વગરનું બાળક જન્માવવાનો ઉપાય છે અને રતવા થયા પછીની એની સારવાર અને સહેલા ઉપાયો પણ છે.

બાળકની માતાનો કોઠો જો રતવા વગરનો બનાવ્યો હોય અને તેથી બાળક તંદુરસ્ત અવતરે તો પછી રતવાથી ડરવાનું કારણ પણ શું છે? જો કે રતવાને મહા વ્યાધિમાં વૈદકશાસ્ત્ર ગણાવે છે. તેનું સંસ્કૃત નામ છે 'વિસર્પ.' પરંતુ એ વિસર્પ રોગનું લાંબું બ્યાન કરવા હું અત્રે રોકાતો નથી. માત્ર જેમનાં બાળકો રતવાથી ગુજરી જતાં હોય અથવા જે સ્ત્રીને રતવાની વધુ પડતી અસરના પરિણામે જન્મ વખતે જ સડેલું, લીલું થઇ ગયેલું અથવા પ્રસવ થતી વખતે મરી જતું આવું બાળક આવતું હોય, અગર તંદુરસ્ત અવતરવા છતાં પાછળથી રતવા થઇ ગુજરી જતું હોય તેવી માતા માટે સેંકડો સ્ત્રીઓ ઉપર અજમાવેલો અને અનુભવસિદ્ધ છતાં ખરચમાં માત્ર બે બદામનો પણ ન કહી શકાય એવો ઉપાય માતાઓ અને બાળકોના કલ્યાણ ખાતર બતાવીએ છીએ, અને માતાના કોઠામાંથી રતવા તદ્દન નાબૂદ કરવાનો ઉપાય બતાવ્યા પછી બચ્ચાના રતવાનો ઉપાય બતાવીશું.

રતવાવાળા બાળકની માતાનો કોઠો સુધારવાની તો ખાસ અને પ્રથમ જરૂર છે. કારણ કે માતાનો કોઠો સુધરે અને તેને રતવા કોઠે ન હોય તો પછી તેનાં બાળકોને પણ રતવા થાય નહીં; એટલે જે સ્ત્રીને બાળક અવતરે ત્યારે જ રતવાનાં ચિહ્નો અગાઉ જણાવ્યા પ્રમાણે વરતાતાં હોય અથવા જન્મ થયા પછી બાળક મોટું થાય ત્યારે તેને રતવા થઇ આવતો હોય તેવી માતાઓએ બચ્ચું ગર્ભમાં રહે ત્યારપછી નીચે બતાવીએ છીએ તે દવાનો ઉપયોગ કરવાનો છે.

ગુલે બનફસા શેર ૦ા લઇ તેમાંથી કચરો વીણી કાઢી સાફ કરવું અને તેમાં દશ શેર પાણી નાંખીને ઉકાળવું અને ઉકાળતાં ઉકાળતાં જ્યારે ત્રણ શેર પાણી બાકી રહે ત્યારે તેમાં સારી જાતની અસલી સાકર પોણાબશેર નાંખી ધીમા તાપે ઉકાળવું. સાકરની ચાસણી જેવું થાય એટલે નીચે ઉતારીને ઠંડું પડવા દેવું. એટલે આ ગુલેબનફસાનું શરબત થયું.

હવે જ્યારે રતવાના કોઠાવાળી સ્રીને ગર્ભ રહે અને ત્રીજો મહિનો બેસે એટલે દરરોજ સવારમાં આ શરબત તો. ૧ થોડા પાણી સાથે મેળવીને પીવરાવી દેવું. આ રીતે ત્રીજા મહિનામાં આખો મહિનો શરબત આપવું. ઉપર જણાવેલું બધું શરબત (લગભગ એક બાટલી જ તૈયાર થાય છે) ત્રીજા મહિને આપવું. ત્યારપછી ચોથો મહિનો જવા દઇ પાંચમા મહિને ફરી ઉપર જણાવેલી રીતે શરબત તૈયાર કરીને પાંચમા મહિને પણ એ જ રીતે આપવું અને છઠ્ઠો મહિનો ખાલી જવા દઇ સાતમા મહિને ફરી શરબત એક બાટલી બનાવીને આપવું. ત્યારપછી બાળક જન્મે અને ચાલીશ વાસા પુરા થયા પછી ઉપર પ્રમાણે ૧ બાટલી શરબત બનાવીને ૧ માહિનો આપવું.

આ રીતે ચાર મહિના ચાર બાટલી શરબત દરેક વખતે ઉપરના માપ પ્રમાણે બનાવી લખેલા સમય પ્રમાણે આપવાથી હરકોઇ રતવાના કોઠાવાળી સ્રીના કોઠામાંથી રતવાની અસર સદંતરને માટે નાબુદ થાય છે અને તેવી સ્રીને પછી દરેક બાળક વખતે આ શરબત લેવાની જરૂર રહેતી નથી. એક જ ગર્ભ વખતે ઉપરના ક્રમ પ્રમાણે જો કાળજી રાખીને શરબત આપવામાં આવે છે તો હમેશને માટે તે સ્રીનો કોઠો નિર્મળ થઇ જાય છે, એવો સુંદર અને સચોટ ઉપાય છે. ગુલે બનફસા એ યુનાની દવા છે અને કોઇ પણ જાણકાર ગાંધી અથવા હકીમને ત્યાં મળે છે. ભાવમાં તદ્દન સસ્તી છે અને તેનું શરબત બનાવવું એ કઠિન પણ નથી. એથી આવો સસ્તો, સહેલો અને અસરકારક ઉપચાર રતવા ધરાવતી માતાને કરી જોવા અમે ભલામણ કરીએ છીએ.

હવે આપણે મૂળ વિષય ઉપર એટલે બાળકના રતવાના વ્યાધિ સંબંધે વિચારીએ. બાળકને રતવા ત્રણ પ્રકારનો થાય છે :

(૧) **પહાડીઓ રતવા**—આ રતવા જે બાળકને નીકળે છે તેના શરીર ઉપર તે મોટી ગાંઠ ઘાલે છે. સોપારીથી માંડીને નાળીએરના ગોળા જેવડી મોટી પણ હોય છે. તે રંગે લાલ

હોય છે અને બાળકને બળતરા સાથે અસહ્ય વેદના કરનારી હોય છે. આ રીતે સાથળના મૂળમાં, બગલની આજુબાજુમાં, ગરદનની આસપાસમાં ઘણું કરી બાળકને રતવાનાં મોટાં ગડ નીકળે છે તેને પહાડીઓ રતવા કહેવાય.

(૨) દાઝીઓ રતવા—આ રતવા શરીરની ચામડી ઉપર આપણે દાઝીએ અને જેવા ફોલ્લા નીકળે છે એવા ચકચકીત ફોલ્લાના રૂપમાં નીકળે છે અને તે કયારેક ફુટી જઈને તેમાંથી પાણી ઝમે છે. તેની પીડાએ બાળકને તાવ પણ રહે છે, અને આવા ફોલ્લા શરીરના ઘણા ભાગ ઉપર થાય છે. આને કેટલીક જગ્યાએ ફુટકીઓ રતવા પણ કહે છે. આ રતવાના ફોલ્લા ફુટીને બાળકને ચાંદાં પણ પડી જાય છે.

(૩) ચેપીઓ રતવા—આ રતવા બચ્ચાના શરીર ઉપર મોતીના દાણાની માફક શરૂ થાય છે અને તે ફુટે છે. તે ફુટીને તેનો ચેપ જ્યાં જ્યાં શરીરમાં લાગે છે તે સઘળી જગ્યાએ મોતીના દાણાની માફક ચામડી ઉપર સંખ્યાબંધ ફોડકાઓ ઉપડી નીકળે છે અને જોતજોતામાં આખું બદન રોકી લે છે. આ ત્રીજા પ્રકારના રતવાનો ચેપ એના માતાપિતા અથવા બીજા બાળકને પણ લાગે છે. આ ત્રીજી રીતે નીકળેલો રતવાનો રોગ શાસ્ત્ર તો કષ્ટસાધ્ય ગણાવે છે, અને ઉપર બતાવેલા ત્રણ પ્રકાર રતવાના હોવા છતાં તેનું મુખ્ય કારણ એક જ છે. એટલે રતવા જણાયા પછી બાળકની સારવાર સંભાળપૂર્વક કરવામાં આવે તો બાળક તંદુરસ્ત થઈ જાય છે.

આ સાથે એક સૂચના આપવાની એ પણ જરૂર છે કે બાળકને રતવા હોય તો કદિ પણ દવાખાને લઈ જઈ ડોકટરોના વેસેલાઈન મેળવેલા કે ચીકણા મલમો લગાડવા નહિ અને રતવાની મોટી ગાંઠ કે ગડ જણાય તો તેને ઓપરેશન કદિ પણ કરાવવું નહિ અને નસ્તર લગાડવું નહિ. અમારી આ જુની પ્રણાલિને નહિ માનનારા અને ડોકટરોથી મોહિત બનેલા ઘણા બિરાદરોએ પોતાનાં બાળકને આ

રીતે સુંઘાવી પ્રાણ ગુમાવરાવ્યા છે, જ્યારે રતવાની મામુલી ચિકિત્સા બાળકને સરસ લાભ કરે છે.

કોઇ પણ પ્રકારનો શરીર ઉપર રતવા જણાય કે તુરત રતવાની જગ્યાએ ગુલે અરમાની અને ગુલાબજળ મેળવીને રતવા ઉપર દિવસમાં ત્રણ-ચાર-પાંચ વખત લીલું સુકું ચોપડયા કરવું. ગુલે અરમાની એક જાતની માટી છે અને તે ઘણી સસ્તી કીંમતે ગાંધીને ત્યાં મળે છે. પરંતુ કોઇક નાના ગામની અંદર આ ગુલે અરમાની ન મળે તો તેને બદલે સોનાગેરૂ પણ ચાલે. સોનાગેરૂ અને ગુલાબ-જળ મેળવીને એ જ પ્રમાણે રતવાની જગ્યા ઉપર લગાડયા કરવું. એ લગાડવાથી રતવાની પત્થર જેવી ગાંઠ ચળકતી અને પીડા આપતી હોય તે તાબડતોબ બેસી જઇને ઓગળી જાય છે. એ જોઇને આપણને આશ્ચર્ય થાય છે. જો ફોલ્લા હોય તો તે સુકાઇ જાય છે, અને મોતી જેવી ફોલ્લીઓ આ દવા લગાડવાથી સુકાવા લાગે છે અને ચેપ ફેલાતો નથી. એવો ગુણ આ સાધારણ મામુલી જણાતા ઉપાયમાં છે. અમે હજારો બાળકોના રતવાના મહા ભયંકર ગડ ઉપર આ દવા લગાવી ખાતરી કરી છે; જ્યારે સોનાગેરૂ જેવી સાધારણ વસ્તુ ઉપર વિશ્વાસ નહીં કરનાર દોઢડાહ્યા માનવીઓ બાળકને ઓર દુ:ખમાં વધારો કરનાર જોયા છે.

આ ઉપરાંત બીજો લગાડવાનો ઉપાય એ છે કે સફેદ કાથો, શંખજીરૂ, કલાઇ, સફેદો (ઝીંક ઓકસાઇડ) અને સોનાગેરૂ તથા કેલેમેના પ્રેપ્રેટા—આ પાંચે ચીજો સરખા વજને લઇને વસ્ત્રગાળ ચુર્ણ કરવું અને તેમાં સાચું ગુલાબજળ મેળવી, તે રતવાની જગ્યાએ દિવસમાં ચાર પાંચ વખત લગાડવું. એથી પણ રતવાની ગાંઠો ઓગળી જાય છે, ફોલ્લાઓ મટી જાય છે અને ચેપ ફેલાતો અટકે છે!

આ તો જાણે રતવાને ઉપરથી લગાવવાની દવાઓ બતાવી, પરંતુ રતવા થયેલા બાળકને પાવાની દવા પણ છે અને તેનું નામ છે 'રતવેલીઓ.' આ રતવેલીઓ એ નામનો વેલો કાઠીઆવાડમાં

ઘણી જગ્યાએ થાય છે. જ્યાં નદીનાળાં છે ત્યાં ભાદરવા અને આસો મહિનામાં તે મળી આવે છે. એ ઘસીને પીવરાવવાથી ચોક્કસ ફાયદો થાય છે.

એવી જ રીતે વાંઝણી કંકાડીનું મૂળ પણ રતવાવાળા બાળકને ઘસીને પીવરાવાય છે, તેમ જ રતાંજલી અથવા જેનું બીજું નામ છે રક્તચંદન—જે સુખડ જેવું પણ લાલ રંગનું લાકડું આવે છે તે પણ પત્થર ઉપર ઘસીને જરી સાકર મેળવીને પીવરાવવાથી રતવા ઉપર સારી અસર થાય છે.

આ બાજુ કાઠિયાવાડમાં રતવાના કોઠાવાળી ઓખોને રોઝનાં લીંડાં પલાળી સાકર સાથે પીવરાવવાનો ગામડી રિવાજ છે અને કેટલાક વળી ખેરનું ઘી આપવાથી રતવા હોય તો ઓઓને ફાયદો કરવાનું જણાવે છે. મને એ ઉપચારોનો અનુભવ નથી, પરંતુ ઉપર જણાવેલા ઉપાયો મારા અનુભવની કસોટીથી સફળ થયેલા બતાવી દીધા છે.

રતવા બાળકને નીકળે ત્યારે તેની માતાએ જરીકે ઘી, તેલ કે ચોપડ ખાવું નહિ અને શરીરે લગાડવું નહિ. માત્ર ભાજી અને રોટલી ખાવી તેમ જ રતવાવાળા બાળકને ઘી-તેલ આપવું નહિ તેમ જ શરીરે લાગવા દેવું નહિ, તેની પુરતી કાળજી રાખવી. ઘી-તેલની માફક વેસેલાઇન અને તેના બનેલા મલમો લગાડવાનો પણ સાફ ઇન્કાર અમારા અનુભવથી કરીએ છીએ.

ઘણાં બાળકોને મોટા માણસની માફક તાવ આવે છે અને તે તાવમાં રોજીઓ, એકાંતરો, ચોથીઓ એવા તાવ જેનું શાસ્ત્રમાં સંતત, અન્યેદ્યુષ્ક, તૃતિયક, ચતુર્થક—ના નામથી વર્ણન કરવામાં આવેલું હોય છે, એ તાવો વિષમ જ્વરો છે. પરંતુ સંતત અને સતત જ્વર કે જે તાવ મુદતીયા કહેવાય છે અને તે આવ્યા પછી સાત દિવસે, નવ દિવસે, ચૌદ દિવસે કે અઢાર દિવસે જ ઉતરે છે, તેવા મુદતીઆ

તાવો પણ નાનાં બચ્ચાંને આવે છે. તાવ આવતાંની સાથે દવા આપવા લાગી જવાની અત્યારની ફેશન થઇ પડી છે અને તુરત જ આજે તાવ આવ્યો કે લાગલી દવા શરૂ કરી લીધી, એ હરકોઇ માણસને માટે વ્યાજબી નથી એમ આયુર્વેદ કહે છે. પછી દરદી બાળક હોય કે મોટું હોય. પરંતુ બાળકને તાવ આવેલો જણાય કે તુરત તેને લંઘન કરાવવું. લંઘન શું બાળક કરી શકે? હા, બાળકના લંઘનનો પ્રકાર જુદો છે. બાળકનો આહાર એ એની માતાનું દુધ છે. એટલે જો બાળકની માતા બચ્ચાને આવેલા તાવથી ચેતી જઇને પોતે હમેશાં લેતી હોય તે ખોરાકમાંથી ઘી–તેલ જેવાં ચોપડ, ફરસાણ જેવાં વિદાહી, મિષ્ટાન જેવા દુર્જર અને ભાત, ભજીયાં જેવા વાયડા ખોરાકો બંધ કરીને ઘઉં જેવા ભારે ખોરાક ન લે તો પછી ધાવણ હલકું ફુલ જેવું આવે.

માતાઓ કહેશે કે ભારે કરી વૈદરાજ! ઘી, તેલ ફરસાણ, મિષ્ટાન, વિદાહી, ઘઉં, આ બધું જ ન લેવું, તો પછી અમારે ખાવાનું બાકી શું રહ્યું? ભાત પણ ન લેવાનું કહો છો, ત્યારે એમ જ કહોને કે બાળકને તાવ આવે એટલે અમારે ઉપવાસ કરવા!

નહિ, મા! એમ તો વળી ઓર મુશ્કેલી આવી પડે. તમે ઉપવાસ કરો એટલે સ્તનમાં દુધ બંધ થાય તો બાળક ધાવે કોને? બાપનો ગમે તેટલો પ્રેમ હોય તોયે એના સ્તનમાંથી થોડું જ ધાવણ આવવાનું છે, મા?

પણ એટલું તો તમે સમજો છો ને કે બચ્ચાં જ્યાંસુધી તમારા ધાવણ ઉપર મોટા થતાં હોય ત્યાંસુધી તમારી જીભ તો તમારે વશ રાખવી જોઇએ જ ને. વળી બાળકને તાવ આવે ત્યારે તમારે જરાક સંયમી બનવું પડે. ઉપરની ચીજો બંધ કરીએ ને બહેન, તોયે ઘણું ખાવા જેવું બાકી રહે છે. અને ભૂખ હોય તો રૂપાળો લુખો રોટલો પણ ગટક ગટક ગળે ઉતરી જાય, અને બાળકને જલદી

તંદુરસ્ત બનાવવાની તમન્ના હોય તો પથ્ય ખોરાક ઉપર જરૂર નજર રહે.

જુવો બાજરો અને મગ ભેગા મેળવી તેને ઘંટુલે ભરડી, બહોળું પાણી અને મીઠાની કાંકરી નાંખી ભરડકું બનાવો. એ દુધ અથવા તાજી છાશ સાથે ખાઇ શકાય. એકલા બાજરાનું ભરડકું પણ ખવાય. બાજરાનો રોટલો, થોડી ચોખામગની ખીચડી, દુધી, ટામેટાં, કારેલાં, પરવર જેવાં નિર્દોષ શાક—આવો ખોરાક લેવાથી જે ધાવણ આવે તે હલકું થઇ જાય; અને એ તાવવાળું બાળક ધાવે તો યે એને નડે નહિ અને લંઘન જેવું જ ગણાય.

બાળકને તાવ આવે ત્યારે અને ત્યારથી જ માતા ઉપર કહ્યા પ્રમાણે તુરત ખોરાક બદલી નાંખે, બાળકને નવરાવે નહિ, તાવ ભરેલા હાડે છોકરાના હાથ પગને પવન ન લાગે તેવી રીતે રાખે, તો પછી એને થોડીક દવા આપવાથી તાવ ચટ કરતો ચાલ્યો જાય અને બાળકને વધુ રીબાવું ન પડે. નહિ તો પછી ઉપરથી સાદા લાગતા તાવમાંથી મુદ્દતીયો થઇ જાય છે. એમાંથી જ કફ થાય છે અને એ તાવમાં બેદરકારીથી અને માતાએ ભરપેટે જે મળ્યું તે ખાધે રાખવાથી વરાધ જેવા વ્યાધિઓ જન્મ લે છે, એટલું જરૂર સમજી રાખવા જેવું છે.

બાળકને તાવ આવ્યો એટલે માતાએ ખોરાક બદલ્યો અને બાળક ઉપર કાળજીભરી દેખરેખ શરૂ થઇ ગઇ. આવતા તાવે કાંઇ ઓસડ ન આપશો. પ્રભુકૃપા તો બાર કલાકે બાળકને તાવ આપોઆપ ઉતરી જાય છે. પછી તમે જુઓ કે તે મળ કેવો કરે છે? ચરક પરક હગે છે કે ખુલાસાથી? અને તમને લાગે છે કે ઝાડાનો અવરોધ જરૂર છે તો હરડેનો જરીક વધુ ઘસારો કરી ચમચો ભરીને ગગડાવી દ્યો. હરડે આપવાથી જરાએ ડરશો નહિ, હરડે સાથે જરીક સંચળ અથવા સીંધવ ઘસીને આપશો તોયે સારો રેચ લાગશે, બે-ત્રણ ઝાડા થઇ જશે અને મળદોષથી આવેલો તાવ જરૂર ઉતરી

જશે. પણ તમને એમ લાગે કે હરડેથી બરાબર રેચ લાગતો નથી, તો પછી દીવેલ અડધા રૂપીઆભાર જેટલું, સુંઠનો ઘસારો પાણીમાં કરી, તેની સાથે મેળવીને પીવરાવો. સુંઠની જગ્યાએ ગંઠોડાનો ઘસારો આપશો તો પણ વાંધો નથી. અગર સુવાના પાણી સાથે પણ દીવેલ અપાય, અને માત્ર બે-ત્રણ મહિનાનું બાળક જ હોય અને દીવેલ આપવું હોય તો મધની સાથે દીવેલ મેળવીને આંગળી વડે ચટાડી દેજો એટલા નાના બચ્ચાને દીવેલની જરાએ સુગ થતી નથી. મજાનું લબક લબક ચાટી જાય છે, જાણે ઘી ગોળ ચાટતું હોય.

જુવો આ ઘી ગોળ સંભાર્યાં એટલે વળી વચમાં બીજી વાત યાદ આવી એટલે કહી નાંખું. મારો આ વિષયાન્તર કરવાનો સ્વભાવ મટતો જ નથી. પણ જો હું મને સાંભરે ત્યારે ન કહી દઉં તો ભૂલી જાઉં છું અને કહેવા જેવું રહી જાય છે, બાપલા ! એટલે 'દાળ ભેગું ઢોકળું' ચોડવવાની આદત મને પડી ગઇ છે.

આયુર્વેદશાસ્ત્ર કહે છે કે જ્યાંસુધી દાંત ન આવે ત્યાંસુધી અન્ન કે અન્નની બનાવટ આપવી નહિ, અને અન્ન જ્યાંસુધી અપાય નહિ ત્યાંસુધી ઘી તો અપાય જ કેમ ? કારણ કે ઘી તો તેને જ લેવાની જરૂર છે કે જે અન્ન લેતું હોય. ઘી કોઇ ખોરાક નથી પણ સ્નેહન દ્રવ્ય છે. અનાજને પચવામાં કોમળ બનાવનાર છે, એટલે દાંત બધા આવી જાય અને બચ્ચાને અન્ન આપવાની શરૂઆત થાય ત્યારે તેને ઘી અપાય

પણ શહેરો કરતાં ગામડામાં મેં નજરે જોયું છે કે કેટલીક માતાઓ બાળકને ઘી અને ગોળ મેળવીને ત્રણચાર મહિનાનું થાય ત્યારથી ચટાડે છે. એમની માન્યતા છે કે એથી બાળક પોઢાય અને જલદી મોટું થાય. પણ આ રીતે બાળકને ઘી-ગોળ આપવાથી તેવાં બાળકોને વરાધ, વાવલી અને સસણીના રોગ થઇ જાય છે, અને તેવાં ઘી-ગોળ ચાટતાં બાળકને દાંત આવતી વખતે પાતળા પાણી જેવા ઝાડા થઇ જાય છે. એથી બાળક લથડી જાય છે તથા આ જ

પદાર્થથી ઝીણો તાવ, ખાંસી અને કફ બાળકને લાગુ થઇ દિવસે દિવસે ગળતું જાય છે તથા 'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી' જેવી કહેવત લાગુ પડે છે. વગર જરૂરે આટલી ઉંમરમાં ઘી આપવાથી અને તે પાચન નહિ થવાથી વારંવાર વિષમ જ્વર બચ્ચાને થઇ આવે છે. માટે હરકોઇ માતાએ બચ્ચાને દાંત આવતા સુધી અને ધાવણ તથા દુધ છોડી અન્ન ઉપર ચઢ્યા પહેલાં કદાપિ ભૂલે ચૂકે પણ ઘી અને ઘીની બનાવટનો કોઇ પદાર્થ આપવો નહિ.

ગામડાની માતાઓની આ આદત છે, ત્યારે શહેરી અને સુધરેલી માતાઓ શું કરે છે, તેની ખબર છે? ચાર છ મહિનાનું બાળક બેસતાં શીખ્યું હોય તથા પાસે બેઠું હોય અને પતિ-પત્ની ચહા પીતાં હોય ત્યારે સ્વાભાવિક છે કે બાળક હાથ લાંબા કરે અને ચાહની રકાબી પકડવાને ઝાવાં નાંખે. ત્યારે માતા 'ભાઇ, ચહા પીવો છે? વોય મારો બાબો! લ્યો ભાઇ, ચહા પીઓ.' એમ કહીને રકાબી મોઢે લગાડે અને ડાહ્યો ભઇલો બચક બચક લબરકા લેવા લાગે અને પછી રોજ થોડી થોડી ચહાની આદત પડી જાય. એક તો બાઇ સાહિબાના સ્તનમાં દુધ ઓછું હોય, બાબાભાઇ ધરાતા ન હોય અને એને ગળી ચહા મળી જાય તે ટેસ્ટથી ચહા પીવાથી તેના મનને સંતોષ થાય અને માતાને પણ ઠીક પડે!

કેટલીએ બહેનો મને કહે છે કે 'બાબાને દુધની રકાબી મોઢે અડકાડીએ છીએ તોયે એ નથી પીતો અને ચહા તો ચહ-ચહ પીએ છે, તેનું શું કરવું, વૈદ્યરાજ?'

મારા પુજ્ય કાકા પ્રાણજીવનદાસ કહેતા કે આજનાં જન્મેલાં બાળકોને દુધ નથી ભાવતું ને ચહા ભાવે છે, તેનું કારણ એ છે કે પરદેશમાં લડાઇમાં લડતા લડતા અને ચહા પીતા પીતા મરી ગયેલા સૈનિકો હિંદમાં જન્મ લે છે. કારણ કે હિંદ એ સ્વર્ગ છે. અને યોદ્ધાઓ જે લડતાં મરે તેને ભગવાનને સ્વર્ગ આપવું પડે. એટલે

એ સૈનિકો હિંદમાં અવતરે છે, પણ એ પૂર્વજન્મની ચહાની આદત અને બાકી રહેલી ઇચ્છા પુનઃ જન્મતાં એ પુરી પાડે છે.

પ્રભુ જાણે એમેય હોય કે પછી માતાપિતાએ ચહા પી–પીને તેમનાં રક્ત કણુમાંથી પેદા કરેલા બચ્ચાને સ્વજાતીય પરમાણું મેળવવાને ચહા વધારે ભાવતી હોય. પણ બાળક દુધ છોડીને ચહાને વધારે વળગે છે તે કેટલેક અંશે સાચું છે, જેમ કીડી સાકર છોડીને માંસના કણને વધારે વળગે છે તેમ.

પણ બચ્ચાને ચહા પાઓ તે ખરેખર ભયંકર છે, ખતરનાક પણ છે. ચહા પીવરાવવાથી બાળકને સંતોષ વળતો હોય તેમ જણાય છે. પરંતુ ચહાથી તેની કોમળ હોજરી અને આંતરડાંને નુકસાન પહોંચે છે અને તેને પોષણ બિલકુલ મળતું નથી, બાળકનાં હાડકાં વધી શકતાં નથી અને સુકાં રહી જાય છે. એથી બાળક બાંધા વગરનું, પાતળું અને નિર્માલ્ય થઇ જાય છે અને એવા બાળકોને જુવાનીમાં ક્ષય જેવા રોગના ભોગ જલદી બનવું પડે છે. કદાચ ક્ષય ન થાય તો અલ્પવીર્ય અને અર્ધનપુંસક જેવા ચીડીઆ સ્વભાવનાં, મગજની શક્તિ વિનાનાં, કામ કરવામાં કાયર, તોછડા, સંયમરહીત હોય છે; અને કોઇ પણ ચીકણા રોગના ભોગ બનીને લાંબા વખત સુધી પીડાતાં નજરે જોવામાં આવે છે. એટલે આ જમાનામાં આખી જીંદગી ચહા ન પીઓ એમ તો અમે કહી શકતા નથી, અને અમે કહીએ તોયે આ ફેન્સી જમાનો અમારૂં માને તેમ નથી. પરંતુ બાળકની દયા ખાતર, તેની જીંદગીના ભલા ખાતર, તેની પાંચ વરસની ઉમર થયા પછી ભલે ઘણા દુધવાળી થોડી ચહા આપવી હોય તો આપજો. જો તમે માનો અને કરી શકો તો બાળકની દાઢી મુછ ફુટે નહીં ત્યાંસુધી અર્થાત તેની યુવાવસ્થા આવી જાય ત્યાંસુધી જો તમારા એક બાળકને ચહાથી દૂર રાખી શકો તો જાણે તમે સો બાળક પેદા કરવાની હિંમત બતાવી એવું ભલું બાળકના હકમાં કરી શકો.

બાળકના તાવ વિષે લંઘન અને કેટલીક અગત્યની સુચના સંબંધમાં આપણે વિવેચન કરી ગયા. એટલે તાવ આવતાંની સાથે આતાની પરેજી એ મુખ્ય વસ્તુ છે, તે કરી લઇ બાળકનું પેટ સાફ કરવા માટે હરડે અથવા દીવેલ બન્નેમાંથી એક આપ્યા બાદ પણ તાવ ચાલુ રહે તો પ્રથમ તાવ નાબુદ કરવાનું જ્વરઘ્ન ઔષધ આપતાં પહેલાં પાચન ઔષધ આપવું વધારે સારૂં છે અને એ પાચન ઔષધ નીચે પ્રમાણે આપવું.

અતિવિષની કળી, કાકડાશીંગી, વાવડીંગ, સિંધવ આ ચારે ચીજનું સરખા વજને ખાંડી ચુર્ણ કરવું અને એ ચુર્ણમાંથી એક વાલ ચુર્ણ લઇ એક કાચના પ્યાલામાં નાંખી તેના ઉપર બાળકને પાઇ શકાય એટલું અર્થાત અરધા તોલાથી ૧ તોલા જેટલું ગરમ ખળખળતું પાણી રેડવું અને પ્યાલા ઉપર બીજું વાસણ ઢાંકી દેવું. ટાઢું થયા પછી તે પાણીને કપડાથી ગાળી લેવું. ઉપરનું પાણી જ લેવું પણ તેને નીચોવવું નહીં. આ પાણી દિવસમાં ત્રણ વખત થઇને આપી દેવું અને બીજે દિવસે બીજું આપવું.

આ રીતે આપેલું ઔષધ બાળકના કોઠાના આમદોષને પકવીને તાવને દૂર કરે છે અને બીજું ઔષધ આપવાની જરૂર રહેતી નથી. મુદતીઆ તાવમાં પણ આ ઔષધ બાળકને આપી શકાય છે. પરંતુ ચઢઉતરનો તાવ હોય ત્યારે આ ઔષધ આપવું અને તાવ ઉતરી ગયા પછી બાળદવા ૨ રતી જેટલી મધમાં દિવસમાં ત્રણ વખત ચટાડવી. બાળદવા આને કહે છે :

અતિવિષની કળી તો. ૧, પીંપર તો. ૧, કાકડાશીંગી તો. ૧, આ ત્રણેને ખાંડી વસ્ત્રથી ગાળી લઇને ચૂર્ણ બનાવવું. આ દવાનું નામ બાળદવા છે. એ બાળકના તાવમાં, ખાંસી સાથેના તાવમાં, વાયુ અને ઉલટી સાથેના તાવમાં, ઝાડા સાથેના તાવમાં–બધામાં બાળકને ૧ રતીથી માંડી ત્રણ રતીના પ્રમાણથી દિવસમાં ત્રણ વખત

બે ટીપાં મધ અને બે ટીપાં પાણી મેળવી આપવાથી તાવ, જીર્ણું જ્વર ઉતરે છે અને અટકે છે.

આ ત્રણ દવામાં ૧ તોલો નાગરમોથ નાંખી ચૂર્ણ બનાવવાથી તેનું નામ 'બાળ ચાતુર્ભદ્ર ચૂર્ણ' કહેવાય છે અને તે બાળકના ઉપરના તમામ વ્યાધિઓમાં ઘણું સુંદર કામ કરે છે, એટલું જ નહિ પણ એ તદ્દન નિર્દોષ ઔષધ હોવાથી માતાઓ જાતે બનાવીને પણ નિર્ભય રીતે આપી શકે છે.

પરંતુ મોટા માણસની માફક નાના બચ્ચાને પણ મોસમી તાવ અર્થાત્ આપણે જેને પિત્તજ્વર કહીએ છીએ અને ડોકટરો જેને મેલેરીઆ કહે છે તેવો તાવ પણ આવે છે; અને આવા નાના બાળકને જો કવીનાઇન આપવામાં આવે તો તેના કોમળ મગજ ઉપર કવીનાઇનની ઘણી માઠી અસર થાય છે. મેલેરીયાનો તાવ બાળકને તેનો વખત થાય એટલે ટાઢની કંપારી આવીને અથવા એમ જ પણ આવે છે અને બાર કલાકે પાછો ઉતરી જાય છે. ત્યારે તાવ અટકાવવા માટે દવા કવીનાઇન સિવાય બીજી કંઇ આપવી એ સહેજે વિચાર થાય છે.

લગભગ ગુજરાત, કાઠિયાવાડ અને સુરત ડીસ્ટ્રીકટમાં ટાપટીવેલી રેલ્વે તરફ શિયાળાની મોસમમાં એટલે આશો માસથી તે મહા માસ સુધી ખેતરાઉ જમીનમાં અને વગડાઉ જમીનમાં મામેજવો નામનો એક વનસ્પતિછોડ થાય છે. કાઠિયાવાડમાં એને મામેજવો કહે છે. ગુજરાતમાં એને કડવી નાઇ કહે છે. એ આઠ નવ આંગળ ઉંચો, લાંબો અને સાંકડા પાનવાળો, ભુરાં અને ધોળાં ફુલવાળો સંખ્યાબંધ થાય છે. એનું પાંદડું તોડી મોઢામાં મૂકી ચાવવાથી સ્વાદમાં ઘણું જ કડવું લાગે છે.

આ છોડ મોસમમાં મૂળ શીખે ઉખાડી લાવી છાંયે સુકવી રાખવો અને ખાંડીને તેનું ચુર્ણ કરવું. એ તોલા ચાર હોય તો તેમાં ૧ તોલો કાળાં મરી ખાંડી મેળવવાં અને કપડાથી ચાળી ચુર્ણ બનાવવું.

આ ચુર્ણ મેલેરીયા તાવને અટકાવવામાં તથા ઉતારવામાં ઘણું મજાનું કામ કરે છે, છતાં કોઇ પણ જાતનું નુકસાન કરતું નથી, એવો અમારો અનુભવ છે.

બાળકને તાવ ઉતરી ગયા પછી અટકાવવા માટે ૧ રતી આ ચુર્ણ અને તેમાં ૧ રતી ફુલાવેલી ફટકડી મેળવીને પાણી સાથે ત્રણ ત્રણ કલાકને અંતરે આપવાથી તાવને આવતો અટકાવી દે છે. તાવની સાથે પાતળા ઝાડા થતા હોય તો પણ બંધ થઇ જાય છે. આ રીતે બેચાર દિવસ દવા આપવાથી તાવ તદ્દન ઉતરી જાય છે. આ મામેજવાના ચુર્ણનું અમે 'બાળ સુદર્શન ચુર્ણ' નામ રાખ્યું છે.

કેટલીક વખતે આ બાળ સુદર્શન ચુર્ણ સાથે ફટકડી નહિ આપતાં આગળ બતાવેલી બાળદવા ૧ રતી મૂકીને આપીએ છીએ અને એથી તેનો તાવ અટકી જાય છે.

બાળકના તાવ વખતે અથવા તાવ આવતો હોય ત્યારે બીજી દવા આપો તે પહેલાં એક ધૂપ બાળકના ઘોડીઆની પાસે કરવાની અમે ભલામણ કરીએ છીએ.

શેરી લોબાન, ઘોડાવજ, વાવડીંગ, લીંબડાનાં પાતરાં–

આ ચારે વસ્તુનો બારકુટ ભુકો સરખા વજને કરી ડબો ભરી રાખવો અને બાળકનું પારણું હોય ત્યાંથી થોડેક છેટે કોલસા ઉપર આ ભુકો નાંખવો અને તેમાંથી ધુણી–ધુમાડો થાય તે બાળક ઉપર જવા દેવો. આ ધુપનો ગુણ એવો છે કે તે બાળકના શ્વાસોચ્છવાસમાં જઇ તેના લોહી સાથે મળી બાળકના તાવને ઉતારી દે છે અને અટકાવે પણ છે. છતાં કોઇ નુકસાન કરતો નથી. અમે માતાઓને આવા સહેલા છતાં નિર્દોષ અને તદ્દન સસ્તા છતાં સચોટ અસરકારક ઉપાયો કરવાની ભલામણ કરીએ છીએ કે તમે આવા દેશી ચમત્કારિક ઇલાજો કરી તો જુઓ.

કેટલીક વખત બાળકને સખત તાવ ચઢયો હોય એટલે ૧૦૫ સુધી તાવ જતો રહે છે ત્યારે બાળક બેભાન બની જાય છે અને તેમાંથી

તેને આંચકી અથવા આપણે જેને ખેંચ કહીએ છીએ તે આવવા લાગે છે અને આથી માતા ઘણી ગભરાય છે.

તાવમાં જ્યારે બાળકને આંચકી આવવા લાગે ત્યારે તાવ ઉપરાંત પણ તેની પાછળ બે કારણો હોય છે. એક તો બાળકને તાવ આવતો હોય છે છતાં તેના કોઠામાં મળ ભર્યો હોય છે અને એ મળાવરોધને લઇ તાવ વધુ પ્રમાણમાં ચઢી, મગજ ઉપર લોહીનું દબાણ વધી જઇને એ બાળકને આંચકી આવે છે અથવા જે બાળકના કોઠામાં કૃમી હોય છે તેવાં બાળકોને પણ તાવમાં આંચકી આવી જાય છે.

તાવ આવવા છતાં પણ ઝાડાની કબજીયાત હોય તો તેની માતાને જરૂર ખબર હોય છે, પરંતુ કૃમી છે કે નહિ તેની ખબર માતા ઘણી કાળજીવાળી હોય ત્યારે અથવા મળ સાથે કોઇ વખત ઝીણાં કૃમી પડતાં હોય તો જ ખબર રહે છે. કૃમીનો રોગ સ્વતંત્ર હોવાથી તેની વિગતવાર સમજણ અને ઉપાય પાછળ આપીશું. પરંતુ તાવ સાથે આંચકી થઇ આવે અને બાળક બેભાન બની જાય તો શું કરવું એ સામાન્ય રોગમાં સૂચવવાની જરૂર છે.

આંચકી શરૂ થાય એટલે બાળક બેભાન બની હાથપગની મૂઠીઓ વાળી શરીર ખેંચાવા લાગે ત્યારે તેની પાસે જવું અને તેની આંખો આડો હાથ દેવો, તેના હાથ પકડી રાખવા. આંચકીના વારંવાર હુમલા થાય છે એટલે તેનો વળ ચઢે છે અને તે નરમ પડે છે.

પ્રથમ તો તાવ ઓછો થવા માટે માથા ઉપર પાણીમાં નવસાર નાંખી તેમાં રૂમાલ અથવા સાદા કપડાનો કકડો બીંજવી મગજ ઉપર મુકી દેવો. એકાદ બે દિવસથી દસ્ત ન થયો હોય અને આમવડ હોય તો ગ્લીસેરાઇનની સીરીંજ આપવી; અથવા ગ્લીસેરાઇનની

સોગઠી તૈયાર મળે છે તે ગુદામાં મૂકવાથી તુરત ઝાડા થાય છે અને મળનું દબાણ ઓછું થવાથી તાવનો વેગ નરમ પડે છે.

જેવી રીતે માથા ઉપર ઠંડા પાણીનું પોતું મુકી શકાય છે તેમ બરફ થેલીમાં મૂકીને થોડી વાર ઘસી શકાય. પણ આ પોતું મૂકવું એ બાળક માટે વધારે સારૂં છે અને પગ સહેજ ગરમ પાણીમાં બોળવાથી તાવનો જુસ્સો જે મગજ ઉપર જતો હોય છે તે હળવો બની ઓછો થાય છે.

ઉપરની આંચકી ઓછી કરવા અને બાળકને શુદ્ધિમાં લાવવા માટે, ડુંગળી (કાંદા)ની લીંબુ માફક ચીરી કરી, આંચકી આવતા બાળકના નાક આગળ ધરી રાખવી. એથી આંચકી નરમ પડે છે અને બાળક શુદ્ધિમાં આવે છે. પછી તાવ હલકો પડે છે અને આંચકી અટકી જાય છે. છતાં આંચકી આવે તો ફુલાવેલો ટંકણખાર ૧ થી ૨ રતી જેટલો મધના પાણી સાથે ત્રણ ત્રણ કલાકને અંતરે બાળકને આપવાથી ચમત્કારની માફક આંચકી બંધ પડી જાય છે. ટંકણખાર આપવાથી બાળકને પેશાબ છુટથી આવે છે. છાતીમાં કફ હોય તો કફનો નિકાલ કરે છે અને પછી આંચકી આવતી બંધ થાય છે.

પરંતુ આવી રીતે આંચકી જે બાળકને વારંવાર તાવ સાથે આવી જતી હોય તેવા બાળકને હુમલો થઇ ગયા પછી એકેક ગોળી 'લક્ષ્મીનારાયણ રસ'ની પંદર દિવસ–મહિનો આપવાથી બાળકને આવતી આંચકી બંધ થઇ જાય છે. લક્ષ્મીનારાયણ રસનો પાઠ આગળ પરિશિષ્ટમાં અમે આપીશું.

પરંતુ જો બાળકને આંચકી થઇ આવવાનું કારણ કૃમીપ્રાધાન્ય જણાય તો તેવા બાળકને ૧૫ દિવસ અથવા મહિનો દાડો 'કૃમીકુઠાર રસ' આપવો જોઇએ.' 'કૃમીકુઠાર રસ'ની બનાવટ આગળ કૃમી રોગના વિવરણમાં આવશે.

બાળકને તાવ આવી ગયા પછી તે પાછળથી ઘણું નબળું થઈ જાય છે અને દુબળું પડી જાય છે, અથવા તાવ ગયા છતાં જાણે તેના શરીરમાં અંગ તપતું હોય તેવું જણાય છે એટલે તાવ પછીની નબળાઇ, તપારો અથવા બાળકની અશક્તિમાં તેને શક્તિની દવા આપવાની જરૂર રહે છે.

બાળકને બધાં તત્ત્વ કરતાં 'કેલસ્યમની' ઘણી જરૂર હોય છે. અને જો બચ્ચાના શરીરમાં પુરતું 'કેલસ્યમ' હોય તો તે વધારે સશક્ત અને વધારે તંદુરસ્ત રહી શકે છે.

વિદેશથી આવતા કેલસ્યમની આપણે વાત નહિ કરીએ, પણ જો માનો તો આપણી દેશી દવામાં અનેક એવાં સુંદર કેલસ્યમો છે કે હજીસુધી વિદેશીઓ એવાની શોધ કરી શક્યા નથી. તમે કહેશો કે વૈદ્યરાજ, ભારે વાત કરો છો! વિદેશીઓની શોધ જેવી તમે શોધ ન કરી શકો! હું જવાબ આપું છું કે તે બરાબર છે. તમને આજે તો વિદેશી આંબાનો રસ ડબ્બામાં ભરીને મળે, એને એવી વૈજ્ઞાનિક પદ્ધતિથી ડબ્બામાં પેક કરવામાં આવ્યો હોય કે તે મહિનાઓ સુધી રાખો તોયે બગડે નહિ. એમનો ડબ્બો, તેની ઉપર લેબલ, પેક કરવાની સરસ આવડત અને દેખાવમાં મોહક એ–અંદર ભરેલો આંબાનો રસ (કેરીનો રસ) એક તરફ તમારી પાસે મુકવામાં આવે અને બીજી બાજુ તમારા દેશમાં અમલસાડ કે વલસાડના બગીચામાં પાકેલી હાફુસ, પાયરી કે લંગડો કેરી મૂકવામાં આવે તેમાંથી તમે પસંદગી કોને આપો? જો તમને દેશી રીત–દેશની પદ્ધતિ ન ગમતી હોય તો તમારે એ પેક ડબ્બો ઉઠાવવો પડશે; નહીં તો તમારે પેલી તાજી હાફુસ, પાયરી અને ચપ્પુ હાથમાં લેવાનું રહેશે.

હું આ ઉપરથી શું કહેવા માગું છું તે તમે બરાબર સમજી ગયા હશો. પરદેશથી આવતાં કાલઝાના જેવાં ચાર રૂપીઆની બાટલીમાં વેચાતાં કેલસ્યમ તમે દેશમાંથી એક દોઢીઆમાં મેળવી શકો. ગુણમાં બન્ને સરખાં હોય પણ તમને કેલસ્યમ લખી આપનારા

પરદેશીઓના પાંચમી કતારવાળા અથવા એજન્ટો તમને ચાર રૂપીઆ જ ખરચાવશે.

કેલ્શ્યમ માટે આટલી લાંબી ચર્ચા કરવાનું ખાસ કારણ છે. બાળકોને માટે તે બહુ ઉપયોગી છે, અને દેશી ઔષધોમાં એક નહિ અનેક કેલ્શ્યમો વપરાય છે. મોતી, છીપ, શંખ, પ્રવાલ, કેરબો, માણેક, કોડી—આ બધાં દરિયાઇ અને પૃથ્વીમાંથી નીકળેલાં, જેમાં ચુનાનાં તત્ત્વો છે તે બધાં કેલ્શ્યમ છે. અને મારે કહેવું જોઇએ કે દેશી દવામાં પ્રવાલ અને મોતી જેટલું ઉંચા પ્રકારનું અને સ્થિતિ-સ્થાપક કામ કરે છે તેટલું કામ એલોપથીનાં કેલ્શ્યમો કરતાં નથી. તે પછી ભલેને પાઉડરના રૂપમાં હોય કે ડ્રગના રૂપમાં તૈયાર કરીને ઇંજેકશનો અપાતાં હોય.

જ્યારે બાળક તાવ પછી ઘણું લેવાઇ ગયું હોય, નબળું જણાતું હોય અથવા ઘણું દુબળું પડી ગયું હોય, હાડકાં નબળાં રહેતાં હોય, તેવી સઘળી અવસ્થામાં આપવા લાયક દેશી દવા અને બીજા રૂપમાં કહું તો આયુર્વેદિક કેલ્શ્યમ બતાવું.

તેનું મૂળ નામ છે 'ધાપાણુ.' આ તો જાણે બજારૂ નામ છે. વૈદ્યો તેને 'ગોદંતી હરતાલ' કહે છે અને કેટલાક બાળકના ખાસ વૈદ્યો અમદાવાદ અને સુરતમાં છે તેમણે બાળક માટેનું 'ખાપરીયું' નામ નક્કી કરી રાખ્યું છે.

મૂળ આ વસ્તુ જમીનમાંથી નીકળે છે. તે લાખ્ખો મણુ નીકળે છે. એનો આગળ તો ભાવ હતો આઠ આને મણુ, પણુ હમણાં જરા તે મોંઘું થયું છે. કાચ જેવા ચકચકિત મોટા મોટા પત્થર જેવા ટુકડા ગાંધીને ત્યાંથી મળે છે. તે ટુકડાને શગડી ઉપર કોલસાની વચમાં મૂકી દેવાથી એકદમ ફુલી જઇને તેની ભસ્મ બની જાય છે, અને દેખાવમાં તે એટલી બધી સફેદ, મુલાયમ અને સુંદર બને છે કે કોઇ પણુ ભસ્મો દેખાવમાં તેના જેવી મજાની બનતી નથી. વૈદ્યોનું તો આ જાણે અબ્યર્થ ઔષધ છે.

શક્તિ માટે નાનાં મોટાં બધાં બાળકોને એ અપાય છે. સ્ત્રીઓના પ્રદરમાં, મગજના દુઃખાવામાં, લોહીવામાં, ઝીણા તાવમાં, કેલસ્યમની ઓછપમાં, નાનું બાળક શરીર ન લેતું હોય તેમાં, બાળક ગળતું જતું હોય તેમાં, મોટા માણસોનો જ્યારે રોગ નક્કી ન થતો હોય અને વૈદ્ય મુંઝાતો હોય તે વખતે, હાથ પડ્યું તે હથિયારની માફક આ સાદું, સોજું અને નિર્ભય ઔષધ વપરાય છે. એ જેટલું સસ્તું છે એટલું જ નિર્ભય પણ છે. બિચારા પેટભરા અને અંતઃકરણના પાપી મનુષ્યો આ ગોદંતીમાં જુદા જુદા રંગ મિલાવીને અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, પ્રવાલ ભસ્મ–જેવી ભસ્મો બનાવટી કરીને સામાન્ય જનતાને છેતરે છે, એમને નજરે જોયા છે. પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે.

બાળક તાવ પછી નબળું જણાય, અશક્ત જણાય, દુબળું જણાય, સુકાતું જતું હોય તેમ લાગે, હાડકાં નબળાં છે એમ ડોકટર કે વૈદ્ય અભિપ્રાય આપે, ઉમર વધવા સાથે શરીર ખીલતું ન હોય, ત્યારે આ ગોદંતી અર્થાત ધાપાણ પાશેર–અરધો શેર લાવી, ઉપર માટી–ધૂળ ચોટયાં હોય તેને દૂર કરી, સાફ કકડા બનાવી, શગડીમાં કોલસાની વચ્ચે મૂકીને ફુલાવી લેવું, અને પછી બારીક વાટી બાટલીમાં ભરી લેવું.

સવાર સાંજ બે વખત આ દવામાંથી બે ચણા જેટલી ચમચીમાં લઇ દુધ સાથે મેળવવી. દુધમાં સહેજ સાકર નાંખેલી હોય તો વાંધો નહીં. તે રીતે બચ્ચાને આપી દેવાથી અને એકાદ બે મહિના જરૂર પ્રમાણે આ દવા આપવાથી બાળક પોઢાઇને સારૂં થાય છે, શક્તિ આવે છે, હાડકાં મજબૂત બને છે, લોહીમાંસ વધે છે. એવી આ અવ્યર્થ ઔષધી છે–ઉંચા પ્રકારનું કેલશ્યમ છે.

બાળકનું શરીર મોટો તાવ ગયા પછી પણ તપેલું રહેતું હોય–આપણે જેને ઝીણો તાવ કહીએ છીએ તેવું હોય અને શરીર નબળું રહ્યા કરતું હોય તો આ ગોદંતીની ભસ્મ સાથે ગળોનું સત્વ રતી ૧ તથા શેકેલી એલચીનો પાઉડર રતી ૧ મેળવીને આપવાથી શરીરનો

તંપારો ઓછો થઇ જાય છે અને ઘણો સારો લાભ થાય છે. આજે બચ્ચાંની શક્તિ માટે, પોઢું થવા માટે, વિદેશથી અનેક જાતની ઘણી મોંઘી દવાઓ આ દેશમાં આવે છે અને વપરાય છે, તે સમયે આ ધાપાણુ અથવા ગોદંતીનો ઘેર ઘેર પ્રચાર થાય તો બચ્ચાંને એક સુંદર ઔષધ મળી જવા સંભવ છે, અને વળી નાણાંની બચત પણુ થાય એ રીતે બે લાભ છે.

બાળકોના સામાન્ય તાવ સંબંધી ઉપાયો જણાવ્યા છે. પરંતુ એટલું યાદ રાખવાનું કે જો બાળકને તાવ શરૂ થાય તેની સાથે ઉધરસ અને કફ હોય અને હાંફ પણુ હોય, એટલે કે વરાધનો તાવ જણુાય તો કદાપિ તેવા બાળકને તાવ ઉતારવાનું ઔષધ આપવું નહિ, પરંતુ કફ અને વાયુનો નિગ્રહ કરવાને માટે દવા આપવી (હવે પછી વરાધ સંબંધમાં લખતાં તેના ઉપાયો જણુાવીશું.) પરંતુ તાવ ઉતરવા માટે તો કદિ દવા આપવી નહિ, તેમ જ મુદતીઆ તાવમાં પણ્ તાવ મુદત પહેલાં ઉતરતો નથી. માટે તાવ ઉતારવા બાબત ઉતાવળ કરવી નહિ. જેમ વરાધમાં બાળકનું તાવ એ જ જીવન છે, તાવથી કફ પાકે છે અને બાળકના જીવનનું રક્ષણુ થાય છે, તેમ મુદતીયામાં તાવને છંછેડવામાં આવતો નથી તો વહેલી મુદતે ઉતરી જાય છે. તાવનાં ઔષધો લખવાની સાથે આટલી આવશ્યક સૂચના લખવી અમને ઠીક લાગી છે.

બચ્ચાંને જ્યાંસુધી તાવ આવતો હોય ત્યાં સુધી નવરાવવું નહિ, શરીરે તેલ કે ઘી ચોપડવું નહિ અને માથે પણુ નાંખવું નહિ. હવા કે અજવાળાનો લાભ આપવો, પણુ તેના હાથ પગ ઉઘાડા રાખવા નહિ, કારણુ કે સતત જ્વરમાં જો હાથ પગ ઉઘાડા રાખવામાં આવે અને તે હાથ પગ ઉપર પવનનો સપાટો લાગે તો તે બાળકના હાથ પગનાં જ્ઞાનતંતુને નુકસાન પહોંચે છે અને તે જુઠા પડી જાય છે.

આ રીતે સખત તાવના હુમલાના પરિણામે હાથ પગ જુઠા પડી જઈ લકવો થઇ ગયેલાં અનેક બાળકોને મારી પાસે સારવાર માટે

આવેલાં તે મેં જોયાં છે. તેમનાં માવિત્રોને પૂછતાં તેઓ માત્ર એટલો જ ખુલાસો કરતાં કે સખત તાવ આવી ગયા પછી આ છોકરીનો પગ જુઠ્ઠો પડી ગયો છે. તેમને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી કે તાવ દરમ્યાન થયેલી આવી નજીવી ભૂલનું જ એ પરિણામ હોય છે.

જેમ તાવ દરમ્યાન હાથપગ ઉપર પવનનો ઝપાટો ન લાગે તેની કાળજી કરવાની જરૂર છે. તેમ જ બાળકનું પેટ પણ ખુલ્લું ન રહે તેની કાળજી કરવાની હોય છે. બાળકનું પેટ ઉઘાડું રહેવાથી બાળકની ડુંટી દ્વારા એ પવન નાભિમાં પ્રવેશ કરી પેટમાં અનેક જાતનું શૂળ પેદા કરે છે. નાભિના સ્થાનમાં રસને વહેવાવાળી તથા લોહીને વહેવાવાળી શિરાઓ પ્રગટ થયેલી છે તથા પવનને ધમવાવાળી ધમનીઓ પણ પ્રગટ થયેલી છે. તે શિરાઓ અને ધમનીઓમાં બહારના વાયુનો પ્રવેશ થવાથી, બાળકને નાના પ્રકારના રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે. માટે નાના બાળકને ખાસ કરીને તાવમાં અને સહેજે કોઇ પણ અવસ્થામાં ડુંટીની આસપાસનો ભાગ બિલકુલ ખુલ્લો ન રહે તે સંભાળવાનું છે.

બાળકને દાંત આવતી વખતે દર્દ થાય છે. ખરી રીતે દાંત આવવા એ કુદરતી ક્રિયા છે અને તે વખતે કોઇ પણ જાતનું દર્દ થવું ન જોઇએ. પરંતુ દાંત આવતાં પહેલાં બાળકોને અમે અગાઉ જણાવી ગયા છીએ તેવી રીતે ચીકટ–ઘી, ગોળ અથવા ભેંશના દુધ જેવા ભારે પદાર્થો આપવાથી બચ્ચાનાં આંતરડાં નબળાં પડી ગયાં હોય છે અને ત્યારપછી દાંત આવવાની શરૂઆત થાય છે. પેઢાં ચીરાઇને દાંતને બહાર ફુટવાનું હોવાથી બાળક જેટલું નબળું અથવા અશક્ત તેટલી તેને દાંત આવતી વખતે તકલીફ વધુ પડે છે, અને બાળકને દાંત આવવાની વખતે ઝાડા, મરડો, તાવ વગેરે આવવાની શરૂઆત થઇ જાય છે. બાળક તેમાંથી જ લથડી પડે છે. સાત આઠ મહિના સુધી હૃષ્ટપુષ્ટ, હસતું રમતું જણાતું બાળક આઠ મહિનાની આસપાસ અને તે પછી રોગીષ્ટ બનતું જતું હોય છે.

આ લથડવામાંથી જ તેને 'મબારખી' અને 'નાળકોટ' જેવા વ્યાધિ લાગુ પડે છે. આ વ્યાધિઓનું સ્વરૂપ એવું છે કે તેને આપેલો–ખવડાવેલો ખોરાક કે દુધ પચે નહિ, પાતળા ઝાડા થાય, પગ સુકાતા જાય અને પેટ ગાગરડી માફક વધતું જાય છે, અથવા ઝીણો તાવ, પેટનો વધારો, ઝાડો થાય નહિ, પેટમાં કૃમી થાય, અને ત્યારપછી હાથ પગ અને મોઢા ઉપર ચમકતો સોજો આવે તેને મબારખી કહે છે.

અન્ન આપેલું પચે નહિ, ઝાડો થાય નહિ અને ચામડીનો રંગ, આંખના ડોળા અને જીભ પીળાશ પડતાં થઇ જાય, હાથ પગ તથા પેટ–પેઢા ઉપર થોથર–સોજા આવે તેને નાળકોટ નામનો વ્યાધિ કહે છે. આ વ્યાધિ દાંત આવવાની આસપાસના અરસામાં થાય છે.

આવા વ્યાધિમાં નીચેનું ઔષધ આપવાથી સારો ફાયદો થાય છે.

કુર્માણી અજમો, કાંચકાના ગોળા, કાળીજીરી, કોલમ, કડુ, દીકામાળી, સિંધવ, સંચળ, ઈંદ્રજવ, વાવડીંગ, પડકચુરો, કાકડાશીંગ, લીંઓળી અને કાળાં મરી.

આ સર્વે સરખા ભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું. આ ચુર્ણમાંથી નાના બચ્ચાને એક વાલ અને મોટાને બે વાલ જેટલુ પાણી સાથે મેળવી દિવસમાં ત્રણ વખત આપવાથી બચાનો નાળકોટ વ્યાધિ અને બાળકના તાવ, કૃમી, ઉલટી, ઝાડા, પેટનો દુઃખાવો અને બધકોશને મટાડે છે.

અને જો બચ્ચાને મબારખી જેવો વ્યાધિ જણાતો હોય તો આ ચુર્ણમાંથી રતી ૨ તથા તેમાં ફુલાવેલી ફટકડી રતી ૧॥ મેળવી દિવસમાં ત્રણ વખત આપવાથી તે સઘળાં ચિહ્નો મટી જાય છે અને હાથ પગના સોજા ઉતરી પેટ હળવું બને છે.

આ દવા આપવા છતાં નાળકોટ વ્યાધિનો સોજો બાળકને ન ઉતરે તો કાચી ફટકડી તો. ૮ અને બાવળનો કોલસો તો. ૧ ને

વાટી તેનું ચુર્ણ કરી રાખવું. તેમાંથી બાળકની ઉમર પ્રમાણે અરધા વાલથી બે વાલ સુધી દવા તાજા ગાયના મુત્રને કપડેથી ગાળી તે મુત્ર સાથે દિવસમાં બે વખત આપવી.

પરંતુ એ વાત યાદ રાખવી કે એવા બચ્ચાને જો માત્ર દુધ અપાતું હોય તો વધારે સારૂં, પણ અનાજ લેવાની એને ટેવ પાડી હોય તો માત્ર મોળા ભાત અને દુધ સિવાય કોઇ પણ જાતનો બીજો ખોરાક તેને આપવો નહિ.

પરંતુ આ વ્યાધિમાં અને ઉપર કહેલી દવા ચાલતી હોય ત્યારે ભુલે ચુકે પણ મીઠું, મરચું, ખટાશ, અન્ન, એવી કોઇ ચીજ આપવી નહિ.

ઉપરની દવાઓ બાળક માટે છે, તેમજ મોટી ઉમરના છોકરાઓ તથા મોટા માણુસોને ઉપરના વ્યાધિ જેવાં ચિહ્ન જણાય તો પણ એ દવાઓ આપી શકાય છે. માત્ર દવાનું પ્રમાણ વધુ આપવું જોઇએ તથા પરેજી તરફ પુરતી કાળજી રાખવી જોઇએ. મોટી ઉમરની સ્ત્રીઓ તથા મરદોને પણ નાળકોટ જેવા વ્યાધિ થાય છે, અને પેટ મોટું થઇ સોજા આવે છે, તે વારે આ ઔષધ સુંદર કામ કરે છે. પરંતુ મોટી ઉમરનાં માણુસોને સોજા ગુપ્ત ભાગ ઉપર જો આવ્યા હોય તો પછી તે દરદી સારો થવાનો નથી એમ જાણીને તેને છોડી દેવો જોઇએ. વળી મોટા માણુસો અન્ન વગર રહી શકતા નથી. તેમને દુધ ઉપરાંત જુવારની ધાણી અને શેકેલા ચણા આપી શકાય છે અને ઉપરનું ઔષધ આપવાથી મોટાને પણ સોજા ઉતરી પેટ બેસી જાય, આરામ થાય છે.

છ મહિનાના બાળકથી માંડીને એક વર્ષનું બાળક થાય ત્યાંસુધીમાં એકાદ વખત તેને એક એવી દુઃખ આપનારી ઉધરસ થાય છે કે તે બાળકને ઘણી હેરાન કરે છે. તે ઉધરસ એક મહોલ્લામાં એક બાળકને થઇ અથવા ઘરમાં એક બાળકને થઇ કે પછી તેનો ચેપ એકથી બીજામાં અને બીજાથી ત્રીજામાં ફેલાય છે, અને એ,

ચાર કે પાંચ હજારની વસતિવાળા ગામમાં તો જોયું છે કે આખા ગામનાં બાળકો આ ચેપી ઉધરસનાં ભોગ થઇ પડેલાં હોય છે.

આ ઉધરસને ઉટાંટીઓ, હડખાઇ ઉધરસ, મોટી ઉધરસ—એમ દેશાચાલ પ્રમાણે જુદા જુદા નામથી ઓળખાય છે. અંગ્રેજીમાં એને 'હુપીંગ કોફ' કહે છે.

આ ઉધરસ થયા પછી શરૂઆતમાં થોડી થોડી જણાતાં તેનું સ્વરૂપ વધી જાય છે અને બાળક એ ઉધરસની પાછળ ખુવાર થઇ જાય છે. ઉધરસ દિવસ-રાતમાં અનેક વખત હુમલા કરે છે અને ઉધરસ આવે છે ત્યારે બાળક ખુ-ખુ-ખુ-ખુ-ખુ-ખુ—ખીફ: ખુ-ખુ-ખુ-ખુ-ખુ-ખુ—ખીફ: કરે છે, અને એમ ઉધરસનો વળ ચઢે છે તે પાંચ મીનીટ, દશ મીનીટ સુધી લંબાય છે. બાળકનાં ગાલ, નાક અને કાન લાલચોળ બની જાય છે.

ઉધરસની વચમાં છીંકો પણ આવતી જાય છે, મોઢામાંથી લાળ પડી જાય છે અને ઉધરસ આવતાં આવતાં ઉલટી થઇ જાય છે. ઉધરસ ખાતાં ખાતાં બાળક અવક વળી જાય છે. હુમલો સખત હોય તો બાળકને ઝાડો અને પેશાબ પણ થઇ જાય છે. એ વ્યાધિનું સ્વરૂપ અને એની તકલીફ બાળક જ સહન કરી શકે એમ આપણને જોનારને લાગે છે. વૈદ્યો-ડોકટરો દવાઓ આપીને થાકે તો યે આ વ્યાધિ એકદમ કાબૂમાં લઇ શકતા નથી. પરદેશીઓએ આ માટે અનેક પેટંટો કાઢી છે તો યે તેઓ જશ મેળવી શકયા નથી.

માતા-પિતા બાળકની આ ઉધરસને માટે દવાઓ લાવીને પાવાથી કંટાળી જાય છે, અને પછી છેવટે લોકોએ બતાવેલા જુદા જુદા ટુચકા પ્રમાણે ઉપાયો કરે છે.

અમારા જુના ગામમાં રાવળદેવ રહે. એમને ઘેર એક ઉંટ રાખેલું. ઉંટ ગામના પાધરમાં જેટલા લીંબડા, વરખડા અને ખીજડા હતા તે ખાઇ પરવારેલું. મફતનો પાલો રાવળ ઉંટને ખવરાવે. રોજ આઠ મણ ભાર એ ખેંચી લાવે અને બે રૂપીઆ ભાડું મેળવે.

એક વેપારીને ત્યાં મારે જોઇતી ચીજ લેવા માટે હું ગયો ત્યારે વેપારી કહે કે 'ભાઇ સાહેબ, માલ ખલાસ થયો છે. વરસાદને લઇ બીજાં વાહન હાલતાં નથી અને રાવળ હવે ઉંટ ઉપર માલ લાવી આપતો નથી.'

મેં કહ્યું: 'ઉંટ માંદું પડયું હશે.'

વેપારી કહે: 'ના ભાઇ, ઉંટ માંદું તો નથી, પણ એને એક સરસ આવક હાથ આવી ગઇ છે. આ ગામમાં બાળકોને ઉટાંટીઆનો વા છે અને કોઇક ઘરડાં ડોસીએ ઉપાય બતાવ્યો છે કે જો એ ઉટાંટીઆની ઉધરસવાળા બાળકને ઉંટની ગાંડ (ગુદા) સુંઘાડવામાં આવે તો ઉધરસ મટી જાય છે.

'પ્રથમ તો રાવળ બે ચાર બાળકોને ઉંટની ગુદા મફત સુંઘવા દેતો, પણ બાળકો રોજ રોજ વીસ, પચીસ અને પચાસ આવવા લાગ્યાં, એટલે એણે તક સાધીને કહ્યું: 'ભાઇસાબ, મારા ઉંટની ગુદા સુંઘી જાઓ છો તે ઉંટનો કહ (શક્તિ) ઓછો થાય છે તેથી ભાર ઉપાડી શકતો નથી. એથી મારૂં પડી ભાંગે ને! માટે જે છોકરાને ઉંટની ગુદા સુંઘાડવી હોય તે છોકરા દીઠ એક આનો લેતા આવે.' અને બચ્ચાનું દરદ મટતું હોય તો એક આનાની કીંમત શી? એથી રાવળને સાંજ પડે ખુશીથી વગર મહેનતે બે અઢી રૂપીઆ મળે છે, ઉંટને વગર ભાર ઉપાડે ચારો મળે છે. એટલે એને માલ લાવવાની પુરસદ નથી.'

વાહ ભાઇ, આ પણ એક મજાની વાત! ઉંટની ગુદાની ગંધની આટલી કીંમત! ત્યારે માનવી તો હિસાબમાં જ નથી ને? પણ આ રીતે ઉપચાર પ્રચલીત કરનાર કોઇ ગાંડીઓ તો નહિ જ હોય. મને લાગે છે કે ઉંટ કડવી, કસાયેલી, દુધવાળી અને આપણે જેને ઝેરી કહીએ છીએ એવી કેટલીએ વેલાવાળી વનસ્પતિ અને વૃક્ષનાં પાંદડાં પુષ્કળ ખાય છે. દુધેલી, ખાટખટુંબો, લીંબડો, ખીજડો,

આવી વનસ્પતિ એ પુષ્કળ ખાય છે અને તેને વાછુટ પણ એટલા જ પ્રમાણમાં થાય છે. જ્યાં ઉંટ બંધાતો હોય ત્યાં તેની વાછુટના પરિણામે આખું મકાન એ જ બદબો અથવા વાસથી ભરેલું જ્યારે જુઓ ત્યારે હોય છે.

શ્વાસોચ્છ્વાસ દ્વારા, એના વનસ્પતિથી ઉદ્ભવેલા મળ સાથે રહેલો પવન, બાળકના હૃદયમાં પ્રવેશી લોહી સાથે મળીને ઉધરસ ઉપર વિજય મેળવતો હોય તો ના કેમ કહેવાય?

આને આપણે આપણા દેશની નવીન શોધ નથી માનતા એ આપણી ઉણપ છે. કોઇએ જર્મની કે બ્રિટનમાં આવી વાત કરી હોય તો તુરત વૈજ્ઞાનિકો સેંકડો ઉંટો રાખીને પ્રજાને ફરજીયાત યાદી આપે કે કોઇ બાળકને 'વ્હૂપીંગ કોફ' થયો હોય તેને ખાસ સગવડથી રાખેલાં ઉંટની ગુદા સુંઘાડવી!

તમને લાગશે કે હું આ પ્રચલીત રીવાજ તરફ કટાક્ષ હાંસી કરૂં છું. નહીંજી, એવું કાંઇ નથી. મને તો ઉપરથી બેહુદાં જણાતાં રૂઢી–રીવાજોમાં પણ તત્ત્વ શોધવાની આદત પડી છે, અને એ હિસાબે જ આ ટુચકાની આટલી સમાલોચના મેં કરી છે. એ ટુચકાથી ઉટાંટીઆ મટી જાય છે કે કેમ તે હું નથી જાણતો. એમ તો ઉટાંટીઆ માટે આવા અનેક ટુચકા થાય છે.

કેટલાક 'નનામું ઝાડ' પાસે સૂર્ય ઉગતાં પહેલાં બાળકને લઇ જઇ બથ ભરાવે છે (ભેટાવે છે). આ નનામું ઝાડ ચોરઆંબલો છે. કોઇ મોચીની કુંડીનું પાણી પાય છે. કોઇ કસાઇના ઓટલે બેસારે છે. કોઈ અજમો અને લસણની કળીની પોટલી બાંધી ગળે ટીંગાડે છે. કોઈ માતા પોતાની નવી સાડી ઉપર ધોળા લુગડાના ટુકડાનું થીગડું મારે છે અને કોઈ બાવળના ઝાડ ઉપર એક જાતનું જીવડું બાવળના કાંટાનું બખ્તર બનાવી રહે છે—જેને લોકો કાંટાની ડોસીને નામે ઓળખે છે—તેને લાવી ગળે બાંધે છે.

અને આટઆટલા ટુચકા તથા ઉપાય કરવા છતાં જ્યારે ઉટાં-ટીઓ મટતો નથી, ત્યારે એ તો 'આખરે જશે' એમ માનીને મન વાળે છે.

એમ તો અમારા વૈધરાજો પણ આ પ્રકારની ખાંસીમાં નીચે મુજબ ઔષધો આપે છે :

૧ વાંસની ગાંઠને બે રતી ઘસી પાણી સાથે બે વખત સવાર-સાંજ પીવરાવવી.

૨ વાંસના પાતરાંનો ક્વાથ જરા હળદર અને મધ નાંખી પીવરાવવો.

૩ જવખાર, અતિવિષની કળી, કાકડાસીંગી, પીંપર, પુષ્કરમૂળ– આ બધી ચીજો સમાન ભાગે ખાંડી ચૂર્ણ કરી તેમાંથી બે થી ત્રણ રતી મધ સાથે ચાટવા આપવું.

૪ ફુલાવેલો નવસાર રતી એક અને તજનું ચૂર્ણ રતી એક મેળવી પડીકું બનાવી મધના અનુપાન સાથે આપવું.

૫ બબ્બુલારીષ્ટ, કુમારી આસવ, વાસાવલેહ, શૃંગ્યાદિચૂર્ણ, બાલચાતુર્ભદ્ર ચૂર્ણ, પ્રવાલભસ્મ, વસંતમાલતી, શૃંગભસ્મ.

આ દવાઓમાંથી ઉચિત દવાઓ ઉટાંટીઆમાં વૈદ્યો આપે છે, દરદીની ફરિયાદો સાંભળે છે અને વાતો કરી, દરદીના વાલીને સમજાવે છે કે જલદી મટે એવો આ વ્યાધિ નથી. ધીરજ રાખો, બાપુ ધીરજ. ધીરે ધીરે મટી જશે, દવા લ્યો.

એ દવા બાળક પીધે જાય છે અને ખી–ખી–ખી ચાલુ જ રહે છે. પંદર દિવસ જરા ઓછી ઉધરસ ચઢે છે અને પાછી પંદર દિવસ વધી જાય છે.

ચીકટ, મીઠાઇ, ખાંડની બનાવટો, તેલ, મરચાંવાળી બનાવટો જો બાળકને ઉટાંટીઓ થયો હોય ને આપવાની ચાલુ જ રાખે છે

તો તો પછી આ વ્યાધિ મહિનાઓના મહિના લંબાયે જાય છે અને બીજાને ચેપ અડાડયા કરે છે.

ખરી રીતે તો દુધ, ખોરાક, અન્નપાનમાંથી બાળકને કફ જ આ વ્યાધિમાં બને છે અને કફ ફેફસાંમાં અને શ્વાસનળીમાં ભરાઈ રહે છે. કફનો વધારે નિકાલ જે બાળકને ઉલટી દ્વારા થાય છે તે બાળક આ વ્યાધિમાંથી જલદી મુક્ત થઇ જાય છે.

અને એથી જ કેટલાંક બાળકોને આ વ્યાધિમાં શરૂઆતમાં દરરોજ સીંધવનું પાણી બનાવી તેમાં જરાક ઘી નાંખી, નવશેકું પાઇ દેવામાં આવે છે. એથી ઉટાંટીઆવાળા બાળકને દિવસમાં એકાદ બે વખત ઉલટી થાય છે અને તેમાં કફનાં જાળાં ને જાળાં છુટી જાય છે. એક રીતે આ ઉપાય ઠીક પણ છે. પણ એથી વ્યાધિથી મુક્તિ થતી નથી એ પણ એટલું જ ચોક્કસ છે.

ત્યારે હવે આપને એક ઘણો જ સંગીન અને સો ટકા સફળ-અવ્યર્થ ઉપાય આપું છું, વીસ વરસથી સેંકડો બાળકો ઉપર અજમાવ્યો છે. આ ઉપાયની કાંઇ કીંમત નથી. પરંતુ ઉટાંટીઆ જેવી ઉધરસ માટે એ રામબાણ નીવડયો છે અને એથી જ વાચકોને આગ્રહ સાથે વિનવું છું કે જ્યારે ઉટાંટીઆનો ચેપ ગામ કે મહોલ્લામાં ફેલાતો હોય અને તમે નજરે જોતા હો, ત્યારે આ ઉપાય વિનાસંકોચે બચ્ચાંઓના ભલા ખાતર બતાવજો. તમને એથીએ વધુ લાગણી હોય તો દવા બનાવીને બચ્ચાને આપજો. પણ ઉભા રહો, પછી એવું નહીં કરતા કે કોડીના ઉપાયમાંથી કમાણીનું સાધન બની જાય ! પેંડો બતાવી સાંકળું કાઢી લેવાની રમત ! બાળકના કલ્યાણ ખાતર બતાવાતા આ નિર્દોષ ગુપ્ત પ્રયોગોમાં કોઇ સ્વાર્થી આંખ ન લાગી જાય, ભાઇ !

દવા-પ્રયોગ

કાળી તમાકુ જે આપણે હોકલીમાં પીવા માટે તમાકુના પડાની વાપરીએ છીએ તેની વચલી જાડી નસો અર્થાત તમાકુનાં પાંદડાંની ડાંખળી કે જે કોઇ પણ કામમાં નથી આવતી અને તમાકુ વેચનાર તથા વાપરનાર જેને નિરૂપયોગી ગણી ફેંકી દે છે, એવી નસો તોલા ૧૦ લઇ તેના એકેક ઇંચના ટુકડા કરવા. તેને ઠીકરાના વાસણમાં નાંખી ચુલે ચઢાવી શેકવા, અને ધુમાડો નીકળતો બંધ થાય અર્થાત તેના કોયલા બને પણ રાખોડી ન થાય તેવા શેકી નીચે ઉતારી તેની ઉપર તેવું જ વાસણ ઢાંકી દેવું. એથી રાખોડી બન્યા સિવાય કોયલા થઇ જશે. તેને ખરલમાં નાંખી બારીક વાટવું અને તેની અંદર દશ તોલા સીંધવ અથવા સીંધાલુણ બારીક વાટી મેળવી, બન્નેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી, મજબૂત બુચવાળી બાટલીમાં ભરવું. આ બધું એક જ દિવસમાં બનાવી લેવું. જો રાત રહી જશે તો દવા બગડી જશે, અને દવા ખુલ્લી રહેશે તો પણ હવા લાગવાથી લોચા જેવી ભીંજાયેલી થઇ જશે એટલે નકામી બની જશે. ઉટાં-ટીઆની આ મહા ઔષધિ તૈયાર થઇ.

વાપરવાની રીત—

આ દવામાંથી બે થી ત્રણ રતી લેવી, નાગરવેલનું એક પાન પાકું લેવું અને એલચીના બે દાણા લેવા.

પાકું પાન તથા એલચી જરા પાણી મુકી પથ્થર ઉપર ઝીણું વાટીને કપડાથી નીચોવવું. અરધા તોલા જેટલો એ પાન અને એલચીનો રસ નીકળે તેને જરાક ગરમ કરી તેમાં ઉપરની દવા તમાકુવાળી બે રતી મેળવી, એ મિશ્રણ બાળકને પાઇ દેવું. એવી રીતે દિવસમાં બે કે ત્રણ વખત પાવું. દર વખતે એક પાન અને બે દાણા એલચીના નવાં લેવાં.

જેટલો ઉધરસનો વેગ વધારે એટલી આ દવા ઝડપી મટાડે છે. જેટલી ઉધરસ ઓછી એટલો થોડો મોડો ફાયદો કરે છે. પણ કહેવું જોઇએ કે મોટી દવાઓ, ભસ્મો, શાસ્ત્રીય ઔષધો અને વિજ્ઞાનની છેલ્લી શોધો જે હડખાઇ ઉધરસ અથવા ઉટાંટીઆને મટાડવા કામ નથી કરી શક્યાં તે આ ઔષધ કરી બતાવી આશ્ચર્ય પમાડે છે. પેટંટ કરવા જેવી ચીજ છે, પણ રખે કોઇ નિર્દોષ બાળકોનાં ઔષધો પેટન્ટ કરતા. વિદ્યા તો બીજાને બતાવો તો જ ફળે છે અને તેનો સાચો લાભ મળે છે.

ઘણુંખરાં નાનાં બાળકની ગુદાની આસપાસ અથવા ગુદાદ્વાર ઉપર તથા બાળકી–છોકરીઓને ગુદા અને પેસાબ કરવાના સ્થાન ઉપર ગરમાઇ જણાઇને તે જગ્યાએ રાતા રંગની અને જરા ગાકતી અથવા પાણી ઝરતી ચાંદી પડી જાય છે. એટલે બાળક તે જગ્યાએ હાથ લગાડવા દેતું નથી. તેને તે જગ્યાએ ઘણું દુ:ખ થાય છે. સામાન્ય લોકોની ભાષામાં તેને 'આગરૂ'ના નામથી ઓળખવામાં આવે છે.

બાળકને આવું દર્દ થવાનું કારણ માતાનો દોષ છે. ઘણી પ્રદરના રોગથી પીડાતી સ્ત્રીને ગર્ભ રહી બાળક પ્રસવે અને જો કન્યા હોય છે તો તેને ઘણું કરીને પેસાબની જગ્યાએ આવી ચાંદી પડે છે અને તેની સાથે કદાચ બાળપ્રદર પણ હોય છે.

અગર માતાનો દોષ ન હોય છતાં બાળકોએ જાજરૂ અને પેસાબ કરી લીધા પછી બરાબર રીતે એ જગ્યા સાફ કરવામાં નથી આવતી તો પણ આવી રીતે ચાંદી પડે છે, અને કેટલીક નાની બે–ત્રણ વરસની બાળકી વારંવાર ગુપ્તભાગને હાથેથી અડકે છે અને વવળાટ આવવાથી ગુપ્તભાગ ઉપર આંગળી ફેરવે છે. પછી એને એમ કરવાની અને ખંજવાળવાની ટેવ પડી જાય છે અને એમાંથી નખુરીયા લાગીને ચાંદીનું સ્વરૂપ બને છે.

આ રીતે બાળકને પડેલી ગુદા ઉપરની ચાંદી અથવા છોકરીને પડેલી મૂત્રમાર્ગ કે ગુપ્તભાગ ઉપરની ચાંદી મટાડવા માટે પ્રથમ એને દીવેલનો જુલાબ આપવો અને સ્થાનિક જગ્યા ઉપર નીચેનો મલમ બનાવીને લગાડવો :

સોનાગેરૂ. કલાઇ, સફેતો, સફેદ કાથો અને શંખજીરૂ. આ ચારે વસ્તુ સરખા વજને લઇ તેનું વસ્ત્રગાળચૂર્ણ કરવું.

ચાંદીમાંથી રસી અને પાણી ઝરતું હોય તો ઉપરની દવાનો પાઉડર કોરો ભભરાવવો અથવા દાબવો. પાણી કે રસી ન ઝરતાં હોય તો એકાદ તોલો ઘી લઇને તે એકવીશ વાર પાણીથી ધોવું. ત્યારબાદ ઘીમાંથી પાણી નીતારી નાંખીને ધોયેલા ઘીમાં ઉપર બતાવેલો પાઉડર બે તોલા મેળવીને મલમ કરવો. આ મલમ, ચાંદીવાળા ભાગને કડવા લીંબડાનાં પાન નાંખીને ઉકાળેલા પાણીથી ધોઇને લગાડવો. એ ચાંદી થયેલા બાળકને ખાંડની કોઇ પણ બનાવટ આપવી નહિ. આટલું કરવાથી બાળકી અથવા બાળકની ગુદાની કે ગુપ્તભાગની થયેલી ચાંદી રૂઝાઇ જાય છે.

અથવા સોળ તોલા તલનું તેલ તથા સફેદ રાળ તો. ૪ લઇને પ્રથમ રાળને બારીક વાટી નાંખવી. પછી તેલને પેણીમાં મુકી ચૂલે મુકવું અને તેલ ગરમ થાય એટલે એમાં રાળ નાંખી દેવી. રાળ તળાઇને ઉપર આવે એટલે સાણસીથી પેણી ઉપાડી તેલ અને રાળ બન્ને પાણીથી ભરેલા તાસ અથવા કથરોટમાં નાંખી દઇને હાથથી ફીણવાં માંડવું. જેમ જેમ હાથથી ફીણતા જવાશે તેમ તેમ સફેદ રંગનો મલમ હાથને તથા તાસના તળીએ ચોટતો જશે. બીલકુલ માખણ જેવો સફેદ તથા તેવો જ કઠણ મલમ તૈયાર થાય એટલે તે લઇ લેવો અને એક કાચની બરણીમાં પાણી ભરીને મલમ અંદર ડુબતો રહેવા દેવો. આ મલમનું નામ રાળનો મલમ છે. તે આ

જાતની બાળકોની ચાંદી રૂઝવવામાં ઘણું સારૂં કામ કરે છે. ઉપરાંત શરીરની કોઈ પણ જગ્યા ઉપર થયેલા ગરમીના ફોલ્લાઓને પણ મટાડે છે. દાઝવા ઉપર આ મલમ ઘણું સુંદર કામ કરે છે. માત્ર આ મલમ બનાવ્યા પછી તેને પાણીની અંદર ડૂબતો રાખવો જોઈએ અને બે, ત્રણ કે ચાર દિવસે તેમાંનું પાણી કાઢી નાંખી તાજું પાણી નાંખવાથી લાંબા વખત સુધી મલમ બગડતો નથી. પાણી વગર આ મલમ જલદી બગડી જાય છે.

કેટલાંક બાળકોને માથાની અંદર નાના નાના ફોડકા અને ગુમડાં થાય છે. અને તે ધીરે ધીરે આખા માથામાં પ્રસરી જઈને સડો પેદા કરે છે. તેમાંથી રસી આવીને આખું માથું સડતું અને કોહાવું બનાવી મકે છે. વૈદ્યો–ડોકટરો આ માટે જુદા જુદા ઘણા મલમો અને માથું ધોવાનાં લોશન આપે છે. છતાં માથા ઉપર થયેલાં આવાં ગુમડાં અથવા સડો મટતો નથી. જેમ માથા ઉપર આ ગડગુમડ થાય છે તેમ બાળકના કુલા ઉપર અને ગુદાની આસપાસમાં પણ આવો સડો અને ગુમડાં થાય છે, એટલે માથા ઉપર થનારાં તથા ચાપા ઉપર થનારાં ગડગુમડ અને સડા માટે એક સરસ મલમ અમારા અનુભવથી નક્કી થયેલો છે અને સેંકડો બાળકનાં માથાંના સડા એથી મટેલા છે. તે બાળકોના હિત ખાતર અહીં બતાવીએ છીએઃ

પારો તો. ૧, ગંધક તો. ૧, મનશીલ તો. ૧, જીરૂ તો. ૧, મરી તો. ૧, શાહજીરૂ તો. ૧, હળદર તો. ૧, સીંદુર તો. ૧, કાળીજીરી તો. ૧.

ઉપરની નવ ચીજો દરેક તોલો તોલો લેવી. પારો અને ગંધક બાજુ ઉપર રહેવા દઈ, બાકીની ચીજોને બારીક ખાંડી પાઉડર કરવો. પારો અને ગંધક બન્ને ખરલમાં નાંખીને ઘુંટવાથી કાળો રંગ થશે. તેની સાથે તૈયાર કરેલો પાઉડર મેળવી દેવો.

આઠ તોલા ઘીને બરાબર સો વખત પાણીથી ધોવું અને ધોઇ રહ્યા પછી પણ આંગળીથી તેને ફીણવું. એટલે ઘીમાં સંતાઇ રહેલું પાણી નીકળી જશે. ઘીમાંથી પાણી બરાબર નીતારીને ઘી તદ્દન પાણી રહીત થઇ જાય એટલે ઉપરનો પાઉડર તેમાં મેળવી મલમ બનાવી લેવો.

માથામાં કે થાપા ઉપર સડતાં ગુમડાં પર પ્રથમ લીંબડાના ગરમ ઉકાળેલા પાણીમાં કપડાનો કકડો બોળી ઉનો ઉનો દબાવી, પરૂ કાઢી, સાફ કરી નાંખવું અને તે કોરૂં કરીને પછી આ મલમ લગાડવો. ચોવીસ કલાકે ફરી લીંબડાનાં પાંદડાં નાંખી ગરમ કરેલ પાણીથી ધોઇ મલમ લગાડવો. આ પ્રમાણે ધીરજપૂર્વક એક અઠવાડિયું કરવાથી ગુમડાં તદ્દન સાફ થઇ જાય છે, પરૂ બંધ થાય છે, સડવાનું દૂર થઇ ગુમડાં પર ભીંગડાં વળી ગયેલાં અને રૂઝાયલાં માલૂમ પડે એટલે ધોવાનું બંધ કરી મલમ લગાડી મૂકવો. બે-ચાર દિવસમાં આપોઆપ મલમ સાથે ગુમડાનાં ભીંગડાં ઉખડી જઇ માથું સ્વચ્છ બને છે. ઉપરના મલમ સિવાય ગમે તેવા બીજા સારા મલમો માથાનાં અને થાપાનાં સડતાં ગડગુમડાં માટે કામ કરતા નથી, એવો અમારો અનુભવ છે.

બાળકને એક 'કુંકણુક' નામનો રોગ દુધના દોષથી થાય છે. તેનું લક્ષણ એવું છે કે બાળકની આંખમાં ચળ આવે છે અને બાળક બન્ને હાથની મૂઠીઓ વાળી આંખો ચોળ્યા કરે છે; કપાળ, નાક તથા આંખો ઉપર વારંવાર હાથ લઇ જઇ ઘુંસવા લાગે છે. તેની આંખો સાધારણ પાણી ઝરતી જણાય છે, તથા તે બાળક સૂર્યના પ્રકાશ સામે જોઇ શકતું નથી. આવી જાતનો બાળકને રોગ જણાય તો :

હરડાં, બેડાં, આંબળાં, લોદ્દર, સાટોડી, આદુ, રીંગણીમૂળ અને દેડકીનું મીળ-એને વાટીને ગોળો બનાવી મૂકવો અને તેને સુકવી

રાખવો. પછી ગોળાને પત્થર ઉપર પાણી સાથે ઘસી ગરમ કરી કપાળ ઉપર ખમાય એવો ગરમ ચોપડવો. કેટલાક દિવસ સુધી આ રીતે ચોપડવાથી આ રોગ બાળકને મટી જાય છે.

કેટલીક વખત બાળકને લોહીવાળા ઝાડા થાય છે. ઝાડો જુઓ તો એની અંદર લોહીનું પ્રમાણ ઘણું જણાય છે, પણ તેની અંદર આમ કે જળસ હોતા નથી. એને મટાડવા માટે :

મોચરસ, લજામણુ (રીસામણી), ધાવડીનાં ફુલ, અને કમળનું કેશર સરખા વજને લઇ બારીક ખાંડી ચુર્ણ બનાવવું અને એ ચુર્ણમાંથી એ વાલ લઇ પાણીમાં મેળવી, જરી ગરમ કરીને બાળકને પાવાથી લોહીના ઝાડા બંધ થાય છે.

ઘણી વખત બાળકને પેસાબ એક સાથે નહીં થતાં ટપકયા કરે છે. એવું થાય તો બાળકને એલચીનો ૧ દાણો તેને છોડા સાથે બારીક વાટીને પાણી સાથે દિવસમાં ત્રણ વખત પાઇ દેવો. એ રીતે થોડાક દિવસ પાવાથી પેસાબ ટપકવાનો વ્યાધિ દૂર થાય છે.

જો નાના બાળકની નસકોરી વારંવાર ફુટતી હોય અને નાકેથી લોહી દેખાતું હોય તો દાડમનાં ફુલને વાટી તેનો રસ નાકમાં નાંખવાથી લોહી ટપકતું અથવા નસકોરી ફુટતી બંધ થઇ જાય છે. જો બાળકના કાનમાં ચસકા મારતા હોય તો સરસીયું તેલ જરા ગરમ કરવું અને ગરમ કરતી વખતે તેમાં થોડાંક પાતરાં ડમરા (મરવો)નાં નાંખવાં. પછી તેલ ગાળી લઇને એ તેલ કાનમાં મૂકવાથી ચસકા આવતા બંધ થઇ જાય છે.

પરંતુ બાળકને કેટલીક વખત કાન પાકે છે અને તેમાંથી રસી આવ્યા કરે છે. આવા કાનના પાક કેટલાક તાજા જ હોય છે અને કેટલીક વખત વર્ષોથી આવતી રસી બંધ થતી નથી. આવા પાકમાં જ્યારે ઘણો જૂનો પુરાણો કાનનો પાક હોય છે, ત્યારે કાનની અંદર નાડીવણ જેવું થઇ ગયું હોય છે. એને મટાડવા માટે માતાપિતા

મહિનાઓ સુધી ડોકટરોની પાસે કાન ધોવરાવીને દવા નંખાવે છે છતાં જ્યારે મટતું નથી ત્યારે પછી કંટાળીને મૂકી દે છે અને બાળકને કાનમાંથી રસી આવ્યા કરે છે.

ઉપર પ્રમાણે બચ્ચાના કાનના જૂના કે નવા પાક માટે અમને નીચે પ્રમાણેની દવાઓ ઉપયોગી જણાઇ છે :

(૧) કડવા લીંબડાનાં પાતરાં મૂઠી ભરીને બશેર પાણીમાં નાંખી ઉકાળી, એ પાણીથી કાનને ધોવો.

(૨) પાંચ તોલા તલના તેલમાં લગભગ અઢી તોલા જેટલાં લીંબડાનાં પાતરાંને ભજીયાની માફક તળી લઇ એ તેલ કપડાથી ગાળી લેવું અને તેલની અંદર ૩૦ ટીપાં એસીડ કાર્બોલીક નાંખીને રાખી મૂકવું.

(૩) સમુદ્રફીણને ખૂબ બારીક વાટી તેની શીશી ભરી રાખવી.

પ્રથમ બાળકનો કાન ધોઇ સાફ કરીને પછી કાગળની ભુંગળી બનાવી તે કાનમાં જરા ઉંડે જાય તેમ ગોઠવીને એ ભુંગળી મારફત એ ચણાના દાણા જેટલું સમુદ્રફીણનું ચુર્ણ કાનમાં નાંખવું અને ઉપર લીંબડાનાં પાનવાળું તેલ હોય તેનાં પાંચ ટીપાં પાડવાં. દશ પંદર દિવસ આ રીતે કરવાથી કાન રૂઝાઇ જાય છે.

અથવા વડનાં પાકાં પાન તો. ૧, કરંજનાં પાન તો. ૧, ગુંદીનાં પાન તો. ૧ અને કાળીઆ સરસનાં પાન તો. ૧.

આ બધાં પાનને ભેગાં છુંદી, વડાની માફક લુગદી બનાવી તે લુગદીને પાંચ તોલા તલના તેલમાં ખૂબ લાલ રંગની થઇ જાય ત્યાંસુધી તળવી. પછી ગળીને એ તેલ શીશીમાં ભરી લેવું.

આવળનાં ફુલને છાંયે સુકવી બારીક ચુર્ણ કરવું. આ ચુર્ણ અને તેલ બાળકના કાનમાં ઉપર બતાવેલી રીતે નાંખવાથી પણ જૂનો પરૂ આવવાનો વ્યાધિ અને પાક મટી જાય છે.

આ મથાળાથી બાળકોને થતા સામાન્ય રોગ માટે ઘરમાં જ તૈયાર કરીને બાળકને આપી શકાય તેવાં સઘળાં ખાવાનાં, પીવાનાં, ચોપડવાનાં અને ઘસીને પાવાનાં ઔષધોનો સમાવેશ કર્યો છે. એટલે હવે માત્ર સામાન્યતઃ બાળકોને દુઃખવા આવતી આંખો માટે પણ સવિસ્તર સમજાવી દેવાનું આ જ પ્રકરણમાં મને ઉચિત લાગે છે. ત્યારપછી બાળકોના મહા વ્યાધિ સંબંધે લખવાનું હાથ ધરીશું.

હમણાં તો આપણામાં એક સાધારણ માન્યતા થઇ ગઇ છે કે આંખોનાં દર્દો માટે ખાસ ઔષધો વૈદ્યો કરી શકતા નથી. એક બાજુ આવી માન્યતા છે, ત્યારે બીજી બાજુ વૈદ્યોએ પણ આ વિષયમાં આગળ વધીને આજના જમાનાને બંધ બેસે તેવી અને આજે નજર સામે જણાતા આંખના વિવિધ વ્યાધિઓ માટે ઉપયોગી થાય તેવી કોઇ નવી શોધખોળ કરી નથી.

જો વૈદ્ય વર્ગને આ ઉણપ માટે કહેવા જઇએ છીએ તો મહાત્મા ચરક અને સુશ્રુતના શ્લોકો બોલવા લાગીને કેડ બાંધી, વાણીયુદ્ધ કરવા તૈયાર થાય છે. આંખને માટે લેખો કોઇકે લખ્યા હશે. તેમાં માત્ર ડોળાના રોગ કેટલા અને કીકીના કેટલા તથા પાંપણના કેટલા, એની ઉપર સંસ્કૃત શ્લોકોનું ટીપ્પણ આપવા સિવાય બીજી બહાદુરી અમારા સાંપ્રદાયિક વૈદ્યોએ કરી નથી. પરંતુ કડવું વચન કોઇને સારૂં લાગતું નથી. એટલે આંખનાં દરદો માટેના અમારા વૈધરાજોના પ્રયાસો એકડા વગરનાં સો મીંડાં જેવા જ છે.

મારો કહેવાનો આશય જુદો છે. એમ તો હું નથી કહેતો કે વૈદ્યો આંખની દવાઓ જાણતા જ નથી. આંખની દવાનાં અનેક અંજનો, દેશી દવાના પાઠોમાં છે. ઘણા વૈદ્યો તે અંજનો બનાવીને આંખની છારી, ફુલો અને ઝાંખ કાપી આપી દરદીને સારા પણ કરે છે. પણ મારો કહેવાનો હેતુ એ છે કે આજે એલોપથી થીયેરી આંખને માટે નવી નવી શોધ કરે છે, આંખ તપાસીને આંખનાં

દર્દનો નિર્ણય, અને એમની આંખનાં દર્દોને મટાડવા માટેની સમજ-જન્ય આવડત અદ્ભુત છે. એટલે એ જોતાં અમે બધા હજુ જ્યાંનાં ત્યાં જ પડયા છીએ.

આંખની દવાની બાબત ઉપર લખતાં આટલો પ્રસ્તાવ મારે એટલા માટે કરવો પડયો છે કે દેશી પદ્ધતિ કરતાં આંખના મહા રોગો માટે એ વિષયના નિષ્ણાત ડાકટરોની સલાહ પ્રમાણે વરતવાની અને દેશી વૈદ્યની વાગ્ધારાથી નહિ ભરમાવાની હું ભલામણ કરૂં છું. મારા સ્વભાવ પ્રમાણે મારી—અમારી ઉણપનું મને બહુ ભાન છે, અને તે પ્રથમથી જ હું જણાવી દઉં છું.

જ્યારે મારે તો આ વિષયનો—બાળકોને થતા આંખની અંદરનાં છતાં ડોળાના નહિ એવા વ્યાધિ માટે—ઉપચાર બતાવવાનો છે અને તે સફળ હોવાથી જ લખવામાં આવે છે.

નાનાં બાળકોને ઘણી વાર આંખો દુ:ખવા આવે છે, આંખ લાલ થઇ જાય છે, અંદરથી પાણી ઝરે છે, બાળકથી બરાબર મીંટ માંડીને જોઇ શકાતું નથી, આંખોમાં ચીપડા વળે છે અને પછી લાંબા દિવસ સુધી આવી આંખો રહેવાથી ઉપર અને નીચેનાં પોપચાંમાં ખીલ થઇ જાય છે અને એક વખત ખીલ થયા પછી કાયમને માટે બાળકની આંખ વારંવાર દુ:ખવા આવી જાય છે અને ચુંચળી થઇ જાય છે. બાળક કશું સમજતું હોતું નથી. એટલે આંખ દુ:ખતી હોવા છતાં અને અંદરથી આળી બની ગયેલી હોવા છતાં હાથ વડે આંખો ધુંસે છે અને તેથી કેટલીક વખત આંખ ઉપર લીંબુ જેવડો પોપચા ઉપર સોજો આવી જાય છે. એથી બાળક કોઇ પણ રીતે આંખ ઉઘાડી શકતું નથી, અને આ આવેલો સોજો ઉતરતો નથી, ત્યારે માતા પિતા એ જોઇને ગભરાય છે કે રખેને બાળકની આંખને કાંઇ નુકસાન થઇ જાય. જો કે આંખ બંધ રહેવાથી ખાસ આંખને નુકસાન થતું નથી. પણ જો વધુ દિવસ

આંખની સંભાળ લેવામાં ન આવે તો અંદર ડોળા ઉપર ફુલાં પડી જાય છે. આ રીતે આંખના દુઃખાવાનાં દર્દ ઉપર નીચે મુજબનાં ઔષધો સારૂં કામ કરે છે:

**સુરમો**

સુરોખાર તો. ૧, ધોળાં મરી તો. ૩, સારી જાતનું સિંદૂર તો. ૮. આ ત્રણે વસ્તુને બારીક વાટી એવું અંજન બનાવવું કે તેમાં લેશ પણ કાંકરી રહે નહિ, હાથમાં મુકી આંગળી ફેરવતાં તદ્દન મુલાયમ લાગે એવું ઘુંટીને બાટલીમાં ભરી લઇ બરાબર બુચ મારવો.

**સોજાની સોગઠી**

લોદર તો. ૧, ફટકડી તો. ૧, અફીણ તો. ૦l,

આ ત્રણે વસ્તુને મેળવી, બરાબર એક કરી, સોગઠી બનાવી, સુકવીને રાખી મુકવી.

**આંખમાં નાંખવાની દવા**

આપણે જેનાં દાતણ કરીએ છીએ તે બાવળનાં લીલાં પાતરાં શેર એક લઇ, તેમાંથી કાંટા તથા ડાંખળી વીણી કાઢી, તે પાતરાંને દશ શેર પાણીમાં નાંખી, કલઇ કરેલા વાસણમાં ઉકાળવાં. ઉકાળતી વખતે તેમાં પાપડીયો ખારો, જે આપણે પાપડ બનાવવામાં વાપરીએ છીએ અને જેનું બીજું ગુજરાતી નામ સંચોરો પણ કહે છે, તે તોલા પાંચ નાંખી દેવો અને તેને ઉકળવા દેવું. જ્યારે ઉકળતાં ચાર શેર પાણી બાકી રહે ત્યારે કપડેથી ગાળી લઇ, અંદરના કુચા ફેંકી દેવા અને ગાળેલું પાણી પાછું ચુલે ચઢાવી, તેમાં ચોખું મધ શેર એક નાંખવું અને ઉકાળવું. જ્યારે લગભગ પાણીનો ભાગ બળી જાય અને ચાસણી જેવું થઇ જાય એટલે નીચે ઉતારી શીશીમાં ભરી લેવું. આ દવા બનાવવામાં સ્વચ્છતા ખૂબ જાળવવી, અને ચાસણી કાચી ન રહે તેમ ઘણી પાકી ન થઇ જાય તેની પુરતી કાળજી રાખવી, નહીં તો ઓસડ બગડી જાય છે.

બાળક એક માસ કરતાં મોટું હોય તેવાં નાંનાં-મોટાં બાળકોને આંખ દુઃખવા આવી હોય તે વખતે આ દવામાં એક સળી બોળીને બહુ જ ઓછા પ્રમાણમાં એટલે એક આંખમાં તલ-તલ જેટલી દવા જાય એ પ્રમાણે આંજવી. ઘાસની કે ધાતુની સળીથી આંખ પહોળી કરીને દવા અંદર મુકી દેવાથી તે આંખમાં પ્રસરી જાય છે. આ એક જ દવા આંખ ઉઠવી, દુઃખવા આવવી, પાણી ઝરવું, ચીપીઆ વળવા, આંખમાં ખુંચવું કે ખટકો આવવો એ સઘળાંને મટાડી દે છે. પરંતુ કોઇ બાળકને આંખ દુઃખવા આવીને આંખ ઉપર કે પોપચા ઉપર સોજો ચડી ગયો હોય અને અંદર ખીલ પડી ગયા હોય તેમ જ બાળક આંખ ન ઉઘાડતું હોય તો—

પ્રથમ આ મધવાળી દવામાં સળી બોળી, એ જ બોળેલો ભાગ ઉપર બતાવેલા સુરમાની અંદર બોળીને આંખ પહોળી કરી આંખમાં આંજવું અને સવાર સાંજ એ પ્રમાણે દરરોજ આંજવું.

અને ઉપર બતાવેલી સોજાની સોગઠીને પત્થર ઉપર પાણીમાં ઘસી, આંખની ઉપરના તથા નીચેના સોજાવાળા ભાગ ઉપર ચોપડવી. આ પ્રમાણે કાળજી રાખીને બે ત્રણ દિવસ સારવાર કરવાથી આંખ ઉપરનો સોજો ઉતરી જાય છે અને બાળક આંખ ઉઘાડે છે. આંખ ખુલ્લી થઇ ગયા પછી માત્ર મધ અને બાવળનાં પાતરાંવાળી દવા ચાલુ આંજવાથી આંખ તદ્દન ચોખ્ખી થાય છે.

પરંતુ આંખમાં ફુલાં પડી ગયાં હોય, અને આંખ ચુંચળી બની ગઇ હોય, એવાં બાળકો માટે ઉપરની મધની દવામાં સળી બોળીને પછી સુરમાની અંદર બોળવી અને તે આંખમાં દિવસમાં બે વખત આંજવી તથા રાત્રે બાળક સુઇ જાય એટલે પોપચાની ઉપરના ભાગમાં સોજાની સોગઠી ઘસીને ચોપડવી. પાંચ પંદર દિવસ આ રીતે દવા ચાલુ રાખવાથી અંદરનું ફુલ કપાઇ જાય છે, ખીલ નાબૂદ થાય છે અને આંખને નિર્મળ બનાવે છે. આ દવાઓ

બાળકો ઉપરાંત મોટા માણસને પણ આંજી શકાય છે અને તે સારું કામ કરે છે.

એકંદર આંખનો દુઃખાવો, આંખ આવવી, પાણી ગળવું, ચીપીઆ વળવા, ફુલ પડી જવું, ખીલ થઇ જવા, આંખ ચુંચળી બની જવી, સૂર્ય કે દીવાનો પ્રકાશ સહન ન થઇ શકવો, અને આંખની વેલ વધવી-એ સઘળાં દર્દો ઉપર નાનાં બાળકોથી માંડી મોટી ઉમરનાં માનવીઓને માટે આ ઉપરથી નજીવા દેખાતા પ્રયોગો સફળ કામ કરી બતાવે છે. હા, માત્ર મોતીઓ, કાચબિંદુ, ડૈયો, પરવાળાં જેવાં આંખનાં દર્દો માટે આ દવા નકામી છે.

આંખો દુઃખવા આવવા પાછળ પણ ઘણાં કારણો છે; અને દુઃખવા આવ્યા પછી પણ કેટલીક તેને માટે બાહ્ય સંભાળ જોઇએ તેટલી નથી રખાતી અને એથી જ બાળકોની આંખો વધુ બગડવા પામે છે. એટલે આંખોના સંબંધમાં કેટલીક સૂચના આપવાની જરૂર જણાય છે :

(૧) આંખ દુઃખવા આવશે એવું લાગે એટલે બાળકો કે મોટા માણસોએ પ્રથમ એક જુલાબ લઇ લેવો. ઘણી વખત તો ખાસ કરી મળાવરોધના પરિણામે જ આંખો ઉપર ગરમી આવીને આંખો દુઃખવા આવે છે તે ન ભૂલવું જોઇએ. આ રીતે રેચ આપી મળ સાફ કરવાથી આંખ ઉપર એની સુંદર અસર થાય છે. બાળકો માટે દીવેલ આપવું વધુ સહેલું અને નિર્ભય છે.

(૨) બાળક ખાતાં શીખ્યું હોય તો તેના ખોરાકમાંથી મરચાં, અથાણાં અને ગરમ ખોરાક તથા બજારૂ ચવાણું બંધ કરવું. મોટાએ પણ ગરમ ચીજો ખાવી નહિ.

(૩) આંખ દુઃખવા આવ્યા પછી અને પાણી તથા પીયા-ચીપીઆ આવવા લાગે ત્યારથી આંખે ખુલ્લો હાથ નહિ લગાડવો પણ સ્વચ્છ કપડા વડે આંખ સાફ કરવી. કદાપિ આંખને ઘુંસવી નહિ. બાળક એમ કરતું હોય તો તેને અટકાવવું.

(૪) આંખનો દર્દી રાત્રે સુવે છે તો તેને પીડાથી આંખ વીંચાતી નથી, અને ઉંઘમાં પડે છે ત્યારે આંખમાં પાણી ભરાઇ જવાથી તે જાગી ઉઠે છે. પછી દરદી ભલે બાળક કે મોટું હોય. અર્થાત્ આંખ વીંચવા છતાં નીચે–ઉપરનાં પોપચાં ચોટી ન જાય અને પેદા થયેલું પાણી ઝરી જાય તો પીડા થાય નહિ. તે માટે વેસેલાઇન તો. ૧ અને બોરીક એસીડ તો. ૦। બન્ને મેળવી તેનો મલમ કરી રાખવો. આ મલમ સુતાં અગાઉ મેશ આંજે છે તેમ આંખનાં પેઢાંમાં આંજવાથી આંખો ચોટી જતી નથી અને પેદા થયેલું પાણી ઝમી જાય છે.

(૫) આંખ ધોવાની જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે જે મળ્યું તે પાણીથી નહીં ધોતાં સ્વચ્છ પાણીને ગરમ કરીને તેમાં થોડુંક નાંખી એ નવશેકા પાણીથી આંખ ધોવાથી સ્વચ્છ બને છે અને આંખનો ચેપ નીકળી જાય છે. બોરીક નાંખેલા ગરમ પાણીનું પોતું આંખે મૂકવાથી સારૂં લાગે છે અને વળી સોજો પણ હલકો બને છે.

આંખો માટે દવાઓ તો દેશી ઘણી છે, પણ અમારા અનુભવમાં આવેલી તે સાચી સમજી ઉપર આપી છે. વિદેશી દવામાં હરકોઇ માણસ સહેલાઇથી આંખના દુઃખાવામાં વાપરી શકે એવાં બે લોશન નીચે બતાવું છું :

૧ બોરીક ગ્રેન ૧૫, ઝીંક સલ્ફર ગ્રેન ૨, સારૂં ગુલાબજળ ૧ આઉંસ. ત્રણે મેળવી લઈ વાદળી રંગની બાટલીમાં ભરવું.

૨ આરજીરોલ ગ્રેન ૧૫, બાષ્પજળ આઉંસ ૧ આ બેઉ મેળવી લઇ વાદળી રંગની બાટલીમાં ભરવું.

આ બન્ને આંખમાં નાંખવાની દવા પ્રમાણસર બનાવી ઘરમાં રાખવા જેવી છે. આંખના દુઃખાવા અને આંખ આવવા ઉપર બન્ને દવાઓ રબરની ટોટીવાળી કાચની નળીથી આંખમાં નાંખી શકાય છે.

* * *

# પ્રકરણ ૪૬ મું

## બાળાગોટલી અને બાળાગોળી

બાળકોને નાના વ્યાધિઓ માટે જેમ જુદી જુદી ચીજોના ઘસારા આપીને વ્યાધિથી મુક્ત કરવાની પ્રથા જૂના ડોશીવૈદામાં ચાલતી હતી, અને હજી પણ ચાલી આવે છે, તેવી જ રીતે નાનાં બાળકોને વધતી જતી ઉમરના પ્રમાણમાં તથા તેના દુધના આહારને કારણે અને તેને દાંત આવવાની તકલીફના કારણે વિવિધ જાતનાં ઓસડીઆંઓ એકઠાં કરી તેને ખાંડી કુટીને એક મોટી ચપટા આકારની અથવા શંકુ આકારની ગોળી–ગોટલી બનાવી રાખવી, અને તેમાંથી બાળકને રોજ ઘસીને આપવી. આવી પ્રથા પણ ઘણા વખતથી પ્રચલિત છે. એને કાઠિયાવાડમાં બાળાગોટલી કહે છે, અને તેને ગુજરાતમાં બાળાસોગઠી કહે છે.

બાળાગોટલી અથવા બાળાસોગઠી મુળ તો ઘરવૈદાની વસ્તુ છે. ઘરઆંગણે અથવા ગાંધીને ત્યાં મળતાં પાંચ–પંદર ઓસડીઆં સમજી વિચારી ઘરની વૃદ્ધાઓ એકઠી કરીને આવી બાળાસોગઠીઓ બનાવી, બાળકને આપતી. એમાં દ્રવ્યો એવી જાતનાં ગોઠવવામાં આવતાં કે બાળક જે ધાવણ ધાવે અથવા ઉપરથી તેને દુધ આપવામાં આવે તે બરાબર તેને પચી જાય, કૃમી ન થાય, બહારની શરદી તેને ન નડે અને બાળકને મળ–મૂત્ર સાફ થતાં રહે, તેનાં હાડકાં પોષાય અને બાળકનું શરીર સારી રીતે વિકાસ પામે તથા બહારના સંક્રામક રોગોથી બાળક બચી જાય. આવી જાતની સોગઠીઓ ઘેર બનાવીને બાળકોને અપાતી એટલે બાળકોને વારંવાર વૈદ્ય અને ડોક્ટરોની દવાઓની જરૂર પડતી નહોતી.

ભરૂચના સેવાભાવી–જનતાના સાચા સેવક ડોકટર ચંદુલાલભાઈની 'ભરૂચ સેવાશ્રમ' માં મને તા. ૨૧ : ૭ : ૧૯૪૨ના મંગળવારે

મુલાકાત થઇ. હું વૈદ્ય છું, એવી મેં મારી ઓળખાણ આપ્યા પછી તેમણે મને કહેલું કે 'જનતા પોતાનાં દર્દો માટે સ્વાશ્રયી બને તો અને આપણા આંગણે થતી ઔષધી જે જૂના જમાનામાં ઓળખીને વપરાતી તે પ્રમાણે વપરાય તો દેશને ઘણો જ ફાયદો થાય.' ડોકટર ચંદુલાલભાઇના નામથી તો આજે જનતા અજાણ નથી જ. તેઓએ વાર્તાલાપ દરમ્યાન કહેલું કે 'અમે બાળક હતા ત્યારે ઘરમાં માતાજીના હરડે જેવી વનસ્પતિઓના ઘસારા પીને જ મોટા થયા હતા. તે દિવસે ડોકટરો અને વૈદ્યોને ત્યાં બાળકોને બહુ લઇ જવાની જરૂર નહોતી પડતી. પરંતુ આજે એ ઘરવૈદું વિકાસ પામવાની ઘણી જરૂર છે.'

પોતે વિલાયત જઇ આવેલા અને એલોપથીના બહુ ઉંચા ચિકિત્સક છે અને તેમણે કેટલાંય વર્ષોથી પોતાનું જીવન જનકલ્યાણની ખાતર અર્પણ કરેલું છે. તો પણ એમનું દેશી વૈદક અને જૂની પ્રણાલિ પ્રત્યેનું આટલું મમત્વ જોઇ ખરેખર મારા જેવા આયુર્વેદના ઉપાસકને બેહદ આનંદ થાય છે. તો પણ મને એક દુઃખ એ જરૂર થયું કે ડો. ચંદુલાલભાઇના તપના ફળ રૂપે જનતાની સેવા ખાતર જન્મેલા આ 'ભરૂચ સેવાશ્રમ'ની હોસ્પીટલમાં બધી જ દવાઓ એલોપથી પ્રમાણે નિર્માણ થઇ રહેલી છે. આવી હોસ્પીટલમાં એકાદ ભાગને આયુર્વેદિક વિભાગ તરીકે રાખવાનું આયુર્વેદ પ્રત્યે આટલું મમત્વ ધરાવનાર ડો. ચંદુલાલભાઇના દિલ ઉપર કેમ નહિ આવ્યું હોય? અગર તો ડો. ચંદુલાલભાઇના એ માનવસુશ્રુષા કરવા માટે ઉત્પન્ન થયેલા સેવાશ્રમ વખતે એમની દૃષ્ટિ એ તરફ વાળી શકે એવો કોઇ સહયોગી વૈદ્ય એમને નહિ મળ્યો હોય?

મારો કહેવાનો આશય એ છે કે આપણા દેશના મહાપુરૂષોને આપણાં દેશી ઔષધો પ્રત્યે મમત્વ હોવા છતાં આયુર્વેદના વિકાસ માટે સક્રિય રીતે કોઇ કાર્ય એમનાથી થઇ શકતું નથી. એટલી હજી દેશી વૈદકની અને આમજનતાની કમનસીબી છે.

ચાલો, હવે મારા મૂળ વિષય ઉપર આવું: બાળકોને આપવામાં આવતી બાળાગોટલી અને બાળાસોગઠીઓ એ ખરાબ તો નથી. પણ એ બાળાસોગઠીઓએ જ્યારથી બજારૂ રૂપ પકડ્યું છે અને તે ઘરમાં માતાઓ બનાવતી ભૂલી ગઇ છે ત્યારથી આવી બાળાગોટલીઓ અને સોગઠીઓએ બાળકને લાભને બદલે નુકસાન કર્યું છે એમ હું નિઃસંકોચપણે કહી શકું છું.

અને તે એટલા માટે કે દવાઓના વેપારીઓ બાળાસોગઠી ગમે તેવી સુંદર રીતે બનાવે તોયે દરેક બાળકને એ એક જ જાતની બાળાગોટલી માફક આવે નહિ અને એ વેપારી દૃષ્ટિએ બનાવેલી બાળાગોટલી દરેક બાળકને તંદુરસ્ત બનાવવાનો દાવો તો કરતી જ હોય છે. પરંતુ હું એ માનવાને તૈયાર નથી.

તૈયાર નથી શા માટે, તેનું કારણ સમજાવું. એક બાળક એવું છે કે એને જન્મથી દસ્ત બરાબર આવતો જ નથી અને એને દસ્ત બરાબર આવતો નથી એથી બાળક પુરૂં ધાવતું નથી, અને ધાવતું નથી એટલે એના શરીરનો વિકાસ જોઇએ તેવો થતો નથી તથા અર્ધું માંદલું રહે છે. એ બાળકની તંદુરસ્તી વધારવા ખાતર બજારમાં બહુ વખાણ પામતી બાળાગોટલી માતા લઇ આવે અને એ બાળકને આપે. ગોટલી બનાવનારે તેની ગોટલીમાં જાયફળ, જાવંત્રી, કેશર, ખસખસ વગેરે ઓસડો નાંખ્યાં હોય. પછી બાળક ઉપર તેની કેવી અસર થાય? હું કહું છું કે જરૂર વિરૂદ્ધ અસર થાય. એક તો બાળક મળાવરોધનું દરદી હોય અને ઉપરથી તેને જાયફળ, જાવંત્રી, વગેરે જેવી ગ્રાહી વસ્તુઓની બનેલી મળસ્તંભક ગુણવાળી ગોટલી પીવરાવે તો તે જરૂર ફાયદાને બદલે નુકસાન જ કરે.

બીજું એક બાળક જન્મથી અથવા જન્મ પછી એવું છે કે એને ધાવણ પચતું નથી, અને દિવસમાં દશ વખત કુચાપાણી જેવા

ચરકપરક ઝાડા થયા કરે છે. એવા બાળકને તંદુરસ્ત બનાવવા માટે બજારૂ વખણાતી બાળાગોટલી લઇ આવે અને આપે. એ ગોટલીની અંદર તેના બનાવનારે એળીઓ, કડુ, હીમેજ જેવાં દ્રવ્યો નાંખ્યાં હોય. અને બાળકને એ બાળાગોટલી આપવામાં આવે તો તેની શી અસર થાય? હું કહું છું કે તેની ખરાબ અસર જ થાય.

એટલા માટે કે એ બાળકને દસ્તાવર તથા રેચક દ્રવ્યોની જરૂર નથી, પણ પાચક અને ગ્રાહી તેમ જ મળબંધન કરનાર દ્રવ્યોવાળી ગોટલીની જરૂર છે.

એટલે જ હું ઉપર કહી ગયો કે ઘરઆંગણે બાળકની પ્રકૃતિ અને તેના શરીરના બંધારણને સમજી એવાં ઓસડીઆંની યોજના કરવી જોઇએ; અને એકેક બાળકની દૃષ્ટિએ જો આવી બાળાગોટલી બાંધવામાં આવે તો જ બાળાગોટલી બચ્ચાંઓને આપવાનો હેતુ સચવાય. માત્ર જાહેરખબરથી બાળકોના બધા રોગને દૂર કરનારી બાળાગોટલી બાળકોને આપવી એ ઘણું ખરાબ છે.

આવી બાળાગોટલીથી બાળકોમાં આવતા અનિષ્ટ પરિણામનું બીજું પણ એક કારણ છે, અને તે બાળાગોટલીમાં વપરાતાં વિષારી અને માદક ઓસડીયાં છે.

બાળક જન્મથી કાંઇ હસતું રમતું રહેતું હોતું નથી. દુનિયામાં આવ્યા પછી ધીરે ધીરે એ જેમ જેમ હવા–જગતની હવા ખાતું જાય તેમ તેમ હસતું રમતું અને ખેલતું બને છે. એ પહેલાં તો તે અનેક વખત રડે છે, ઉંઘ લે છે અને ઉઠે છે. એને થતાં સુખ-દુ:ખ એ જણાવી શકતું નથી, છતાં તેના તન–મન પર જુદી જુદી અસર થવાથી એ વિષે તેને લાગણી થાય છે અને તે વારંવાર રડવા લાગે છે, રાત્રિમાં એ અનેક વખત જાગી ઉઠે છે.

આ વાત માતાઓને ગમતી નથી. એટલે એ લાગલાગટ બે ચાર કલાક ઉંઘી રહે, ઉંઘમાંથી વારંવાર ઉઠવા ન કરે અને રડી ન

ઉઠે, એવું ઘરકામ પતાવવાની લોભી અને આખો દિવસ ઘરના ઢસરડા કરીને રાત્રે નિરાંતે ખલેલ વગરની ઉંઘ કાઢવાની ઇચ્છુક માતાઓ ઇચ્છે છે, અને તેથી એવી જાતની બાળાસોગઠી કે બાળાગોટલી બાળકને આપવા લલચાય છે કે જે આપવાથી બાળક લાંબી ઉંઘ કાઢે.

અને એમનાં દિલની ભાવનાઓને સમજી જનાર બાળાસોગઠી અથવા બાળાગોળી વેચનાર વૈદ્યો કે વેપારીઓ એમની સોગઠીમાં ખાસ કરીને અફીણ અથવા ભાંગ અથવા પોશના દોડાને ઉકાળીને તેનું બનાવેલું ઘન નાંખે છે.

ઉપર બતાવેલાં દ્રવ્યો માદક અસર કરીને બાળકને ફરજીયાત લાંબી ઉંઘ લેવડાવે છે.

એટલું જ નહિ પણ અફીણવાળી કે ભાંગવાળી બાળાસોગઠી પીનાર બચ્ચું શરૂઆતમાં તો ઘણું રમતીયાળ અને પ્રફુલ્લિત પણ જણાય છે. એટલે એવી બાળાસોગઠી વેચનાર વેપારીને તડાકો પડે છે અને માતાઓને જોઇતું જડે છે.

પરંતુ એવાં દ્રવ્યોવાળી બાળાગોટલીથી બાળકોનાં શરીર ઉપર ઘણી માઠી અસર થાય છે. બાલ્યકાળમાં જે બાળકને અફીણ–ભાંગવાળી બાળાગોળી કે સોગઠી આપી હોય છે તેની મોટી ઉમરમાં પણ તેનો સફરો–મોટું આંતરડું સંકોચાયેલું બની જાય છે. એની સ્વતંત્ર શક્તિ જતી રહી હોય છે અને એ હમેશનું કબજીયાતના દર્દવાળું અને સંગ્રહણી કે એપેન્ડીસાઇટીસનું દરદી બની જાય છે.

એટલે મને એ કહેવાની પણ બહુ આવશ્યકતા જણાઇ છે કે હમેશાં ઘસારાના રૂપમાં અગર નિયમિત આપવામાં વપરાતી સોગઠી કે ગોળીમાં અફીણ અથવા ભાંગ કે એવી કોઇ માદક વસ્તુ નાંખવી એ બાળકના હિતમાં નુકસાનકર્તા છે.

હવે આપને કેટલાક બાળાસોગઠી અને બાળાગોટલી તથા બાળાગોળીના પાઠો બતાવું અને બાળકની પ્રકૃતિ પ્રમાણે કેવી બાળાસોગઠી

બનાવી તેને આપી હોય તો તેને માફક આવે, તેની પણ સમજુતી આપીશ કે જેથી માતાઓ પોતાના બાળક માટે તે ઘેર બનાવીને વાપરે અને બાળકોને તંદુરસ્ત બનાવે. બાળકો માટેના ઘસારા પછી, ઘસારાના એક અંગ તરીકે બાળાસોગઠીની બનાવટો અને તેને અંગેનું વિવેચન મને આ સ્થળે ઉપયોગી જણાયું છે.

આ નીચે નાના બાળકોને આપી શકાય અને રોજનું બંધારણ કરાવી શકાય તેવી જુદી જુદી જાતની બાળાસોગઠીઓ બતાવી છેઃ

**સોગઠી નં. ૧**

મોટી હરડે, વાવડીંગ, વાપુંભા, અતિવિષની કળી, કીરમાણી અજમો, સુવા, તજ, કાંચકાના ગોળા, ઇંદ્રજવ, કપુરકાચલી, કેશર, મોરપીંછાને બાળીને કરેલી રાખોડી, ચંપાની કળી, સીંધવ, કડુ.

ઉપર બતાવેલું દરેક ઔષધ એકેક તોલો લઇ, તેને બારીક ખાંડી બધાંને ખરલમાં નાંખવાં અને તેનો મસાલો શીરા જેવો થાય તેટલો કુંવારનો રસ તેમાં નાંખીને ઘુંટવું. તે સુકાઇ જવા જેવું થાય એટલે તેની સોપારી જેવડી શંકુ આકારની સોગઠી વાળીને છાંયે સુકવીને રાખી મુકવી.

સવા મહિનાનું બાળક થયા પછી આ સોગઠીમાંથી બે રતીનો ઘસારો સવારમાં જરા પાણી સાથે બનાવીને પાવો. સવારમાં એક વખત જ આપવાની જરૂર છે.

આ રીતે આ કડુ, વાયુહર ઓસડીઆંના મિશ્રણવાળી સોગઠીમાં એ જાતનાં ઓસડીઆંની યોજના છે કે બાળકને માતાના દુધથી કોઇ પણ જાતનો વાયુ થાય નહિ, કૃમી પેદા થાય નહિ, દુધ બરાબર પચે, દુધમાંથી સત્વ શોષણ કરનારી પાચક અવયવની શિરાઓ કામ કરી, દુધમાંથી રસ શોષી, તેનું લોહી બરાબર બનાવી, દસ્ત બરાબર લાવે, અને નાના બાળકને વારંવાર થતા ઝાડા, ઉલટી, વાયુ, શરદી અને વાઉખેળાથી બાળકનું રક્ષણ કરે. તેનાં હોજરી,

આંતરડાં, લીવર, કીડની અને પાંક્રિયાઝને મદદ કરે. એ પ્રકારની આ યોજના છે, છતાં તેમાં કોઇ પણ વિષારી તત્વો નથી, તેમ ધાતુ–માત્રાનાં તત્વો પણ નથી. હા, માત્ર મોરપીંછની ભસ્મમાં છૂપું તાંબુ સમાયેલું છે, પરંતુ તે બાળકોને ઘણી ઝડપી મદદ કરે છે. એટલે એ આપવામાં કોઇ પણ જાતની અડચણ નથી. સુલભતાથી બનતી આવી સોગઠી માતાઓ ઘરમાં બનાવી રાખીને બાળકને આપે.

## સોગઠી નં. ૨

વાવડીંગ, વાપુંભા, સંચળ, ઇંદ્રજવ, કરીયાતુ, સુંઠ, હરડેછાલ, દેકામાળી, વજ, જાયફળ, જાવંત્રી, પિત્તપાપડો, કડુ, કાળીજીરી, અંચકાના ગોળા, કુલંભો, અતિવિષ, એળીઓ, રેવંચીનો શીરો.

ઉપરની સમગ્ર ચીજ સરખા વજને લઇ, બારીક ખાંડી, તેને ખરલમાં નાંખી, ગુલાબજળમાં ઘુંટીને સોપારી જેવડી સોગઠી બનાવી, છાંયે સુકવી લેવી.

જે બાળક જન્મથી કબજીયાત ધરાવનારૂં છે અથવા જે માતાના ઉદરમાંથી કુપથ્યને લીધે અથવા માતાની સગર્ભાવસ્થામાં માટી ખાવાની બુરી ટેવને લઇને બાળકનું લીવર નબળું છે, જન્મથી દસ્ત બરાબર આવતો નથી, અને વાયુ તથા પિત્ત પ્રકૃતિનું અને તાવની ફરિયાદવાળું રહે છે, એ ધરાઇને ધાવતું નથી અને પુરો દસ્ત કરતું નથી, તેવા બાળક માટે હમેશાં અથવા જ્યારે જ્યારે તેને ઉપદ્રવ થઇ આવે ત્યારે ત્યારે આ સોગઠીને ઘસીને સવાર–સાંજ આપવાથી તેનો દસ્ત સાફ થાય છે, માતાના કુપથ્યના પરિણામે રહેલો ભાર દૂર કરે છે, દસ્ત સાફ આવી જાય છે, પેટને નરમ કરે છે, તાવને દૂર કરે છે. એવી આ સોગઠી બનાવી ઘરમાં રાખી, બાળકના ભાર વખતે, માટી ખાવાના પરિણામે લીવરના દોષથી આવતા તાવ વખતે આ ઘસારો આપો. એથી વૈદ્ય–ડોક્ટરોનાં દવાખાનાં જોવાં નહિ પડે.

### સોગઠી નં. ૩

અજમોદ, હીમેજ, રેવંચીની લાકડી, ફુદીનો, પિત્તપાપડો, બીજોરાનું મૂળ, દેકામાળી, રામતુલસીનાં પાન, કોલંબો, મીઠો કુષ્ટ, કુમરકાકડી, કરીયાતુ, મરડાસીંગી, ગોરોચન, પુષ્કરમૂળ, કાકડાસીંગી.

ઉપરની બધી ચીજો એકેક તોલો લેવી, અને માત્ર રેવંચીની લાકડી અરધો તોલો લઇને તે બધાંને બારીક ખાંડી ખરલમાં નાંખીને એક દિવસ અરડુશીનાં પાનનો રસ નાંખી ઘુંટવું, એક દિવસ કુંવારનો રસ નાંખી ઘુંટવું, એક દિવસ બાવળની છાલનો ઉકાળો નાંખી ઘુંટવું. પછી સોગઠી બનાવી છાંયે સુકવી રાખવી.

જન્મથી છાતી નબળી લઇ આવનાર, વારંવાર શરદી થઇને સળેખમ રહેનાર, સસણી ઘડી ઘડી થઇ જતી હોય, વારંવાર નાક દદડયા કરતું હોય અને કાન ખંજવાળ્યા કરતું હોય, એવા બાળકના છાતીના, ફેફસાંના, શ્વાસનળીના રોગ, અને એના અંગે આવતો ઝીણો તાવ ધરાવનાર બાળક માટે, તેને ઉપદ્રવ વખતે અથવા હમેશાં સવારમાં બે થી ત્રણ રતીનો ઘસારો કરી, સહેજ મધ મેળવીને આપવાથી બાળકને તે રોગોમાંથી મુક્ત કરે છે.

### સોગઠી નં. ૪ ( અમીરી સોગઠી )

બસરાઇ અણુવીંધ મોતીને સાચા ગુલાબજળમાં ઘુંટીને કરેલી પીષ્ટી તો. ૧, વાંસકપુર તો. ૧, ગોરોચન તો. ૧, ગોદંતી ભસ્મ તો. ૧, કેશર તો. ૧, કસ્તુરી તો. ૦।, કમરકાકડીનાં અંદરનાં મીંજ તો. ૧. સોનાનો વરખ તો. ૦।, ચાંદીના વરખ તો. ૦।, માણેકની પીષ્ટી તો. ૧, પીંપરીમૂળના ગંઠોડા તો. ૧, તુલસીનાં પાન તો. ૧, ખેરસાર તો. ૧, ગળોસત્ત્વ તો. ૧.

સર્વ વસ્તુને બરાબર ખાંડી–મેળવી, પાકા પત્થરની ખરલમાં નાંખી પાંચ તોલ પોશદોડાને પાશેર પાણીમાં નાંખી, બે ઉભરા આવે એટલે ઉતારી, એ ઉકાળાની અંદર એક દિવસ ઘુંટવું. ત્યારબાદ

એક તોલો તુલસીનો રસ અને એક તોલો પાનનો રસ નાંખી-ઘુંટીને સોગઠી બનાવવા છાંયે સુકવી રાખવી.

જન્મથી નબળું-દુબળું બાળક ધાવવા છતાં શરીર લેતું ન હોય, ધાવ્યા પછી ઉલટી કરીને કાઢી નાંખતું હોય, પાતળા, કુચા-પાણી જેવા ઝાડા થતા હોય, ઉમર વધવા સાથે શરીર ખીલતું ન હોય, ડોકટરો કેલસ્યમની ખામી જણાવતા હોય, હાડકાં નબળાં હોય, પેશાબમાં સફેદ પદાર્થ જતો હોય, શરદ પ્રકૃતિ હોય, છાતી નબળી હોય, ધરાઇને ઉંઘતું ન હોય, અને છોકરૂં હૃષ્ટપુષ્ટ થાય, મગજ ખીલે, છાતી મજબૂત થાય, બુદ્ધિ વધે, જ્ઞાનતંતુને પુષ્ટિ મળે એવી જાતનાં ઔષધોની શોધમાં હો, ત્યારે આ બાળાસોગઠી બનાવીને રોજ બે રતીનો ઘસારો મધ મેળવીને આપી જોજો. મજાનું રાતી રાયણ જેવું, નવા લોહીથી તસતસતું, હસું હસું થતું, દાંત આવતી વખતની પીડાથી બચતું, ચીડીઆ સ્વભાવ વગરનું, બહારના સંક્રામક રોગો અને શરદીથી બચતું બાળક આ સોગઠીથી બનશે. બચ્ચા માટે શક્તિની સેંકડો આવતી વિદેશી બાટલીઓથી હજારગણી ઉત્તમ આ દવા છે. એ મોંઘી જરૂર બને છે, પણ ઇશ્વરે સંપત્તિ આપી હોય તો તમારા બાળક માટે આ સોગઠી આપજો. નીરોગીને-રોગીને સર્વને આપી શકાય છે. ઘણી મોંઘી બનતી હોવાથી તેનું નામ અમીરી સોગઠી રાખ્યું છે.

### સોગઠી નં. ૫

ફુલાવેલી પાટલાસીંગ, અજમોદ, તજ, સુવા, વાવડીંગ, વાપુંભા, ઇંદ્રજવ, કરમાણી અજમો, પીંપર, પીંપરીમુળ, વચકાવલી, જાયફળ, જાવંત્રી, અક્કલકરો, સુંઠ, કરીયાતુ, કોલંભો, કડુ, પાનની જડ, સંચળ, સીંધવ, દેકામાળી, કાંચકાના ગોળા શેકેલા, ફણસફાકડો, મરડાસીંગી, એલચી, અજમો, અન્નીસુ, સુંઠ, સોનામુખી, ગુલાબનાં ફુલ, હીમેજ, કેશર, ગરણીનાં બીજ, અતિવિષની કળી,

વરીયાળી, જેઠીમધ, હરડેદળ, ફુલાવેલો ટંકણખાર, જવખાર, સુરોખાર, કાકડાસીંગ.

આ સઘળી વસ્તુ સરખા ભાગે લઇ–બારીક ખરલમાં નાંખી, ફુદીનાનો રસ તેની અંદર એ દુધપાક જેવું જાડું થાય તેટલો નાંખી ઘુંટવું. સોગઠી વાળી–તડકે સુકવી, બરાબર અંદરથી સુકાઇ જાય પછી બરણીમાં ભરવી.

દરરોજ અથવા બીજે ત્રીજે દિવસે બે રતીનો ઘસારો ધાવણાં બાળકને આપવાથી ઝાડા વધારે થતા હશે તો બંધ કરશે, કબજીયાત રહેતી હશે તો દસ્ત લાગશે, કૃમી, સસણી, વરાધ, વાવલી, જેવા રોગને મટાડી, ભૂખ લગાડે છે અને થનાર રોગો સામે બાળકનું રક્ષણ કરે છે. બાળકને થતાં તમામ દર્દો સામે નજર રાખીને આ સોગઠીની યોજના છે, છતાં એ નિર્દોષ વસ્તુ છે. હરકોઇ બાળકને આપી શકાય છે.

અત્યારસુધી આપવામાં આવેલી સોગઠીઓ નિર્દોષ છે. કોઇ પણ નુકસાન કરનાર તત્વ અંદર નથી, ઝેરી ચીજ નથી. આ સોગઠીઓને બદલે રતી રતીની ગોળી બનાવીને પણ રાખી શકાય છે. સોગઠી ઘસવામાં પ્રમાણ સચવાય નહિ એમ લાગે તો સોગઠીને બદલે તેની ગોળી વાળી રાખવી સારી છે અને તેને બાળાગોળી પણ કહી શકાય.

ઉપદેશ આપવો એ જુદી વસ્તુ છે, તેને વર્તનમાં મૂકવો એ જુદી વસ્તુ છે. અમારા ઝાલાવાડ–કાઠિયાવાડ અને કચ્છમાં બાળકોને બાળાગોટલી અને બાળાગોળીમાં અફીણ આપવાનો ઘણો જૂનો રીવાજ છે. સેંકડો માતાઓ માને છે અને કહે છે કે બાળકને સોગઠીના રૂપમાં ઘણા જ ઓછા અંશમાં અપાતું અફીણ નુકસાન નથી કરતું, પણ સારો લાભ કરે છે! અને બાળકને થતા રોગથી તેનું રક્ષણ કરે છે!

એટલે મારા જેવા વૈદ્યો તેમને અફીણની વિરૂદ્ધ સમજાવવા છતાં તેઓ અફીણવાળી બાળાગોળી અને સોગઠીને છોડી શકતાં નથી.

વળી અફીણના મિશ્રણવાળી બાળાગોળી પીનાર કેટલાંયે બાળક મને બતાવવામાં પણ આવ્યાં છે અને મેં તેમને તંદુરસ્ત જોયાં છે. કદાચ ઝેર એ ઝેર હોવા છતાં કેટલાંક બાળકોને અમૃત પણ બનતું હોય, અને જેમને ગમે તેટલો ઉપદેશ આપવા છતાં પોતાના બાળકને અફીણના મિશ્રણવાળી બાળાસોગઠી કે બાળાગોળી આપવાનું દિલ જ રહેતું હોય, તેમને પ્રમાણસર અફીણવાળી સારી સોગઠી મળી જાય એ હેતુને સામે રાખી એક એવી પણ બનાવટ આ નીચે આપું છું. અફીણ આપવાનો મારો વિરોધ છે, છતાં કોઇને જો આપવું જ હોય તો તે પણ પદ્ધતિસર નુકસાન ન કરે એ રીતે આપવું જોઇએ,

**સોગઠી નં. ૬ (અફીણવાળી)**

કેશર તો. ૧, અફીણ તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, એળીઓ તો. ૧, ઇંદ્રજવ તો. ૧, કાંચકાના ગોળા તો. ૧, વાવડીંગ તો. ૧, વાપુંભા તો. ૧, એલચી તો. ૧, સુવા તો. ૧, સંચળ તો. ૧, પાટલાહીંગ શેકોને તો. ૧, અજમો તો. ૧.

એ સર્વને ખાંડી નાંખી પ્રથમ અફીણ ને નાગરવેલનાં પાનનો રસ કાઢી તેમાં ઘુંટવું અને પછી તેમાં બીજી ખાંડેલી ચીજો મેળવીને બાજરીના દાણા જેવડી ગોળી વાળવી અથવા તો સોપારી જેવડી સોગઠી બનાવી સુકવી લેવી.

ઝાડા, મરડો અતિસાર, વગેરેમાં ફાયદો કરે છે, દુધ પચાવે છે, ઝાડાને બાંધીને લાવે છે, ન થતો હોય તો ઝાડો પચીને થાય, બાળક મીઠી ઉંઘ લે, ઉઠે ત્યારે ખૂબ રમે, ઉલટી–કૃમીનો નાશ કરે, પેટની ચુંક અને વાયુને બેસારે. તેમાં અફીણ આવતું હોવાથી તે પ્રમાણસર આપવી. રાત્રે રોયા કરતા અને ધરાઇને નહિ રમતા બાળકને મીઠી ઉંઘ લેતું અને રમતું બનાવવાની આ ગોળીમાં તાકાત છે.

*     *     *

# પ્રકરણ ૪૭ મું

## બાળકના મહા વ્યાધિઓ: વરાધ

બાળકના વ્યાધિ સંબંધમાં વિવેચન કરતાં તેને થતા સામાન્ય વ્યાધિઓ અને તે સામાન્ય વ્યાધિમાં ઘરઆંગણે સાદા અને સહેલા ઉપાયોથી બાળકને તંદુરસ્ત બનાવી શકાય એવા ઉપાયો, અગાઉનાં પ્રકરણોમાં હું આપી ચૂકયો છું. હવે બાળકના મહા વ્યાધિ સંબંધમાં લખવાનું રહે છે.

બાળકોને કેટલાક એવા વ્યાધિઓ થાય છે કે જેનું પ્રથમ નિદાન કરવું—એમાં પુરતી ચોકકસાઇ અને અભ્યાસની જરૂર છે, તેની સાથે અનુભવની પણ તેટલી જ જરૂર છે. કારણ કે બાળકને વાચા નહિ હોવાથી તેના શરીરમાં થતા વ્યાધિનાં ચિહ્નો તે જણાવી શકતું નથી અને તેના દરદને તે વ્યકત કરી શકતું નથી. એટલે સામાન્ય રીતે તેના શરીરનાં ચિહ્નો જોઇ, નાડીનિદાન કરીને અને તેની માતાને પૂછગાછ કરીને કઇ જાતનો વ્યાધિ છે તે ચોકકસ કરવું પડે છે; અને પછી તે તે ઉપચારો કામે લગાડવા પડે છે. એટલે મારૂં માનવું છે કે તેવા વ્યાધિમાં હરેક કુટુંબને સારા ચિકિત્સક અથવા બાળચિકિત્સકની જરૂર પડે છે.

આયુર્વેદ તો કહે છે કે જેટલા વ્યાધિઓ મોટી ઉમરનાં બાળકોને થાય છે, તેટલા જ વ્યાધિઓ નાનાં બાળકને પણ થાય છે. અને જે ઔષધો મોટાને અપાય છે તે ઔષધો પ્રમાણ (માત્રા)નો ખ્યાલ રાખીને બાળકને પણ અપાય છે. આયુર્વેદનું માનવું છે કે ઉમરમાં માનવી નાનો યા મોટો હોવા છતાં વ્યાધિ કાંઇ નાનો કે મોટો હોતો નથી.

આ વાત અમોને ઠીક લાગે છે. પરંતુ અમારી માન્યતા છે કે બાળકોને જેટલા પ્રમાણમાં રસ, માત્રા અથવા વિષમિશ્રિત ઔષધો

ઓછાં અપાય તેટલું વધારે સારૂં, અને જેટલું કાષ્ટિક ઔષધથી બાળકને વ્યાધિમાંથી મુક્ત કરી શકાય તેટલું વધારે ઉચિત છે. છતાં પણ ચોક્કસ પ્રકારના વ્યાધિમાં કેટલાક રસો સુંદર કામ કરી જતા અનુભવ્યા છે. ચિકિત્સક તે તે ઔષધોનો પરિપકવ દ્રવ્યોથી નિર્ણય કરે તો બાળકો ઉપર તેની ઘણી સારી અસર પણ થાય છે. એટલે મહા વ્યાધિ વિષે લખતાં પહેલાં એ ઉદ્દેશથી આ સૂચના લખવી પડે છે કે વૈદ્યો સિવાય, બચ્ચાના આવા વ્યાધિમાં ઘરગથ્થુ ઉપાય માનીને, વૈદકના જ્ઞાન અને અનુભવ વગરના માનવીએ તેવો કોઈ ઉપચાર કરવો નહિ, પણ ચિકિત્સકની સલાહ પ્રમાણે વર્તવું જોઈએ.

જો કે આખું પુસ્તક સામાન્ય જનતા તેનો ઉપયોગ કરે એ દષ્ટિથી લખેલું છે. છતાં ચિકિત્સકો પણ અમારા અનુભવમાંથી કાંઈક તેમને ઉપયોગી મેળવી શકે અને સામાન્ય જનતાની માફક ચિકિત્સકો અને ઉપચારકોને પણ આ પુસ્તક ઉપયોગી થઈ પડે એ હેતુથી અઘરી ચિકિત્સાનો પણ સમાવેશ આ ગ્રંથમાં સંકલવામાં આવ્યો છે. એથી બાળકોને માટે જરૂરી એવી બાબતો અને ચિકિત્સા માત્ર એક જ પુસ્તકમાં સમાવેશ પામે તો કેટલેક અંશે બાળચિકિત્સાગ્રંથ તરીકે પૂર્ણ ગણાય.

હું સંપૂર્ણ એટલા જ માટે નથી કહેતો કે આ ગ્રંથમાં પણ અપૂર્ણતા તો રહેતી જ હશે અને રહેવાની. એટલે જ કેટલાક અંશે પૂર્ણ કરીને પણ હું સંતોષ માનવા પ્રયત્ન કરીશ.

પાઠકને બીજી થોડીક હકીકત કહી દઉં : બાળકના મહા વ્યાધિઓના નિદાન માટે જો હું પદ્ધતિસર લખું તો તે ઘણું અઘરૂં બની જવા સંભવ રહે છે. પૂર્વરૂપ, સંપ્રાપ્તિ, સ્વરૂપ–વગેરે વ્યાખ્યાઓ જો માત્ર આયુર્વેદના મહાગ્રંથોની રીતે લખાય તો શૈલીમાં સરલતા આવવી મુશ્કીલ બની જશે. એટલે હું મારી રીતે જ વ્યાધિનાં પાંખીઆંઓ

સંભાળી લેતો, જે રીતે સરલતા સાંપડે એ રીતેજ આપીશ. એથી સામાન્ય જનતા વિશેષ નહીં તો બાળકના મહા વ્યાધિમાં પણ કાંઇક સમજતી અને ઉપચારોમાં ચિકિત્સકને સાથ આપતી થશે.

બાળકોને થતા વ્યાધિઓ પણ એટલા બધા છે કે તે મહા વ્યાધિનું સંપૂર્ણ સ્વરૂપ આલેખતાં એક સ્વતંત્ર પુસ્તક લખવું પડે. એટલે આ ગ્રંથમાં તો ખાસ મુખ્ય વ્યાધિઓ સંબંધે જ લખીશ. પ્રથમ આપણે બચ્ચાને થતા મહા વ્યાધિ 'વરાધ' સંબંધે વિવેચન કરીશું.

સાધારણ ગુજરાતી ભાષામાં એને વરાધ કહેવામાં આવે છે. હિંદીમાં 'પસલી રોગ' અને યુ. પી. માં 'ડબ્બા' નામનો રોગ કહે છે, જ્યારે એલોપથીના ડોકટરો આ વ્યાધિને 'બ્રોંકોન્યૂમોનીયા' અથવા 'ન્યૂમોનીયા' તરીકે ઓળખાવે છે.

કેટલીક વખતે બાળક અચાનક આ વ્યાધિથી સપડાઇ જાય છે અને ક્યારેક પ્રથમ શરદી જેવી બચ્ચાને અસર લાગે છે, અને વ્યાધિ આક્રમણ કરીને તંગ કરી મૂકે છે.

આ વ્યાધિ ઘણું કરીને માતાઓના કુપથ્યથી થાય છે, અને કેટલીક વખત ઋતુઓના જલદી ફેરફારોથી પણ ઉત્પન્ન થાય છે.

માતા–ધાત્રણ્ ધાવતા બાળકની માતા, વગર વિચારે, આહારમાં સાવચેતી નહિ રાખતાં ઘણા ગરીષ્ટ, ઘણા દાહ કરનારા અને ઘણા ભારે અન્નનું સેવન કરી લે છે, અને એવાં કારણોને લઇને માતા જ્યારે કબજીયાત, પેટનાં દર્દ, શૂળોથી પીડાતી બને છે, ત્યારે તેના ધાવણ મારફત બાળક ઉપર અસર થઇને પછી બાળક વરાધના રોગમાં સપડાય છે. કેટલીક માતાએ આ રીતે કરેલા કુપથ્યની તેની ઉપર અથવા તેના શરીર ઉપર કદાચ અસર થતી નથી, તો પણ ધાવતા બાળક ઉપર તેની જરૂર અસર થાય છે.

તેનું કારણ છે: માતાએ કરેલા કુપથ્યથી તેનું દુધ દુષિત થાય છે અને એ દુધ ધાવવાથી બાળકના પકવાશયનો વાયુ કોપ પામીને પિત્ત સાથે મળીને ફેફસાંઓમાં કફ એકત્રિત કરીને સુકવી નાંખે છે, અને બાળકના શ્વાસોચ્છવાસ વધુ પડતા ચાલવા શરૂ થાય છે. તેની સાથે તાવ, લુખી ખાંસી, પેટ ઉછળવું, પાતળા દસ્ત અથવા ઝાડા, પેશાબની કબજીયાત–આવાં લક્ષણો સહીત બાળક એકદમ સુસ્ત અને બેચેન બની જાય છે. કયારેક શ્વાસોચ્છવાસ સાથે કફની પરપોટી અથવા ખરર–ખરર–અવાજ થાય છે. તાવ પ્રમાણથી જો અધિક વધે છે તો બાળક બિલકુલ બેચેન બની ધાવતું પણ નથી. કયારેક શરીરને ધીમા આંચકા–આંચકી પણ આવી જાય છે.

'સ્ટેથેસ્કોપ'થી એવા બાળકની પરીક્ષા કરવામાં આવે તો શ્વાસના અવાજને બદલે ફેફસામાં ઠેકઠેકાણે કફની પરપોટીના પીં...પીં......ભીં...ભીં...જેવા અવાજો માલૂમ પડે છે.

અર્વાચીન વિદ્વાન વૈદ્યરાજોએ વરાધના પણ ત્રણ ભેદો બતાવ્યા છે. દુંદ વરાધ, ચુંકીઆ વરાધ અને વરાધ. એ ઉપરાંત બીજા તેના ભેદ છે: 'વાવલી' તથા 'સસણી.'

(૧) બાળકને ઝાડો કે ઉલટી થાય નહીં પણ પેટ ચઢે છે, અને શ્વાસ ચાલે છે તે દુંદ વરાધ.

(૨) જે વરાધમાં પેટ ચઢે, ઝાડા પાતળા થાય, તાવ સખત હોય અને હાંફ ચાલતી હોય તથા પેટમાં ચુંક નાંખતી હોય તેને ચુંકીયા વરાધ કહેવાય.

(૩) જેને તાવ ન હોય તેમ ઝાડા ઉલટી પણ ન હોય, માત્ર પેટ ચઢીને હાંફ ચાલતી હોય તેને વરાધ કહેવામાં આવે છે.

(૪) વાવલી તેને કહે છે કે જ્યારે તાવ આવે, ઝાડા પાતળા કુચાપાણી જેવા થાય અને લીલા રંગના થાય અને તેની સાથે શ્વાસ પણ ચાલતો હોય.

(૫) સસણી એને કહે છે કે જેમાં તાવ થોડો હોય, ઝાડો ઉતરતો ન હોય, પેટ ચઢેલું ન હોય, પણ છાતીમાં કફ અવાજની સાથે બોલતો હોય તથા તેની સાથે શ્વાસ તથા ખાંસી હોય.

આ પાંચે પ્રકારો એક જ વ્યાધિના જુદા જુદા ભેદો હોવા છતાં અને બાળક અચાનક એ વ્યાધિમાં સપડાઇ પડતું હોવાથી બાળકની જો તાત્કાલિક સંભાળ લઇને યુક્તિપુર્વક તેની સારવાર સમજપૂર્વક કરવામાં નથી આવતી તો કેટલીક વખત આ વ્યાધિ બાળકને પ્રાણઘાતક નીવડે છે.

બીજી પરદેશી પદ્ધતિ પરેજી માટે બહુ ભાર નથી મૂકતી, પણ દેશી પદ્ધતિ પથ્યાપથ્ય વિષે ઔષધો કરતાં પણ વિશેષ કાળજી રાખવાનું જણાવે છે.

જે ઘરમાં માતાને બાળક ધાવતું હોય છે અને તે ઘરમાં કોઇ વડીલ—સાસુ કે નણંદ જેવું રહેતું હોય છે તો બાળકને ધવરાવતી માતાને વારંવાર ટોક ટોક કરતી ઘણી વખત જોઇ છે: 'વહુ બા, પ્રથમ થોડા ભાત ખાઇને ઉપર એકાદ લાડુ જમો. બાળકને નડે નહિ.' 'બટા, ઢોકળાં ભજીયાં કર્યાં છે, પણ થોડા પ્રમાણમાં તું ખાજે. એટલે તારા બાબાને નડે નહિ, મા !' આમ વારંવાર અને હરહમેશ દેખભાળના પરિણામે માતાઓ બહુ સાવચેતીથી આહાર લેતી હોય છે, અને એથી બાળકો પણ તંદુરસ્ત રહી શકે છે.

અગાઉ અમે જણાવી ગયા છીએ કે માતાના કુપથ્યના પરિણામે દુષિત થયેલા ધાવણના કારણે જ ઘણું કરીને બાળકને આ વ્યાધિ થાય છે. એટલે આ વ્યાધિ થયાની શરૂઆત જણાય ત્યારે તાત્કાલિક માતાએ તેલ, ઘી, ગળપણ, મિષ્ટાન, તેલમાં તળેલા પદાર્થો, ઘઉંની રોટલી અને પુરી વગેરે છોડી દેવાં જોઇએ. મરચાં વગરનો અને

અથાણાં વગરનો આહાર લેવો શરૂ કરવો જોઈએ. વરાધ અને વાવલીમાં તો દુધ બંધ કરવું. સસણીમાં માતા દુધ લે તો વાંધો નથી.

રોગી બાળક જો માત્ર માતાના દુધ ઉપર નભતું હોય તો કાંઈ વાંધો નથી. પણ ઉપરથી બીજું દુધ અપાતું હોય તો તે બંધ કરી માત્ર પરેજી પાળતી માતાને એ ધાવે એથી સંતોષ માનવો, અને એક રીતે માત્ર બાળકને માતાનું દુધ આપવાથી બાળકને લંઘનનો અર્થ સરે છે.

બાળક સુસ્ત જણાય, ભરાઈ ગયું છે એવું લાગે, એટલે તુરત તેને એકાંત, સ્વચ્છ અને થોડી હવા મળતી હોય તેવા ઓરડામાં રાખવા માટે બંદોબસ્ત કરવો. શરદ હવા, ભેજ, વરસાદની હવા અથવા ઠંડક ન લાગે તેમ તેને રાખવું. રાત્રે માતા ભેગું સુતું હોય તો તેને પેસાબ કર્યા પછી કોરૂં કરવાની કાળજી રાખવી. પારણામાં સુવાર્યું હોય તો તેની વારંવાર સંભાળ લેવી. એણે જાજરૂથી કપડાં બગાડયાં હોય અને એને સાફ કરવું હોય તો આવી બિમારીમાં ઠંડા પાણીનો ઉપયોગ ન કરવો અને તેને નવરાવવું પણ નહિ.

વ્યાધિ શરૂ થતા પહેલાંની તેની સ્થિતિનો ખ્યાલ કરી માતાએ એ બાબતની નોંધ કરવી. એને દસ્ત, પેશાબ બરાબર આવે છે, તે બરાબર ધાવતો હતો કે નહિ, એને શરદી લાગે તેવું કોઈ કારણ બન્યું છે, અથવા આગલા અઠવાડિયામાં બાળકને નડે તેવો પોતે કયો આહાર લીધેલો—આ બધું ઘરના વડીલને અથવા પોતાના કુટુંબના વૈદ્યને કહી તેમની સલાહ પ્રમાણે સારવાર કરવી.

વરાધના પ્રકારો ઉપરથી સમજી શકાયું હશે કે 'વરાધ' એટલું ટુંકું દરદનું નામ હોવા છતાં બાળક ઉપર થયેલી તેની જુદી જુદી જાતની અસર ઉપરથી તેનાં જુદાં જુદાં નામ પાડેલાં છે. એટલે આ રીતે તેનાં લક્ષણ બરાબર સમજાઈ જવાથી ઉપચાર કરવાની વધુ સુગમતા રહે છે.

વરાધમાં જેમ અંદર ખાવાની દવાઓ આપવાથી દરદને જીતી શકાય છે તેમ શરીરની ઉપર પણ કેટલાક ઉપચારો ઘણું સુંદર કામ કરે છે. અને ખાવા આપવાની દવાઓ સાથે બહારના ઉપચારો સમજી વિચારી ચાલુ કરવાથી દરદીના દરદમાં ઝડપી સુધારો થાય છે.

વરાધના મુખ્ય પ્રકારમાં બાળક શરદીથી ભરાઇ ગયું હોય તેમ આપણે માનીએ છીએ. શરદીથી ભરાઇ ગયું એટલે? શ્વાસનળી તથા ફેફસાં એ બન્નેમાં અથવા એકમાં સોજો આવી ગયો. અને એ સોજાની જગ્યાએ કફ શરૂ થયો, અને એના પ્રત્યક્ષ લક્ષણ તરીકે બાળકને સળેખમ, શ્વાસોચ્છવાસની ઝડપી ક્રિયા, તાવ, અને શ્વાસ લેતી મૂકતી વખતે સીસોટી વાગે અથવા સુ...સુ...જેવો અવાજ જણાવા લાગે, ત્યારે કફ શ્વાસનળીમાં અથવા પાંસળીઓમાં સુકાયેલો અને ચોંટેલો છે એમ જાણવું. કોઇ વખતે શ્વાસ લેતા બાળકનો કફ અવાજ કરતો નથી જણાતો, એમ છતાં અંદર કફ સુકા રૂપમાં જરૂર હોય છે અને સોજો પણ હોય છે. એ સિવાય-અર્થાત કફ અને સોજા સિવાય શ્વાસોચ્છવાસની ગતિ કદાપિ વધે નહિ.

વરાધના વ્યાધિમાં વાયુ, પિત્ત અને કફ ત્રણેનો કોપ હોય છે. છતાં પણ તેમાં કફનો નિગ્રહ કરવાની જરૂર પહેલી રહે છે. અને કફનો નિકાલ જો જલદી થઇ જાય છે તો શ્વાસનળી અથવા ફેફસાનો વરાળવાળો ભાગ જલદી સ્વચ્છ બને છે અને બાળક જલદી રોગરહીત થાય છે.

આ કફ અને સોજાના કારણને લઇને જ વરાધવાળા બાળકના શરીરમાં તાવ સ્વતંત્ર નથી. એટલે વરાધવાળા દરદી-બાળકનો તાવ ઉતારવા કોઇ પણ જાતનું જ્વરઘ્ન ઔષધ આપવું નહિ. વરાધની અંદર તાવ એ જ બચ્ચાનું જીવન છે અને તાવથી કફ તથા

શરીરના દોષ સુધરે છે. એથી વરાધના તાવને ઉતારવા માટે ભૂલે ચૂકે પણ દવા આપવી નહિ. તાવ પ્રથમ ચાલ્યો ગયો તો કફ, શ્વાસ અને શ્વાસનળીનો રોગ રહી જશે અને બાળક ઠંડું પડવા લાગી તેના પ્રાણ ચાલ્યા જશે. માટે તાવને નહિ અડકતાં કફનો નિકાલ કરવાનો પ્રયત્ન કરવો ઘટે.

ખાવાની દવાઓથી પણ કફનો નિકાલ થઇ જાય છે અને સોથ ઉતરે છે. પણ બહારથી લેપ અને શેક એ બે બાહ્યોપચારમાં ઘણા અગત્યના છે.

છાતી તથા શ્વાસનળીના કફને પાતળો કરી ચોંટેલો હોય ત્યાંથી ઉખાડીને ત્યાં આવેલા સોજાને નાબૂદ કરવામાં લગાવવાના ઓષધ તરીકે બધાથી પહેલો નંબર આવે છે '**અળસી**'નો.

અળસીમાં રહેલું તેલ શ્વાસનળી અને ફેફસાંને ઘણી મદદ કરે છે. એ તેલ એટલું તીવ્ર રીતે રૂંવાટીનાં છિદ્ર મારફત શરીરની અંદર પ્રવેશી શકે છે કે બીજાં તેલો એટલી ઝડપે પ્રવેશી શકતાં નથી. અળસીમાંથી કાઢેલું તૈયાર તેલ પણ મળે છે. પરંતુ જો અળસીને ખાંડી તેનો પાઉડર બનાવી, તેનો શેક કરવા તરીકે ઉપયોગ કરવામાં આવે તો બે અર્થ સચવાય છે. એક તો શેક કરવા માટે બીજા પદાર્થની જરૂર રહેતી નથી અને બીજું અળસી ગરમ બનતી જાય છે એટલે તેમાંથી તેનું તાજું તેલ છુટું પડતુ જાય છે અને વરાળે ખુલ્લાં કરેલાં છિદ્ર મારફત એ ફેફસાંની અંદર ઉતરતું જાય છે. એટલે અળસીનો શેક અથવા અળસીનો વરાળીઓ શેક બાળકોની વરાધ અને મોટાઓના ન્યૂમોનીયાની અંદર ઘણું સુંદર કામ કરતો સેંકડો વખત અનુભવ્યો છે. તેની રીત જરા સમજાવી દઉં :

પાશેર અળસીને ખાંડી નાંખવી, અને તેમાંથી અરધી લઇ ચારગણા પાણીમાં મેળવી ચૂલે ચઢાવી, શીરા જેવો લેપ ખદખદાવી

તૈયાર કરવો. તેને પાતળા કપડાની ઉપર પાથરી, શોજ સેવાય એવો ગરમ ગરમ છાતી ઉપર મુકવો. કપડા ઉપર એવી રીતે પાથરવો કે આખી છાતી અને બન્ને પડખાંની પાંસળીઓ પર પથરાઇ રહે. આ લેપ છાતી ઉપર મૂકતા પહેલાં છાતી ઉપર સહેજ 'ટરપેન્ટાઇન'નો હાથ લગાડવાથી વધુ સારી અસર થશે. હવે છાતી ઉપર મૂકેલા લેપને ગરમ રાખવા માટે તેની ઉપર શેક કરવો જોઇએ. સાદો શેક કેટલીક વખત વધુ ગરમ પડવાથી કફને સૂકવી નાંખે છે એટલે વરાળીઓ શેક વધારે માફક આવે છે.

એક ઉનામણામાં (ત્રાંબાનું પાણી ઉનુ કરવાનું વાસણ) પાણી ભરી તેની અંદર પાંચ તોલા પોશદોડાની પોટલી નાંખી દેવી અને તેને ચૂલે મૂકવું. તેની ઉપર ચાળણી ઢાંકવી, અને ચાળણીની અંદર ગરમ કપડાની બે પોટલીઓ બાંધી મુકી તેની ઉપર થાળી ઢાંકવી.

ઉનામણામાં પાણી ગરમ થઇ તેમાંથી થયેલી વરાળ ચાળણીના છિદ્ર મારફત તેમાં મૂકેલી પોટલીઓમાં ભરાશે, અને એ રીતે વરાળથી ગરમ થયેલી પોટલીઓ થાળી આઘી ખસેડી વારાફરતી લઇ છાતી ઉપર મૂકેલી અળસીની પોટીસ ઉપર સેવાય એટલો શેક કરવો. અરધા કલાકથી વધુ આ શેક બાળક માટે કરવાની જરૂર નથી. અને શેક થઇ રહ્યા પછી એ પોટીસ બીજો અરધો કલાક છાતી ઉપર રહેવા દઇ પછી ઉપાડી લઇ છાતીને કોરી કરી નાંખવી.

આ જાણે અળસીના લેપ અને વરાળીઆ શેકની રીત બતાવી.

**બીજો પ્રકાર**

સાધારણ રીતે આપણામાં અળસીના લેપના ડબ્બા એ નામે છાતી ઉપર લેપ કરવાના ડબ્બા વપરાય છે. આ ડબ્બા તૈયાર કેમીસ્ટોને ત્યાં મળે છે. પરંતુ તેનું 'અળસીના લેપના ડબ્બા' એ

નામ કોણે પ્રચલિત કરી નાંખ્યું હશે તે નવાઇ લાગે છે. કારણ કે તેનું ખરૂં નામ અને અસલી જાત છે 'એન્ટીફ્લોજેસ્ટીન' આ તો ચોક્કસ પ્રકારનાં તેલો અને પાઉડરથી બનાવવામાં આવતો લેપ છે. તેમાં કદાચ બીજાં તેલોની માફક અળસીનું તેલ પડતું હોય તો ભલે. પણ એને અળસીના લેપના ડબ્બા કહેવા એ ઠીક નથી.

મારા અનુભવ પ્રમાણે આ લેપ છાતી ઉપર લગાવવાથી શરદી અને સોજાને દૂર કરે છે અને કફને નરમ પણ પાડે છે. પરંતુ સાથે એ પણ કહેવું જોઇએ કે તે 'એન્ટીફ્લોજેસ્ટીન' અસલી હોય તો જ ગુણ જોયો છે. તેનો સારા પ્રમાણમાં ઉઠાવ થતો જોઇને પછી તેવા જ બનાવટી અને સોંઘા ઘણી જાતના લેપના ડબ્બા નીકળી પડયા છે.

પરદેશી જેવી દવાની નકલ આ દેશમાં બને તે વસ્તુને હું આવકારૂં છું. પરંતુ તે એવી જ ગુણવાન પણ હોવી જોઇએ.

આ ડબ્બાનો લેપ મેં ઉપર બતાવેલ અળસીની પોટીસ અને શેક કરતાં બીજે નંબરે છે. પરંતુ આની અંદર એક સગવડ સમાયેલી છે કે લેપ કરવામાં બીજા માણસની મદદની જરૂર પડતી નથી. લેપની અંદર મેળવવામાં આવેલાં ગરમ તેલો શેકની ગરજ સારે છે અને તેનો કરેલો લેપ બાર કલાક છાતી ઉપર રાખી શકાય છે. આ બધી સગવડ અને સહેલાઇને લઇને કુટુંબમાં એકલા દોકલા માટે આ લેપ કરવો સારો છે. પણ આ લેપ જો અસલ અને સારો હોય તો જ ગુણ કરે છે.

### ત્રીજો પ્રકાર

ઉપર બતાવવામાં આવેલી રીત કરતાં આ જુદી રીતે શેક કરવાનો છે. અને એથી પણ બાળક વરાધથી ભરાયેલું હોય તથા કફ, શ્વાસ કે સોજો થયેલો હોય તો તેમાં ગુણ કરે છે.

**લેપની બનાવટ**

| | |
|---|---|
| આંબાહળદર | તો. ૧ |
| કાકડાસીંગી | તો. ૧ |
| કાયફળ | તો. ૧ |
| અળસી | તો. ૧ |

આ ચારે વસ્તુને બારીક ખાંડી, બકરીના મૂત્રની અંદર ખદખદાવી, છાતી અને પાંસળી ઉપર ગરમગરમ લેપ કરવો. લેપ કરતી વખતે તેની અંદર જો મળી શકે તો અરધો તોલો દેશી દારૂ નાંખવો. આ પ્રમાણે લેપ કરી તેની ઉપર નીચે બતાવેલો શેક કરવો.

**શેક**

ઉંદરકની જેને સંસ્કૃતમાં 'મંડુક પર્ણી' પણ કહે છે. અને જે ખેતરાઉ જમીનમાં હરેક જગ્યાએ જોઇએ તેટલા પ્રમાણમાં થાય છે તે મુળ સુદ્ધાં ઉપાડી લાવવી, અને તેને બે પોટલીઓમાં બાંધી, પાણી ભરેલા તપેલામાં મૂકી ગરમ કરવી અને તેને નીચોવતા જઇને તેનો શેક ઉપર બનાવેલા લેપ ઉપર કરવો. અરધાથી એક કલાક લેપ અને શેક રહેવા દઇ–કરી, પછી કાઢી નાંખી, છાતી સાફ કરી, તેની ઉપર કપડું પહેરાવી દેવું. ઉપર બતાવેલો લેપ અને શેક કફને દૂર કરે છે, નરમ બનાવે છે અને અંદરનો સોજો ઉતારે છે.

બચ્ચાને સખત કફ અને વરાધ માટે ઉપર બતાવેલા લેપ-શેકની જરૂર છે. પરંતુ સાધારણ કફ કે શરદીનો હુમલો હોય તો ખાવાનું નાગરવેલનું પાન સહેજ ગરમ કરી પ્રથમ છાતી ઉપર 'ટરપેન્ટાઇન' અથવા યુકેલીપ્ટસ ઓઇલ' લગાડી તેની ઉપર નાગરવેલનું પાન મૂકી, ઘીનો દીવો સળગાવી તેની ઉપર ચાળણી ઉંધી વાળી, માતા પોતાના બદન ઉપર પહેરવાનું પોલકું અથવા ચોળાથી છાતી ઉપર મૂકેલા પાન ઉપર બાળકને શેક આપે છે. આ રીતે સૂક્ષ્મ શેક ઘણું સારૂં

કામ કરે છે. નાના બચ્ચાની માતાઓએ આવો શેક કરતાં શીખ લેવું જોઇએ.

ઉપર બતાવેલા લેપ, પોટીસ અને શેકની પણ મર્યાદા હોય છે. એટલે બચ્ચાનો કફ ઓછો થઇ જાય, તાવ હળવો પડી બચ્ચું શુદ્ધિમાં આવે અને શ્વાસ તથા ખાંસી ઓછાં થઇ ગયેલાં જણાય, ત્યારે લેપ–શેક બંધ કરવા જોઇએ. કોઇક વખત સખત વ્યાધિના હુમલામાં આઠ દશ દિવસ લાગટ આવી રીતે લેપ–શેક કરવા પડે છે.

લેપ–શેકનો સમયઃ રાત્રિ થોડી ગયા પછી અથવા સવારના પાંચ વાગે એ સમય ઠંડી ઋતુ સિવાયની બીજી ઋતુમાં ઠીક છે; જ્યારે માગશર–પોષ મહિના જેવી કડકડતી ઠંડીમાં તો ગમે તે વખતે લેપ–શેક કરી શકાય છે.

બાળકની ચામડી મોટા માનવી કરતાં ઘણી કોમળ હોય છે અને તેની સ્પર્શ કરવાની સહનશીલતા પણ નાજુક હોય છે. એટલે તેના શરીર ઉપર 'ટરપેન્ટાઇન' જેવાં તેલ માલીસ કરવામાં હાથ હળવો રાખો. લેપની ગરમાઇ પ્રથમ તપાસી, બાળકની ચામડીનો ખ્યાલ કરો. શેક કરવાની પોટલી કે ગોટા પ્રથમ તમારા ગાલે લગાડી જોઇ વિચાર કરો કે એટલું બાળકથી સહન થશે.

બાળકની સારવાર કરનાર ધીરજવાન હોવું જોઇએ. તેની સાથે તે અનુભવી પણ હોવું જોઇએ, અને તેના હાથની ક્રિયાકુશળતા પણ હોવી જોઇએ. પ્રથમ બાળકને પ્રસવ આપનારી નાની ઉમરની માતાઓ બાળકને થતા દર્દને જોઇ ગભરાઇ જાય છે અને બાળકને ખોળામાં લઇ રડવા લાગી અશુભ ભાવનાઓ ભાવે છે. એમ ન થવું જોઇએ. પ્રભુએ સવળા હાથે આપ્યાં છે તો કોઇ ફિકર નથી. હિંમત રાખી સારવાર કરવી. નહિ તો પડોશમાં વૃદ્ધ, ઉમરલાયક અને અનુભવી કોઇ પ્રૌઢ બહેનની સલાહ અને મદદ લઇ લેપ–શેક કરવો. જરૂર આરામ થઇ જશે. કશી ચિંતા કરવી નહિ.

* * *

# પ્રકરણ ૪૮ મું
## વરાધના ઉપાયો

બાળકને વરાધના બાહ્યોપચારમાં જેમ છાતીએ લેપ અને શેક કરવાની જરૂરીયાત ઉભી થાય છે, તેમ કેટલીક વખત બાળકના પેટ ઉપર પણ બંધાણુ અને લેપની જરૂર જણાય છે, કારણ કે વરાધના જુદા જુદા ભેદો જે આગળ બતાવ્યા છે તેમાં ડુંદ વરાધ કે જેમાં બાળકને પેટમાં ખાસ વાયુપ્રકોપ હોવાથી, પેટ ચઢેલું અને આફ્રી રહે છે અથવા કેટલાક બાળકને ઝાડા થતા હોય છતાં આંતરડાંમાં મળનો ભરાવ થઇ તે જગ્યાએ આફ્રી અર્થાત વાયુ પ્રકોપ પામી આફ્રી આવે છે.

આ આફ્રી અંદર આપવામાં આવતી દવાઓથી દૂર થાય છે, છતાં પેટ ઉપર લેપ કરવાથી પણ તેમાં જરૂર ફાયદો થાય છે; અને એવા લેપથી ઝાડા–પેશાબનો ખુલાસો થઇને પવન અપાન દ્વારા બહાર નીકળે છે એથી બાળકની પ્રકૃતિ સુધરતી જાય છે.

**લેપ નં. ૧**

એળીઓ તો. ૦ાા, દેકામાળી તો. ૦ાા, વજ તો. ૦ાા, સાબુ ધોવાનો તો. ૦ાા.

આ ચારે વસ્તુને વાટકામાં પાણી સાથે નાંખીને કોલસા ઉપર ખદખદાવવું અને ડુંટીની આજુબાજુ તથા કાળજાના ભાગમાં એનો પાતળો લેપ કરવો. આથી દસ્ત એક આવે છે, પવન સરે છે અને પેશાબનો ખુલાસો થાય છે. બે ત્રણ કલાક રાખી પછી ગરમ પાણીથી ધોઇ કાઢી નંખાય.

**પલે નં. ૨**

એળીઓ તો. ૦ાા, હીંગ તો. ૦ાા, અજમો તો. ૦ાા, કેશર ૦)॥ ( બે આનીભાર ).

આનો લેપ પણ ઉપર પ્રમાણે કાળજાના ભાગમાં તથા ડુંટીની આસપાસ થાય છે. આથી પણ વાયુનો નિકાલ થાય છે—આફરી ઉતરે છે.

આ સિવાય પેટ ઉપર ટરપેન્ટાઇન, યુકેલીપટસ, નારાયણ તેલ—આમાંનું કોઇ પણ તેલ પેટ ઉપર લગાવી, આકડાનું પીળું પાંદડું મુકી ધીમો શેક પેટ ઉપર આપી શકાય છે.

અગર કુંવારના લાબરાનું ફડાસીયું બનાવી, તેની ઉપર હળદર ચોપડી, ગરમ કરી પેટ ઉપર બાંધી શકાય. બે ત્રણ કલાક પેટ ઉપર રહેવાથી પેટની અંદરનાં આંતરઅવયવ ઉપર આ બંધાણની સારી અસર થાય છે.

કેટલીક સ્ત્રીઓ ડુંટીમાં હીંગ ભરે છે, કેટલીક કેશર ડુંટી ઉપર તથા હાથ પગના નખે વાટીને લગાડે છે, અને આવા બાહ્યોપચારથી વરાધવાળા બાળકને કેટલેક અંશે ચોક્કસ પ્રકારનો સુધારો થાય છે.

વરાધના નામે વેચાતી એકાદ—બે ગુજરાતી પેટંટ દવાઓ બધી જ જાતની વરાધમાં ફાયદો કરતી નથી, પરંતુ જેમાં બાળકને દુધના અપચાના કારણે તથા શરદી થવાના પરિણામે વરાધ જેવી અસર જણાવા લાગે તેમાં અથવા માતાના ખાધેલા ભારે ખોરાકના પરિણામે બાળકને ભાર રહેવાથી, અથવા આપણે જેને ભરાઇ ગયું એમ કહીએ છીએ તેવા બાળકના વ્યાધિમાં એ દવા આપવાથી એકાદ બે ઝાડા અને એકાદ બે ઉલટી બાળકને કરાવી નાંખે છે. એટલે બાળક સ્વસ્થ થતું જણાય છે. પરંતુ વાસ્તવિક વરાધ 'બ્રોંકો-ન્યુમોનીયા' અથવા 'ન્યુમોનીઆ'ની અંદર આવી દવાઓ કેટલીક વખત નુકસાન પણ કરે છે—કાચા મળને તોડી નાંખે છે અને બાળકની માંદગી લંબાય છે.

આ લેખમાળા સાથે પેટંટના ગુણદોષ લખવાની જરૂર નહોતી, પરંતુ અમારા ઘણા વાચક તરફથી વરાધની બજારૂ દવા વિષે સ્પષ્ટિકરણ કરવા તથા તેના જેવી દવા આ ગ્રંથમાં જણાવવા અતિ આગ્રહ થવાથી દવાઓ લખતાં પહેલાં આટલી ચર્ચા કરવી પડી છે.

હવે વરાધમાં બાળકને અંદર આપવામાં આવતી પાવા માટેની દવાઓ બતાવું, પ્રથમ દવાઓના પાઠ અને તેને બનાવવાનો વિધિ લખ્યા પછી વરાધની કેવી જાતની અસરમાં કઇ કઇ દવાઓ કેવા રૂપમાં આપવી તે જણાવીશ. દવાઓનાં નામ લખવા કરતાં તેના નંબર લખીશ. એથી પાછળની યોજનામાં સમજાવવું સુલભ બનશે.

**નંબર ૧**—કાયફળ, નાગરમોથ, કડુ, સુંઠ, કાકડાશીંગી, પોખરમૂળ દરેક વસ્તુ સરખા વજને લઇ, ખાંડીને વસ્ત્રગાળ ચુર્ણ કરી રાખવું. **પ્રમાણ**: ૧ થી ૨ રતી. **અનુપાન**: મધ અથવા આદુનો રસ. સ્વતંત્ર રીતે અથવા બીજી દવાના યોગ સાથે.

**નંબર ૨**—મૃગ (હરણ)નાં શીંગડાના નાના ટુકડા કરી, તે ડૂબે એટલું આકડાનું દૂધ નાંખી, માટીનાં બે સરાવલાંમાં બંધ કરી, છાણાની વચ્ચે સળગાવવું. ઠંડું થઇ ગયે ફરી તેને ખરલમાં નાંખી, આકડાના દુધમાં ઘુંટી ટીકડી બનાવી લઇ, સરાવલામાં ભરી બંધ કરીને ફરી અગ્નિ આપવો. આ પ્રમાણે ત્રણ પુટ આપવાથી **મૃગશૃંગ ભસ્મ** તૈયાર થાય છે. સ્વતંત્ર રીતે અથવા બીજી દવાના યોગ સાથે આપવાથી બાળકના કફજનિત વ્યાધિ–વરાધ વગેરેમાં સુંદર કામ કરે છે, પ્રમાણ ‌ાા થી ૧ાા રતી.

**નંબર ૩**—સુંઠ, નવસાર, રેવંચીનો શીરો, જવખાર, આકડાના મૂળની છાલ, શેકેલો ટંકણખાર, પીંપર.

સઘળી વસ્તુ બારીક ખાંડી ચૂર્ણ કરી રાખવું. પ્રમાણ ૧ થી ૨ રતી. સુવાના પાણી સાથે અથવા સહેજ નવશેકા પાણી સાથે.

ઘણો કફ છાતીમાં ભરાઇ ગયો હોય ત્યારે વરાધમાં આ દવા આપવાથી કફનાં જાળાં ઉલટી સાથે બહાર નીકળી પડે છે અને એકાદ દસ્ત પણ કફનો થાય છે; અને શરીરમાંથી કફ ઓછો થઇ જવાથી દરદી સુધરતો જાય છે. બીજી દવાઓ ચાલતી હોય તો પણ કફનો નિકાલ કરવાને આ દવા વચગાળે એકાદ ટંક આપી શકાય છે.

નંબર ૪—ગોરોચન તો. ૧, કસ્તુરી તો. ૦।, બીરબહોટી (ગોકળ ગાય નામનાં જીવડાં સુકાયેલાં તૈયાર પુનાની ગંધીયાણું વેચનારા ગાંધીને ત્યાં મળે છે) તો. ૧, કેશર તો. ૧, ઉપલેટ તો. ૧. બારીક ખાંડી ખરલમાં નાખી, અંદર નાગરવેલનાં પાનનો રસ શીરા જેવું થાય તેટલો નાંખીને ઘુંટવું, અને પછી બાજરીના દાણા જેવડી ગોળી વાળવી.

પ્રમાણુ ૧ થી ૨ ગોળી. માતાના ધાવણ અથવા મધ તથા પાણી સાથે મેળવી તેમાં આ ગોળી ઓગાળીને અપાય છે. સખત શરદીમાં આવી જવાથી કફના ઉપદ્રવે વરાધથી બેહોશ બની ગયેલા બાળક ઉપર ચમત્કારિક કામ કરે છે.

નંબર ૫—શુદ્ધ હિંગળોક તો. ૧, મુક્તાપીષ્ટી તો. ૧, શૃંગ-ભસ્મ તો. ૧, કોડી ભસ્મ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, કુલીંજન તો. ૧, સોનાગેરૂ તો ૧, ભીમસેની કપુર તો. ૧, કસ્તુરી તો. ૦॥, શુદ્ધ પારદ તો. ૧, એલચી તો. ૧, પ્રવાલ ભસ્મ તો. ૧, ફુલાવેલો ટંકણખાર તો ૧, શંખ ભસ્મ તો. ૧. વાવડીંગ તો ૧, તમાલપત્ર તો. ૧, પીંપર તો. ૧, કપુરકાચલી તો. ૧, સફેદ મરી તો. ૧, કેશર તો. ૧, ગોરોચન તો. ૧.

બધી વસ્તુ બારીક ખાંડી લેવી. પારો અને ગંધક પ્રથમ ખરલમાં નાંખી બારીક ઘુંટવાં. ત્યારબાદ બીજી ચીજો તેમાં મેળવી, સાત દિવસ સુધી ખાટાં લીંબુના રસમાં ઘુંટવું. એ પછી એક રતીભારની ગોળીઓ વાળવી.

વરાધમાં આદુનો રસ ૨ ટીપાં તથા મધ એક ટીપું. તેમાં ૧ ગોળી ભાંગી, ઓગાળી સહેજ પાણી મૂકીને દિવસમાં બે વખત સવાર સાંજ અપાય. એથી ઘણો સુધારો થાય છે. એ જ ગોળી આ રીતે બાળકનાં જ્વર, કૃમી, મરડો, શૂળ, અજીર્ણ, શ્વાસ અને ખાંસીમાં અનુપાનફેરથી આપી શકાય છે. વરાધ થઇ ગયા પછી

નબળા પડી ગયેલા બાળક માટે કેટલોક વખત આ ગોળી આપવાથી તેની શક્તિ વધે છે અને માંદગી પછીની નબળાઈમાં કામ કરે છે.

નંબર ૬— પારો, ગંધક, પારા ગંધકથી મારેલું તાંબું (તામ્રભસ્મ), શુદ્ધ વચ્છનાગ, સુંઠ, મરી, પીંપર, ફુલાવેલો ટંકણખાર.

ઉપરની વસ્તુ સરખા વજને લઈ વસ્ત્રગાળ કરી ખરલમાં નાંખવું, અને ચીત્રકના ઉકાળાના તેને ત્રણ પટ આપવા. પછી આદુના રસના ત્રણ પટ આપવા, અને પછી પાનના રસના ત્રણ પટ આપવા. ત્રણ પટ એટલે રસ દવામાં એટલો નાંખવો કે આખો દિવસ ઘુંટાય તેને એક પટ કહેવાય. વળી બીજે દિવસે પણ નવો રસ નાંખી આખો દિવસ ઘુંટવું તેને બીજો પટ કહેવાય. આ પ્રમાણે રસ પાવો તેને પટ આપ્યો કહેવામાં આવે છે. આ રીતે રસ પાયા પછી મગના દાણા જેવડી ગોળી બનાવી છાંયે સુકવીને બાટલી ભરી રાખવી.

બાળક કફ અને તાવથી બેહોશ બની ગયું હોય, માતાના અથવા ચિકિત્સકના વિરૂદ્ધ ઉપચારના પરિણામે શ્વાસ, કફ, બાદી રહી જઈને તાવ છુટી જતો જણાય, અર્થાત્ શીત વ્યાપી જઈ હાથ–પગ ઠંડા પડતા જતા હોય અને બેહોશી વધારે આવતી જતી હોય, બાળક બેભાન અને કેફમાં (ઘેનમાં–બેહોશીમાં) રહેતું હોય, ખોટી રીતે રેચ આપવાથી શરીરમાંથી પિત્ત દ્રવ્યરૂપ થઈ નીકળી જવાથી થયેલી બેહોશીમાં અને સતત જ્વરમાં આ દવા ચમત્કારિક અસર કરે છે.

પ્રમાણ : ાાથી ૧ ગોળી. નાગરવેલનાં પાનના રસ અને મધ સાથે દિવસમાં બે વખત છ–છ કલાકના અંતરે આ ઔષધ અપાય. આ શાસ્ત્રીય પાઠ છે. તેને શીતભંજીરસ કહેવાય છે.

નંબર ૭— એળીઓ તો. ૪, બોળ તો. ૨, હીંગળોક તો. ૪, માણેકરસ તો. ૪ (માણેકરસ હરતાલનો બને છે. તે બનાવવાની રીત પરિશિષ્ટમાં આપીશું.) કેશર તો. ૧, પીંપર તો. ૪, મરી

તો. ૨, સુંઠ તો. ૨, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, અક્કલકરો તો. ૨, એલચી તો. ૧, તમાલપત્ર તો. ૧, સિંધવ તો. ૪, સંચળ તો. ૪, જવખાર તો. ૨, ટંકણખાર ફુલાવેલો તો. ૨, અજમો તો. ૨, વાવડીંગ તો. ૨, ઈંદ્રજવ તો. ૪, રેવંચીનો શીરો તો. ૧, ગરણીનાં બીજ તો. ૪, મનશીલ તો. ૨.

બધાં વસાણાં બારીક ખાંડી ખરલમાં નાંખી ત્રણ દિવસ લગી કોરૂં ઘુંટવું. ઉપરની દવામાંથી માણેકરસ અને કેશર આ બે વસ્તુને પ્રથમથી જ જુદાં ઘુંટવા, તેમ જ હીંગળોક તથા મનશીલને પણ જુદાં ઘુંટવાં. ત્યારબાદ સઘળી વસ્તુ એક ખરલમાં એકઠી કરવી અને પછી પાકા નાગરવેલનાં પાનના રસમાં ૧ દિવસ ઘુંટીને મગના દાણા જેવડી ગોળી વાળવી.

પ્રમાણ : ૧ ગોળી દિવસમાં ત્રણ વખત આપવી. વરાધના દરેક પ્રકારમાં આ ગોળી ઘણું સુંદર કામ કરે છે. અનુપાન : નાગરવેલના પાનનો રસ.

નંબર ૮–કડાછાલ તો. ૧, ત્રાયમાણ તો. ૧, અજમોદ તો. ૧, વાવડીંગ તો. ૧, કેશર તો. ૧, કાકડાસીંગી તો. ૧, ઘોડાવજ તો. ૧, સીંધવ તો. ૧, કરમાણી અજમો તો. ૧, ફુલાવેલી હીંગ તો. ૧, હીંગળોક તો. ૧, વચ્છનાગ તો. ૧, કંપીલો તો. ૪.

સર્વે વસ્તુને બારીક કરી ખરલમાં નાંખીને ભાંગરાના રસનો એક પટ આપવો. પછી ઉંદરકનીના રસનો એક પટ આપવો. પછી લીલી બાહ્મીના રસનો એક પટ આપવો અને ત્યારપછી તેની સરસવના દાણા જેવડી ગોળી વાળવી.

કેટલીક વખત બાળકના પેટમાં કૃમી હોય છે અને કૃમીના હુમલાના પરિણામે પણ બાળકને વરાધ જેવો વ્યાધિ થઇ આવે છે. તે વખતે આ ગોળીઓ ઘણું સારૂં કામ કરે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે હરેક પ્રકારની વરાધમાં ૧ થી ૮ નંબર સુધીની દવાઓ પ્રથમથી તૈયાર કરી રાખી, જો વૈદ્યરાજો પોતાના દવાખાનામાં રાખે છે તો તેમના હાથે વરાધના સેંકડો કેસો સુધરે છે એમ અમે હિંમતપૂર્વક કહીએ છીએ. માત્ર વ્યાધિનું નિદાન બરાબર કરી ધીરજ અને હિંમતથી વ્યાધિને અનુલક્ષી દવાઓ આપવી જોઇએ. તેની સાથે એક દવાનો વિચાર કરી યોજના કર્યા પછી ૪૮ કલાક તો તેની અસર માટે ધીરજ રાખીને આપેલી દવાનું પરિણામ જોવા થોભવું જોઇએ.

કેટલીક વખત માતા-પિતા તરફથી થતી સુચનાઓ અથવા અકળાએલાં માતાપિતાની ફરિયાદોથી દોરવાઇને નાનાં બાળકો ઉપર દવાઓના હલ્લા કરવામાં આવે છે. અને તેથી એક જ દિવસની અંદર અનેક જુદી જુદી જાતની દવાઓ નાના બચ્ચાને આપવાથી લાભને બદલે નુકસાન કરે છે. એટલે અમે ભલામણ કરીએ છીએ કે જે કરો તે પ્રથમ વિચારી, ધીરજ રાખી, વ્યાધિના સ્વરૂપને પારખી, દરદીની સ્થિતિ અને વ્યાધિના જોરનો બરાબર અભ્યાસ કરીને પછી જ દવાની યોજના કરો; અને પછી ધીરજ રાખી, પોતાના નિદાન ઉપર મક્કમ રહો. પરિણામની કાળજી તથા ચીવટ-ભરી દેખભાળ રાખો. જરૂર જશ મળશે.

ઉપરની આઠ પ્રકારની દવાઓને વ્યાધિના સ્વરૂપો પ્રત્યે વાપર-વાની યોજના હવે જણાવું છું. દવાઓના સાધારણ ગુણ-દોષ તો તેના દરેકના પાઠ આપ્યા છે તેની સાથે જણાવી દેવામાં આવ્યા છે.

બાળક ભરાયેલું લાગે, તાવ અને સહજ ખાંસી પણ ચાલુ થઇ હોય, શરદી છે એમ જણાતું હોય તો તો પ્રથમ તેનું પેટ તપાસી જુઓ: કચરો અંદર છે કે? હોય તો દીવેલનો જુલાબ આપવાની એની માતાને ભલામણ કરી દ્યો, અને નંબર ૧ની દવા-માંથી બે બે રતીનાં પડીકાં દિવસમાં ત્રણ વખત આદુના રસનાં

બે ટીપાં તથા મધનાં બે ટીપાં સાથે પડીકું મેળવીને આપવાનું કહો. શરૂઆત પામતી શરદી અને વરાધ જેવું લાગતું દરદ પણ આ સાધારણ જણાતા ચૂર્ણથી સારૂં થઇ જાય છે.

પરંતુ તમોને એમ લાગે કે છાતીમાં કફનો ઠીક ઠીક જમાવ છે, તાવ પણ છે, અને બચ્ચું હાંફે પણ છે, તો તેની માતાને પરેજી પાળવાની સખત ભલામણ કરો. જો બાળકને એક બે દિવસથી હાજત ન જ થઇ હોય અને કફ ખખડતો પણ હોય તો પ્રથમ નંબર ૩ માંથી ૧ાા થી ૨ રતી સુવાના પાણી સાથે દિવસમાં એક વખત આપો. એકાદ ઉલટી અને એકાદ દસ્ત થઇ જશે. ન થાય તો બીજું પડીકું આપો, અને પછી નંબર ૧ માંથી ૧ાા રતી તથા નંબર ૨ માંથી ૧ રતી એક પડીકામાં નાંખી એવાં ત્રણ પડીકાં દિવસમાં ત્રણ વખત નાગરવેલના પાનનો રસ, મધ તથા સહજ ધાવણ મેળવી આપવાનું કહો. છાતી ઉપર શેક અને લેપ અવારનવાર કરાવો.

ગઇ કાલે સાંજે તો બાળક રમતાં યે નહોતું ધરાતું અને આજે સવારે તેને તાવ, શરદી, નાકમાંથી પાણી ચુવાનું શરૂ થઇ ગયું અને સહજ હાંફ પણ લાગે છે. જરૂર એને બહારની શરદી લાગેલી, અથવા એની માતાએ ઠંડા પાણીએ સ્નાન કર્યું હશે અગર તો પછી આખી રાત ઉઘાડી બારીનો પવન બચ્ચાને ખવરાવ્યો, એટલે શરદીએ ભરાયું. પણ હવે માતા એવી ભૂલ ન કરે તેની ભલામણ કરીને એ બચ્ચાને નંબર ૪ ની ગોળી માતાના ધાવણ સાથે અથવા મધ-પાણી સાથે દિવસમાં ત્રણ વખત આપો. બે ત્રણ દિવસમાં જ બચ્ચું તૈયાર થઇ જશે.

પરંતુ જ્યારે વરાધનો હુમલો લાંબો ચાલે, વરાધ મટી ગયા પછી પણ બાળકને શરીરમાં સહેજ તપારો રહ્યા કરે, ધાવણ ધાવે તેનો કફ થઇ જાય, અને દિવસે દિવસે અશક્ત જણાય, એવી નબ-

ળાઇવાળું બાળક બની જાય, અથાત વરાધ મટયા પછી પણ તેની સ્થિતિમાં સુધારો થતો ન જણાય તો પછી નંબર ૫ ની ગોળી મધના પાણી સાથે આપો અને કેટલાક વખત સુધી નિયમિત આપતા રહેવાથી શ્વાસનળી અને ફેફસા તથા પાચનક્રિયાની અંદર વરાધથી આવેલી નિર્બળતાને દુર કરી, બાળકને ફરી સશક્ત અને હૃષ્ટપુષ્ટ બનાવી દેશે. ઝીણો તાવ, ખાંસી દુધમાંથી કફનું થવું અને પાચન-ક્રિયાની મંદતા આ ગોળી જરૂર ટાળી નાંખશે.

જ્યારે કોઇ બાળકને વરાધ, દુંદ વગાધ કે ચુંકીયા વરાધ થાય, ત્યારે તેને ભૂલે ચૂકે રેચ આપવો નહિ. કારણ કે જુલાબ આપવાથી શરીરમાંનું પિત્ત દ્રવરૂપ થઇને નીકળી જાય છે અને એથી દરદીની સ્થિતિ બગડે છે, કફ વધે છે અને કફના સ્થાનમાં વાયુ પ્રવેશ કરીને હાંફણને વધારે છે. જુલાબ થવાથી ખાલી પડેલી જગ્યામાં વાયુ પ્રવેશીને તેથી પેટમાં આફરી પેદા કરે છે અને પેટ ચઢે છે. એટલે જુલાબથી વાયુ, પિત્ત અને કફ એ ત્રણે ધાતુઓમાં ગડબડ પેદા થાય છે માટે ઉપર જણાવ્યું તે પ્રમાણે દુંદવરાધ અને ચુંકીઆ વરાધમાં નંબર ૬ની ગોળી ાા અથવા એક ખરલમાં ઘસીને પાણી સાથે પાવાથી તાવને કબજામાં લે છે. ખોટા ઝાડાને બંધ કરી, પેટની આફરીને ઉતારે છે અને કફને ગાળી નાંખે છે. એટલે ઉપદ્રવો શાંત થતાં સુધી આ ગોળી આપી, પછી નંબર પાંચની ગોળી શરૂ કરવાથી બાળક તંદુરસ્ત બને છે.

પણ કોઇ બાળકને આગળ જણાવ્યા પ્રમાણેનાં લક્ષણવાળી વાવલી થઇ હોય તો નંબર સાતની ૧ ગોળી નાગરવેલના પાણી સાથે આપવાથી વરાધની હાંફને તુરત બેસારે છે. ઝાડાનો રંગ બદ-લીને તાવને ઉતારે છે.

જો કોઇ બાળકને સસણી થઇ હોય તો નાગરવેલનુ પાન નંગ ૧ પાકું લેવું તથા અજમો વાલ અરધો—બન્નેને સાથે વાટી સહજ પાણી નાંખી તેનો રસ કાઢવો અને તે રસને ગરમ કરી તેની અંદર

અગાઉ ઉટાંટીઆમાં લખેલી તમાકુનાં ડાંખળાની દવા ૧ થી ૨ રતી નાંખી, બાળકને દિવસમાં ત્રણ વખત પાવાથી સસણી તથા શ્વાસ મટી જાય છે.

અથવા નંબર ૧ની દવા રતી ૧, નંબર ૨ વાળી દવા રતી ૧ તથા તેમાં અરધી રતી ફુલાવેલો ટંકણખાર નાંખી ૧ પડીકું બનાવવું. આવા ત્રણ પડીકાં દિવસમાં ત્રણ વખત એલચીનો ૧ દાણો ઘીના દીવા ઉપર શેકી તેને વાટી તેમાં ૧ નાગરવેલના પાનનો રસ તથા ૧ ટીપું મધ મૂકી એ રીતે દિવસમાં ત્રણ વખત આપવાથી બાળકનાં સસણી અને શ્વાસ નાબૂદ થાય છે.

કેટલીક વખત બાળકને વરાધ જેવાં લક્ષણ વરતાય છે. તેની સાથે તેને ઉલટી થતી હોય છે. મોઢું ગંધાય અને હાથપગ ઠંડા રહે, આંખો ચકર ચકર ફેરવે, આવાં ચિહ્નો જણાવા લાગે તો તેના પેટમાં કૃમી છે એમ માનીને તેને નંબર ૮ ની ગોળી દિવસમાં ત્રણ વખત એકેક ગોળી પાણી સાથે આપવાથી કૃમી સાથેના બીજા ઉપદ્રવો બંધ થઇ દરદ નાબૂદ થઇ જાય છે.

વરાધના વ્યાધિમાં બાળકની કાળજીભરી સંભાળ, લેપશેકની કાળજી, બદલાતાં ચિહ્નોની નોંધ, માતાએ પરેજી પાળવી તથા પોતાના બાળકને તંદુરસ્ત બનાવવા પ્રત્યેની ભાવના હોય છે, તો બાળક જરૂર ફરીથી તંદુરસ્ત બની રહે છે. મોટા મોટા ડીગ્રીવાળા ડોકટરો અને નવીન આયુર્વેદીય આચાર્યો જેટલા આ વ્યાધિમાં સફળ નથી થતા, તેટલા વૃદ્ધ, અનુભવી, ક્રિયાકુશળ અને જેમણે સેંકડો કેસો વરાધના જોયા છે તેઓ હિંમતથી સફળ ઉપચાર કરી શકે છે. અનુભવથી લખાયેલી વરાધની આ ચિકિત્સાપ્રણાલિ ચિકીત્સકોને એક સુગમ કેડી સમી બની રહે અને બાળકોના પ્રાણની રક્ષા થાય છે.

* * *

# પ્રકરણ ૪૯ મું

## સુકતાન અથવા બાળશોષ

વિદ્વાન શોધકો એવું માને છે કે ભારતવર્ષની અંદર બાળકની મૃત્યુસંખ્યા કોઇ પણ રોગથી વધુ પડતી હોય તો તે બાળશોષ અથવા સુકતાનથી છે. તેનું મુખ્ય કારણ આપણી સ્ત્રીઓ–બાળકની માતાઓમાં બાળપરિચર્યાના વાસ્તવિક જ્ઞાનનો અભાવ એ જ છે.

એ વિદ્વાનોનો ઉપર દર્શાવેલો મત અમને પણ કેટલાક અંશે સત્ય જણાય છે. માતા બનેલી સ્ત્રીઓના બાળઉછેરના જ્ઞાન સંબંધમાં તેમની સાથે રહીને અભ્યાસની નજરે જુઓ તો તેમનામાં તદ્દન અજ્ઞાનતા જણાશે. તે માત્ર અશિક્ષિત અથવા તે ગ્રામ્યજીવન ગાળનારી સ્ત્રીઓમાં જ છે એમ નહિ, પણ સારી કેળવણી પામેલી સ્ત્રીઓમાં પણ બાળઉછેરનું જ્ઞાન હોતું નથી. તેમાં માત્ર એમનો દોષ છે એમ નથી, આજની કેળવણીમાં ભવિષ્યમાં બનનારી માતાઓને નજર સામે રાખીને આવું સચોટ જ્ઞાન આપવામાં આવતું જ નથી, અને એથી જ આજે માતા બનેલી સ્ત્રી પોતાના બાળકના જરા શા વ્યાધિ માટે કે પ્રકૃતિની અસ્વસ્થતામાંથી તંદુરસ્તી તરફ લઇ જવા માટે કેવળ ચિકિત્સકોની સલાહ, સૂચના તથા ઉપચાર ઉપર જીવતી હોય અને પોતાના બાળકને જીવાડતી હોય એમ જણાય છે. ઘરવૈદું યાને બાળઉછેર માટેનું ડોસીવૈદું તો આંગ્લ સંસ્કૃતિના ભેળસેળ સાથે જ ક્યારનું ય દેશનિકાલની શિક્ષાને પાત્ર થઇ ગયું છે.

સુકતાન વ્યાધિનું બીજું નામ બાળશોષ છે. પછી તો તેને 'ધરેલુ,' 'સુક્કા રોગ'–'મબરખી' એમ પ્રાંતભેદને લઇને જુદા જુદા નામથી સંબોધવામાં આવે છે.

આ વ્યાધિ ઘણું કરીને ધાવણ ધાવતા અથવા દુધ પીતા બાળકને લાગૂ પડે છે અને વ્યાધિ લાગૂ પડયા પછી ધીરે ધીરે બાળકના રસ, રક્ત, આદિ ધાતુનું શોષણ થવા લાગે છે અને લોહી–માંસ ઉપરથી ઘટતાં જઇને બાળક સુકું હાડપિંજર જેવું બનતું જાય છે.

બાળકને સુકતાન શાથી થાય છે એ તરફ સહેજે જોવાને વૃત્તિ ખેંચાય છે. સુકતાન થવાની પાછળનાં કારણો અનેક વૈદ્યરાજો જુદાં જુદાં માને છે. પરંતુ જે માતાઓ ઘણી કૃશ શરીરની છે અને જેમની દૈહિક સ્થિતિ ગર્ભધારણ કરીને ગર્ભને પોષણ આપે તેવી નથી, એવી સ્ત્રીઓને જો ગર્ભ રહે છે તો તેનો ગર્ભ માતાના ઉદરમાં–ગર્ભાશયમાંથી જોઇએ તેટલું પોષણ મેળવી શકયો હોતો નથી. વળી જે સ્ત્રીઓને પ્રદર જેવો વ્યાધિ ગર્ભધારણ કરતા પહેલાં જ લાગુ થઇ ગયેલો છે અને એ જ અરસામાં ગર્ભ રહે છે તથા ગર્ભ રહ્યા પછી પણ શ્વેત પ્રવાહ (પ્રદર) ચાલૂ હોય છે, તેણીના ગર્ભને પણ પુરતું પોષણ મળતું નથી. આવી રીતે ગર્ભમાં જ પોષણના અભાવને લઇને જન્મેલાં–જન્મતાં જ ઘણાં નબળાં અને દુબળાં બાળકોને સહેજ કારણ મળતાં બાળશોષ શરૂ થાય છે.

આ તો જાણે જન્મ પહેલાંની વાત કહી. પરંતુ જન્મ લીધા પછી કેટલાંએ બાળકને માતાના દુધનું પુરતું પ્રમાણ મળી શકતું નથી, અને મળતું હોય છતાં તેવી માતાઓનાં શરીરમાંથી આવતું દુધ પુરા સત્વવાળું કે પૌષ્ટિક તત્ત્વો પુરાં પાડી શકે તેવું હોતું નથી. અર્થાત્ બાળકને ધવરાવતી માતા પ્રદર, પાંડુતા, ખાંસી, ક્ષય વગેરે જેવા રોગથી પિડિત હોય છે, એટલે એના દુધમાં બાળકને પોષણ આપી શકે તેવાં તત્ત્વો મળતાં નથી એ પણ એક કારણ છે.

માતાના દુધના અભાવે બહારનું કહેવાતું ગાય, બકરી અને ભેંશના દુધ પર અથવા તૈયાર ડબ્બાઓમાં પેક કરેલા દુધ ઉપર બાળકને જીવવાનું હોય છે ત્યારે, ઘણું કરીને આવાં દુધોથી ભેળસેળ,

વાસીપણું, વિકૃત થઇ જવાપણું, અથવા તે બનાવટી મળવાથી પોષણ નહીં મળવાના કારણે પણ સુકતાન લાગૂ થાય છે.

બાળકને થઇ ગયેલા વરાધ જેવા વ્યાધિથી અથવા 'ન્યુમોનીયા' કે 'બ્રોંકાઇટીઝ' પછીથી આવી ગયેલી નબળાઇથી જીર્ણજ્વર લાગૂ થઇ ફેફસાંમાં બિગાડ ઉત્પન્ન થઇને પણ સુકતાન વ્યાધિ શરૂ થાય છે.

લાંબો વખત કફ રહેવાથી ફેફસાં દુષિત બને છે અને તેમાંથી સુકતાન શરૂ થાય છે. 'રોગનું મૂળ ખાંસી અને કજીયાનું મૂળ હાંસી' એ કહેવત પ્રમાણે બાળકને લાંબા વખતની ખાંસી સુકતાન પેદા કરે છે. અર્થાત

'कासात्संजायते क्षयः'

એ સૂત્ર અનુસાર ખાંસી એ કફની નિશાની છે, અને કફ ફેફસાંને દુષિત કરે છે અને દુષિત થયેલાં ફેફસાં સુકતાનની શરૂઆત કરે છે.

આંતરવિકારથી પણ શોષ રોગ થાય છે. અર્થાત બાળકને ખાવવાનું, દૂધ પીવાનું અથવા આહાર લેવાનું જ્ઞાન હોતું નથી. એની પાસે જ્યારે અને જેવું ધરવામાં આવે છે ત્યારે અને તેવું તે પેટમાં નાંખે છે અને અજ્ઞાન માતા પ્રેમઘેલછાથી બહુ નાની ઉમરમાં એને મીઠા પદાર્થો આપવા લાગે છે અથવા સુકાં બીસ્કીટ અને ચણાના ગાંઠીઆ જેવા વિદાહી દ્રવ્યો ખાવાનું શીખવે છે. એથી વાતાદિ દોષ કોપ પામીને ધાતુ બનાવનારાં શ્રોત્રોને રોકી લઇને અનેક લક્ષણોવાળો સુકતાન શરૂ થાય છે. એને લીધે શરીરના ધાતુઓ વૃદ્ધિ પામવાને બદલે ક્ષીણ થતા જાય છે અને પેટમાંની આંતરિક ક્રિયામાં બિગાડો પેદા થાય છે. તેમાંથી અતિસાર, કબજીયાત, લીલા ઝાડા, વગેરે થઇ આવે છે, પેટ મોટું થઇ હાથ પગ ગળી જાય છે, પેટ ઉપર નસો દેખાવા લાગે છે. એમાંથી આમાતિસાર, એટલે આમ સાથેનો પાતળો ઝાડો શરૂ થાય છે, તેની સાથે તાવ

પણ ઝીણો રહે છે અને બાળક સુકાવા લાગે છે. ઘણા ચિકિત્સકો 'ટાઇફોઇડ' તાવ થઇ ગયા પછી સુકતાન રોગ લાગુ થાય છે એમ માને છે; જ્યારે એક અનુભવી વૈદ્યરાજનું સુકતાન થવાનું કારણુ તદ્દન ઉપર જણાવેલા મતોથી નિરાળું જ છે. તેઓ જણાવે છે :

બાળકની ત્રણ વર્ષની ઉમ્મર થતાં પહેલાં એટલે તે જ્યાંસુધી ધાવણુ ઉપર જીવે છે તે દરમ્યાનમાં તેને એક એવો રોગ થાય છે કે બાળક સુકાઇને માત્ર હાડપિંજર બની જાય છે. એનું નિદાન આયુર્વેદના ગ્રંથોમાં જોવામાં આવતું નથી. હાલના કેટલાક વૈદ્યો તેને 'બાળશોષ' એવું નામ આપે છે. પરંતુ ગુજરાતમાં તેનું નામ 'સુકતાન' તથા 'રેવાસણુ' કહે છે. સુકતાનનું લક્ષણુ એવું છે કે તેને થોડો તાવ હોય કિંવા ન હોય પણુ ઝાડા પાતળા આમ અને જળસ સાથે થયા કરે અને બાળક સુકાઇને કેવળ અસ્થી રૂપ થઇ જાય. 'રેવાસણુ'નું લક્ષણુ એવું છે કે બાળકને ઝાડા થાય નહિ પણુ ઝીણો તાવ લાગૂ થઇ જાય, જેથી બાળક સુકાઇને હાડપિંજર જેવું થઇ જાય.

આ રોગ પણુ આપણા ધર્મશાસ્ત્રની પ્રાચીન પદ્ધતિનું ઉલ્લંઘન કરવાનું ફળ છે. એની ઉત્પત્તિ એવી છે કે જે સ્ત્રીને છોકરૂં નાનું ધાવતું હોય તે છોકરૂં નજીકમાં ખોયામાં અથવા પથારીમાં સુતું હોય અને તે વખતે સ્ત્રી પુરૂષનો સંયોગ થાય તે અરસામાં છોકરૂં જાગી ઉઠે અને રડવા માંડે જેથી તેને લઇને છાનું રાખવા માટે ધવરાવવાની જરૂર પડે, અથવા નહીં ધવડાવે તો પણુ પોતાના હાથમાં કે ખોળામાં કે પાસામાં દાબીને તેને છાનું રાખવાની જરૂર પડે, તેથી આ રોગ થાય છે.

તેનું કારણુ એવું છે કે સુરતસમાગમથી સ્ત્રીનું અંગ શ્રમિત થઇ તપ્ત થાય છે અને તેથી તેના હાથ અને પગમાંથી જે ઓરા (વીજળીનો પ્રવાહ) વહે છે અને તેની સાથે ગરમી અશુદ્ધ થઇ

બાળકના શરીરમાં પ્રવેશ કરે છે, તે સમયમાં માતાના સ્તનનું દૂધ જાડું, પીળું, ખાટું કે વિરસ થઈ જાય છે. બાળકને તે દૂધ પચતું નથી, એટલે તેને ઝાડાનો રોગ થઇ તે સુકાઇ જાય છે. જો ધવડાવવામાં નહીં આવે પણ માત્ર હાથે સ્પર્શ કરવામાં આવે તો હાથની ગરમી તેના શરીરમાં પ્રવેશ કરી તાવ ઉત્પન્ન કરે છે, જેથી તેને 'રેવાસણુ' નામનો રોગ થાય છે.

જેમ જેમ જમાનો સુધરતો જાય છે તેમ તેમ આ સુકતાન તથા રેવાસણુનો રોગ વધુ પ્રમાણુમાં જોવામાં આવે છે. તેના ઉપાયમાં એ બાળકને પુષ્ટિ આપી, માંસ અને રૂધીરથી પરિપૂર્ણ કરવા માટે એક ઉપાય પરંપરાની ચાલતી રૂઢીનો છે કે સ્ત્રી રાત્રે જે ચણીઓ પહેરીને સૂતી હોય તે ચણીઓ બીજે દિવસે સવારે બદલીને બાળકને સવારમાં તેલ ચોળીને નવડાવી, તેની આંખમાં જરા મેશ આંજી, પેલા સતવાળા ચણીયામાં લપેટી ઘોડીઆમાં અથવા પારણામાં સુવાડી દેવું. એથી માતાના લોહીની શુદ્ધ વિદ્યુતથી પોષાઇ બાળક પુષ્ટ અને બળવાન બને છે. પણ એટલું યાદ રાખવુ કે ઉપર જણાવેલો ચણીઓ દરરોજ પહેરવો જોઇએ.

ઉપર જણાવેલો મત સુરતના સ્વર્ગસ્થ વૈદ્યરાજ શ્રી તિલકચંદનો છે. તેઓ સુકતાન અથવા રેવાસણુ થવાના કારણમાં સ્ત્રી–પુરૂષના સમાગમથી ઉત્પન્ન થયેલી ગરમી બાળકને ધાવણુ મારફત કે સ્પર્શ મારફત શરીરમાં પ્રવેશ કરીને ઝાડાનો રોગ અથવા જીર્ણજ્વર પેદા કરે છે એમ માને છે, અને અમારા અનુભવમાં પણ કેટલાક અંશે આ હકીકત સત્ય જણાઇ છે. જો કે માત્ર આ એકજ કારણુ સુકતાન થવાનું અમે માનતા નથી. પરંતુ ઉપર જણાવેલાં અનેક કારણો સુકતાન પાછળનાં હોય છે.

છતાં વાચકનું ધ્યાન ચોક્કસ ખેંચવાની રજા લઇએ છીએ કે જે માતાનું બાળક કૃશ થયેલું હોય અને સુકતાન તરફ વળતું જતું હોય

તેણે બીજી પરહેજી કે દૂધ સુધારવાના ઉપાવ સાથે અખંડ બ્રહ્મચર્ય પાળવું અને સમાગમથી દૂર રહેવું એ બાળકના ભલા ખાતર અને બાળશોષ જેવા પ્રાણનાશક વ્યાધિ માટે ઘણું જરૂરી છે.

સુકતાનવાળા બાળકના લક્ષણમાં સ્પષ્ટ ચિહ્ન તરીકે જુદો વ્યાધિ કોઇ જોવામાં આવતો નથી. લગભગ મોટા માણસને થતાં ક્ષય જેવાં ચિહ્નો તેને જણાય છે. કારણ કે વિદ્વાન વૈદ્યરાજોનો ચોક્કસ મત છે કે બાળશોષ અથવા સુકતાન એ ક્ષય રોગનો અવસ્થાજન્ય ભેદ છે. એટલે બાળશોષની ક્ષયરોગાનુકૂળ ચિકિત્સા કરવી ઉચિત છે.

સુકતાનવાળા બાળકને જીર્ણજ્વર એ મુખ્ય દર્દ છે. સારો દિવસ અને રાત અથવા થોડા કલાક પણ તેને તાવ આવી જાય છે, શરીર તપેલું રહ્યા જ કરે છે. જો છાતીમાં (ફેફસાંમાં) એની ખાસ અસર હોય છે તો ખાંસી અને કફ પણ તાવ સાથે ઓછા વધતા પ્રમાણમાં જણાય છે, અને તેની વધુ અસર આંતરડાં ઉપર થયેલી હોય છે તો પાતળા ઝાડા દિવસમાં અનેક વખત થાય છે. ઘણું કરીને ઝાડાનો રંગ લીલો હોય છે અને કયારેક ઝાડા સાથે આમવેષ્ટિત પણ જણાય છે. એની સાથે એનું લીવર બગડયું હોય છે. એથી કેટલીક વખત વચમાં વચમાં ઉલટી પણ થઇ જાય છે, અને તેમાં કફ પડે છે. ઘોડીઆમાં પડી રહીને બાળક રાત્રિ દિવસ ટેં ટેં ટેં કરતું રડયા કરે છે અને શરીર સુકાવા લાગે છે. કેટલાક બાળકને આ રોગ લાગુ થતાની સાથે તાળવામાં ખાડો પડેલો જણાય છે અને એથી જ આ વ્યાધિને ગામડામાં 'તાળુકંટક' અથવા 'સુકગળુ' પણ કહે છે. એક વૈદ્યરાજ સુકતાનની પરીક્ષા કરવા માટે જણાવે છે કે જે બાળકને સુકતાન શરૂ થયો હોય તેની કાનની બૂટ દબાવવાથી તેને જરા પણ દર્દ થશે નહિ. દર્દ ન થાય તો સમજવું કે તેને સુકતાન અથવા બાળશોષ જરૂર છે.

સુકતાનવાળા બાળકનું દિવસે દિવસે શરીર ઘસાતું જતું હોવાથી અને તેના શરીરનો ક્ષય થતો હોવાથી તેના શરીરને પોષણની જરૂર છે. ધાવતા બાળકને તો પૂરતા પ્રમાણમાં માતાનું ધાવણ મળતું હોય અને માતા નીરોગી હોય તો તેનું ધાવણ કાફી છે. માત્ર માતાએ કોઈ જાતનું કુપથ્ય નહિ કરતાં અથવા ખાંડનાં જમણ જેવા અને ભજીયાં જેવા વિદાહી પદાર્થો છોડીને ખોરાકમાં ઘરના ચાલુ પદાર્થો, વિશેષે કરીને દૂધ તથા ફળોના રસો જેવા પદાર્થો વધુ લેવા કે જેથી તે પધાર્થો ધાવણ મારફત બાળકને પોષણ આપી શકે છે. પરંતુ માતાનું દૂધ બરાબર ઠીક ન હોય યા પૂરતા પ્રમાણમાં આવતું ન હોય અથવા બાળક મોટી ઉમરનું હોય તો પછી ઉપરથી દૂધ—ગાયનું દૂધ સમાન ભાગે પાણી મેળવી ઉકાળીને ઠંડું થયા પછી જરૂરીયાત પ્રમાણે આપવું. ખાસ કફનો ઉપદ્રવ ન હોય તો કયારેક મોસંબીનો રસ પણ આપી શકાય. પરંતુ બાળકની પાચન કરવાની શક્તિ જોઇને આપવું. 'ગ્લેક્ષો પાઉડર' જેવી વસ્તુ ડોકટરો આપવાની ભલામણ કરે છે. તેમાં દૂધ, ગ્લુકોઝ, માખણ જેવી વસ્તુઓ મેળવેલી હોય છે એમ ડોકટરો કહે છે. પરંતુ જો તાજું ચોખ્ખું જયારે જોઇએ ત્યારે ગાયનું કે બકરીનું દૂધ મળતું હોય તો પછી આવા પદાર્થો આપવાનો મોહ ન રાખવો એ જ વધારે ઠીક છે. પરંતુ શહેરોમાં જ્યાં સાચા અને સારા દૂધના વાખા હોય ત્યાં પછી આવા પદાર્થો આપવાને મન લલચાય છે અને કેટલાક બાળકને જો માફક આવી જાય છે તો તેનું શરીર જરૂર ભરાઇને તાજગીવાળું થતું જોયું છે.

ખોરાક ઉપરાંત બહારના ઉપચાર તરીકે ઘેટીનું ઘી બાળકના બદન ઉપર રોજ રોજ માલીસ કરવાથી સુકતાનવાળા બચ્ચાને શરીરનો તપારો ઓછો થાય છે. ડોકટરો 'કોડલીવર ઓઇલ' છાતી તથા પીઠના ભાગ ઉપર એટલે ફેફસાં પાછળ તથા આગળ અને પેટ ઉપર, એ જગ્યાએ માલીસ કરવાની સલાહ આપે છે. પરંતુ એ પ્રાણીજ ઔષધ કરતાં ઘેટીનું ઘી મળે તો વધારે સારૂં છે. ઉપરાંત આયુર્વેદની

બનાવટો 'લાક્ષાદિ તેલ' તથા 'મહાચંદનાદિ તેલ' આ રોગીના શરીર ઉપર માલીસ કરવાથી ફેફસાં અને આંતરડાંને મદદ કરે છે, અને જીર્ણજ્વરને ઓછો કરી નાંખે છે તથા સુકતાનવાળા બાળકને પસીનો રાત્રિમાં વળીને જે કમજોરી આવતી હોય છે તે દૂર થાય છે. એટલે ઘેટીનું ઘી અથવા લાક્ષાદિ તેલ અથવા મહાચંદનાદિ તેલ એ પૈકીમાં જે સુલભતાથી મળી શકે તેનું ધીમા હાથે દિવસમાં એક વખત બચ્ચાના શરીર ઉપર માલીસ કરવું. ઘેટીનું ઘી એટલે ઉન આપનારાં ઘેટાં હોય છે, એ પ્રાણીના દૂધમાંથી છાશ કરી ઘી બનાવે છે. તે ઘી ઘેટાં રાખનાર માલધારી રબારી ભરવાડ લોકોને ત્યાં મળી શકે છે.

બાળકને સ્વચ્છ રાખવાની પણ આ સાથે જરૂર છે. તેના ઝાડા, પેસાબ અને ઉલટી વગેરે શરીરથી બહાર નીકળેલા બલગમનો તે જ વખતે નિકાલ કરીને તેને ગરમ પાણીથી સાફ કરી લઇ, કપડાં વારંવાર બગડયા વગરનાં ચોખ્ખાં ધોયેલાં પહેરાવવાં. તાવ શરીરથી છૂટતો ન હોય તો ઘણું નવરાવવાની જરૂર નથી, પણ ખાદીનો કકડો ગરમ પાણીમાં ભીંજવી શરીર ઉપર ફેરવીને તેને સફાઈ કરી લેવી તે જરૂરનું છે.

આ વ્યાધિમાં બાળકના તાળવામાં ખાડો પડેલો જણાય છે અને એથી જ તેને તાલુકંટક કહેવાય છે. લૌકિક રીતે તો આ તાળવાના ખાડામાં ઘણી ચીજો ભરવાનો કે મૂકવાનો રીવાજ છે. માયું ઘસી તાળવાના ખાડામાં પ્રથમ લગાડી, તે સુકાઇ જાય અને બરાબર ચોંટી જાય ત્યારપછી દરરોજ ધૂપેલ તેલ ત્યાં લગાડવામાં આવે તો પડેલો ખાડો પુરાઇ જાય છે અને જેમ જેમ ખાડો પુરાતો જાય તેમ તેમ બાળક આ વ્યાધિથી સુધરતું જાય છે. એક ડોસીમા બધી સ્ત્રીઓને તેમના બાળક માટે આ ઉપચાર બતાવતાં મેં જોયાં છે અને ઘણી સ્ત્રીઓએ પણ મને કહેલું કે આ ઉપાય સારો છે.

ાનર્ના નિષ્ણાતો આ ખાડામાં ઉપર બતાવેલાં લાક્ષાદિ તેલમાં ભીંજવી દરરોજ મૂકવાની ભલામણ કરે છે.

કનાં ફેફસાંમાં વિકાર હોય અને એ ક્ષુબ્ધ થયેલાં હોય તો ર તેવાં અથવા આંતરડાંમાં વિશેષ વિકાર હોય તો તે સુધરે ઞો વિચારપૂર્વક આપવાં જોઇએ. સાથે શરીરના ઘટાડાને અટકાવે ા ઘટતું અટકે તેવાં ઔષધો આપવાની જરૂર જણાય છે.

ા કરીને તો આ વ્યાધિમાં કેલશ્યમવાળી દવાઓની ઘણી એથી જ બાળશોષ અથવા સુકતાન માટે દેશી વૈદોનું ઘણું ઉપયોગી થઇ પડયું છે.

રીઆના ઔષધ ઉપર પોતાની આખી ચિકિત્સાનો મદાર જરાતમાં પ્રસિદ્ધ થયેલા અમદાવાદના એક બાળવૈદરાજે ખાપરીયું બાળકોને આપી–ખવરાવીને ગળતાં જતાં બાળકોને ાનાવ્યાના સેંકડો દાખલા છે. આ ખાપરીયા વિષે અમે ાનેક વખત લખી ગયા છીએ. તે ગોદંતી હરતાલ અથવા ભસ્મ છે. ગાંધીને ત્યાં ચીરોડી અથવા ધાપાણના નામે પીએ મણના ભાવે તે મળે છે. તેના સાફ કકડાને કોલસા ને સળગાવવાથી સફેદ રંગની મુલાયમ ભસ્મ બને છે. આનું ારીયું. બાળકની ઉમર પ્રમાણે ત્રણથી ચાર રતી સુધીનું ચમચી દૂધમાં અથવા ધાવણમાં ઓગાળી સવાર સાંજ એ પવાથી બાળકનો જીર્ણજ્વર નાબૂદ કરે છે, ઝાડાને સુધારે હાડકાને પોષણ આપે છે. કારણ કે દેશી રીતે બનેલું એ ારનું કેલશ્યમ છે. આ ઔષધ સદરહુ વૈદ્યરાજનું મુખ્ય ઔષધ સાથે જો બાળકને ઝાડા લીલા અને પાતળા થતા હોય તો સબનાઇટ્રસ'નું સાથે એક પડીકું બાંધી આપે છે અને તેને સાથે લેવાની ભલામણ કરે છે. કયારેક શીશીમાં પીવાની

દવા તરીકે 'ફેરીએટ કવીનાઇન સાઇટ્રસ' આપવામાં આવે છે અને કયારેક 'ફેરીયેટ એમોનીયા સાઇટ્રસ'નું પાણી બનાવી ભરી આપે છે. પરંતુ સેંકડો સુકતાનના વ્યાધિવાળા બચ્ચાની દવાઓ મહિનાઓ સુધી સ્ત્રીઓ લે છે અને તેથી ઘણાં બાળક સુધરતાં અમે જોયાં છે.

અગાઉ અમે નિદાનના વિવેચનમાં સ્વર્ગવાસી વૈદ્યરાજ તિલકચંદ તારાચંદનો અભિપ્રાય ટાંકી ગયા છીએ. તે વૈદ્યરાજ પોતાના અનુભવનો એક સુંદર ઉપાય બતાવે છે, તે અહીં આપ્યા વગર રહી શકાતું નથી.

**ઉપાય નં. ૧**

ખાપરીયાની ખાપ (એક જાતનાં લાલ માટીનાં ઠીંકરાં પકાવેલાં સુરત જીલ્લાના ગાંધીઓને ત્યાં મળે છે) શેર ૧ લાવી તેને ખાંડી, તેમાં ખાટા લીંબુનો રસ શેર ૧ નાંખી લોઢાની કડાઇ (પેણી)માં ભરી દેવતા ઉપર મૂકી, રસ બળી જાય અને ખાપરીયાની ખાપ કોરી પડી જાય ત્યાંસુધી તપાવવું. પછી તેમાં મોટી હરડેના ઠળીઆ કાઢી નાંખીને ઉપરનો દળ શેર ૧ તથા કાગદી એલચી શેર ०।। છોડાં સાથે ખાંડી વસ્ત્રગાળ કરી ઉપરની ખાપરીયાની ખાપમાં મેળવી બરાબર ઘુંટીને બાટલો ભરી રાખવો.

તેમાંથી ૧ રતીથી ૧ વાલ સુધી બાળકની ઉમરનો વિચાર કરી સુકતાનવાળા દરદીને જો પાતળા ઝાડા થતા હોય તો પ્રથમ સાત દિવસ ચોખાના ધોવણના અનુપાન સાથે, બીજા સાત દિવસ તાજી છાશની ઉપરની પરાશ (છાશને ઠરવા દઇ ઉપર પાતળું પાણી હોય તેને પરાશ કહેવાય છે) સાથે અને ત્યારપછીના સાત દિવસ મધ સાથે અને પછી જ્યાંસુધી જરૂર જણાય ત્યાંસુધી મધ સાથે અથવા સાદા પાણી સાથે આપ્યા કરવું.

પરંતુ સુકતાનમાં જો ઝાડા ન હોય અને માત્ર તાવ હોય તો આ દવા એક મહિનો અથવા તેથી વધુ દિવસ મધ સાથે આપવાથી

બાળક રોગમુક્ત થાય છે અને સુકતાન નાબુદ થાય છે. આ ચુર્ણ સાથે કયારેક ગોદંતી અથવા આગળ કહેવાઇ ગયેલો ધાપાણુ ૧ રતી મેળવીને આપવાથી બાળકને વધુ લાભ કરે છે.

બાળકને સુકતાનના વ્યાધિમાં પાતળા અને લીલા ઝાડા એટલા સખત રૂપમાં થાય છે કે એથી બાળક નીચોવાઇ જાય છે અને ઝાડા બંધ થવા માટે એલોપથી તથા આયુર્વેદનાં મહાન ઔષધો જ્યારે કામ કરી શકતાં નથી, ત્યારે હૃષિકેશના એક વૈદ્યરાજે બતાવેલો ઉપાય અવ્યર્થ અને ઘણું સુંદર કામ આપે છે. તે ઉપાય નીચે પ્રમાણે છે:

**ઉપાય નં. ૨**

મોરથુથુ તો. ૧ નો કાંકરો લઇ લોઢાની તવી ઉપર મૂકી, ચૂલે કોલસા ઉપર ચડાવવો અને ચમચો ભરીને એ તપી ગયેલા કાંકરા ઉપર દહીંનું પાણી એટલે કે દહીં મેળવ્યું હોય તે વાસણમાં દહીં જામ્યા પછી નીચે પાણી જુદું પડે છે તે પાણી મૂકવું. પાણી બળી જાય એટલે ફરી ચમચો ભરી મૂકવું. આ પ્રમાણે ૨૧ વખત મૂકી બરાબર મોરથુથુ કોરૂં પડી જાય એટલે નીચે ઉતારી, ખરલમાં નાંખી તેની અંદર ત્રણ તોલા ફુલકાથો નાંખી, તેમાં પાણી નાંખી, ઘુંટીને મગના દાણા જેવડી ગોળી બનાવવી. અત્યંત ઝાડાવાળા સુકતાનમાં જો ખાંસી પણ સાથે હોય તો એક પાનનો રસ કાઢી તેમાં મધ મૂકી આ ગોળી સવાર સાંજ એકેક આપવી. અને કફ ખાંસી ન હોય પણ માત્ર પાતળા ઝાડા જ થતા હોય તો દૂધની સાથે ઓગાળી આપવાથી ઝાડા ઓછા થવા લાગી તેનો કલર બદલાઈ જઇને બંધાય છે, અને એ રીતે ઝાડા મટી ગયા પછી તેનું શરીર હૃષ્ટપુષ્ટ થવા તથા ઝીણો તાવ, કફ, ખાંસી, વગેરે નાબૂદ થવા હવે બતાવવામાં આવે છે તે ગોળી આપવી :

## ઉપાય નં. ૩ મૌક્તિક વટી

બસરાઇ અણવીંધ સાચાં મોતી બે આનીભાર
જહેર મહોરા ખતાઇ તો. ૧
હજરત જહુર તો. ૧
દરીયાઇ નાળીયેર તો. ૧
ઉંચી હરડેનો ગર્ભ તો. ૧
કમરકાકડીનો મગજ તો. ૧
વાંસકપુર સાચું તો. ૧
એલાયચીના દાણા તો. ૧
ગુલાબનાં ફુલ તો. ૧

બધી વસ્તુને જુદી જુદી બારીક ખાંડીને મેળવી દેવી. પછી ચોખા ગુલાબજળમાં ઘુંટી મગના દાણા જેવડી ગોળી વાળવી. એક વરસના બાળક સુધી ૧ ગોળી સવારે તથા એક ગોળી સાંજે. એથી ઉપરની ઉમરના બાળકને બબે ગોળી સવાર સાંજ માતાના દુધ સાથે અથવા ગાયના દુધ સાથે મેળવીને આપવી.

આ ગોળી બાળકના સુકતાનના વ્યાધિ અંગેનો જીર્ણજ્વર, શરીરનો તપારો, હાડકાની નબળાઇ, દાંત આવતી વખતની પીડા, ઝાડા થવા અથવા કબજીયાત, વગેરેને નાબૂદ કરી હાડકાને પોષણ આપી, આંતરડાં અને ફેફસાં ઉપર અસર કરી, શરીર સુધારી, હ્રષ્ટપુષ્ટ બનાવે તેવો અનુભવસિદ્ધ આ ઉપાય છે. લાગટ બે ત્રણ મહિના ગોળી આપ્યા કરવી. એથી દાંત પણ વગર પીડાએ આસાનીથી આવે છે અને બાળકને તંદુરસ્ત બનાવે છે.

## ઉપાય નંબર ૪

એક બાળક જે ત્રણ મહિના લાગટ તાવ, ઝાડા અને કફથી એટલો નિર્બળ બની ગયેલો અને એટલો કૃષ થઇ ગયેલો કે પારણામાંથી તેને

લેવો પણ મુશ્કીલ પડે. તેને માટે મેં હવે બતાવું છું તે પ્રમાણે યોગ આપ્યો હતો અને તેથી એ તંદુરસ્ત બનેલો.

| | |
|---|---|
| સાચાં મોતીની પીષ્ટી | તો. ૦॥ |
| સુક્તિભસ્મ | તો. ૦। |
| ગળોસત્વ | તો. ૧ |
| વાંસકપુર | તો. ૧ |
| ખેરસાર | તો. ૦॥ |
| સોનાના વરખ | વાલ ૪ |
| ચાંદીના વરખ | વાલ ૪ |
| પ્રવાલપીષ્ટી | તો. ૦॥ |

આ વસ્તુને ખરલમાં નાંખી એક દિવસ ગુલાબજળ તથા એક દિવસ કેવડાજળમાં ઘુંટીને સુકવી બરણીમાં ભરી રાખી, તેમાંથી બે રતી સવારે અને ૨ રતી સાંજે મધનું એક ટીપું અને જરા ધાવણ મેળવી આપવા માંડયું, અને બીજા અઠવાડીઆથી તેનો તાવ, કફ, ઝાડા નાબુદ થયા, તેનામાં ચેતના–વાઇટાલીટી આવવા લાગી અને બે મહિનામાં એ તદ્દન સુધરી ગયો. ત્યારપછી ઘણાં બાળકોને આ યોગ હું આપું છું અને તેથી ઘણાં દુબળ, કૃશ અને અશક્ત થઇ ગયેલાં બાળકો સુધરી જાય છે.

આ સિવાય લઘુ વસંતમાલતી, સુવર્ણ વસંતમાલતી, અભ્રકભસ્મ શતપુટી, પ્રવાલભસ્મ, પીપર વગરનું શિતોપ્લાદિ ચુર્ણ, તેના પ્રમાણનો ખ્યાલ કરી બાળકના વય–વહ્નીનો વિચાર કરી, ધીરજ રાખીને ચિકિત્સકોએ બરાબર નિદાન કરી ઔષધની યોજના કરવી, જેથી તેનું સુંદર પરિણામ આવે છે.

* * *

# પ્રકરણ ૫૦ મું

## મોતીઝરો–મન્થરજ્વર

પરિવર્તનશીલ કાલસ્વભાવે કોઇ વસ્તુસ્થિતિની મર્યાદા રહેવા દીધી નથી. મોતીઝરો નામનો તાવ દુધ પીતા બાળકનો વ્યાધિ છે, પરંતુ આજે એ મર્યાદા રહી નથી. આજે તો મોટી ઉમરનાં માનવીઓને પણ મોતીઝરો થતો જોવામાં આવે છે.

ઘણું કરીને એલોપથી આ જાતના તાવને 'ટાઇફોઇડ ફીવર' માને છે. યુનાની અને અરબ્બીમાં ' હમીકા ', ફારસીમાં ' હુમ્મા મુતકબા મુતનાસા ' અને આયુર્વેદશાસ્ત્રજ્ઞોએ ' મન્થરજ્વર' નામ પાડ્યું છે, હિન્દીમાં એને મોતીઝરો કહે છે.

આયુર્વેદનાં પુરાતન પુસ્તકોની તપાસ કરતાં આ વ્યાધિનો સ્પષ્ટ ઉલ્લેખ જણાતો નથી. અમુક કાળ પહેલાં યુનાન અને અરબસ્તાન તરફથી આ વ્યાધિનું આગમન હિન્દુસ્તાનમાં થયું હોય તેમ જણાય છે. એટલે જ પ્રાચીન પુસ્તકો હારીતસંહીતા અને ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, જેવા ગ્રંથોમાં તેનું વિવરણ નથી; પરંતુ યોગચિંતામણિમાં ' મધુરક જ્વર'ના વર્ણનમાં આ વ્યાધિની સામ્યતા મળે છે.

**' ग्रीवा मध्ये च दृश्यन्ते स्फोटका सर्षवेपिमा '**

અર્થાત તેનાં લક્ષણો બતાવતાં કેટલાક શ્લોકોમાં જ્વર, જલન, ચિત્તની ચંચલતા, વિમોહિતપણું, દસ્ત પાતળા થઇ આવવા, તરસ ઘણી લાગવી, મોઢાનો લાલ વર્ણ, નિદ્રા ન આવવી, તાળવું અને જીભ સુકાવાપણું, ગરદન આગળ સર્ષવ જેવા દાણા નીકળવા, તેનું 'મધુરજ્વર' તરીકે યોગચિંતામણિમાં વર્ણન છે. ત્યારપછીના ગ્રંથકાર 'યોગરત્નાકર'ના કર્તાએ ઠીક ઠીક રૂપમાં મન્થરજ્વરનું સ્વરૂપ આલેખ્યું છે.

મહર્ષી આત્રેય વ્યાધિના સ્વરૂપ અથવા તેના નામ વિષે ચર્ચા કરતાં કહે છે કે

**'व्याधीयां अपरीसंख्येयः'**

અર્થાત વ્યાધિની અપરિમીત સંખ્યા છે, એટલે તેના રૂપાદિકનો નિશ્ચય કરવાનું ઘણું કઠિન છે. એથી જે વ્યાધિ, જે સમયમાં, જે દોષાદિકથી ઉત્પન્ન થતા જણાય તેનું નામ વૈદ્યોએ દોષલક્ષણ ઉપરથી નક્કી કરવું અને એ સ્વતંત્ર સિદ્ધાંત અનુસાર આધુનિક વિદ્વાનોએ એનું મન્થરજ્વર અથવા મોતીઝરો નામ રાખ્યું છે.

આ વ્યાધિ વાયુ આદિ દોષોના પ્રકોપ અને દેશકાળ, જળ, વાયુ, તથા મિથ્યા આહારના પરિણામે ઉત્પન્ન થયા છે અને તે ઔપસર્ગિક રોગ છે.

**મોતીઝરાનું પૂર્વરૂપ—**

જેને મોતીઝરાનો તાવ શરૂ થવાનો છે તેને તાવની શરૂઆત તિક્ષ્ણ રૂપમાં થાય છે અને તાવની શરૂઆત થયા પછી એ બીલકુલ ઉતરતો નથી, પરંતુ નિશ્ચિત સમય સુધી લંબાય છે.

બાળકને ઘણું કરી આ તાવ શરૂ થાય છે અને એની સાથે મુળવાયુનું રોકાણ થઇ જાય છે, એટલે બાળક ચમકે છે અને ધાવણ ધાવવાનું એ છોડી દે છે, તેની સાથે આંખો ફાડી ઉપર આકાશની બાજુ જોયા કરે છે. અને કયારેક દૃષ્ટિને એક તરફ લગાવી તત્કાલ આંખો વીંચી દઇ સ્તબ્ધ બની જાય છે.

અને તેમાંથી તંદ્રામાં પડી જાય છે. વારંવાર તેને જગાડવાનો અને ધવડાવવાનો પ્રયત્ન કરવા છતાં જાગતું નથી અને ધાવતું પણ નથી.

તાવનો વેગ વધતો જાય છે તેમ બાળક વધુ બેચેન બનતું જાય છે, સ્તનપાન બળજબરીથી કરાવવા છતાં સ્તનની દીંટડીને મોઢામાં લઇને ધાવણ ખેંચતું નથી પણ કયારેક દીંટડીને ચગળે અથવા ચાવે છે.

મોતીઝરો નીકળવાનો હોય છે તેવા દરદીના શરીરમાંથી એક વિશિષ્ટ પ્રકારની દુર્ગંધ આવવા લાગે છે અને આ ગંધ મોતીઝરાનું સૂચન કરે છે. આ ગંધને 'મંથરી મલીનતા' કહી શકાય.

આ તાવની ગરમી ૯૯"થી માંડી ૧૦૫" સુધી વધી જાય છે, સવારના કદાચ ઓછો થઇને ફરી સૂર્ય વધવાની સાથે તાપમાન વધે છે અને જ્યાંસુધી દોષનું પાચન થતું નથી ત્યાંસુધી તાવ બીલકુલ શરીર છોડતો નથી.

**સંપૂર્ણ મોતીઝરાનું રૂપ**

બીજા દિવસોની ઉપેક્ષાએ જ્યારે આ વ્યાધિ પૂરા રૂપથી પ્રગટે છે તે દિવસે તાવનો વેગ વધુ જોરદાર બને છે.

બાળકની નાડી વધુ તીવ્ર અને વધુ વેગવાળી બની જાય છે અને ઘણું કરી બેહોશ સ્થિતિમાં જ બાળક રહે છે.

તાવ શરૂ થયાને સાતમા, દશમા અથવા બારમા દિવસે **પ્રથમ** ગળાની આસપાસ ખસખસના દાણા જેવા મોતીના રંગના બારીક સૂક્ષ્મ દાણા જોવામાં આવે છે. કેટલાક દાણા ઘણા સૂક્ષ્મ હોવાથી નરી આંખે દેખાતા નથી. પરંતુ હાથ ફેરવવાથી, હાથને તે દાણાનો સ્પર્શ થાય છે.

**પ્રથમ** ગળાની આજુબાજુ, ત્યારપછી છાતી ઉપર અને ત્યારપછી સાથળ સુધી દાણા જોવામાં આવે છે. હાથપગના પંજા ઉપર બનતાં સુધી આ દાણા નીકળતા નથી.

જ્યારે મોતીઝરાના દાણા નીકળવા માંડે છે ત્યારે તાવનો વેગ થોડો મંદ પડે છે, પરંતુ સુસ્તી વધુ જણાય છે.

નીચે પ્રમાણેનાં લક્ષણો વ્યાધિને અંગે થાય છે :

શરીરમાં બળતરા થવી, ચક્કર આવવા, બેહોશી અને મૂર્છા જણાવી, ઝાડા થઇ જવા, તરસ ઘણી લાગવી, સાચી ઉંઘ ન આવવી, મોઢું, તાળવું અને જીભનું સુકાવું, લીવર, બરોલ વધી જાય છે અને કયારેક પેટમાં આફરી આવે છે.

ખાંસી અને શ્વાસ કેટલાક દરદીને થઇ આવે છે, મસ્તકમાં અધિક દર્દ રહે છે, ફેફસાંમાં દાહ થઇ આવે છે.

ઉપરના એક અથવા ઓછા વધતા ઉપદ્રવો દરદીને વરતાય છે. ચૌદ દિવસ અથવા વધુમાં વધુ ૨૧ દિવસ સુધી તાવ લંબાય છે, ૨૧ દિવસની છેવટની આ તાવની અવધિ છે અને ત્યારપછી તાવ ઉતરી જાય છે. જો દરદીની પુરતી સાવધાની રાખવામાં નથી આવી હોતી અને તાવ દરમ્યાન અન્ન આપવામાં આવ્યું હોય છે અથવા બહારનું દૂધ વિશેષ પ્રમાણમાં આપવામાં આવ્યું હોય છે અથવા સ્તનપાન કરાવનારી માતા બાળકને આવો તાવ શરૂ થવા છતાં ગરિષ્ટ અને વિદાહી પદાર્થો ખાવાના શરૂ રાખી સ્તનપાન કરાવતી રહે તો તાવ બગડી જઇને ૪૨ દિવસ સુધી માંદગી લંબાય છે. એટલે આ વ્યાધિમાં ઔષધિનો મારો ચલાવ્યા કરતાં દરદીની પૂરતી સંભાળ અને પરેજી તરફ પૂરૂં લક્ષ રાખવાથી તે થોડી મુદતમાં રોગથી મુક્તિ મેળવે છે.

દુગ્ધપાન (ધાવણ) કરનાર બાળકને જાતે તો પરેજી બાબત ઘણું કહેવાનું નથી, પરંતુ એવા બાળકની માતાએ સાવધાનીથી ખોરાક છોડી દઇ માત્ર એકાદ–બે ફુલકા રોટલી, ગાયનું દૂધ, ખીચડી, ચોખા, પરવર અને દુધી જેવું ઓછા તેલમરચાવાળું શાક, આવો પથ્ય ખોરાક રાખી, બીજી સઘળી ચીજ બંધ કરવી જોઇએ.

પરંતુ અન્ન લઇ શકે તેવા મોટા બાળક અથવા મોટી ઉમરના માણસને તાવની શરૂઆત થાય ત્યારથી જ અન્નનો એક કણ સરખો આપવો એ ભયંકર છે બલકે રોગને લંબાવવામાં કારણભૂત બને છે. એટલે સમજુ–અણસમજુ આ જાતનાં દરદી ઉપર મક્કમ અને દૃઢ નિશ્ચયી સમજુ પરિચારકની દેખરેખ રાખવી કે જે દરદીની પરવશતા અથવા મનની નિર્બલતામાં પણ અન્ન ન આપે અને જ્યાંસુધી તાવમુક્ત થઇ દરદી પૂર્ણ સ્વસ્થ જણાય નહિ અગર તેની અવધિ આવી તાવ ઉતરી જાય નહિ ત્યાંસુધી અનાજ ન આપવું એ વધુ જરૂરી અને દરદી માટે હિતાવહ છે.

કારણ લંઘન કરાવવાથી દોષનું સારી રીતે પાચન થઈ જાય છે અને તાવ જલદી ઉતરી જાય છે, તેમ જ કોઇ પણ જાતનો નવો ઉપદ્રવ આ વ્યાધિમાં થતો નથી.

દરદી સંપૂર્ણ લંઘન કરી શકે તેમ ન હોય અને ક્ષીણતા ઘણી જણાતી હોય તો થોડો મોસંબીનો રસ, દૂધ ને તુલસી નાંખેલી થોડી ચહા અને ગાયના દૂધમાં અરધું પાણી નાંખી અંદર વાવડીંગ નાંખી ઉકાળીને ઠંડું કરેલું થોડું દૂધ આપવું; પરંતુ આવા પદાર્થો આપવામાં પણ પ્રમાણ અને સાવધાની પૂરી રાખવી. કયારેક કાળી દ્રાક્ષના થોડા દાણા તેમજ મીઠા દાડમના થોડા દાણા આપી શકાય.

પ્યાસ-તરસ દરદીને ઘણી લાગે છે. એટલે પાણી નાના મોટા સર્વ રોગીને આપવું જ પડે છે. તાવમાં પાણીની પ્યાસ લાગવા છતાં પાણી નહિ આપનાર દરદીને મૃત્યુ તરફ ઘસડી જાય છે. માટે પાણી જરૂર આપવું. પરંતુ કદાપિ કાચું પાણી આપવું નહીં. કાચું પાણી અન્ન કરતાં પણ અધિક નુકસાન કરે છે. એટલે પાણીને-કૂવાના પાણીને ત્રિપાદશેષ અર્થાત એક ભાગ બળી જાય અને ત્રણ ભાગ બાકી રહે તેટલું ઉકાળી ઠંડું બનાવી, માટીના વાસણમાં ભરી રાખી, એ પાણી જરૂરીયાત પ્રમાણે દરદીને પીવા આપવું. ઘણાં નાનાં બાળક માત્ર ધાવણ ઉપર રહેનારાં પણ આ અવસ્થામાં પાણી પીએ છે.

દરરોજ સવારમાં વહેલું પાણી ઉકાળી ઠારી નાંખવું અને તે પાણી ચોવીશ કલાક સુધી આપી શકાય. બીજા દિવસે બીજું તાજું પાણી ઉકાળીને આપવું. બનાવેલું પાણી પહોંચે ત્યાંસુધી આપવું એવું મોહ રાખવો નહિ. ચોવીસ કલાક પછી પાણી પીવાલાયક રહેતું નથી.

દરદીના તાવના દિવસો લંબાય છે તેમ તેના શરીરની અસુચા (અસ્વચ્છતા-મેલાપણું) વધતી જાય છે. તો પણ ભૂલેચૂકે પણ

દરદીને સ્નાન કરાવવું અથવા કોઇ પણ અંગને ઠંડું પાણી લગાડવું તે ભયંકર છે. ગુદાપ્રક્ષાલન માટે પણ ગરમ પાણી વાપરવું.

કપડાં બદલવાં, પથારી સ્વચ્છ રાખવી, સાધારણ હવાઉજાસવાળા મકાનમાં ઘણો ઘોંઘાટ ન થાય, ઘણાં માણસો અવરજવર ન કરે તેવા સ્થાનમાં સુશીલ સ્વભાવનાં માણસની દેખરેખ નીચે દરદીને રાખવો. કોઇ અંગ મળમૂત્રાદિથી બગડેલું હોય યા પસીનાથી વધુ ખરાબ થયેલું હોય તો ખૂબ ગરમ પાણીમાં ખાદીનો ટુકડો ભીંજાવી નીચોવીને વરાળીઆ ટુકડાથી તે ભાગ લૂછીને સાફ કરવો.

રાત્રિ દરમ્યાન દરદીનું કોઇ અંગ ખાસ ઉઘાડું રહી જઈ તેની ઉપર સખત પવનની ઝપટ ન લાગે તેનો પૂરતો ખ્યાલ રાખવો, નહીં તો એકાદ અંગ જૂઠું પડી જવાના અથવા લકવો થઇ જવાના દાખલા બને છે.

### ઔષધોપચાર

દવાઓ નિતાંત દરદને દૂર કરવા આપવી જોઇએ, એમ નેચરોપથીને બાદ કરીએ તો હરેક પથીવાળા માને છે. પરંતુ દરદનું પૂરૂં સ્વરૂપ સમજ્યા સિવાય અને દરદીનો પૂરો ખ્યાલ અથવા વ્યાધિનું સ્વરૂપ સમજ્યા સિવાય વૈદ્ય કે ડાકટરની આપેલી દવાઓ કેટલીક વખત લાભને બદલે નુકસાન કરે છે એ નહીં ભૂલવા જેવી બિના છે. પૂરેપૂરા ખ્યાલ અને સાવધાનીથી ઉપચાર કરનાર ચિકિત્સક ન હોય તો વધુ બહેતર એ છે કે આવી જાતના દરદમાં દરદીને કુદરતના ખોળે મૂકવાથી અને પૂરતી સંભાળ રાખવાથી બીજા ઉપદ્રવો નહીં વધતાં મુદત પૂરી થયે તાવ આપોઆપ ઉતરી જાય છે; જ્યારે કેટલાક વ્યાધિનું સ્વરૂપ નહીં સમજનારા ચિકિત્સકો દિવસમાં દસ ઉપચાર બદલીને દરદીની હાલત ઔર ભયંકર કરી મૂકે છે. આ તાવમાં તાવને ઉતારવા માટે કે અટકાવવા માટે દવા આપવી તે દરદીને જાતે ઉચકીને યમની દાઢમાં સોંપવા બરાબર છે.

સંતત જ્વર પણ એક મુદતીયો તાવ છે. તેને ભૂલથી કેટલાક મોતીઝરો માની બેસે છે. બીજો એક 'ટાઇફ્સ' તાવ લગભગ મન્થર-જ્વરને મળતો છે અને એ વ્યાધિમાં શરીર ઉપર ફોલ્લીઓ નહિ પણ લાલ ચકામાં નીકળે છે અને દબાવવાથી અદૃશ્ય થઇ જાય છે. આ તાવ આ દેશમાં વધુ જોવામાં આવતો નથી. માત્ર આપણે જે વિષે લખીએ છીએ તે તાવને મન્થરજ્વર અથવા મોતીઝરો એટલે ટાઇફોડ સમજવામાં ભૂલ ન થાય. અને સંતત જ્વર (રીમીટંટ ફીવર) અથવા ટાઇફ્સને ભૂલથી મંથરજ્વર માની ન બેસાય એટલા માટે સાવચેતી અને સમજુતી આપવાની જરૂર છે.

આગળ કહેવાઇ ગયું છે કે મોતીઝરાની અંદર જો સંપુર્ણ સાવચેતીભરી રીતે દરદીની સારવાર, સ્વચ્છતા અને ઉપદ્રવો તરફ લક્ષ રાખી, ચિકિત્સાથી સામ્યતા જાળવીને દરદીને સાચવી રાખવામાં આવે છે તો આ વ્યાધિ સુધરી જવામાં વાંધો આવતો નથી. આ વ્યાધિની ત્રણ જુદી જુદી અવસ્થા કલ્પીએ તો ત્રણ સપ્તાહ અથવા ત્રણ અઠવાડીઆંની ત્રણ અવસ્થાઓ બદલે છે.

પ્રથમ સપ્તાહમાં તો નિશ્ચય કરી શકાય છે કે આ તાવ ટાઇફોઇડ—મન્થરજ્વર છે. જ્યારે બીજા વિષમજ્વરો તાવ આવી વધીને ચોક્કસ ટાઇમે ઉતરી જનારા હોય છે, ત્યારે આ તાવ ઓછો વધતો થાય છે પરંતુ તદ્દન ઉતરતો નથી. એના બદલે જેમ દિવસો જતા જાય છે તેમ તાવનું પ્રમાણ વધતું જાય છે અને ગળાની આસપાસ જ્યારે મોતી જેવા દાણા દેખાય છે ત્યારે મોતીઝરો હોવાનું નક્કી સાબિત થાય છે.

કોષ્ટબદ્ધતા શરૂઆતમાં પહેલ સપ્તાહમાં જણાય છે અને પછી ક્યારેક દરદીને અતિસાર—ઝાડા પણ થઇ જાય છે, કારણ કે આ વ્યાધિમાં ખાસ કરીને આંતરડા ઊપર અસર થાય છે. અતિસારમાં લોહી પણ આવે છે. ક્યારેક પેટમાં આફરી વધી જાય છે, દરદી લવારો પણ કરે છે, હાથપગ પછાડે છે, બલે છે. તાવ બપોરને વખતે ૧૦૪ થી

૧૦૫ સુધી વધી જાય છે. આ બધું બીજી સ્થિતિ અથવા બીજા સપ્તાહમાં થાય છે.

ત્રીજા સપ્તાહમાં રોગી સુધરવાનો હોય છે તો દરેક લક્ષણો સુધરવા લાગે છે. તાવનું પ્રમાણ ઘટવા લાગે છે, દુબળાપણું, અશક્તિ અને ક્ષીણતા જો કે વધુ હોય છે પરંતુ બીજી રીતે બધાં લક્ષણો સારાં જણાવા લાગે છે. પરંતુ જો રોગીની સ્થિતિ વધુ ખરાબ થતી જતી હોય છે તો તાવ, કફ અને ફેફસાંનો વરમ થઇ આવે છે અને સન્નિપાત જેવાં લક્ષણો જણાવા લાગે છે; તથા દરદીની સ્થિતિ વધુ ખરાબ થતી જતી જણાય છે, નવા નવા ઉપદ્રવો જણાવા લાગે છે. પરંતુ સાધારણ રીતે ત્રણ સપ્તાહ નીકળી ગયા અને ચોથા સપ્તાહમાં પણ રોગી રહી ગયો તો ધીરે ધીરે એને સુધરવાની આશા રહે છે. ફેફસાં સુધરે છે, પેટમાં આફરી વગેરે ચિહ્ન જણાતાં બંધ થાય છે, જીભ જે પ્રથમ મેલી અને બેસ્વાદ હોય છે તે ચોખ્ખી જણાવા લાગે છે.

કેટલાક દરદીઓને ચોથું સપ્તાહ વીતી ગયા પછી પણ થોડો ઘણો તાવ આવી જાય છે અને નબળાઇ રહેતી હોવાથી શરીર તપી જાય છે. તાવ નાબૂદ થયા પછી પણ દરદીને ખાવાપીવામાં પૂરતી સંભાળ રાખવી પડે છે. થોડીએક ભૂલ થવાથી દરદી ફરી રોગી બની જાય છે. ફરી તાવ શરૂ થાય છે અને બીજા ઉપદ્રવો જણાવા લાગે છે.

પ્રથમ સપ્તાહમાં શરૂઆતમાં બને તેટલું બે ત્રણ દિવસનું લંઘન અવશ્ય કરાવવાની જરૂર છે. ત્યારપછી સખત કાષ્ટબદ્ધતા હોય અને દસ્ત ન જ આવતો હોય તો ભૂલેચૂકે સખત રેચ આપવાની પ્રવૃત્તિ કદાપિ કરવી ન જોઇએ. કારણ કે આ તાવની અંદર આંતરડાં ખૂબ ક્ષુબ્ધ થઇ જતાં હોવાથી સખત રેચના પરિણામે અંદર ક્ષત થઇ જવાની ધાસ્તી રહે છે. છતાં એમ જણાય કે તેને મળ ખસેડવાની જરૂર છે તો વધુ સુંદર અને ઉપાધિરહીત ઉપાય તે 'ગ્લીસરાઇન સીરીંજ' અર્થાત્ ગ્લીસરાઇનની પીચકારી આપવી એ છે;

અને એથી સફરામાં રહેલો પાકો મળ, મળના ગાંઠા નીકળી જાય છે. તદ્દન નાના બાળકને ગ્લીસરાઇનની સોગઠી આવે છે તે મૂકવાથી પણ દસ્ત થાય છે. આ પીચકારીથી અથવા સોગઠી મૂકી દસ્ત કરાવવો એ તદ્દન નિર્ભય અને સહેલો ઉપાય છે. છતાં અંદર ઔષધ આપી મળ સાફ કરાવવાની જરૂર જણાય તો અતિ મૃદુ વિરેચન આપવું જોઇએ કે જેનાથી માત્ર એક જ દસ્ત થાય.

બાહ્યોપચારમાં તાવની સખ્ત ગરમી ચઢી જાય ત્યારે અર્થાત્ તાવ ૧૦૧ થી ઉપર જાય તે વખતે માથા ઉપર ઠંડા ઉપચાર કરવાથી તાવ હળવો થઇ જાય છે. માથા ઉપર બરફ ઘસવાનો ડોકટરોમાં બહુ રીવાજ છે. પરંતુ કેટલીક વખત બરફ ઘણી જગ્યાએ મળતો નથી, અને કયારેક બરફની થેલી જેવાં સાધનો નહિ મળવાથી, બરફ ઘસવો કે મૂકવો અગવડભર્યો થાય છે તે વખતે નવસાર તો. ૧ અને મીઠું તો. ૧ શેર પાણીમાં નાંખી તેમાં ખાદીનો મોટો ટુકડો બોળી તાળવાના ભાગ ઉપર અને માથા ઉપર મૂકવાથી પણ બરફ જેવી જ અસર થાય છે અથવા કુંભાર લોકો માટીનાં વાસણ બનાવતાં હાથને જે માટી ચોંટી રહે છે તે ઉખેડીને એક કુંડામાં એકઠી કરતા જાય છે, એને નીતરામણની માટી કહે છે, તેને પાણીમાં ભીંજવી રગડા જેવી કરી, કપડાના બેવનમાં મૂકી, માથા ઉપર મૂકવાથી પણ સુંદર અસર કરે છે. અથવા આપણે જેનું શાક કરીએ છીએ તે દૂધીને ઉપરથી છાલ ઉતારી ખમણીથી તેનું ખમણ બનાવી લઇને એક શેર ખમણમાં ૨ તોલો મીઠું દળેલું મેળવી, પાતળા કપડાના બેવનમાં રોટલા જેવું બનાવી, મગજ અને કપાળના ભાગ ઉપર મૂકવાથી બરફ કરતાં ઘણું ઉમદા કામ કરે છે અને ચઢેલા સખત તાવને જલદીથી ઓછો કરવામાં, મગજને શાંત કરવામાં આ દૂધીનો પ્રયોગ બહુ સરસ ગણાયો છે. મેલેરીઆના સખત હુમલામાં અને મન્થરજવરની સખત તાવની સ્થિતિમાં તાવ હળવો બનાવવા આ દૂધીના ખમણનો ઉપયોગ કરવા અમે આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. ખમણ બાંધ-

તાની સાથે જ દરદી બહુ હુંશીઆરીમાં આવી જાય છે અને તાવની બેચેની, માથાનું દર્દ, ચસકા વગેરે દૂષી જાદુની માફક દૂર કરે છે.

લાંબી માંદગીમાં દરદીની સ્વચ્છતા જાળવવાની અમે આગળ ભલામણ કરી ગયા છીએ અને કપડાં બદલવામાં, મળમૂત્ર સાફ કરવામાં, પથારી સ્વચ્છ રાખવામાં જરાય બેદરકારી રાખવી ન જોઇએ. બીજે ત્રીજે દિવસે જરાયે પવન ન લાગે એ રીતે ગરમ પાણીમાં ટુવાલ બોળી તેનાથી આખું અંગ લૂછી નાંખવાથી દરદીમાં ઓર હુશિયારી આવે છે. તેનું શરીર હલકું બને છે, શરીરમાંનાં છિદ્રો ખુલ્લાં થાય છે, દોષો અને સંચય કરેલો મળ પસીના વાટે બહાર નીકળી શકે છે.

આહાર બાબતમાં જણાવી ગયા છીએ તે પ્રમાણે થોડુંક દૂધ, ફળના રસો, દૂધ ગરમ કરી તેમાં લીંબુ નીચોવી ફાડી નાંખીને તેમાંથી જુદું પડેલું પાણી, આવા પદાર્થો દરદીની જરૂરીઆત પ્રમાણે અમુક સમયને અંતરે આપવા જોઇએ. તાવને પાંચ સાત દિવસ વીતી ગયા પછી તદ્દન લાંઘણ કરાવવાનો દુરાગ્રહ રાખવો તે ઠીક નથી.

આ વ્યાધિની કોઈ ચોકસ સ્થિતિ એક સરખી રહેતી નથી. એટલે અમુક ઔષધો આપવાં એમ નક્કી કહી શકાતું નથી. શરીરમાં અનેક ઉપદ્રવો થાય છે અને તે ઉપદ્રવોનું શમન કરવા માટે ઔષધોનો ફેરફાર કરવો પડે છે. જેમ કોષ્ટબદ્ધતા (મળાવરોધ) હોય છે તેમ અતિસાર પણ થઇ આવે છે. અતિસારમાં લોહી જણાય છે, પેટમાં આફરી થઇ આવે છે, ખાંસી, કફ થઈ જાય છે, જેમ જેમ ઉપદ્રવો જણાય છે તેમ તેમ એ અવસ્થાને અનુસરીને ઔષધોની યોજના હોય છે. પરંતુ સાધારણ રીતે તો આ વ્યાધિમાં બીજાં અવયવો ન બગડે તે રીતે ઔષધો આપવાં અને બગડેલાને સુધારવા માટે આપવાં એ ચિકિત્સક–કુશળ વૈદ્યની બુદ્ધિ ઉપર આધાર રાખે છે. છતાં વ્યાધિમાં વપરાતાં કેટલાંક ઔષધોનાં નામ, જુદા જુદા ચિહ્નના અંગે લખું છું. એ બધા શાસ્ત્રીય પાઠો છે અને વૈદ્યોને

વિદિત હોય છે. એટલે અહીં એ પાઠોના ઉતારા અને બનાવટો આપીને હું વિષય લંબાવા માંગતો નથી.

નં. ૧ કવાથ—નાગરમોથ, પીત્તપાપડો, જેઠીમધ, કાળી દ્રાક્ષ, આ વસ્તુ સરખા વજને લઈ તેનો કાઢો બનાંવી આપવાથી કોઇ પણ જાતનો ઉપદ્રવ વધતો નથી અને દરદી હુશિયારીમાં રહીને મુદત આવે તાવ ઉતરી જાય છે.

નં. ૨—શીતોપ્લાદી ચૂર્ણ રતી ૦ાા, ગળોસત્ત્વ રતી ૦ાા, સંજીવની વટી ૦ાા ગોળી, અણુવીંધ સાચાં મોતીની પીષ્ટી ૦ાા રતી—એક વખતનું પ્રમાણુ.

આવી રીતે દિવસમાં ત્રણુ વખત માતાના દૂધ સાથે અથવા મોટી ઉમરના માનવીને મધ સાથે આપવાથી તેનાં આંતરડાં કે ફેફસામાં ઉપદ્રવ થયા સિવાય રોગી સ્વસ્થ બનીને ધીરે ધીરે રોગમાંથી છુટકારો મેળવે છે.

નં. ૩—બસરાઇ મોતી અસલ ૧ માસો, પ્રવાલ ડાંખળી ૧ માસો, રૂદ્રાક્ષ રતી ૧, સોનાના વરખ ૧ માસો, ચાંદીના વરખ ૧ માસો, લવીંગ ૪ રતી, શંખની નાભી ૪ રતી, સફેદ જીરૂ ૪ રતી, અજમો ૪ રતી, ઇલાયચી ૪ રતી, કાકડાશીંગ ૪ રતી, વાંસકપુર ૪ રતી, ભારંગી ૪ રતી, જેઠીમધ ૪ રતી, સંજીવની વટી ૧૦ ગોળી, તુલસીનાં પાન ૧૦ નંગ.

સર્વ વસ્તુ ખરલમાં નાંખીને નાગરવેલના પાનના રસમાં ઘુંટી, મગના પ્રમાણુથી ગોળી બનાવી લેવી. દિવસમાં ત્રણુ વખત આ ગોળી માતાના દૂધમાં મેળવી આપવી. મોટી ઉમરનાને મધ સાથે આપવાથી મોતીઝરા તાવમાં કોઇ પણુ ઉપદ્રવ વધ્યા સિવાય તેની મુદતે તાવ ઉતરી ગયા પછી પણુ આ જ ગોળી ચાલુ રાખવાથી શક્તિ આવે છે.

**જુદી જુદી અવસ્થામાં**

તાવના અતિ વેગમાં હળવો બનાવવા માટે 'રત્નાગીરી રસ'ની પિત્તપાપડાના કવાથ સાથે યોજના કરવી.

**અતિસારમાં**

'મહાગંધક,' 'પંચામૃતપર્પટી,' કડાછાલ, ધનગુટીકા, કર્પુરરસની યોજના કરવી.

**આધ્માન (આફરીમાં)**

શંખભસ્મ, સુક્તિભસ્મ, મૃતસંજીવનીવટી, વરાટીકા ભસ્મની યોજના કરવી.

**કફ—ખાંસીમાં**

પ્રવાળભસ્મ, અભ્રકભસ્મ, શૃંગભસ્મ, દશમૂળ કવાથની યોજના કરવી, કયારેક અગ્નિકુમાર અને આનંદભૈરવ પણ આપવાથી નિતાંત ફાયદો થાય છે.

વ્યાધિ અને અવસ્થાના રૂપને અનુસરી ચંદ્રોદય, અભ્રકભસ્મ, વસંતમાલતી, બ્રાહ્મીવટી આદિક ઔષધો આપવાં પડે છે. એટલે વિશેષ ચિકિત્સા કુશળ વૈદ્યો અને પોતાની ઇશ્વરદત્ત બુદ્ધિ ઉપર આધાર રાખે છે.

આ રોગને પણ સંક્રામક રોગની ગણનામાં મૂકવામાં આવ્યો છે. એટલે દરદીથી બને તેટલાં બીજાં બાળકોને દૂર રાખવાં. બજારૂ ચીજો ખાવા ન આપવી, ઉકાળેલું પાણી પીવાનું રાખવું, સાચાં મોતીની માળાઓ જેમની સંપત્તિ હોય તેમણે તંદુરસ્ત બાળકોને પહેરાવવી, આંગણું સાફ રાખવું, ખાળ–મોરીમાં ગંદકી ન થવા દેવી, વાસી અન્ન ખાવાં નહિ, આવી બધી સાવચેતી રાખવાથી આ વ્યાધિથી બચી જવાય છે.

* * *

# પ્રકરણ ૫૧મું

## રોહિણી [ ટોન્સિલાઇટીસ ]

તમને વિદિત તો હશે કે છેલ્લાં કેટલાંક વર્ષોથી ધાવણાં બાળક અને લગભગ પાંચ–સાત–દશ વરસની ઉમરનાં બાળકોને તમે જ્યારે ડોકટર પાસે લઇ જાઓ ત્યારે એ પ્રથમ બાળકનું મોઢું ફડાવીને ગળું તપાસી કહે છે કે 'આને ટોન્સીલ છે.'

એટલે આજે તો બાળકને સળેખમ રહેતું હોય–શરીર દુબળું રહ્યા કરતું હોય, ખોરાક ન લઈ શકતું હોય, સ્વભાવે ચીડીયું થઇ ગયું હોય, શ્વાસ લેવાની અડચણ જણાતી હોય, ઝીણો તાવ રહેતો હોય અથવા લુખ્ખી ખાંસી કે ઠાંસો જણાતો હોય–એ સઘળાં દર્દોમાં તે દર્દ થવાના કારણ રૂપે માત્ર ડોકટરોને ટોન્સીલ લાગે છે; અને તુરત જ અભિપ્રાય અપાય છે કે આ બાળકને ટોન્સીલ કપાવવા પડશે, ઓપરેશન કરવું પડશે.

શહેરી જીવન જીવતાં માવીતરો તો જાણે ઘણા વખતના ડોકટરોના અવાજ સાંભળીને બાળક અને ટોન્સીલ આ બે વાકયોથી પાવરધાં થઈ ગયાં છે. ગ્રામ્યજનતા આ તરફ બહુ વળી નથી. ગામડાની પ્રજાને ટોન્સીલ જેવું અંગ્રેજી નામ આવડતું નથી. એ તો એને કાકડા વધ્યા છે એમ કહી કાઢે છે. ડોકટરો કાકડા કપાવવાની વાત કરે છે એ એમને ગમતું નથી. એટલે એ દેશી વૈદ્ય પાસે જાય છે અને પૂછે છે: 'હેં ભાઈ! આ કાકડા વધ્યા તેને કપાવવાનું ડોકટર કહે છે ત્યારે દેશી દવાથી વગર કપાવ્યે શું એ નહીં મટતા હોય? પહેલાં તો કોઇ કાકડા કપાવતું નો'તું. ત્યારે શું એ વખતે કાકડા વધતા નહીં હોય? અને હમણાં તો બસ કાકડા કપાવવાની જ વાત! આ તે શું થાવા બેઠું છે?'

કાકડા કપાવવા એટલે ઓપરેશન કરાવવું. એ રીતે કાકડા કપાવવાથી બાળકનાં સેંકડો દર્દો મટી જઇને એ 'વામન પહેલવાન'

જેવું બની જાય છે એમ માનવાને હું તૈયાર નથી. અને કેવળ કાકડા વધવાને કારણે જ અનેક રોગો થવાની માન્યતા સેવનારને હું બતાવી પણ શકું કે અનેક કેસોમાં કાકડા કપાવવા છતાં બાળક એવું જ કુબળું, સકું, ખાંસી ખાતું અને રોગીષ્ટ રહેતું જણાયું છે; ત્યારે બીજી તરફ કાકડાનું ઓપરેશન તદ્દન નિરર્થક છે અને નિષ્ફળ જાય છે એમ પણ કહી શકાય નહિ. માત્ર કહેવાની જરૂર એટલી જ છે કે જેને તેને કાકડા કપાવો–કાકડા કપાવો–નો આંખો વીંચીને અભિપ્રાય અપાય છે ત્યાં જરીક વિચાર કરી ઔષધિ અને દેખભાળથી રોગમાં જો સુધારો થતો હોય તો હરેકને કાકડા કપાવવાની સલાહ આપવી ઠીક નથી.

આ તો જાણે પ્રાથમિક વિવેચન કર્યું. ત્યારે આપણે ત્યાં, આ કાકડા વધવા અથવા બીજી રીતે કહીએ તો ટોન્સીલ અગર તે રોગનું અંગ્રેજી આપેલું નામ 'ટોન્સિલાઇટિસ' છે, તેના વ્યાધિને દેશી વૈદકમાં સ્થાન છે ખરૂં?

હા. દેશી વૈદકમાં આ રોગને રોહિણી નામ આપેલું છે અને તેનાં લક્ષણ બતાવતાં જણાવે છે કે

गलेऽनिल: पित्त कफौच मूर्च्छितौ ।
प्रदूष्य मांसं च तथैव शोणितम् ॥
गलोप संरोध करैस्तथांकुरै ।
र्निहन्त्यसून व्याधिरियं हि रोहिणी ॥

અર્થાત પ્રકોપ પામેલા, વાત, પિત્ત અને કફ (કંઠની અંદરનાં), માંસ અને રૂધીર (કંઠ પ્રદેશમાંની રૂધીર વહન કરનારી શિરાઓ)ને દુષિત (પોતાના કાર્યમાં અસમર્થ) કરીને ગળાની અંદર એવા અંકુરોને પેદા કરે છે કે જેના કારણે ગળું રોકાઈ જાય છે. આ રોગને રોહિણી કહેવામાં આવે છે.

આયુર્વેદ શાસ્ત્ર આ પ્રમાણે રોહિણી રોગનું સ્વરૂપ બતાવીને ત્યારપછી તેના જુદા જુદા ભેદો બતાવે છે.

### (૧) વાતિક રોહિણી

જીભના મૂળભાગમાં ચારે તરફ તીવ્ર પીડા કરનાર માંસાકુર (શોથ) પેદા કરીને શ્વાસોચ્છવાસની ક્રિયા તથા ખાદ્યપેય પદાર્થને નીચે ઉતારવાની ક્રિયાને અડચણ કરે છે અને વાયુના બીજા ઉપદ્રવો જણાય છે, તાળવું સુકાય છે, કંઠ સુકાય છે.

### (૨) પૈત્તિક રોહિણી

એમાં વિશેષ શરીરમાં દાહ અને ગળામાં પાક થાય છે. સાથે તાવ સખત રૂપમાં રહે છે.

### (૩) કફજ રોહિણી

સ્થિર શોથવાળી અને શ્રોત્રોનો અવરોધ કરનારી હોય છે.

### (૪) રક્તજ રોહિણી

આમાં ગળામાં ઝીણી ઝીણી ફોડકીઓ થાય છે અને તેનાં બીજાં લક્ષણ પૈત્તિક રોહિણી જેવાં હોય છે.

### (૫) ત્રિદોષજ રોહિણી

આમાં ગળામાં ગંભીર પાક, શોથ, તીવ્ર જ્વર અને ગળાની ગ્રન્થીઓનો સખત સોજો આવી જાય છે.

આ વ્યાધિને વધુ સ્પષ્ટતાથી સમજવા માટે આપણે અંગ્રેજી વૈદકને સાથે રાખીએ તો એના મત પ્રમાણે વાતિક રોહિણીને 'ટાન્સિલાઇટીસ' કહે છે. આ રોગમાં ગળાની બારી પાસે એક તરફની અથવા બન્ને બાજુની ગ્રંથીઓ લાલ થઇને સૂજી આવે છે. આ રોગનો પ્રારંભ અચાનક થાય છે. તેમાં જ્વર બહુ ઓછા પ્રમાણમાં રહે છે અને દરદીની સારવાર, સંભાળ અને ખાવાપીવામાં પરેજી કરાવવામાં આવે તથા થોડો ઉપચાર કરવામાં આવે તો થોડા વખતમાં જ તેની શાન્તિ થઇ જાય છે.

પિત્તજ અને રક્તજ રોહિણીને 'સ્કાર્લેટ ફીવર' અંગ્રેજી વૈદક માને છે.

આમાં ગળું એકદમ ખૂબ લાલ રંગનું થઇ જાય છે અને ગળાની ગ્રન્થીઓ સૂજી જાય છે. તેની ઉપર અસંખ્ય ફોલ્લીઓ થઇ આવે છે. સાથે તાવ સખત હોય છે.

કફજ રોહિણીને 'દુરક્રૂપ' કહે છે અથવા 'ડિફ્થેરેટીક ક્રૂપ' પણ કહે છે.

આ વ્યાધિનું સ્વરૂપ એવું છે કે તેની શરૂઆત થયા પછી તેનું વિષ શ્વાસ દ્વારા અથવા રૂધીરમાં પ્રવેશ કરીને પોતાનો પ્રભાવ બતાવે છે અને વાયુ પ્રણાલિની શ્લેષ્મિક કળામાં રૂધીરસંચય થવાથી એક પ્રકારના પ્રવાહીનો સ્રાવ થાય છે. તેની સાથે ગળાની આસપાસ તથા જીભ ઉપર સફેદ પડ જેવું જણાય છે. ગળાનો બાળકને થનારો ખાસ વ્યાધિ માંસતાન (ડીફ્થેરીઆ)ના જેવું સ્વરૂપ ધારણ કરે છે. પરંતુ આ કફજ રોહિણી છે, તેને ભૂલથી માંસતાન માનવું ન જોઇએ.

ત્રિદોષ રોહિણીને 'ક્રુપસ લૅરિંજાઇટીસ' અંગ્રેજી વૈદક માને છે.

તેની અંદર ગળાની ગ્રન્થીઓ સૂજી જાય છે અને સ્થાનિક કોમળ ત્વચા ઉપસી આવે છે. તેની અંદરથી ચીકણા પરૂ જેવા પાણીનો સ્રાવ થવા લાગે છે તથા શ્વાસ, કષ્ટજ્વર, દાહ અને પરિણામે મૃત્યુ પણ ત્રિદોષ રોહિણીમાં થાય છે.

### પૂર્વરૂપ અને સ્વરૂપ

બાળકને પ્રથમ તો ઘણો વખત સુધી સળેખમ થાય છે અને મટે છે. પરંતુ માતાપિતા તેની દરકાર કરતાં નથી, પછી નાક દ્વારા પાણી અને લીંટ દદડયા કરે છે અને શરીર તપેલું રહેવા લાગે છે. જીભ બહાર કઢાવો ત્યારે મેલી અને સફેદી લેતી જણાય છે. બાળકને તૃષા ઘણી લાગે છે, દસ્તની કબજીયાત રહે છે, અવાજ ભારે થઇ જાય છે. સૂકી ખાંસી થઇ આવે છે, સમજણમાં આવેલું બાળક

ખોરાક ખાતી વખતે અને પાણી–દૂધ પીતી વખતે ગળામાં દુઃખે છે, અથવા ગળામાં કાંઈક થાય છે એવી ફરિયાદ પણ કરે છે.

આવું સ્વરૂપ ધારણ કરીને વાતજ રોહિણી ક્યારેક વગર ઉપચારે અને વગર ઔષધે શાન્ત પણ થઈ જાય છે; પરંતુ જો વાતજ સિવાયની બીજી રોહિણી હોય છે તો તાવ વધવા લાગે છે, શરીરની ચામડીનો રંગ શ્યામવર્ણ ધારણ કરે છે, હાથ અને હોઠ ઠંડા માલૂમ પડે છે. નાડીની ગતિ વધારે જણાય છે, શ્વાસોચ્છ્વાસની ક્રિયા વધે છે, ક્યારેક બાળક દમ ઘુંટવા લાગે છે.

બાળકને ઉપર જણાયાં તેવાં એક અથવા વધારે લક્ષણો જણાવા લાગે ત્યારે તેની તુરત સંભાળ લઈ એને હાથ ઉપર લેવામાં આવે અને આગળ બતાવવામાં આવશે એવા ઉપચારો કામમાં લગાડાય તો ચારે પ્રકારની રોહિણીથી વ્યાધિગ્રસ્ત થયેલાં બાળકો તંદુરસ્ત બને છે.

આજકાલ આ રીતે અસંખ્ય બાળકોને ગળાના રોગી બનેલાં જોઈએ છીએ અને સેંકડો બાળકોને કાકડા કપાવવાની–ટોન્સીલનું ઓપરેશન કરાવવાની સલાહ અપાતી સંભળાય છે, ત્યારે વિચાર આવે છે કે શા માટે સેંકડે પંચોતેર ટકા બાળકોને આ કાકડા વધે છે અથવા વાતજ રોહિણી થાય છે ?

વૈદકશાસ્ત્ર તો કહે છે કે વાતપિત્ત આદિ દોષોનો પ્રકોપ થવાથી ગળામાંહેની રક્તવાહિની શિરાઓ કુપિત થાય છે એથી.

શા માટે હમણાં હમણાં જ બાળકોના દોષો કોપી જઈને ગળાની રક્તવાહિની શિરાઓને બગાડે છે ?

કારણ કે હમણાં બાળકોને ઘરમાં માતાપિતા બહુ લાડકોડથી રાખવા શીખ્યાં છે. નાનાં બાળકોને ચહા પીવરાવવો, અથાણાં ખવરાવવાં, બજારની ખાંડની મીઠાઈઓ, પેડા ને પતાસાં, ચેવડો ને ભુસું પેટ ભરીને આપવાં તથા ખૂબ તેલ મરચાંથી વઘારેલાં–છમકારેલાં દાળ, શાક અને ચટણી, પાપડ, કહોળ અને ફરસાણ બાળકોને ખવ-

રાવવાનું બહુ નાની ઉમરથી શીખવી દેવામાં આવે છે. બીસકીટ અને ખાટીમીઠી તો એને રોજ ભાવે છે. બાળકને પોષણ આપનારાં ચોકખાં દૂધ, તાજું માખણ, સાચું ઘી, વગેરેનો અભાવ હોય છે. અને તે હજી બાળક હોય છે ત્યારથી જ એને દસ્તની કબજીયાત થાય છે. (થાય જ ને ! એને અપાતો ખોરાક જ કબજીયાત કરનાર હોય છે !) અને સફરામાં મળનો સડો થયા કરે છે. પછી દોષો કોપી આ ટોન્સીલ અથવા રોહિણી રોગને જન્મ આપે છે. ટુંકામાં કહું તો આજનાં બાળકને અપાતા ખોરાક અને એની આંતરડાંની ખરાબ હાલત આ ગળાનો રોગ જન્માવવામાં એક મુખ્ય કારણરૂપ છે.

જ્યારે બાળકોના ટોન્સીલની વાત આવે છે અને તેને કપાવવા સંબંધી ચર્ચા થાય છે ત્યારે દેશી વૈદ્યોને કાંઇ બોલ્યા વગર મૂગા થઇ જતા મેં જોયા છે; અગર તો તેઓ ભલે કરાવો ઓપરેશન, એમ કહી દે છે. પરંતુ આ બંધુઓને અને સામાન્ય જનતાને વગર ઓપરેશને ટોન્સીલ મટે છે એ બતાવવા તથા તેની ઉપર વૈદ્યકીય દૃષ્ટિ ફેંકવા, તેનું શાસ્ત્રીય વર્ણન 'પૂર્વરૂપ અને સ્વરૂપ' સબંધમાં આટલી સ્પષ્ટતા કર્યા પછી હવે એના અકસીર ઉપચારો બતાવું છું.

વ્યાધિના સ્વરૂપ તથા નિદાન માટે આપણે જોઇ ગયા છીએ. હવે તેના ઉપાય વિષે વિચારીએ. આયુર્વેદજ્ઞાતાઓ પણ શસ્ત્રકર્મને માને છે. પરંતુ જ્યાંસુધી ઔષધોપચારથી દરદી સારો થઇ શકતો હોય ત્યાંસુધી શસ્ત્રચિકિત્સા કરવી ઠીક નથી.

રોહિણીના જુદા જુદા ભેદ બતાવેલા છે. છતાં હરકોઇ પ્રકારની રોહિણી ગળામાં જણાય એટલે પ્રથમ ઉપાય તરીકે 'રક્તમોક્ષણ' કરવાની વિદ્વાન ચિકિત્સકની સલાહ છે. 'રક્તમોક્ષણ' એટલે લોહી ખેંચી કાઢવું. અર્થાત્ સ્થાનિક જગ્યાની સાથે સબંધ ધરાવતી રક્તવાહક નાડી ઉપર જળો મૂકી લોહી ખેંચવું. આ પ્રમાણે લોહી ખેંચી લેવાથી દરદી જલદી સુધરી શકે છે.

### જળો મૂકવી

જળો એ પાણીની અંદર થતું એક પ્રાણી છે, અને એને શરીરના કોઇ પણ ભાગ ઉપર લગાડવાથી એ ઘણી ઝડપથી લોહીને ખેંચી લે છે.

આ કામ માટે આપણે સીધા જળાશયમાંથી જળો પકડી લાવી, શરીર ઉપર લગાડીએ તો એ ચોંટતી પણ નથી અને લોહી ખેંચતી પણ નથી. પરંતુ આ કાર્ય માટે તો પહેલેથી કેળવીને તૈયાર કરી રાખેલી જળો વાઘરી લોકો અથવા કોળી લોકો પોતાની પાસે રાખે છે અને થોડાક પૈસા લઇને એ લોકો જળો મૂકવાનું કામ કરે છે. એ લોકો ઘણા વખતથી આ જાતનું કામ કરતા હોવાથી, લોહી જળો પાસે ખેંચાવવામાં કુશળ બની ગયા હોય છે. એટલું જ નહિ પણ કેટલાક વ્યાધિમાં તો તેઓ જળો કઈ જગ્યાએ મૂકવી જોઇએ અને કેટલું લોહી ખેંચવું જોઈએ, વગેરેનું જ્ઞાન પણ ધરાવે છે. અને ઔષધ આપવાથી સારા નહિ થનાર દરદીને તેઓ જળો મૂકી સારા કરી આપે છે. એમનો એ જાતનો ધંધો જ થઈ ગયો હોય છે. એટલે રોહિણી રોગવાળા બાળક માટે કાનની નીચેના ભાગમાં જયાં 'હન્વાસ્થિ' આવેલું છે તે જગ્યા અને 'કંઠકૂપ' આ બન્નેની વચમાં જળો મુકાવવી.

રોગીની ઉંમર અને વ્યાધિના સ્વરૂપ પ્રમાણે જળો મૂકવી જોઇએ. બે થી ત્રણ વરસના બાળકને સાતથી આઠ જળો મૂકવી, અને જળો મોટી નહિ પણ નાની જાતની પસંદ કરવી. તેથી મોટી ઉમરના બાળક માટે વધુ સંખ્યામાં જળો મૂકી શકાય. છતાં બાળકના શરીર અને લોહીના જથ્થાનો વિચાર કરવો ઘટે.

### શસ્ત્રકર્મ

દેશી વૈદક બતાવે છે કે રોહિણી રોગીનું મોઢું પહોળું કરાવી 'કૃતવિજ્ઞ ચિકિત્સક' અર્થાત્ જે હસ્તક્રિયા અને શસ્ત્રકર્મમાં કુશળતા

ધરાવે છે તેવા વૈદ્યે 'વૃદ્ધિપત્ર' અથવા 'નખપત્ર' નામના શસ્ત્રથી તે સ્થાન ઉપર ચીરો કરવો અને ત્યાંથી લોહી વહન કરાવવું. અને તે સ્થાન ઉપર આંગળી વડે અથવા સળી ઉપર રૂ લગાવી સીંધાલુંણ ચોપડવું.

ત્યારબાદ લાલ ચંદન અને મધ મેળવી, શસ્ત્રથી કાપેલા ભાગ ઉપર ચોપડવું–ચોળવું. આ ઔષધી પિત્તજનીત રોહિણી ઉપર લગાવવા તે જણાવે છે.

કફજ રોહિણી ઉપર ઘરનો ધૂમાડો, સુંઠ, મરી, પીપર, જવખાર–આ બધી વસ્તુ સરખા ભાગે લઇ. બારીક ચૂર્ણ કરીને શસ્ત્રથી પાડેલા ચીરા ઉપર ઘસવું અથવા લગાવવું. રસોડાની જગ્યાએ જ્યાં છાણાં–લાકડાં બાળવામાં આવે છે ત્યાં દીવાલ ઉપર અથવા છતના ભાગ ઉપર કાળી મેશ લાગે છે તેને ઘરનો ધૂમાડો કહે છે.

**કાકડા દબાવવા**

ગામડામાં કેટલીક વૃદ્ધ ડોશીઓ બાળકના કાકડા દબાવવાનું કામ કરે છે. તે છાણાની રાખોડી તથા સહેજ અંદર મીઠું નાંખીને આંગળી ઉપર લઈ બાળકના કાકડા ઉપર જોરથી ઘસે છે. આ ક્રિયાથી કયારેક થોડું લોહી પણ કાકડામાંથી નીકળે છે. ઘણી સ્ત્રીઓ પોતાના બાળકના કાકડા દબાવવા માટે એવી ડોશી પાસે લઇ જાય છે અને બે ત્રણ દિવસ આ પ્રમાણે કરવાથી કાકડા ઉપડવાના પરિણામે જે બાળક ઉલટીઓ કરતું હોય છે અને બરાબર ધાવી શકતું નથી હોતું તથા રડયા કરે છે તે સારૂં થઈ જાય છે એ નજરે જોયું છે. ડોશીઓ વિનાસંકોચે અને ડર્યા વગર બાળકના ગળામાં આંગળી નાંખી તરફડતા બાળકની પરવા કર્યા વગર ગળા જેવા કોમળ અંગ ઉપર પોતાની બુદ્ધિના બળે અને અનુભવની આંખે તપાસ કરી કામ કરે છે. કોઇ બાળકને એથી નુકસાન થયેલું જાણ્યું નથી. પરંતુ આ ક્રિયાઓ ગામડામાં આસાનીથી થાય છે. આપણે શિક્ષિત વર્ગના અને ડોકટરોના ઘણા સંસર્ગમાં આવેલાઓ આવી ક્રિયાને ઉંટવૈદું કહીને હસી કાઢીએ અને આપણાં બાળકને આવી ડોશીઓના હાથમાં ન

સોંપીએ તો ચે લાખ્ખો બાળકો આવી સારવાર મેળવે છે કે જ્યાં કેળવાયેલા ચિકિત્સકના હાથ નથી પહોંચી શકતા. મને લાગે છે કે ઉપર આપણે શાસ્ત્રીય રીતે જણાવેલી ગળામાં ઘસવાની ઘરના ધૂમાડાવાળી દવા ઉપરથી જ કદાચ સ્ત્રીઓ–ડોશીઓએ માત્ર રાખોડી અને મીઠું ઘસવાનું નક્કી કર્યું હોય અને તેમાં તેમને સફળતા મળતી હોય.

દેશી વૈદકની લુપ્તપ્રાયઃ થયેલી શલ્યતંત્રની ચિકિત્સામાંથી વ્રીહિપત્ર અને નખપત્ર જેવાં શસ્ત્રોનાં નામ મળી આવે અને રોહિણી ઉપર ઉભો લાંબો ચીરો મૂકવાનું કહેવામાં આવે એથી અથવા એ વાંચીને હરકોઈ ચિકિત્સક બાળકના ગળાના ટોન્સીલ ઉપર એ ક્રિયા કરવા તૈયાર થાય તો તેણે નરી મૂર્ખતા કરી ગણાય. આપણા દેશી વૈદકમાં શસ્ત્રકર્મ અથવા શલ્યતંત્ર ભૂતકાળમાં ખૂબ પ્રચલીત હતું અને સફ રીતે હરેક જાતનાં ઓપરેશનો દેશી વૈદ્યો કરતા, એટલી વાતો કરીને જ આજે સંતોષ માનવાનો છે; જ્યારે બીજી બાજુ એલોપથીની શસ્ત્રચિકિત્સા ખૂબ આગળ વધી રહેલી છે અને શરીર ઉપર અનેક જાતનાં સફળ ઓપરેશનો થાય છે. એટલે દેશી વૈદક એલોપથીના નિષ્ણાતોને સાથે રાખીને, જ્યાંસુધી આયુર્વેદના શલ્યતંત્ર અને શાલાકયનો વિકાસ કરી સફળતા પ્રાપ્ત ન કરી શકે ત્યાંસુધી શસ્ત્ર પકડવાની યોગ્યતા માત્ર શાસ્ત્ર વાંચવાથી આવી શકતી નથી. એટલે જ કહેવાની જરૂર છે કે ગળાની અંદર કાકડા ઉપર ચીરો મૂકવાની જરૂર જણાય તો તેવા કેસને સર્જન ડોકટરને હાથે સોંપવો એ જ હિતાવહ છે. પરંતુ જેમ આગળ જણાવી ગયો છું તેમ ઔષધોપચાર, જળો મુકાવવી, પરેજી કરાવવી, આ બધા ઉપચારોથી સફળતા ન જ મળે તો પછી ઓપરેશન કરાવવું જોઈએ.

### લેપ

રોહિણીના દરદી માટે ગળા ઉપર કાનની નીચે લેપ કરવાથી પણ ઘણો સારો ફાયદો થાય છે. ડોકટરો પણ આવા લેપ કરાવે

છે. 'બેલાડોના' અને 'એન્ટીફ્લોજેસ્ટીન' એ એમના લેપોમાં મુખ્ય છે; જ્યારે દેશી વૈદકમાં 'દશાંગ લેપ' ઘણું સુંદર કામ આપે છે. વાતજ રોહિણીમાં એને પત્થર ઉપર સહેજ પાણી સાથે બારીક વાટી અંદર ઘી અને મધ મેળવી કાનની નીચે અને આજુબાજુ કંઠ સુધી લેપ કરવો. પૈત્તિક રોહિણીમાં ગુલાબજળના પાણી સાથે ખૂબ બારીક વાટી લેપ કરવો અને કફજ રોહિણીમાં દશાંગ લેપ ગોમૂત્રની સાથે બારીક વાટીને તેનો લેપ કરવો. આ લેપ દરરોજ કરવો. ચોવીસ કલાકે બદલવો.

### કોગળા

કોગળા કરવાની દવાઓ અંગ્રેજી વૈદકમાં ઘણી જાતની આવે છે. બોરીક, મીઠું, પોટાશ પરમેંગ્નેટ, વગેરે વસ્તુને સહેજ ગરમ પાણીમાં નાંખી ગળામાં ખખળાવીને કોગળા કરવાનું ડોકટરો કહે છે. કોગળા કરાવવાનો હેતુ જંતુનાશક અને સ્વચ્છતા લાવનાર (એન્ટીસેપ્ટિક) તથા શોથઘ્ન હોય છે. આવા હેતુથી કોગળા કરવાના હોય છે. દેશી વૈદકમાં કોગળા કરવાની દવાઓ બતાવું છું. એની અંદર ઉપર બતાવેલા ત્રણ ગુણ છે અને તે ગુણમાં સ્ઢીયાની પણ છે.

### આટોડી, દશમૂળ, દેવદારૂ

આ ત્રણે વસ્તુ સરખા વજને લઇ પત્થર ઉપર ચટણી માફક બારીક પીસવું અને તે ચટણીને ગરમ ઘીની અંદર મેળવી મોઢામાં કોગળો ભરાવી, ગળાની સાથે સ્પર્શે એ રીતે બની શકે ત્યાંસુધી રાખીને પછી કોગળો કાઢી નાંખવો. બાળક ભૂલથી ગળાની અંદર થોડો ઉતારી દે તો પણ ડરવાનું કારણ નથી.

આજ રીતે મહાનારાયણ તેલને સહેજ ગરમ કરી કોગળો મોઢામાં ભરી રખાવી કાઢી નાંખવાથી, વાતજ રોહિણી અને બીજા ગળાના ઉપદ્રવમાં ફાયદો કરે છે.

કાળી દ્રાક્ષ તો. ૨॥ તથા ફાલસા તો; ૨॥ એ બંને બારીક ખાંડી એક રતલ પાણીમાં ઉકાળી, અરધો રતલ રહે એટલે કપડે

ગાળી લઇ તેના કોગળા ગળામાં ખળખળાવી કરવાથી પિત્તજ રોહિ-ણીનો શોથ નાબૂદ થાય છે અને ગળામાં આરામ આપે છે.

સફેદ કોયલ (વનસ્પતી), વાવડીંગ, દન્તીમૂળ તથા સીંધાલુણ.

આ વસ્તુઓ સરખા વજને લઇ બારીક વાટી બત્રીસગણા પાણીમાં ગરમ કરી, કપડે ગાળી તેના કોગળા કરવાથી કફજ રોહિ-ણીમાં સુંદર ફાયદો થાય છે અને શોથ તથા ગળાનો ઉપદ્રવ નાશ પામે છે. આજ ઔષધિમાં તેલ નાંખી, સિદ્ધ કરીને તેનું નાક દ્વારા નસ્ય આપવાથી પણ રોહિણીમાં શાન્તિ થાય છે.

કોગળાની દવાઓ તો સમજણા થયેલા બાળકને ઉપચારમાં આપી શકાય છે. પરંતુ બે ત્રણ વરસનાં બાળક કોગળા કરી શકતાં નથી. તેવા બાળકને સળી ઉપર રૂ લપેટી ઉપર બતાવેલાં ઔષધોમાં બોળી દિવસમાં બેચાર વખત લગાડવાથી સારો ફાયદો કરી શકે છે.

**ખાવાની દવાઓ**

અંગ્રેજી વૈદ્યક પણ લોહીને શુદ્ધ કરનાર તથા આંતરડાંની ગરમી ઓછી કરનાર શક્તિવર્ધક દવાઓ આપવાની ભલામણ કરે છે.

બાળકો માટે 'બાયોકેમીક' દવાઓ સારી ગણાય છે. ઉપરાંત ગમે તેટલું નાનું બાળક પણ એને આસાનીથી લઇ શકે છે. વળી તેની એક વિશિષ્ટતા એ છે કે તે કોઇ પણ જાતનું નુકસાન કરતી નથી. એટલે હરકોઇ પ્રકારના રોહિણી રોગમાં કાલકેરીઆ ફોસ 6X પાવર અને ફેરમ ફોસ 6X પાવરની દવા દિવસમાં ત્રણ વખત એક પછી એક જીભ ઉપર મૂકી દેવી. આ રીતે લાગટ કેટલાક મહિના પણ આ દવાઓ આપી શકાય છે અને ટોનસીલનાં દરદી બાળકોને લાંબા વખતે બહુ સુંદર અને સંગીન ફાયદો થાય છે.

દેશી વૈદકમાં અભ્રકભસ્મ અને ફુલાવેલો ટંકણખાર મધ સાથે મેળવીને આપી શકાય છે. અથવા ચંદ્રામૃતરસ, અમૃતાર્ણવ બાળકના વય વન્હિનો વિચાર કરી આપવો. આ પાઠ સારંગધર સંહિતામાં છે.

# પ્રકરણ પર મું

## ડીફ્થેરીયા (માંસતાન)

ડૉકટરોએ 'ડીફ્થેરીયા' નામ ગમે તે કારણે આપ્યું હોય, પરંતુ આયુર્વેદના ગ્રંથો તપાસતાં–અનુભવની આંખે જોતાં 'ડીફ્થેરીયા' માટે 'રોહિણી' રોગ તરફ દૃષ્ટિ જાય છે. જો કે વ્યાધિની સામ્યતા અને સમલક્ષણો તપાસતાં રોહિણીના જુદા જુદા–વાત, પિત્ત, કફ, રક્તજ ત્રિદોષના પ્રકારો સાથે 'ડીફ્થેરીયા'નું મળતાપણું આવતું નથી, પરંતુ માંસતાનનાં લક્ષણો જોતાં ડૉકટરોએ નિર્ણય કરેલો 'ડીફ્થેરીયા' માંસતાન વ્યાધિ જણાય છે.

**લક્ષણ**

**प्रतानवान यः श्वयथु सुकष्टो**
**गलोपरधं कुरुते क्रमेण**
**समांसतान कथितोऽवलम्बी**
**प्राणप्रणुत सर्व कृतो विकार**

**અર્થાત્** વિસ્તારને પામનારો, અતિ દુઃખદાઈ, ગળાને અવરોધ કરનાર અને કષ્ટસાધ્ય, શોથ પેદા કરનાર વ્યાધિને 'માંસતાન' વ્યાધિ માનવો.

**પાશ્ચાત્ય ડીફ્થેરીયા**

આ રોગમાં ગળામાં સોજો આવી એક સફેદ પડ બંધાઈ જાય છે. તેને પેદા કરનાર એક પ્રકારના જંતુ 'ડીફ્થેરીયા બેસીલીસ' છે. તે સંક્રામક વ્યાધિ છે. જ્યાં એ રોગની હવા પ્રસરે ત્યાં અનેક બાળકો આ વ્યાધિમાં સપડાય છે. ઘણું કરીને આ વ્યાધિ નાનાં ધાવણાં બાળકોને વધુ થાય છે, તેમ જ પાંચ સાત વર્ષ સુધીનાં બાળકોને પણ થાય છે. મોટી ઉમરના માણસોને ક્વચિત આ વ્યાધિ થાય છે. ડીફ્થેરીયા થયેલા બાળકનું કપડું, રમવાનું રમકડું, ચૂસવાનું

ચૂસણીયું, આદિ બીજાં બાળકોના સંસર્ગમાં આવવાથી આ વ્યાધિ એ બાળકોને પણ થાય છે; અને રોગનો ફેલાવો ત્વરિત ગતિથી વધે છે એમ એલોપથી માને છે.

**તેનાં લક્ષણો**

આ વ્યાધિનાં પ્રારંભિક લક્ષણ તરીકે ગળાની અંદર દર્દ થવાથી શરૂ થાય છે. ગળાની બારી અને ટોનસીલ (કાકડા)ની જગ્યા પ્રથમ લાલ રંગની થઇ જાય છે, અને બાળકના બોલવાના અથવા રડવાના અવાજમાં ફરક જણાય છે. જો બાળક સમજણું થયેલું હોય છે તો ગળામાં દુઃખાવો થવાની ફરીઆદ કરે છે. શરૂઆતમાં એટલે એક બે દિવસ જ્યાંસુધી વ્યાધિ પ્રથમ અવસ્થામાં હોય છે, ત્યાંસુધી બાળક બોલી શકે છે અને ખોરાક પણ લઈ શકે છે. પરંતુ ત્રણ દિવસ વીતી ગયા પછી ગળું, જીભનો ભાગ અને કાકડા ઉપર સફેદ છારી જેવું પડ બંધાઇ જાય છે. તેથી તે તે જગ્યા ઉપર સોજો આવે છે, અને સોજો આવ્યા પછી ધીમે ધીમે બોલાતું બંધ થઇ જાય છે; તેમ જ પ્રવાહી પદાર્થ પણ મુશ્કેલીથી ગળે ઉતરે છે.

તેની સાથે તાવ ૯૯થી ૧૦૧ ડીગ્રી સુધી વધે છે. થોડીક ખાંસી હોય છે, છતાં ફેફસાંમાં ખાસ એ ખાંસીની અસર હોતી નથી. માત્ર ધીરે ધીરે શ્વાસનળીમાં આ વ્યાધિનાં પરમાણુઓ ફેલાતાં જાય છે, અને શોથ વધતો જાય છે. છતાં દરદી પૂરતી હુશિયારીમાં રહે છે, શરીરનું સ્પર્શજ્ઞાન ચૈતન્યવાન હોય છે.

ત્રણ દિવસથી દશ દિવસ સુધીમાં આ વ્યાધિ પુરતા પ્રમાણમાં વધી જાય છે. પાંચેક દિવસ પછી દરદીના મુખમાંથી દુર્ગંધ આવવા લાગે છે. સાધારણ મળગુગળું લોહીમિશ્રિત પાણી મોઢામાંથી ટપકે છે. જો ધાવણું બાળક હોય તો તે ધાવી શકતું નથી. એટલું જ નહિ પણ તે દૂધ પણ મુશ્કેલીથી ઉતારી શકે છે. વ્યાધિ અસાધ્ય બનતો જાય તો ધીરે ધીરે તાવ વધવા લાગે છે; નાડી ક્ષીણ બનતી જાય છે, તંદ્રા વધુ રહે છે અને ઉપચારો ચાલુ છતાં દરદી પંચભૌતિક દેહનો ત્યાગ કરે છે.

સુધારો થવાનો હોય છે તો સાતમા યા આઠમા દિવસથી દરદી હુશિયારીમાં આવતો જાય છે, અવાજ સુધરે છે અને બોલવામાં જાડાશ ઓછી થતી જઇ કુદરતી અવાજ બનતો જાય છે.

મૂળથી આ વ્યાધિને અસાધ્ય ગણવામાં આવે છે. એટલે પ્રયત્નથી પણ ઘણા ઓછા કેસો સુધારી શકાય છે. પરંતુ જો પહેલી અને વહેલી તકે, બાળક ફરીઆદ કરે તેની સાથે જ તેના ગળાની તપાસ કરી લઇ, ઉપચાર શરૂ કરવામાં આવે તો તેવા કેસે અસાધ્ય સ્થિતિમાં મુકાતા રહી જાય છે. જે મહોલ્લામાં યા પોળમાં ઘણાં બાળકો આ વ્યાધિથી પકડાયેલાં હોય તે સ્થળનાં માતાપિતાની ફરીઆદ સાંભળીને તેને બુદ્ધિમાન ચિકિત્સક પાસે તત્કાળ લઇ જવો ઘટે.

ડીફથેરીયા મુંબઇ જેવાં મોટાં શહેરમાં જ થાય છે એમ નથી, હરેક શહેરમાં અને ગામડામાં પણ એ વ્યાધિ જોવામાં આવે છે. તેના નામનો બુમાટો તો હમણાં શરૂ થયો, પણ અમારા ગ્રામ્ય વૈદ્યોમાં તો તેને 'થુલીયો'ના નામે જ ઓળખવામાં આવે છે. એ ગુજરાતી નામ છે. હીન્દીમાં એને 'ગલૌધ' કહે છે.

### ઉપાય અને ઉપચાર

આપણે આ વ્યાધિને જંતુજન્ય ન માનીએ તો પણ તે સંસર્ગ-દોષવાળો તો છે જ. એટલે એકાદ બાળકને આ વ્યાધિ થયો હોય તો બીજાં ઘરનાં અથવા બહારનાં બાળકોને એથી દૂર રાખવાં ઘટે. જો ધાવણું બાળક હોય તો તેની માતાને વિદાહી અને ઉષ્ણુતા—પ્રાધાન્ય ખોરાકો આપવા બંધ કરી દેવા જોઇએ. મોટું બાળક હોય તો તેને માત્ર ભાત અને દૂધ અથવા એકલા ગાયના દૂધમાં વાવડીંગ નાંખી ઉકાળીને આપવું, બીજી વસ્તુ ન આપવી. ઘણી જરૂર જણાય તો માત્ર મીઠું અને હળદર નાંખેલું મગનું પાણી અને ખૂબ નરમ ભાતની કણકી આપવી, પાણી પણ ખૂબ ઉકળીને ઠારેલું પીવાને

માટે આપવું. પ્રાથમિક આટલી કાળજી કર્યા પછી આષધોપચાર શરૂ કરવો.

એલોપથીના ડોકટરો આ વ્યાધિ માટે 'ડીફથેરીયા એન્ટી ટોકસીન'નું ઈન્જેકશન માંસલ ભાગમાં આપે છે. અને જો દરદીને પ્રાથમિક અવસ્થામાં સારવાર નીચે લઇ જવામાં આવે તો આ ઈન્જેકશનથી વ્યાધિ અટકે પણ છે. પરંતુ ઘણું કરીને તો આ વ્યાધિમાં દરદીના વાલીઓ બે ચાર દિવસ ઇધર ઉધરના ખ્યાલમાં રહી જાય છે, અને જ્યારે એ વ્યાધિ પૂર જોસમાં વધી જાય છે, ત્યારે પછી ઈન્જેકશનનો કે બીજી કોઇ પદ્ધતિ કામ કરતી નથી.

## આયુર્વેદિક ઉપચાર

સાધારણ રીતે આમાં સ્વરસંશોધક, કફનાશક તથા શોથઘ્ન ઉપચારો કરવાની જરૂર રહે છે, તેની સાથે ગળાને કોમળ રાખે તેવા ઉપાય કરવા જોઇએ. તેવા ઉપાયો ત્રણ રીતે થાય: (૧) બહાર ગળા ઉપર લગાડવાની દવા. (૨) ગળાની અંદર લગાડવાની તથા કોગળા કરવાની દવા. (૩) લોહી સાથે મિશ્રણ થાય તેટલા માટે ખાવાની–તથા પેટમાં ઉતારવાની દવા. આમ ત્રણ રીતે સાવધાનીથી ઉપચારની શરૂઆત કરવી પડે છે, અને કાળજી રાખવામાં આવે તો નીચેના ઉપચારો ઘણા જ સફળ નીવડે છે:

## બહાર ગળા ઉપર લગાડવાનો લેપ

મંડુરભસ્મ (લોઢાનો કાટોડો જૂનો) તો ૨૦ અને ભેંશનું મૂત્ર તોલા ૧૬૦ એ બન્ને ભેગાં કરી, એક લોઢાની કડાઇમાં ખદખદાવવું. શીરા જેવું ઘાટું થાય ત્યારે નીચે ઉતારીને સહેજ ગરમાગરમ ગળા ઉપર જાડો લેપ કરવો. દર ચાર કલાકે આ લેપ લગાડવાથી ગળાના સોજા ઉપર ઘણી ઝડપથી અસર થાય છે.

## કોગળા કરવાની દવા

કાયફળ તો. ૧, મેનફળ તો. ૧, સાટોડીનાં મૂળ તો. ૨ાા, લીંબડાની છાલ તો. ૨ાા, આ બધું ૪૦ તોલા પાણીમાં ઉકાળી તેને

ગાળી લઇ, આ પાણીના સમજુ બાળક હોય તો દર બબ્બે કલાકે કોગળા કરાવવા, અને અજ્ઞાન બાળક હોય તો સળી ઉપર રૂને લપેટી તે આ ક્વાથમાં બોળી ગળામાં લગાવવું, પેટમાં જાય તેની ફીકર ન કરવી.

**મોઢામાં લગાવવાની દવા**

પાષણભેદ તો. ૧, ફુલાવેલો ટંકણખાર તો, ૧, મધ તો. ૨।।–ઉપરની દવાને મધમાં ઘુંટી શીશીમાં ભરી રાખવી. સળી ઉપર રૂ લગાડીને જીભ તથા ગળા ઉપર લગાવવું. પેટમાં જવા દેવામાં વાંધો નથી. બલકે પેટમાં જવાથી બાળકનો પેસાબ સાફ થશે અને કફને જીતશે. એટલે આ દવાને લગાડવાની અને ખાવાની એમ બેઉ સમજવામાં આવે તો ખોટું નથી.

**અતિ ઉપયોગી વનસ્પતિ પ્રયોગ**

અનેનાસ ફળનો રસ તો. ૧ તથા ચોકખું મધ તો. ૦।।. બન્નેનું મિશ્રણ કરી તેમાંથી દર બે કલાકે પાવલીભાર જેટલું ચમચી વડે આપવાથી ચમત્કારિક રીતે કામ કરે છે. શરૂઆતમાં આ દવા આપવામાં આવે તો બીજા કોઇ ઔષધની જરૂર રહેતી નથી.

**ક્વાથ—ઉકાળો**

દેવદાર, લીંબડાની છાલ, જેઠીમધ, અતિવિષ, હરડે, નાગરમોથ.

આ છ વસ્તુને સમાન ભાગે ખાંડી તેમાંથી એક તોલા ભૂકામાં દસ તોલા પાણી નાંખી ઉકાળો કરવો. પાંચ તોલા પાણી બાકી રહેતાં ગાળી લેવું. તેમાંથી દર ટંકે અરધો તોલો ક્વાથમાં દશ બુંદ અને એક રતી જવખાર મેળવીને રોગીને પાઇ દેવું. દિવસમાં ત્રણ વખત પાવું.

આ ક્વાથથી ગળાનો સોજો ઓછો થશે. દરદીને પેશાબ સાફ આવશે. તાવનું શમન થશે અને મળશુદ્ધિ પણ થતી રહેશે.

અત્યારસુધી બતાવેલા ઉપાયો તો ઘરમાં પણ બની શકે તેવા છે. હવે વૈદ્યો—ચિકિત્સિકો નીચેનાં ઔષધો વાપરે એમ ભલામણ છે.

વિડંગારિષ્ટ ('ભૈષજ્ય રત્નાવલિ'નો પાઠ પ્રણુશોથ અધિકારમાં બતાવેલો.) ૦ા તોલો જરા પાણી મેળવી દર ત્રણ કલાકે આપવો. ઘણો જ અસરકારક ઉપાય છે.

ક્ષારગુટિકા (ચરક સંહિતાનો પાઠ) ૨ રતી, ગરમ પાણીમાં ઘુંટી દર ત્રણ કલાકે આપી શકાય.

ચંદ્રામૃતરસ, અમૃતાર્ણવરસ, (સારંગધર સંહિતાનો) યોગ્ય માત્રામાં બાળકનું બળાબળ જોઇને આપવો.

રોગીને સ્વચ્છ રૂમમાં પથારી ઉપર સુવરાવી રાખવો. એક ખુણામાં શગડી ઉપર તપેલીમાં ૨ાા શેર પાણી નાંખી ગરમ થાય એટલે તેમાં ૧ તોલો ટરપેન્ટાઇન તેલ નાંખી દઇને પાણી ઉકળવા દેવું અને તે પાણીની વરાળ મારફત ટરપેન્ટાઇન દરદીના રૂમની હવામાં ફેલાવા દેવું. ક્યારેક આ શગડી દરદીની નજીકમાં પણ લાવવી અને વરાળ દરદીની શ્વાસોચ્છવાસની ક્રિયામાં જાય તેવો પ્રયોગ કરવો.

દરદીના બળ (શક્તિ)નું રક્ષણ કરવું. દરદથી મુક્ત થયા પછી પણ દરદીના આહારવિહાર ઉપર કાળજી રાખવી. નહિતર ફરી એ દરદનો હુમલો થવા સંભવ છે.

ડીફ્થેરીયાથી વિલય પામતાં બાળકો માટે મારી આ અનુભવેલી ચિકિત્સા હું રજૂ કરૂં છું. સાધારણ જનસમાજ તથા ચિકિત્સકોનું લક્ષ એ તરફ જાય અને ખોટી ચર્ચામાં ઉતર્યા સિવાય ડીફ્થેરીયાને 'માંસતાન' માનીને ઉપરના ઉપચારોથી તેઓ સેંકડો બાળકોનો બચાવ કરે અને આયુર્વેદની પ્રાણસ્થાપનની ભાવનાને મૂર્તિમાન બનાવે, તેવી સર્વ ચિકિત્સકોને મારી અપીલ છે.

* * * *

# પ્રકરણ ૫૩ મું

## બાળઉપદંશ

ઉપદંશ એ તો જાણે સંસ્કૃત નામ છે. આપણી દેશી ભાષામાં તેને ચાંદી અને અંગ્રેજીમાં 'સીફીલીસ' કહે છે. સાધારણ સમાજ આ રોગને ચેપી તો સમજે છે જ, અને બહુધા આ રોગ દુષિત સ્ત્રી (વેશ્યા)ના સમાગમથી પુરૂષને થાય છે. આટલા જ્ઞાનથી વધુ સાધારણ જનતા આ દરદના વિષયમાં જાણતી નથી.

ત્યારે આ પ્રકરણ તો બાળકના ઉપદંશનું છે. ભલા, બાળક તો સંસારથી વિરક્ત અને અજ્ઞાન હોય છે, તેને ઉપદંશ કેવો ?

હા, બાળકને જન્મતાં જ ઉપદંશ થાય છે, અરે ! ગર્ભમાંથી જ ઉપદંશ હોય છે, અને એથી યે આગળ વધીને કહીએ તો બાળક ઉત્પન્ન થવાનાં બીજક (રજ અને વીર્ય)માં પણ ઉપદંશ હોય છે.

જગતમાં મળી આવતા માનવીના રોગો અને શાસ્ત્રકારોએ લખી નાંખેલા રોગોની સામે નજર ફેરવી લઇએ તો ઉપદંશ જેવો ભયાનક, વારસામાં જનારો અને સંસર્ગજન્ય (ચેપી) બીજો કોઇ પણ રોગ નથી. બીજા કેટલાક રોગો પણ વારસામાં ઉતરનારા છે. પરંતુ ઉપદંશની કુલપરંપરા વ્યાપવાની શક્તિ કોઇ અજબ પ્રકારની છે.

એટલે જ બાળક માતા પિતાના શુક્રમાંથી જ ઉપદંશનાં પરમાણુઓ લઇને અવતરે છે; અને આ રીતે સહેજે આ વ્યાધિનો દોષ લઇને અવતરનાર બાળકના ઉપદંશને માટે બાલોપદંશ અથવા બાળ-ઉપદંશ નામ રાખવામાં આવ્યું છે.

માતા અથવા પિતાને હરકોઇ કારણને લઇને ઉપદંશ થયા પછી છ માસની અંદર જે ગર્ભ રહી જાય છે તે ગર્ભ બનતાં સુધી પૂરા દિવસનો નહિ થતાં અધૂરા માસે જ પડી જાય છે અથવા સ્રવી જાય છે, જેને આપણે ગર્ભસ્રાવ અથવા કસુવાવડ કહીએ છીએ.

એક વર્ષથી વધુ સમય વીતી ગયા પછી ઉપદંશ થઇ ગયેલા પુરૂષથી જો સ્ત્રી ગર્ભ ધારણ કરે તો તે ગર્ભ પડતો નથી, પરન્તુ એ બાળક પૂરા રૂપમાં અવતરીને અથવા અવતરતી વખતે જ મરણ પામે છે.

જ્યારે ઉપદંશ થઇ ગયાને વર્ષો વીતી ગયાં હોવા છતાં અને બાહ્યદષ્ટિએ તે ઉપદંશ મટી ગયો છે એમ માનવા છતાં તેવાં સ્ત્રી પુરૂષના સમાગમથી ગર્ભધારણ થાય છે, અને એ ગર્ભ બાળકરૂપે અવતરે છે. તે બાળકના શરીરમાં ઉપદંશના જંતુઓ વિદ્યમાન હોય છે.

ઉપદંશની પહેલી, બીજી અને ત્રીજી અવસ્થા માનવામાં આવે છે, અને એ રીતે પહેલી બીજી અવસ્થામાં ઉપદંશની બિમારી ભોગવતાં સ્ત્રી પુરૂષને રહેલો ગર્ભ તો બાળક રૂપે અવતરી શકતો જ નથી અને અવતરે છે તો તેનું સદ્ય મૃત્યુ થઇ જાય છે.

માત્ર ત્રીજી અવસ્થામાં રીબાતાં, ઉપદંશયુક્ત માતાપિતાનાં સંતાનો અવતરીને ઉપદંશના વિષયુક્ત શરીરમાં થોડા દિવસમાં બાહ્યચિહ્નો ધારણ કરે છે.

અને કેટલીક વખત ઉપદંશયુક્ત માતા–પિતાના સંતાનને આખી ઉમર સુધી ઉપદંશનાં કોઇ ચિહ્નો જોવામાં આવતાં નથી અને બાહ્ય રીતે શરીર ઉપર એને કોઇ ઉપદંશની બિમારી ફેલાતી નથી. પરંતુ તેવા પુરૂષનાં સંતાનને સદ્ય ઉપદંશનાં ચિહ્નો જણાવા લાગે છે.

તપાસ કરતાં તેનાં માતાપિતાને ઉપદંશ થયેલો હોતો નથી અને તેવો વ્યાધિ થવાનો એ ઇન્કાર કરે છે; પરંતુ એ પુરૂષનું વીર્ય તપાસવામાં આવે તો માત્ર વીર્યમાં ઉપદંશનાં વિષબીજ મળી આવે છે, એટલે ઉપદંશ એ રીતે કુલપરંપરા વીર્ય મારફત વંશના છેક ફળ સુધી પહોંચી જઇ શકે છે. કદાચ વચમાં કોઇ પુરૂષને બાહ્ય ચિહ્ન કે બાહ્ય સ્વરૂપે ઉપદંશ ન જણાય, છતાં તેવા પુરૂષનું વીર્ય દોષમુક્ત છે એમ માની નથી શકાતું. આ રીતે બાળકના શરીરમાં માતાપિતાના વ્યાધિના ફળ રૂપે વારસામાં મળતા સહેજે ઉપદંશોમાં

બાળકનું આટલું વર્ણન આપે વાંચ્યું. બાલોપદંશનો આ પ્રકાર એને **સહજ બાલોપદંશ** તરીકે આપણે ઓળખીએ.

આ ઉપરાંત બાળકને એક બીજી રીતે અર્થાત્ સંસર્ગજનિત ઉપદંશ થાય છે.

બન્નેએ સ્વચ્છ, સફાઇદાર વસ્ત્ર પરિધાન કર્યાં હતાં, સાથે એક અઢી માસનો બાળક હતો, તેને લઇને એક વખત એક યુવાન સ્ત્રી-પુરૂષની જોડીએ મારા દવાખાનામાં પ્રવેશ કર્યો.

દવાખાને આવનાર દરદીઓ જ હોય છે એમ ઘણું કરીને માનવામાં આવે છે અને એ રીતે કેટલાક વખત સુધી એઓ પોતાના સ્થાન ઉપર બેસી રહ્યાં. પછી મેં એમને મારી નજીક બોલાવ્યાં. ત્યારે પુરૂષ તરફથી કહેવામાં આવ્યું કે તેઓ લગભગ ત્રણ ચાર કલાકનો સમય મારી સાથે વાતો કરવા માટે માગે છે. એક પ્રકારનો વિસંવાદ અથવા તેમને જન્મેલી શંકા અને એ શંકાને કારણે પતિ-પત્ની વચ્ચે ઉભી થયેલી મુંઝવણને તેઓ દૂર કરવા માગે છે.

ભરચક દરદીઓ વચ્ચે આવો સમય આપી ન શકાય. એટલે એમને બીજો શાન્તિનો સમય મેં આપ્યો અને આ જોડું પોતાના બાળકુમારને લઇને પુનઃ તે સમયે હાજર થયું.

પ્રથમ પુરૂષે શરૂઆત કરી :

'હું બ્રહ્મક્ષત્રિય જાતનો છું. મારી ઉમર ૨૮ વર્ષની છે અને લગભગ અઢાર વર્ષની ઉમરથી હું આફ્રિકામાં રહું છું. દેશમાંથી પરદેશ જનાર ઘણા યુવાનોને અનેક પ્રકારનાં વ્યસન લાગે છે, અનેક એ પ્રદેશમાં કુચ્છંદે ચઢે છે અને અનેક ભાઇઓ દેશમાં કુટુંબ બાળબચ્ચાં તથા સ્ત્રીને છોડીને જતા હોવાથી ત્યાંની સ્વતંત્રતાથી કારણે અથવા કુસંગથી મર્યાદા ઓળંગી જાય છે. હું આપને ચોક્કસ કહું છું કે કોઈ પણ પ્રકારના વ્યસન, વ્યભિચાર કે હરકોઇ જાતના દુરાચારોથી હું તદ્દન વેગળો છું. એથી અત્યારસુધી મારૂં શરીર નિર્વિષ અને નિર્દોષ હોવાનું હું આપને કહું

છું. એની વધુ સાબિતી માટે મારા શરીરના લોહીના તથા વીર્યના લીધેલા પૃથક્કરણના રિપોર્ટો આપને હું આપીશ. આ ઉપરાંત આપ મને જે કાંઇ પૂછશો તેનો સીધો અને સત્ય જવાબ વિનાસંકોચે હું આપને જણાવીશ. અમારા ભલાની ખાતર કાંઇ જ નહિ છુપાવું.

'વચમાં હું કહી દઉં કે મેં સારી કેળવણી લીધી છે. શરીર સાચવવું એ મારા જીવનનું મુખ્ય ધ્યેય, અને સાચવવા જેટલી સમજણ તથા સંપત્તિ મળેલી હોવાથી વારંવાર હું મારા શરીર માટે પ્રથમથી જ પૂરતી સંભાળ રાખતો આવ્યો છું.

'આફ્રિકામાં ચાર વરસ રહ્યા પછી હું દેશમાં આવ્યો અને આ મારી સાથે આવેલ છે તે મારી પત્ની સાથે મેં લગ્ન કર્યું. લગ્ન થયા પછી મેં એની પ્રથમ ડાકટરી તપાસ કરાવી અને તે તદ્દન વિશુદ્ધ કાઇ પણ રોગના પરમાણુંરહિત નીકળવાથી તેની સાથે લગ્ન કરીને હું તેને આફ્રિકા લઇ ગયો. ત્યાં એક વર્ષ રહ્યા પછી મારી પત્નીને ગર્ભ રહ્યો. મારા સ્વભાવ પ્રમાણે તે વખતે પણ મેં મારા શરીરની, વીર્યની, લોહીની તથા પત્નીના શરીરની, લોહીની અને રજની તપાસ કરાવી લીધેલી. એટલે અમારા વિશુદ્ધ રજવીર્યથી એ ગર્ભ રહ્યાની હું આપને પૂરતી ખાતરી મારી પાસેના નિષ્ણાત ડોકટરોના રિપોર્ટ ઉપરથી આપી શકું છું.

'આફ્રિકામાં સ્ત્રીની સુવાવડ કરવી અનુકૂળ ન લાગવાથી મેં મારી પત્નીને સંગાથજોગ દેશમાં તેનાં માવતરના ઘેર મોકલી આપી. અને તેણે કાઠિયાવાડના એક જાણીતા શહેરની પ્રખ્યાત હોસ્પિટલમાં સુવાવડ કરાવી. આ રમે છે તે બાળકનો ત્યાં પ્રસવ થયો. તે વખતે બાળક તંદુરસ્ત હતો. પરંતુ તે દોઢ વરસનો થયો તે પછી હું દેશમાં આવ્યો. બાળકને જોઇને ખુશ તો થયો, પણ બાળક માટે દવા ચાલે છે તે જાણી, એ બાળકની દવા જે ડોકટરને ત્યાં ચાલતી હતી ત્યાં જઇ બાળકનો કેસ મેં જોવા માગ્યો. ડોકટરે કેસ બતાવ્યો. એ

ઉપરથી અને ડૉકટરની હકીકત ઉપરથી મને જાણવા મળ્યું કે બાળકના શરીરમાં ઉપદંશ (સીફીલીસ)ના અંગે ગુપ્ત ભાગ ઉપર તથા ગુદાના કાંઠા ઉપર ઝીણી ફોલ્લીઓ થાય છે અને એ બાળકને આમ થવાનું કારણુ તેની માતાનો વારસો છે.

'જે હોસ્પિટલમાં સુવાવડ કરવામાં આવેલી ત્યાં મેં તપાસ કરી, નર્સો સાથે ખૂબ વાત કરી, કેવી સફાઇથી ત્યાં કામ લેવામાં આવે છે એ નજરે જોયું તો મને ખાતરી થઇ કે હોસ્પિટલમાં થયેલી સુવાવડમાંથી આ ચેપ સ્ત્રી લઇ આવી નથી. અને એથી બાળકને આ ઉપદંશ થયો હોય એમ હું માનતો નથી.

'જ્યારે મેં મારી પત્નીને આફ્રિકાથી વિદાય કરી ત્યારે તે ગર્ભવતી હતી અને તદ્દન વિશુદ્ધ હતી. પરંતુ દેશમાં આવ્યા પછી એને ઉપદંશે અસર કરી હોય એવાં તેનાં બાહ્ય ચિહ્નો તેણીના શરીર ઉપર કોઇ જણાતાં નથી. એ તો તમે પણુ એના ચહેરા ઉપર અને ચામડી ઉપરથી જોઇને કહી શકશો. તો પછી સ્ત્રીના ઉદરમાં રહેલા ગર્ભ ઉપર ઉપદંશનો પૂરેપૂરો પ્રભાવ કઇ રીતે પડી શકે? એટલે હું માનતો થયો છું કે આ મારી પત્નીએ દેશમાં આવ્યા પછી પરપુરૂષ સાથે અર્થાત્ ઉપદંશના ચેપી પુરૂષ સાથે સમાગમ સેવી વ્યભિચાર કર્યો છે અને તેથી જ આ બાળકને ઉપદંશજનિત વ્યાધિની શરૂઆત થઈ છે.

'એણે આવું કૃત્ય કર્યું છે તેનો મારી પાસે માત્ર આ બાળકના ચેપી રોગ સિવાય બીજો કોઇ પુરાવો નથી. તેમ જ મારી પત્નીમાં મેં કોઇ કુલક્ષણુ તે મારી સમીપમાં હતી ત્યારે કદી પણુ જોયું નથી. છતાં ઉપદંશ બીજી રીતે માતા અને બાળકના શરીરમાં આવ્યો છે એવી મારી ખાતરી ન થાય ત્યાંસુધી આ મારી પત્ની હોવા છતાં તેને પત્ની તરીકે સ્વીકારવી નહિ અને બાળક મારા બીજથી ઉત્પન્ન થએલો હોવા છતાં તેના પ્રત્યે માયા, મહોબત અને સ્વીકાર છોડી

દેવાનો મેં હમેશને માટે દૃઢ નિશ્ચય કર્યો છે. તેને અમલમાં મૂકતા પહેલાં આપના કહેવાથી, આ આંટી ઉકલી જાય અને તે નિર્દોષ છે એવું પૂરવાર થાય તો માતા–પુત્ર ભલે ઉપદંશનાં ચેપી હોવા છતાં હું તેમને સ્વીકારીશ. માત્ર આપ કેવળ ‘ શાસ્ત્ર યું કહેતા હૈ ’ આટલાથી મને જો હા ભણાવશો તો તેમ હું માનવા તૈયાર નથી. મને તો પ્રત્યક્ષ પુરાવા જોઇશે.

‘ મુરબ્બી, અત્યારસુધી આપને, મારા કથન ઉપરથી જરા હું વિચિત્ર કે કડક માણસ છું એમ લાગશે, પણ તેવું નથી. આપને આમાં સ્વાર્થ નથી, છતાં સંસારના અનેક વ્યાધિ તે પછી મનના કે તનના હોય તેમાં આપ ઘણી વખત પ્રયાસ કરી નવીનતા તારવો છો અને એથી આપે ઘણાંનાં બગડતાં જીવન સુધાર્યાં છે. હવે આ મારી પત્નીને એની પોતાની બાબતમાં આપને જે કાંઇ કહેવું હોય, અથવા મેં જે કાંઇ હકીકત કહી તેમાં અસત્ય જેવું તેણીને જણાતું હોય તો આપની પાસે તે મારો ડર રાખ્યા સિવાય વિનાસંકોચે કહી શકે છે.’

પડખે બેસી, પુરૂષનું કથન સાંભળતી અને આંખમાંથી શ્રાવણ ભાદરવાનાં મેઘબિન્દુ જેવાં આંસુ વહેવડાવવાથી આંખો ચોળીને લાલચોળ થઇ ગયેલી, એવી એ બહેન, તેણે સાડીના પાલવથી આંખને સાફ કરીને પોતાને કહેવા જેવી હકીકતની વિનયથી શરૂઆત કરી.

પુરૂષે પોતાની હકીકત પૂરી કર્યા પછી બાઇએ પોતાની હકીકત કહેવાની શરૂઆત કરી, એ બોલવા ચાહતી હતી, પરંતુ બાળકના રોગથી પોતાની ઉપર આવેલ આળને સંભારતાં એ ફરી ગળગળી બની ગઇ અને આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં, મેં સાંત્વન આપતાં કહ્યું : ‘ બહેન, તું ગભરાઇશ નહિ. પુરૂષસ્વભાવ જરા ઉતાવળીઓ હોય છે અને કેટલીક વખત પૂર્વાપરનો સંપૂર્ણ ખ્યાલ કર્યા વગર પણ કલ્પનાથી સામા પાત્રને દોષિત માની બેસે છે. છતાં તું હારી ગઇ છે અને તારા ઉપર થયેલું દોષારોપણ પણ સત્ય જ છે એમ કેમ કહેવાય ?

અને હજી અવકાશ પણ છે કે બાળકમાં પ્રદર્શિત થયેલા રોગના દોષને લાવવામાં તું કારણરૂપ ન પણ હોય, તારૂં દયામણું મ્હોં અને તારી નિર્દોષ ભાવના જોતાં તારા પતિનો આક્ષેપ માનવા હું તો તૈયાર નથી, અને તે પણ માનતા હોવા છતાં જો તથ્યવાળું અન્ય કોઇ કારણ મળી આવે તો તે પોતાની માન્યતા બદલી નાંખવાનું કબૂલ કરે છે. માટે આ બાબતમાં તારે જે કહેવાનું હોય તે સુખેથી અને વિનાસંકોચે મને કહે. હું વૈદ્ય છું એટલે વ્યાધિના સ્વરૂપને અને તેના મનુષ્યદેહ ઉપર થતા વિવિધ આક્રમણને બરાબર સમજી શકું છું. ઉપદંશ જેવા ચોર અને છૂપી રીતે સરકવાની ટેવવાળા વ્યાધિને પકડવા માટે વૈદ્યોમાં પણ ડિટેક્ટિવ દૃષ્ટિ જોઇએ છે. એટલે જ હું તને વિશ્વાસ આપું છું કે જ્યાં સુધી બુદ્ધિબળ પહોંચે ત્યાંસુધી તને ન્યાય મળે અને ખોટા આક્ષેપથી બચી જાય તેવો પ્રયત્ન હું જરૂર કરીશ. માટે તારે તારા પતિએ કીધેલી હકીકત બાબતમાં જે કાંઇ કહેવું હોય તે કહે.'

મારા આશ્વાસનથી બાઇમાં હિંમત આવી અને સ્વસ્થતાથી એણે બોલવાની શરૂઆત કરી: 'વૈદ્યરાજ ! આપની ઉપર અમને સંપૂર્ણ ભરોસો છે, એટલે તો આપની પાસે અમે આવ્યાં છીએ, ખરી રીતે તો આમાં આપને કોઈ ફી, ચાર્જ, કે દવાનું વેચાણ થવાનું નથી. છતાં આપ અમારા જેવાંની વહાર કરીને સત્યની શોધ કરો છો એ અમારા જેવાં માટે મુક્તિદાન સમાન છે.

'મારા પતિ જે કાંઇ કહી ગયા એ તદ્દન સત્ય હકીકત છે. એમણે વારંવાર મારા શરીરની દેશમાં અને આફ્રિકામાં તપાસ કરાવી અને ફોટાઓ લીધેલા તે પણ સાચું જ છે. દેશમાં આવી ત્યારે પણ હું તદ્દન રોગરહીત હતી. સુવાવડમાં કાંઇ કારણ બન્યું નથી. છતાં મારા બાળકને આવો ચેપી રોગ લાગુ થયો છે અને એના પ્રતાપે મારા પતિ મારા ઉપર અત્યંત પ્રેમ ધરાવતા હોવા છતાં આ કારણને લઇ રૂઠયા છે. મારે માત્ર એક જ વાત કહેવાની છે કે તેઓ મારા

ઉપર જે ખોટો દોષારોપણ કરીને મને વ્યભિચારી કહે છે ત્યાં મારૂં અંતર ચીરાઈ જાય છે અને મને એમ થાય છે કે પૃથ્વી માર્ગ આપે તો તેમાં સમાઇ જાઉં. જો આવી રીતે મારા પતિ પોતાનું મંતવ્ય બદલે નહિ અને ચાલુ રાખે તો મારાથી જીવવું દોહ્યલું બને તેમ છે. હું બીજું તો શું કહું? મારી સચ્ચાઈની ખાતરી કરાવવા માટે મારી પાસે કોઇ સાધન નથી. માત્ર હું જગતનિયંતાની સાક્ષીયે અને પૂરા આત્મભાનથી કહું છું કે હું તદ્દન નિર્દોષ છું. પરપુરૂષનો સમાગમ દેહથી તો શું પણ મનથી પણ મેં એવો વિચાર કર્યો નથી. છતાં મારા પતિ એમ માને છે. એમાંથી મુક્તિ મેળવવા હું તમારી પાસે આવી છું. મને બચાવી લ્યો અને પૂરવાર કરી આપો કે હું નિર્દોષ છું. પ્રભુ એ કાર્યનો બદલો તમને આપશે. આથી વિશેષ હું કહું પણ શું?'

'બહેન! તું ગભરા નહિ. હું સમજું છું કે આપણી હિંદની પતિપરાયણ સન્નારીને વ્યભિચારનો આક્ષેપ એ ઘણો ઘૃણાજનક હોય છે. એની જીવનસરિતાનાં નીર એથી નરદમ સુકાઇ જાય છે. પણ જ્યારે તારી ઉપર અણધારી આફત ઉતરી આવી છે, તો ધીરજ રાખી તેનો સામનો કરવો જોઇએ. તું સલુકાઇથી શાંતિભરી શોધ નહિ કરે તો કાયર બનીશ અને તું નિર્દોષ હોવા છતાં પણ ગુન્હેગાર ઠરીશ.

'પ્રથમ તો તને કેટલાક પ્રશ્નો પુછવાની મારી ઇચ્છા છે. તું સત્ય જવાબ આપજે. કહે, આફ્રિકાથી સ્ટીમરમાં મુસાફરી કરતી વખતે તારા સંગાથમાં સ્ત્રીઓ હતી કે?'

'જી હા.'

'બરાબર. લાંબા વખતની મુસાફરીના કારણે તારે એવો પ્રસંગ બનેલો કે કોઇના બિછાનામાં સુવાનું બન્યું હોય અથવા તારાં કપડાં બદલીને અન્ય કોઇ સ્ત્રીનાં વગર ધોયેલાં કપડાં અથવા એકલો ચણીઓ તારે પહેરવો પડયો હોય?'

'નહિ, સ્ટીમરમાં એવું કોઇ કારણ બન્યું નથી. મારી પાસે મારા પતિની કાળજીથી પુરતો સામાન, બેડિંગ અને કપડાં હતાં. ઊંચા ક્લાસની મારી મુસાફરી હતી. એટલે બિછાનું કે કપડાં તો શું પણ પાણીનું પવાલું કે ચહાના ગ્લાસ શીખે મેં અન્યનાં વાપર્યાં નથી. મારા પતિના સહવાસથી આવી બાબતમાં હું બહુ કાળજી રાખતાં શીખી છું.'

'વારૂ, તું ઘેર આવીને તારા જ ઘેર એટલે કે સાસરે રહેલી કે તારા પીયરમાં ?'

'મારા પીયરમાં જ મેં સગર્ભાવસ્થાના બધા દિવસો ગાળેલા.'

'એ વખતે તો તારે ઘર છોડીને બહારગામ જવાનો પ્રસંગ નહિ બનેલો ને ?'

'ના જી. છેક સુવાવડ સુધી હું પિતાને ઘરે રહી છું અને મારી સંભાળ બરાબર લેવામાં આવતી. તેની સાથે પિતા સુખી હોવાથી સ્વચ્છતા જાળવવા પૂરતી કાળજી રખાતી. પૂરા દિવસ બેઠા પછી મને હોસ્પીટલમાં રાખવામાં આવી, ત્યાં પ્રસવ સુખરૂપ થયો. જરી પણ તકલીફ વગર એ કાર્યમાં કામ કરતા ડોકટરો અને નર્સો સ્વચ્છતા જાળવવાની પૂરતી કાળજી રાખતા.'

'પછી તું ઘેર આવી અને બાળકને ઉછેરવા લાગી. બે વરસ એમ જ પિતાના ઘરમાં તેં નિતાંત અન્ય કોઈ સ્થળે ગયા વગર શાંતિથી પસાર કર્યાં, એમ જ ને ?'

'હા જી. પણ ના, રહો આ બાબો લગભગ ૨૮ મહિનાનો થયો ત્યારપછી મારી માતા, બહેનો અને હું બધાં લગ્ન પ્રસંગે મારી માશીને ત્યાં ગયેલાં અને અઠવાડિયું ત્યાં રહેલાં હતાં.'

'પછી તું ફરી બાની સાથે ઘેર આવી કે ?'

'ના, માશીએ મને ઘણો આગ્રહ કર્યો એટલે થોડા દિવસ તેમને ત્યાં હું રોકાઇ. મારી બા તથા બીજાં ભાંડરૂ ઘેર આવ્યાં હતાં.'

'માશીને ત્યાં લગ્ન વિતી ગયા પછી વધુ દિવસ એક માત્ર તું જ રોકાઇ કે વળી બીજું કોઇ હતું?'

'પણ વૈદ્યરાજ! તમે આવી વાતો પૂછીને શું કરશો? આ તો વ્હેવારિક બાબતો છે. તમને રોગનું કારણ આમાં ક્યાંથી જડશે?'

'જો બહેન, વળી તેં વચમાં નાહક વિલંબ કરાવ્યો. હું જે દિશામાં જાઉં ત્યાં તારે આવવાનું અને સાચું હોય તે કહેવાનું. રોગ તો મારે શોધવાનો છે. પછી મારી શોધ ભલે ને રેતીના રણની હોય કે લગ્નના માંડવાની હોય.'

'ભલે, બાપુ લ્યો, માશીને ત્યાં હું હતી, મારો બાબો હતો, અને માશીની મોટી દીકરી અને તેની બેબી હતી.'

'ત્યારે તો તને ખૂબ ગમત પડતી હશે. બન્ને સરખાં, બન્નેને ધાવણાં બાળકો, સાથે જમવું, સાથે સુવું, સાથે ફરવું, ખરૂં ને?'

'હા, એટલા માટે તો મને માશીએ રાખેલી કે બહેન અઠવાડિયું રોકાવાની છે અને તું પણ રહે તો સારૂં. અને એટલા માટે તો હું રહી, પણ માશીની છોકરી નસીબદાર પૂરી! બિચારીને તાવ આવવા લાગ્યો, એટલે ગમ્મત કાંઈ આવી નહિ.'

'તાવ તો આવે જ ને, લગ્નમાં દહીંથરા અને સુવાળીઓ ખૂબ તાપડ્યાં હશે.'

'ના, એવું નહોતું. એને બિચારીને સ્તન ઉપર એક ચીરો પડેલો, એથી બેબીને ધવરાવી શકે નહિ. એટલે ધાવણ ચઢે અને એથી તાવ આવે.'

'હં, બરાબર! ત્યારે તો શું થાય? બિચારી બેબીનોયે મરો ને! એને ગાય બકરીના દુધ ઉપર દાડા કાઢવાના! સ્તનમાં ધાવણ હોય તોયે તેને કામ ન આવે.'

'હાસ્તો, પણ બેબીયે એવી કે દૂધ પીએ નહિ, ઢોળી નાંખે અને રાત દહાડો રડ્યા કરે.'

'"પછી શું થાય?'

"બીજું શું થાય? માશી તો બિચારાં વૃદ્ધ થઇ ગયેલાં. મને કહે: 'બહેન! તું આ બેબીને તારી દીંટડીએ વળગાડ તો, એને સંતોષ વળે અને તે છાની રહે."

'વારૂ, પછી?'

'પછી મારે વળી કોઈ વખત ધવરાવવી પડે. પણ પ્રભુકૃપાથી બેબી ધરાય ને મારો બાબોય ધરાય! આ રીતે બીજા દશ દિવસ કાઢયા અને હું અકળાઇ ગઇ. હજી તો બહેનની એ જ હાલત હતી ને હું તો બાપુજીના ઘેર આવતી રહી.'

'હં, બહેન! એ તારી માશીની દીકરીને કયા ગામ પરણાવી છે એની તને ખબર છે?'

'હાસ્તો. તમેય વૈદ્યરાજ કેવી વાત કરો છો? આટલી યે ખબર ન હોય? તેને......ગામ પરણાવી છે.'

'ઠીક, ત્યારે તેના વરનું નામ પણ તને આવડતું હશે?'

'હા. પૂરેપૂરૂં નામ, ઠામ ને ઠેકાણું.' અને તેણે તેની માશીની દીકરીના વરનું નામ, ગામ, વગેરે જણાવ્યું.

'ઠીક, હું એમ પૂછું કે બહેન! આ તારી માશીને ત્યાં લગ્ન થયાં તેને લગભગ ચાર પાંચ મહિના થયા, ખરૂં ને?'

'હા, તે ખરૂં.'

'અને બાબાને ય જે આ ફોલ્લીઓ નીકળવા માંડી તે એ પછીની હકીકત છે ને, બહેન?'

'હા તે પછી જ. પણ એથી શું? કાંઇ કોઇનાં લગ્ન કરવા જઇએ તેથી આવા રોગ થાય? મેં આપને કહ્યું તો છે જ કે હું જ્યાં જાઉં છું ત્યાં કપડાંલત્તાંની પૂરતી કાળજી રાખું છું. એટલે માશીને ત્યાં પણ એવો સંસર્ગ મને થયો નથી કે જેથી હું લગ્ન કરવા ગઇ તે સ્થળે કોઇની સાથે ખાવાપીવાથી કે કપડાંલત્તાંથી મને

ચેપ લાગ્યો હોય. તમે શું તમારાં સગાંવહાલાંમાં લગ્નપ્રસંગ હોય તો ન જાઓ ?'

'અરે, બહેન ! પણ હું કયાં કહું છું કે તું લગ્ન કરવા ગઇ તેમાંથી તને આ ચેપ લાગ્યો ! અને એવી મારી ઉટપુટાંગ શોધથી આ તારા પતિદેવ થોડા જ હા કહી દઇને માની જાય એવા છે ? આ તો પૂછતાં પૂછતાં એક વાતને છેડે જઇએ ત્યાંસુધી પૂછવાની મારી ટેવ છે એટલે તને પૂછ્યા કર્યું. તેં સાફ સાફ કહી દીધું. હવે તમે બેઉ જણાં તમારે સ્થાને જાઓ.'

'પણ બાપજી ! અમે જે કામ માટે આવ્યાં હતાં તેનું શું ?'

'એનો નિર્ણય લેવા તમે આઠ દિવસે આવજો..'

'એટલે કે આઠ દિવસ પછી વળી તમે મને બીજા પ્રશ્નો આજે પૂછ્યા તેવા પૂછશો કે બીજું કાંઈ ?'

'એ તો પૂછવું પણ પડે. નક્કી કેમ કહી શકાય ? પરંતુ મને લાગે છે કે આવતા અઠવાડિયે તમોને હું મારો નિર્ણય સંભળાવી દઇશ.'

'એટલે તમે એમ કહી દેવાના છો ને કે આ બાઈ રોગ ક્યાંથી લાવી તે નક્કી થઇ શકયું નથી, માટે એને દોષિત માનો યા દયા લાવીને દરગુજર કરો !' એ બાઇ બોલી.

'જો પાછી ! બહેન ! તું શા માટે આવી શંકા કુશંકામાં પડે છે ? મારો વિશ્વાસ રાખજે. તું જેવું માને છે, સમજે છે અને જેવો વિચાર કરે છે, તેથી કોઇ બીજી દિશા તરફ જ હું જઇ રહ્યો છું, અને મને વિશ્વાસ છે કે તું ફરીથી આવીશ ત્યારે તને હસતા મુખે અને આશીર્વાદ વરસાવતી વિદાય કરીશ. છતાં પણ હું તો એક માનવી છું, બહેન ! મારી દોડ ખોટી પણ હોય અને હું તથા તું બંને તારા પતિ પાસે નત મસ્તક પણ રહીએ. પણ જો તું નિષ્પાપ છે તો ઇશ્વર તને જરૂર સહાય કરશે.'

નિયત સમયે પતિ–પત્ની બન્ને મારા દવાખાને આવી ગયાં અને મેં એમને માટે નિર્ણય આપવા શું નક્કી કર્યું છે તે જાણવા તેઓ આતુર હોય તેમ સહેજે એમના ચહેરા ઉપરના ભાવોથી જણાતું હતું.

અને એથી જ એમની આતુરતાને સમજીને બેઉને એકાંતમાં બોલાવી મેં જ શરૂઆત કરી :

'બહેન, તું ભાગ્યશાળી છે. તારી હકીકત અક્ષરશઃ સાંભળ્યા પછી અને તને પૂછેલા પ્રશ્નોના જવાબ લીધા પછી મને લાગતું હતું કે મારે આ ઘટનાને અંગે જરા વધુ મહેનત કરવી પડશે–કદાચ આ વખતે તમને પાછાં ધકેલી, મારી શોધ માટે મારે જરા વધુ પ્રયત્ન કરવો પડશે. પરંતુ ઇશ્વર દયામય છે અને નિર્દોષના ત્રાજવે એ છેવટે જરૂર આવે છે.

'તારી હકીકતના આધારે મને એક મુદ્દો ખાસ હાથ આવી ગયો હતો અને તારા બાળકના શરીરમાં આ રોગ આવવાનું દ્વાર પણ મને જણાતું હતું. પરંતુ તારા પતિને પ્રત્યક્ષ બતાવવા ખાતર મારે એ માટે મુસાફરી કરવી પડત. બહારગામ જઇને અશક્ય એવી બિના જાણવાને માટે ઘણી કોશીષમાં ઉતરવું પડત, પણ મને મારી ટપાલે એમાં ઘણી ઉપયોગી મદદ કરી છે.

'તું લગ્નપ્રસંગે માશીને ત્યાં ગઇ અને તારી માશીની દીકરીની દીકરીને, તેની માતાની તાવની હાલતમાં તારે ધવરાવવી પડેલી. તને જો ખ્યાલ હોય તો તે વખતે તારી માશીની દીકરીના પતિનું નામ અને ગામ, એ સઘળું અસંગત લાગતું બયાન મેં પૂછી લીધેલું.

એ નામ સાંભળ્યા પછી તથા તેના ગામનું નામ સાંભળ્યા પછી મને અચાનક અને સહેજે યાદ આવ્યું કે આ નામના માનવી સાથે મારે એના વ્યાધિ માટે ઠીક ઠીક એવો લાંબો પત્રવહેવાર થયો છે, અને એણે મારી થોડો વખત સારવાર પણ લીધી છે. આ મારા ખ્યાલ ઉપરથી મારી મુખ્ય ઓફીસના દફતરની તપાસ મેં કરી. પ્રથમ તો જાવક–આવકના

પત્રક ઉપરથી તેનું શિરનામું શોધી વર્ષેક દિવસ ઉપર થયેલો પત્ર-વહેવાર તથા ફાઇલમાં રાખેલા કાગળો મેં કાઢયા અને જેમ જેમ હું એને જોતો ગયો તેમ તેમ તારા કેસ માટે ઉપયોગી અને તારા પક્ષે હું પુરવાર કરી શકું તેવી માહિતી મળતી ગઇ, તે બધા પત્રો આજે હું મારી સાથે લઇ આવ્યો છું અને એ વાત ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા ઉપર તારા પતિને સઘળા પત્રો વંચાવવા માગું છું.

'તારી માશીની દીકરીના પતિને ત્રણ વરસ ઉપર વેશ્યાગમનના પરિણામે ઉપદંશ થયેલો છે. તે મુંબઇ કાપડ ખરીદવા ગયેલા ત્યાંથી જ આ ઉપદંશનો વ્યાધિ લાવેલા. અને તે રોગ પૂરેપૂરો મટયા પહેલાં રોગીષ્ટ સ્થિતિમાં તેમણે પત્ની સાથે સમાગમ પણ કરેલો, એ તો એમના પત્રોની હકીકત કહે છે. ત્યારપછી બાઇને ગર્ભ રહેલો, અને એ ગર્ભને તો ઉપદંશ નહિ થાય ને ? તેવી ભીતિ માટે એ ભાઇએ પુછાવેલો પત્ર પણ મારી પાસે છે. બાઇને છોકરી જન્મ્યા પછીની હકીકત અને છોકરી આવી ત્યારે તેના શરીર ઉપર લાલ ચકામાં દેખાયેલાં, વગેરે બાબત વિષે સદરહુ ભાઇએ સલાહ માગી છે. છેવટનો પત્ર બાઇના સ્તન ઉપર પડેલી ચાંદી અને એ ચાંદી કદાચ પોતાના સંસર્ગથી બાઇને ઉપદંશજનિત કેમ ન હોય, એ વિષેનો તથા તેના ઉપાય પૂછતો પત્ર પણ એ ભાઇ તરફથી આવેલો છે.

'એટલે એ ભાઇ સાથે થયેલા પત્રવહેવારમાં તેમની તરફથી આવેલા સાત પત્રો મારી પાસે છે. અને તારીખવાર અનુક્રમબદ્ધ એ પત્રો વર્ગીકરણ કરીને વાંચવામાં આવે તો વૈદ્યકના ધંધાથી અજાણ્યો માનવી પણ સહેજે સમજી શકે તેમ છે કે પુરૂષને ઉપદંશ થયો, તેણે એ મટયા પહેલાં સ્ત્રીસમાગમ આદર્યો અને બાઇને ગર્ભ રહ્યો. તે ગર્ભ છોકરીરૂપે અવતર્યો. છોકરી અવતરી તે વખતે પણ ઉપદંશ અર્થાત્ માતા અને પિતાને સ્પર્શેલા વ્યાધિ–ઉપદંશનાં બીજ લઇને તે અવતરી છે. છેવટે બાઇને સ્તન ઉપર જે ચીરો અથવા ચાંદી પડેલી છે તે ઉપદંશના અંગેની છે.

'હવે જોગાનજોગથી એ ઉપદંશયુક્ત સ્ત્રી તે તારી માશીની દીકરી છે, અને તેણીની ધાવણી દીકરીને તે ચાંદી અથવા ચીરા પડેલા સ્તન ઉપર ધવરાવવા પ્રયત્ન કરે છે, પરંતુ એ ધવરાવી શકતી નથી; જ્યારે તેને રડતી છાની રાખવા માટે માશીના કહેવાથી તું પોતાના બાળકને તથા એ ઉપદંશ ધરાવતી માતાની છોકરીને–એઉને ધવડાવે છે.

'એટલે ઉપદંશની ચાંદીના સ્પર્શવાળું મોઢું એ બાળક તારા સ્તન ઉપર લગાડે છે અને માતાના સ્તન ઉપરનો ચેપ તથા પોતાના મોઢામાંના થુંકમાં રહેલાં ઉપદંશના સૂક્ષ્મ પરમાણું તારા સ્તન ઉપર એ મૂકે છે તે જ જગ્યાએ તારો નિર્દોષ બાળક ધાવે છે અને ધાવણુ સાથે એ ઉપદંશના ઝેરને પેટમાં ઉતારે છે, અને એ ઝેરને ઉતાર્યા પછી થોડા વખતમાં આ બાળકની ગુદા તથા ગુપ્તમાર્ગ ઉપર ઉપદંશ પીટિકા નીકળી આવવાથી ડોકટરો એને ઉપદંશયુક્ત કહે છે અને તે ખોટું પણ નથી.

'અને ત્યાંથી આગળ વધીને હું તો ત્યાંસુધી પણ કહી શકું બ્હેન, કે તારા શરીરમાં પણ સૂક્ષ્માતિસૂક્ષ્મરૂપે ઉપદંશનું વિષ વલોવાઇ રહ્યું હોય. કારણ કે તારા સ્તનની દુગ્ધવાહી શિરાઓ મારફત એ વિષ તારા શરીરમાં ઘુસી પણ ગયું હોય.

'એટલે તને અને તારા આ બાળકને ઉપદંશયુક્ત કહેવામાં મને જરાયે સંકોચ થતો નથી. પરંતુ હું તારા પતિને એ બતાવવા માગું છું કે તેઓ જે રીતે તને દોષિત માની, વ્યભિચારિણી અને કલંકયુક્ત ઠરાવે છે, ત્યાં હું તને તદ્દન નિર્દોષ અને અચાનક ચેપી રોગના સંસર્ગથી આપત્તિમાં આવી પડેલી અને શિયળની મર્યાદાને સાચવનારી, સાચી હિંદતનયા મનાવવા માગું છું.

'હું સમજું છું કે આ ચેપી રોગ બૂરો છે અને તમે માતાપુત્ર તેનાં ભોગ થઇ પડયાં છો; પરંતુ તેથી હું ડરતો નથી. તેને મટાડી શકાય છે–હમેશને માટે પણ એ બલાથી છૂટી શકાય છે. વારૂ, પણ

અત્યારે તો માત્ર તારા ઉપર તારા પતિ તરફથી લગાડવા માટે તૈયાર રાખેલો કલંકનો ચાંલ્લો તારા કપાળ ઉપરથી ભુંસાઈ જતાં મને અનેરો આનંદ થાય છે.

'તારા સંબંધમાં મેં જે હકીકત મેળવી છે તે તારા પતિ પણ સાંભળે છે. મારી પાસેના આ પત્રો હું એમને વાંચવા આપું છું અને પત્રવહેવાર કરનાર તેમના મશીયાઇ સાઢુ થાય છે તેની તો તેમનાથી ના કહી શકાય તેમ નથી.

'તારા કેસમાં ખરી રીતે તારા કિસ્મતે યારી આપી છે. બહેન, મારી મહેનત અલ્પ માત્રામાં છે, છતાં જરીક પણ સંશય હવે આ કેસમાં રહી શકતો નથી, છતાં આ મહાશય પોતાને રૂચે એ રીતે ખાતરી કરી શકે છે.

'વિશેષ તો આ વ્યાધિની ચેપવાહક ખૂબી માટે ઉપદંશ ઉપર લખેલ કેટલા દેશી વિદેશી વિદ્વાનોનું સાહિત્ય અને ચર્ચા એમને વાંચવાની ઇચ્છા હશે તો હું આપીશ. તે એટલા માટે કે ઉપદંશવાળી માતાના બાળકને હરરોજ નિર્દોષ સ્ત્રી ધવરાવે તો તેના સ્તન મારફત તંદુરસ્ત બાળકને ચેપ લાગી શકે છે. જ્યારે આ તો ઉપદંશની ચાંદી પ્રત્યક્ષ સ્તન ઉપર પડયા પછી એ જગ્યાએ ધવડાવેલા બાળકને નિર્દોષ સ્ત્રીએ ધવડાવીને ચેપ પોતાના નીરોગી બાળકના શરીરમાં લાવી મૂકયો છે.'

આટલું વિવેચન અને ખુલાસો કર્યા પછી એ ભાઇએ બધા પત્રો અનુક્રમવાર વાંચી લીધા અને કેટલાક પ્રશ્નો સ્ત્રીને એમણે સગવટ સંબંધમાં પૂછયા. પછી એ ભાઇએ દવાખાનેથી વિદાય લેતા પહેલાં થોડીક વાર્તા જે કરી તે આ પ્રમાણે હતી :

'વૈદ્યરાજ, હું આપનો અંતઃકરણપૂર્વક જેટલો આભાર માનું તેટલો થોડો છે. મારા મનમાં હવે કોઈ શંકાને સ્થાન રહ્યું નથી અને આ મારી પવિત્ર સ્ત્રી પ્રત્યે મારી જે ખોટી માન્યતા બંધાયેલી હતી તે દૂર થઈ ગઈ છે. હવે હું પ્રથમની માફક બલકે તેથી પણ વધુ ઉમળકાથી

એને સ્વીકારું છું.' અને એણે બાજુમાં રમતા બાળકને ઉચકી લઇ તેના ભાલપ્રદેશ ઉપર પ્રેમથી ચુંબન કર્યું. તે વખતે બાઇની આંખમાંથી અશ્રુ ટપકતાં હતાં.

'બા અને બાળક'ના વાચકવૃન્દ! મારા અંગત અનુભવનો આ દાખલો જે તદ્દન સત્ય હકીકતથી ભરપૂર છે, તે આપને વિગતવાર કહી બતાવ્યો છે. માત્ર હરકોઇ મારી પાસે આવેલાં દરદીઓનાં નામઠામ આપવાં મને વાજબી લાગતાં નથી.

આ દાખલા ઉપરથી બાળકોને થતા સાંસારિક ઉપદંશ સંબંધમાં આપને કેટલોક ખ્યાલ આવી ગયો હશે. એટલે ઉપદંશ એવો ભયાનક અને ચેપી રોગ છે કે તે ક્યારે, ક્યાંથી અને કેમ આવી ચડ્યો તેની શોધ કરવામાં બડી મુશ્કેલી પડે છે. સમજવું જોઇએ કે કેટલીક વખત નીરોગી ધાત્રી (ધાવ)ને બાળક ઉપદંશ લગાડે છે અને કેટલીક વખત બાળક તેની ધાવ પાસેથી ઉપદંશ લઇ, એ રોગ માતાને પણ આપે છે. એટલે માતા પિતા તદ્દન રોગ રહિત હોવા છતાં પણ બાળકોમાં આવી રીતે બહારથી ઉપદંશ આવી જવાના અનેક દાખલાઓ બને છે.

માટે બધા રોગ કરતાં ઉપદંશ વિષે ખૂબ કાળજી સેવવાની જરૂર છે, અને જે પિતાને અથવા માતાને ઉપદંશ થયો હોય અથવા વર્ષો પહેલાં થઇ ગયો હોય તેમણે તો ખૂબ ખૂબ કાળજીપૂર્વક સંભાળ રાખીને સંતતિ ઉત્પન્ન કરવી અને બાળકનો જન્મ થયા પછી પણ તેની ખૂબ સંભાળ રાખવી. નહિ તો વંશપરંપરા આ વ્યાધિ અથવા આ વ્યાધિમાંથી રૂપાંતર થયેલા અન્ય વ્યાધિઓ આખા કુટુંબમાં અને કુટુંબવૃક્ષની ડાળે પાંખડે અને પાંદડે ફેલાય છે.

ઉપદંશની વ્યાખ્યા અને સ્વરૂપ સબંધમાં હું અહીં ચર્ચા કરીશ નહિ. કારણ કે તે માટે મારે ઘણાં પાનાં રોકવાં પડે અને નવેસરથી પ્રકરણો ભરવાં પડે. એટલે એનું સાદ્યંત જ્ઞાન–સ્વરૂપ, સંપ્રાપ્તિ અને

નિદાન જોવાની ઇચ્છા હોય તેમને મારૂં 'રજે વડેમાતા' પુસ્તક વાંચવાની ભલામણ કરૂં છું.

માત્ર બાળ ઉપદંશનાં થોડાંક લક્ષણો બતાવી તેના ઉપાયો હું આ સ્થળે બતાવીશ.

બાળ ઉપદંશથી પીડાતું બાળક જન્મથી અત્યંત દુબળું હોય છે. તેના હાથ–પગ સૂકા, મુડદાલ, ચામડી લાલાશ લેતી અને કરચલીવાળી હોય છે તથા તે ચામડી ઉપર વારંવાર ગુલાબી રંગની ફોલ્લીઓ થઇ આવી મટી જાય છે અને કયારેક એ ફોલ્લીઓ એકબીજાથી મળી જઈને ચાંદીનું સ્વરૂપ ધારણ કરી લે છે. ઘણું કરીને મુખ, નાસિકા, ગુપ્તભાગ, ગુદા, આદિ સ્થાનોમાં ખાસ ચાંદી પડે છે.

આવા બાળકને જે દાંત નિકળે છે તે ઢીલા, છૂટા અને ખોખરા નિકળે છે, જલદી દાંત નીકળીને જલદી પડી પણ જાય છે, અને પછીથી આવતા સ્થાયી દાંત ઘણા કમજોર અને બેડોળ આવે છે.

નખ ખરાબ થઇ જાય છે અને વિનાકારણ ઉતરી જઇ ત્યાં ગંદા અને ખડબચડા આવે છે.

નાકમાં હમેશાં સળેખમ જેવું આ બાળકને રહ્યા કરે છે અને દુર્ગંધયુક્ત લીંટ ચાલુ રહે છે.

નિતંબ ઉપર કાળા કાળા દાણા જણાઇ આવે છે. એ સુકાય છે ખરા, પણ કાળા ડાઘ રહે છે.

રોગનું આક્રમણ ભારી હોય છે તો, નાસિકાનું હાડકું બેસી જાય છે, આંખ ફરતો શોથ (સોજો) દેખાય છે અને ગુપ્તભાગ ઉપર ચાંદી પડે છે.

કેટલાંક બાળકો જન્મથી જ ઉપદંશયુક્ત હોવાને કારણે બહેરાં પણ હોય છે.

જુવાની આવતાં બાલ સફેદ થઇ જાય છે અને ઘણાં બાળકો પૂરી ઉમર ભોગવ્યા સિવાય આ સૃષ્ટિમાંથી વહેલી વિદાય લે છે.

ઉપદંશના દરેક વ્યાધિવાળાને માટે પારદ અને સોમલ એ બે વસ્તુ પરમ ઔષધ ગણાય છે. જો સ્ત્રીને ગર્ભ રહ્યો છે અને ઉપદંશયુક્ત પતિથી સ્ત્રીને પણ ઉપદંશ છે એવો ખ્યાલ પ્રથમથી આવે તો તેની ગર્ભાવસ્થામાં રસકર્પુર યુક્ત ઔષધનું સેવન યોગ્ય પ્રમાણમાં તથા યોગ્ય રૂપમાં કુશળ વૈદ્યના હાથે કરાવવું જોઇએ કે જેથી ગર્ભસ્થ બાળક ઉપર ઉપદંશ અસર કરે નહિ.

દૂધ ધાવતા બાળકને ઉપદંશ જણાય તો તેની માતાને ઔષધ આપવું કે જેથી દૂધ મારફત બાળકને પહોંચી શકે.

સોમલયુક્ત ઔષધ બાળકને આપવું નહિ જોઇએ.

પારદયુક્ત ઔષધ સમજી વિચારી, કુશળ ચિકિત્સક બાળકને આપી શકે છે, બાળકના શરીર ઉપર જણાતા ઉપદંશનાં ચાંદાં, ચાંદી, ફોડકા માટે નીચેનો મલમ ઘણો અસરકારક છે :

| | |
|---|---|
| મીણ તો. ૨ | મુર્દાશીંગ માસા ૩ |
| સિન્દુર તો. ૧ | રસકપુર માસા ૩ |
| કાથો તો. ૧ | ઘી. ૪ તોલા |

મીણ અને ઘીને ગરમ કરી ખરલમાં નાંખવું. બાકીની ચીજો બારીક બનાવી, ઘી સાથે ભેળવી, ત્રણ દિવસ ઘુંટી મલમ બનાવી તેનો ઉપયોગ કરવો.

* * *

# પ્રકરણ ૫૪મું

## કંઠમાળ—ગંડમાળ

બાળકોના કેટલાક વ્યાધિ તો એવા છે કે તેનું સાચું સ્વરૂપ સમજાતાં પહેલાં જ એ વ્યાધિ શરીરમાં સંપૂર્ણ જડ ઘાલી બેઠેલ હોય છે.

બહુધા બાળકોમાં અને વળી કેટલીક વખત મોટા માનવીઓમાં થતો વ્યાધિ કંઠમાળ જેનું બીજું નામ ગંડમાળ પણ કહેવાય છે તે એવા જ પ્રકારનો વ્યાધિ છે. અને નાનાં શિશુઓ તથા દોડતાં રમતાં બાળકોમાં ઘણાંને આ દરદ થાય છે. ડોકટરી મત પ્રમાણે આ વ્યાધિને 'સ્ક્રોફ્યુલોસિસ' કહે છે અને તેનું બીજું નામ "ટયુબર કયુલોસિસ ગ્લેંડઝ" પણ કહે છે, અથવા 'ટી. બી. ગ્લેંડઝ' કહીને ડૉકટર તેની ઓળખાણ આપે છે. એનો અર્થ આપણે ગુજરાતીમાં કરીએ તો 'ક્ષયગ્રન્થી' કહી શકાય. એટલે ડૉકટરી મત પ્રમાણે એવું માનવું છે કે આ નીકળતી ગાંઠોમાં ક્ષયનાં ટયુબર કયુલોસિસ જંતુ હોય છે. દેશી વૈદક મત પ્રમાણે આવા કોઈ જંતુ સબંધમાં સ્પષ્ટતા કરી નથી. પરંતુ આધુનિક એલોપથીને સામે રાખીને આયુર્વેદનો અભ્યાસ કરનારા વૈદ્યો પણ આ કંઠમાળને ક્ષયની ગાંઠ માનવા–મનાવવાનો આગ્રહ કરે છે, અને સૂચવે છે કે ઉપરથી નજીવો દેખાતો આ વ્યાધિ ઘણો ભયંકર છે; એ વ્યાધિ શરીરમાંનું સમગ્ર લોહી દૂષિત કરી નાંખીને દરદીની બહુ ખતરનાક હાલત કરી મૂકે છે.

વ્યાધિનું સ્વરૂપ એવું છે કે પ્રથમ ઘણું કરીને દરદીના ગળાની આસપાસ, કાનની નીચે, બગલમાં અથવા સાથળના મૂળમાં બોરના ઠળીઆ જેવડી ગાંઠો માલૂમ પડે છે. પ્રથમ એક, પછી તેનાથી થોડે છેટે બીજી, ત્રીજી, એમ ઘણું કરીને ગળાની બાજુમાં થાય છે અને જેમ ગળામાં માળા પહેરી હોય તેમાં અનુક્રમે મણકા રહે છે તેવી

રીતે આ ગાંઠો નીકળતી હોવાથી જ દેશી વૈદકે 'કંઠમાળ' નામ તેનું રાખેલું હોય એમ લાગે છે. પરંતુ આ જ જાતની ગાંઠો બગલમાં કે સાથળના મૂળમાં નીકળી હોય છે ત્યારે એ કંઠમાળ છે એમ માન-વાને કેટલાક ચિકિત્સકો તૈયાર હોતા નથી.

આ ગાંઠો નીકળે છે ત્યારે ખાસ દર્દ કરતી હોય તેમ જણાતું નથી અને કેટલીક તો દાબવા છતાં પણ દર્દ કરતી નથી; જ્યારે કેટલીક ગાંઠો આપોઆપ પાકીને ફૂટે છે, અને ફૂટેલી ગાંઠની જગ્યાએ વ્રણ થાય છે તથા પરૂ વહેવા લાગે છે. પણ સાધારણ પ્રકારના વ્રણની માફક આ કંઠ-માળમાંથી થયેલું વ્રણ જલદી રૂઝાતું નથી. બધી જ ગાંઠો આ પ્રમાણે ફુટતી નથી, પણ દિવસોદિવસ વધતી જાય છે અને મોટી થતી જાય છે. ચોક્કસ પ્રમાણમાં એ ગાંઠો મોટી થયા પછી દરદીને બીજી શારીરિક ઉપાધિઓ થવા માંડે છે. એક તો ઝીણો તાવ શરૂ થાય છે, અને તે તાવ લગભગ ક્ષયના તાવ જેવાં લક્ષણોવાળો, સાંજના વખતે આવતો તથા રાત્રિએ પરસેવો વળીને છૂટી જતો હોય, એમ ચઢઉતર નિયમિત થતો રહે છે. તેની સાથે થોડી ખાંસીની પણ શરૂઆત થાય છે અને દરદીનું લોહી તથા માંસ ઘટતું જતું જણાય છે. આવાં લક્ષણો ઉપરથી સહેજે 'ક્ષયગ્રન્થી' આ રોગને માનવાને વાંધો નથી લાગતો. કારણ કે ક્ષયની માફક જ આ વ્યાધિ માનવીના રક્ત, રસ, વીર્યનું શોષણ કરતો જણાયો છે.

અને જ્યારે આવી ગાંઠો શરૂ થયા પછી કેટલાક વખતે દરદી દુબળો થતો જતો, તાવ અને ખાંસીનો ત્રાસ ભોગવતો બને છે, ત્યારે પછી આખરે રહી રહીને એને વૈદ્ય કે ડૉકટરો પાસે ખેંચી જવામાં આવે છે. તે દરમ્યાન તો વ્યાધિએ પોતાનું સ્થાન સંપૂર્ણ રીતે દરદીના શરીરમાં જમાવી દીધેલું હોય છે.

કેટલીક વખત એવું પણ જોવામાં આવ્યું છે કે આ વ્યાધિ જણાયા પછી દરદીને કોઈ સરસ હવાફેરની તક મળી જાય અથવા

કોઇ પૌષ્ટિક તત્ત્વવાળો ખોરાક મળી ગયો તો વગર ઉપચારે આ વ્યાધિની ગ્રન્થીઓ આપોઆપ દેખાતી બંધ થઇ જાય છે; અને વળી એકાદ બે વરસ પછી દરદીને નબળા દુબળા થવાનો પ્રસંગ આવી ગયો યા કોઈ તાવ કે બીજી બિમારીથી દરદી અશક્તિવાળો થયો તો ફરી એ ગ્રન્થીઓ દેખાવ દે છે.

સ્ત્રીઓને આ ગ્રન્થીઓ શરૂ થયા પછી એ અવસ્થામાં તે જો સગર્ભા થઇ ગઇ તો બાળકનો પ્રસવ થયા પછી તેને આ ગ્રન્થીઓ બહુ જોર કરનારી બનીને તાત્કાલિક બધાં ક્ષયનાં ચિહ્નો શરૂ થાય છે અને તે એકદમ ઘેરાઇ જાય છે.

આ વ્યાધિનું શાસ્ત્રીય વર્ણન કરતાં આયુર્વેદશાસ્ત્રકારો જણાવે છે કે શરીરમાં દુષિત થયેલા મેદ અને કફથી ગળાની બાજુમાં રહેલી 'મન્યા' નામની શિરા ગળા તથા બગલમાં બોર અને આંબળાના જેવી ગાંઠો ઉત્પન્ન કરે તેને 'ગંડમાળા' જાણવી. આ ગંડમાળાના 'અપચી' જેવા બીજા કેટલાક ભેદો પણ બતાવ્યા છે અને પાર્શ્વશૂળ, જ્વર તથા કાસ સાથે થયેલા આ વ્યાધિને અસાધ્ય માનવાનું કહે છે.

કંઠમાળ રોગ વારસામાં પણ મળે છે. જે માતાપિતાને આ વ્યાધિ હોય તેનાં બાળકોને પણ કંઠમાળ થવાનો સંભવ છે, અથવા માતાપિતાને નહિ હોવા છતાં સ્વયંઉપાર્જીત એટલે બાળકોને સ્વતંત્ર રીતે પણ આ વ્યાધિ થાય છે.

જે માતાને કંઠમાળ અથવા ઉપદંશ હોય તેવી માતાનું ધાવણ ધાવવાથી પણ બાળકોને તે વખતે નહિ તો ત્યારપછીની બાળકઅવસ્થામાં કંઠમાળ થઇ આવે છે. અથવા આવો કોઇ દોષ શરીરના રક્તમાં સંચય થયેલો હોય અને તેવા બાળકનો ભેજવાળા ઘરમાં વસવાટ હોય, શરીરને પોષણ આપે તેવા દૂધ, ઘી અને ફળ ખાવાની ઉણપ હોય, સ્વાસ્થ્ય સચવાઇ રહે તેવા ખાદ્ય પદાર્થોનો અભાવ, માદક વસ્તુ (અફીણ, ભાંગ, દારૂ) ખાવાથી અથવા તેનું બંધારણ કરાવવાથી

અગર જે ઘરમાં શુદ્ધ વાયુ અને સૂર્યનાં કિરણો ન આવી શકતાં હોય તેવા ઘરમાં લાંબા વખત રહેવાનું, આવી જાતનાં કારણો મળવાથી શરીરમાં રહેલું દૂષિત વિષ કંઠમાળના રૂપમાં બહાર પડે છે.

જે બાળકો નાની અવસ્થાથી અથવા ગર્ભમાંથી જ કંઠમાળનું વિષ લઇ આવેલાં હોય છે તેવાં બાળકોની નાની અવસ્થામાં જ બુદ્ધિ તેજસ્વી લાગે છે, હોઠ અને નાસિકા પાતળાં લાગે છે, આંખો શ્યામતાવાળી તથા આંખની અંદરની પુતળીઓ (કીકી) ફેલાયેલી (સહજ મોટી) તથા મસ્તક મોટું છતાં રૂક્ષ (સફેદ) ફોતરીવાળું અને લૂખું અને માથાના બાલ ટુંકા તથા સીધા ઉભા રહેતા અને બરડ હોય છે. હાથની આંગળીઓ ટુંકી અને વાંકીચુંકી રહેતી જણાય છે. આવા બાળકની માંસપેશીઓ કોમળ અને પોચી હોય છે, ઉપરાંત બીજાં પણ કેટલાંક લક્ષણો આ વ્યાધિ શરૂ થતાં પહેલાં જણાય છે.

રાત્રિએ ઉંઘ આવતાં પહેલાં એક અથવા વધુ વખત સર્વાંગમાં બાળકને પરસેવો આવી જાય.

કાનનો પાક શરૂ થાય છે અને અનેક ઉપચારો કરવા છતાં મટતો નથી, પણ જારી રહે છે અને પરૂ વહ્યા કરે છે. તેની સાથે બાળક પીડા ભોગવતું હોય એમ જણાય છે.

ગળાની બાજુમાં 'મન્યા' નામની શિરામાં બહુ કાળજીપૂર્વક તપાસ કરવાથી ચણાના દાણા જેવી ઝીણી ગ્રન્થી જોવામાં આવે છે. બહુ વખતે તે બહાર ગ્રન્થીરૂપે આવે છે.

દાંત મેલા અને તેની અંદર કીટાણું હોય તેવા જણાવા લાગે છે.

ભૂખ મંદ પડી જાય છે અને દસ્ત સાફ આવતો નથી. હૃદયની ગતિ તેના માપ કરતાં વધુ સ્પંદન લેતી જણાય છે. શરદી અને ખાંસી વારંવાર આવા બાળકને થઇ આવે છે અને લાંબા વખત સુધી ચાલુ રહે છે.

આવાં અને આવી જાતનાં લક્ષણ જ્યારે બાળક અથવા શિશુ કે કુમારને જણાય અને જોવામાં આવે ત્યારે માતાપિતાની ફરજ છે કે તે બાળકની તુરત સંભાળ લેવાની શરૂઆત કરવી જોઇએ, કારણ કે વ્યાધિની શરૂઆતમાં તો તેનું નિદાન કે કલ્પના કરવી કઠણ પડે છે. શરૂઆતમાં કોઇ વ્યાધિનું સ્પષ્ટ સ્વરૂપ જણાતું નથી, બાળક ખેલવા–કૂદવામાં એવી કોઇ ફરિયાદ કરવા માટે નવરૂં પણ હોતું નથી અને સાધારણ રીતે વ્યાધિની શરૂઆતમાં બાળકનું શરીર કૃશ બનતું પણ નથી અને બાળક રમવા આડે ઉદ્દાસ રહેતું નથી. વળી સાંજનો પરસેવો એને ઉંઘમાં કોઇ ખલેલ પાડતો નથી. એટલે જ માતા પિતાએ બાળકના સ્વાસ્થ્ય સંબંધમાં બહુ સાવચેત રહેવાની જરૂર છે. નીતિશાસ્ત્ર કહે છે કેઃ

**प्रभाते च कृषिं पश्येन्मध्यान्हे गृहसम्पदः ।**
**सायान्हे वनिता पश्येत् पुत्रंपश्येत्तु सर्वदा ॥**

**ભાવાર્થ**–સવારે ખેતીવાડીની સંભાળ લેવી, બપોરે ઘરસંપત્તિની સંભાળ લેવી, સાયંકાળે સ્ત્રીની અથવા સ્ત્રીઓની સંભાળ લેવી, પણ સંતાનોની તો સર્વદા એટલે હમેશાં–હરઘડી, આખો ય વખત સંભાળ લેવી.

હવે આ વ્યાધિના ઉપચાર અને ઉપાય આપતાં પહેલાં મારે થોડીક અનુભવની વાત કહેવી છે. કંઠમાળને ‘ક્ષયગ્રન્થી’ નહિ માનવી એવો મારે કોઇ આગ્રહ રખાવવો નથી. એ ગ્રન્થીઓમાં ક્ષયનાં જંતુ છે કે નહિ તે પૂરવાર કરવાનું મારી પાસે અથવા દેશી વૈદ્યો પાસે કોઇ સાધન નથી. એટલે નિદાન સંબંધમાં ‘હુંસાતુંસી’ કરવાનું કારણ નથી. પરંતુ મને કંઠમાળનાં અને સ્વતંત્ર ક્ષયનાં સેંકડો દરદીઓના ઉપચાર અને ચિકિત્સા કરવાની અનેક વખત તક મળી છે; એટલે મારા અનુભવથી હું એમ જણાવી શકું છું કે કંઠમાળનાં દરદીઓને જો ચિકિત્સક ચોક્કસ ધ્યાનપૂર્વક હાથમાં લે તો એ દરદીઓ જરૂર

સારા થઇ શકે છે, બલકે સ્વતંત્ર ક્ષયના કેસોના જેટલી મુશ્કેલી અને વિમાસણ કંઠમાળમાં વેઠવી પડતી નથી. હા, એટલું જરૂર કહેવું પડશે કે દેશી વૈદકની પથ્યાપથ્યની બાબત માટે આ વ્યાધિમાં ખાસ ખબરદારી રાખવી પડે છે અને આ વ્યાધિવાળાના મળ અને બળની રક્ષા કરવાની પણ જરૂર જણાય છે.

કેટલાક કેસોમાં દરદીઓને બાર માસ સુધી ધીરજ રાખીને દવા લેવાનું કહેવા છતાં ચાર છ મહિનામાં જ તેઓ તદ્દન રોગમુક્ત થઇ ગયેલા, તેવા મારા દરદીઓની નોંધ છે. આ પ્રસંગ લખાય છે તે જ અરસામાં મારા અમદાવાદના દવાખાને બાવીસ વરસની બાઇનો કંઠમાળનો કેસ ચાલુ છે. માત્ર દોઢ મહિનાથી શરૂઆત કરી છે. એણે પ્રથમ ઈંજેકશન વગેરે ઠીક ઠીક ઉપચારો લીધા પછી અને એકાદ ગાંઠનું ઓપરેશન કરાવ્યા પછીની બાકી રહેલી લગભગ છ ગાંઠોવાળો આ કેસ શરૂ થયો છે. એને પણ છ કે બાર માસ સુધી ધીરજ રાખી ઉપચાર લેવાનું કહેવામાં આવેલું. છતાં દોઢ મહિનામાં જ એની ગાંઠો ઓગળી ગયેલી જણાય છે. કદાચ તે દરદીની શારીરિક 'રોગહરા શક્તિ'એ પણ દવાની સાથે ભળીને વહેલું સુંદર પરિણામ નિપજાવ્યું હોય.

આયુર્વેદ ચિકિત્સાની એક વિશિષ્ટતા આ વ્યાધિમાં એ જોવામાં આવી છે કે શરીર ઉપર નવી ગાંઠો નિકળતી બંધ કરી શકાય છે, ડોકટરો તો ગાંઠોનું ઓપરેશન કરીને છોડી દે છે અને બીજા બે મહિના વીતે નહિ ત્યાં વળી બીજી ગાંઠો થાય છે. હું માનું છું કે નવી નીકળતી ગાંઠો બંધ થવા માટે એમની પાસે કોઇ સચોટ હથિયાર નથી. આયુર્વેદમાં એ હથિયાર છે. એ હું આપને સંપૂર્ણપણે બતાવી દઇશ.

કંઠમાળના ઉપાયો આપતાં પહેલાં કંઠમાળનાં દરદીની સારવાર તથા આહાર વિહાર સંબંધમાં થોડીક સૂચનાઓ તેના વ્યાધિને અનુલક્ષીને આપવી વધુ હિતકર જણાય છે. તેની સાથે તેનો આહાર એટલે પથ્યાપથ્ય પ્રથમ જણાવીને પછી ઉપાય સૂચવીશ:

(૧) બાળકને આ વ્યાધિ જણાય એટલે એને ગભરાવવાની જરૂર નથી. તે સમવયસ્ક બાળકો સાથે ખેલે કૂદે એ રીતે તેને રમવા દેવું. પરંતુ એથી એને પરિશ્રમ પડે એટલી હદ સુધી રમવા ન દેવું જોઇએ; અને સૂર્યનો તાપ આવતો હોય તેવી જગ્યાએ, સૂર્યનાં કિરણો સીધાં શરીર ઉપર પડે તે રીતે સવારના દશ વાગતા સુધી અને સાંજના પાંચ પછી અરધો કલાક આવાં સૂર્યકિરણ લેવાથી શરીર ઉપર તેની સુંદર અસર થાય છે.

(૨) રાત્રે સૂવાની જગ્યા તદ્દન ભેજ વગરની અને વળી તે જગ્યાએ હવા સારી રીતે આવ–જા કરે તેવી પસંદ કરવી. બાળકને કદાપિ મોઢું ઢાંકીને સુવરાવવું નહિ, પણ મોઢું ખૂલ્લું રાખવું જરૂરી છે.

(૩) ખોરાક હલકો, જલદી પચે તેવો છતાં પૌષ્ટિક આપવો. ખાવાનો સમય અમુક ચોક્કસ રાખવો. આખો દિવસ જે તે બજારૂ ચીજો અને કાચું કોરું આપવું નહિ, નીરોગી ગાયનું દૂધ જેટલું બને તેટલું વધારે આપવું. જો લઇ શકે તો ગાયનું માખણ દરરોજ આપવું.

(૪) તાજાં ફળનો રસ, સક્કરજન, દ્રાક્ષ, સંતરાં, કેરી, કેળાં, મગફળી, મૂળા–આ ચીજો અનુકૂળતા પ્રમાણે માપસર આપવાથી લાભ થાય છે.

(૫) દરરોજ આ વ્યાધિવાળાને કમમાં કમ એક દસ્ત સાફ થવો જોઇએ. સવારમાં ઉઠીને દસ્ત જવાની ટેવ બાળકને પાડવી. નિયમસર અને સમયસર ખોરાક લેનાર બાળકને એક વખત દસ્ત પચીને આવે છે. અનિયમિત અને વારંવાર ખાનાર બાળકનાં દસ્તનું ઠેકાણું રહેતું નથી.

(૬) ઘરની સ્વચ્છતા રોગી ઉપર સુંદર પ્રભાવ પાડે છે. આંગણું દરરોજ વાળી ચોળી સાફ રાખ્યું હોય, મકાનની અંદર લીંપણ વારંવાર કરવામાં આવતું હોય, જાજરૂ અને ખાળ મોરી દરરોજ સાફ કરી અંદર ચુનાનું

પાણી કે ફીનાઇલ જેવા જંતુનાશક પદાર્થથી સ્વચ્છતા થતી હોય, ઘર-આંગણામાં કે ઘરની આજુબાજુ એંઠવાડ, કચરો કે ગંદી વસ્તુ નહિ નાંખવાની કે નહિ રાખવાની કાળજી રખાતી હોય, સવાર સાંજ અગરબત્તી કે ગુગળનો ધૂપ કરી હવાની સ્વચ્છતા લાવવામાં આવતી હોય અને મળી શકે તથા બને તેટલાં સાચાં સુંદર તાજાં પુષ્પો ઘરમાં આવે અને પુલદાની ઉપર ગોઠવાય, આ રીતની કાળજીથી દરેક રોગ ઓછા થાય છે અને કંઠમાળ જેવા રોગીનો રોગ મટાડવામાં તે આડકતરો સારો પ્રભાવ પાડે છે.

(૭) કંઠમાળવાળા દરદીને સમુદ્ર નજીક હોય તેવા સ્થળે મકાન હોય તે જગ્યાએ રાખવાથી સમુદ્રની હવા વધારે અનુકૂળ પડે છે. ત્રણ ચાર મહિના લાગઠ સમુદ્રકિનારે રહેવાથી શરીર ઉપર સરસ અસર થયેલી જણાય છે.

(૮) જૂના ભાત, મગની દાળ, જવ, ઘઉંની રોટલી, પૂરી, પરવર, કારેલાં, કાકડી, સરગવો, રીંગણાં, વગેરે શાકો આપી શકાય. રૂક્ષ, તીખાં તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા પદાર્થો આપવાની છૂટ છે, તુવેર, મસુર, અડદની દાળ વગેરે તદ્દન ઓછા પ્રમાણમાં, કોઈક વખત આપવી. આદુ, લસણ, બટાટા, ગાજર, વગેરે ચીજો ઓછા પ્રમાણમાં કોઇ વખત આપવા. દૂધ–માખણ પચે તે પ્રમાણે અને શરીરની શક્તિ પ્રમાણે આપી શકાય.

(૯) નવો ભાત, ભારે જમણ, દહીં, અડદ, મિષ્ટાન્ન, ઠંડાં પીણાં કે ઘણું ઠંડુ જળ, રખડપટ્ટી, રાત્રિનો ઉજાગરો, દિવસે સૂવાનું, મળ-મૂત્રના વેગને અટકાવવો, અજીર્ણ થાય એવું ભોજન કે ઉપરાઉપર ખોરાક લેવો, એ સઘળાનો નિષેધ છે. મોટી ઉમરનાં માનવીને કંઠમાળ થયો હોય તો બ્રહ્મચર્ય પાળવું ઘણું જરૂરી છે. ઉપરાંત ચણા કે ચણાની બનાવટ, હીંગ, દારૂ, માછલી અને ખાંડ આ પાંચ ચીજોની જો સખત પરેજી રાખવામાં આવે તો કંઠમાળ જલદી સારો થાય છે. ખાંડ એટલે ખાંડની બનતી સઘળી ચીજો અને પ્રત્યક્ષ ખાંડ એ

બંધ કરવું. થોડા પ્રમાણુમાં ખાંડની જગ્યાએ સારી જાતનો ગોળ વાપરવામાં વાંધો નથી.

**ઉપાય અને ઉપચાર**

કંઠમાળ માટે બે રીતે ઉપાય કરી શકાય છે: એક તો **સ્થાનિક** જગ્યાએ નીકળેલી ગાંઠો ગળી જાય અથવા પાકીને ફુટી જાય તે માટે ગાંઠ ઉપર લગાડવાનો લેપ, તેલ કે પટ્ટી અથવા મલમ. અને બીજી રીતે પેટની અંદર ખાવાની દવાઓ કે જે દવાઓ અંદર જઇને કંઠ-માળને લગતા બીજા ઉપદ્રવોને નાબૂદ કરે છે. એટલે પ્રથમ ગાંઠ ઉપર લગાવવાના બાહ્ય ઉપાયો બતાવું છું.

**ગળગંડારી તેલ**

ચણોઠીનાં મૂળ, ચણોઠીનાં પાન, સુખડનો ભૂકો, ગળો, લીંબડાનું પંચાંગ, કાળો હંસરાજ, દેવદાર, હરડે, કુષ્ટ, ભાંગરો—એ દરેક ચીજ દશ દશ તોલા લેવી અને કાંચનાર ઝાડની છાલ તો. ૩૦ લેવી. બધાંને ઓરકુટ ખાંડી નાંખી ચારગણા પાણીમાં ઉકાળવું. અરધું પાણી બળી ગયા પછી નીચે ઉતારી, હાથથી ખૂબ ચોળી, કપડાથી ગાળી નાંખવું અને તેની અંદર ૮૦ તોલા સરસીયું તેલ નાંખી, ફરી ચુલે ચઢાવી, પકાવવું. પાણીનો ભાગ બળી જઈ માત્ર તેલ રહે ત્યારે ફરી કપડેથી ગળી નાંખવું અને શીશી ભરી રાખવી.

આ તેલ કંઠમાળની ગાંઠ ઉપર ધીમા હાથે ઘસી શકાય અને ચોપડી શકાય છે. દરદીને સુવરાવી નાકનાં બન્ને નસકોરાંમાં બે ત્રણ ટીપાં દરરોજ નાંખવાં તથા ૦। તોલો દૂધની સાથે મેળવી દરદીને પીવા આપવું. એથી કંઠમાળ ઉપર સુંદર અસર કરે છે.

**કંઠમાળહર લેપ**

વખમો, અરકુરાની છાલ, કલગારી, કાંચનારની છાલ, અરણીનાં મૂળની છાલ, ગળોની ગાંઠ, ગરમાળાનો ગોળ, રાતી ચણોઠી, ઇંગોરી-યાનો ગર્ભ.

ઉપરની સઘળી વસ્તુ સરખા ભાગે લઇ, ખાંડી બારીક ચૂર્ણ કરી રાખવું. જરૂર જણાય ત્યારે એ ચૂર્ણ પત્થર ઉપર ગોમૂત્રમાં બારીક ચંદન જેવું વાટી, કંઠમાળની ગાંઠ ઉપર લેપ કરવો અને તે ચાલુ રાખવો. ગાંઠ ઓગળી જાય છે અથવા ફૂટીને બિગાડ બહાર નીકળી જાય છે. પછી રૂઝવવાના ઉપાય કરવા. આ લેપની માફક દેશી વૈદકનો દોષઘ્ન નામનો લેપ પણ કંઠમાળની ગાંઠ ઉપર લગાડી શકાય છે.

**મલમ**

લસણનાં ફોતરાં કાઢી નાંખેલી સાફ કળી તો. ૫ તથા વેસેલીન તો. ૪

પ્રથમ લસણની કળીને પત્થર ઉપર અથવા ખરલમાં એટલી બારીક પીસવી કે તેની અંદરથી તંતુ અથવા સખત ભાગ જણાતો બંધ થઇ મેંદાની માફક બની જાય અને પછી વેસેલાઇન મેળવી ખરલ કરી ડબ્બી ભરવી.

બરાબર ગાંઠ ઉપર આવી જાય તેટલી કપડાની પટ્ટી બનાવી, તેની ઉપર આ મલમ ચોપડી, એ પટ્ટી ગાંઠ ઉપર લગાડી દેવી. બાર કલાકે ફરી નવી લગાવવી અને પટ્ટી ખસી ન જાય તે માટે સાદા મીણના મલમની આડી પટ્ટી લાંબી બનાવીને ચોટાડવી.

આ મલમની પટ્ટી શરૂ કર્યા પછી આઠ દિવસ સુધી ખાસ અસર જણાતી નથી. પરંતુ ત્યારપછી ગાંઠ ધીમે ધીમે નરમ પડવા લાગી ઓછી થતી જાય છે અને વેરાવા લાગે છે. જો બે ત્રણ મહિના બરાબર આ પટ્ટી ચાલુ રાખવામાં આવે તો ગાંઠ તદ્દન વેરાઇને જગ્યા સાફ થઇ જાય છે. ઓપરેશન કરાવી ગાંઠ કઢાવવા તૈયાર થયેલા દરદીને સાધારણ જણાતો પરંતુ અનુભવમાં બહુ જ સુંદર નીકળેલો આ મલમ ઉપયોગમાં લેવાની ભલામણ કરીએ છીએ. જો કંઠમાળની તુરતમાં જ નીકળેલી ગાંઠો ઉપર આ મલમનો ઉપયોગ કરવામાં આવે છે તો ઘણો જલદી સુધારો થાય છે. માત્ર જે ગાંઠ પાક ઉપર ચડી હોય તેવી ગાંઠ ઉપર આ લેપ કામ કરતો નથી.

જ્યારે આવો રોગ ઘણાં નાનાં બાળકને હોય છે ત્યારે તેને આ પટ્ટી ચોડી શકાતી નથી. તેવાં બાળકોને માટે, અપામાર્ગ જેનું ગુજરાતી નામ અઘેડો અથવા અંઘાડી છે તેનું મૂળ લાવી સાફ કરી એક એક ઇંચના ટુકડા બનાવી તેની માળા બનાવી ગળામાં પહેરાવવી. એનાથી બચ્ચાંની કંઠમાળની ગાંઠો ઉપર સરસ અસર થાય છે અને બે ત્રણ મહિનાની અંદર ગાંઠો ગળી જાય છે.

કાચબાની પીઠને ગોમૂત્ર સાથે ઘસી કંઠમાળની ગાંઠો ઉપર લગાવવાથી પણ ગાંઠો ઓગળી જાય છે.

ગોરખમુંડીનાં પાનને ગોરખમુંડીના રસ સાથે વાટી લેપ બનાવી, કંઠમાળની ગાંઠો ઉપર દરરોજ લેપ કરવાથી કંઠમાળ ઓગળી જાય છે.

ઉપર પ્રમાણે કંઠમાળ અથવા ગંડમાળની ગાંઠોને ઓગાળી નાંખવાના ઉપાય બતાવ્યા છે. જેને જે સગવડતાથી મળી શકે તે ઉપાય શરૂ કરી બે ત્રણ મહિના ચાલુ રાખવાથી જ સારો લાભ થાય છે. આ વ્યાધિમાં માત્ર ચાર–છ દિવસમાં પરિણામ કે લાભ જોવો એ ઠીક નથી. માટે ધીરજ રાખી ઉપચાર કરવા. કેટલીક વખત ગાંઠ પાકી જાય છે અને આપમેળે ફુટી જાય છે તથા એવી રીતે રૂઝાઇ પણ જાય છે. પરંતુ કેટલાક દરદીને એ ગાંઠની જગ્યાએ નાડીવ્રણ જેવું બનીને થોડા પ્રમાણમાં રસી ચાલુ વહેતી રહે છે. એવા દરદીને ઉપર લગાવવા સાથે ખાવાની દવાઓ ચાલુ કરવામાં આવે અને ઉપરથી વ્રણને રૂઝવવા. જેવી સારવાર કરવામાં આવે તો વ્રણ જલદી રૂઝાઈ જાય છે. આ કંઠમાળ પાકીને ફુટેલી હોય તથા તેમાંથી રસી ચાલુ વહેતી હોય તો તેને રૂઝવવા માટે દેશી વૈદકનું 'પંચગુણ તેલ' સરસ કામ કરે છે. આ પંચગુણ તેલથી ડોકટરોએ ગાંઠનું ઓપરેશન કરી છોડી દીધેલા અને તે જગ્યાએ રસી વહેતા દરદીઓ પણ સારા થયા છે. એ પંચગુણ તેલ તૈયાર મળી શકશે. આ રીતે ઉપરની લગાવવાની દવાઓ બતાવી. હવે અંદર લેવાની–ખાવાની દવાઓ બતાવું છું.

**ક્વાથ**

બીલીનાં મૂળ, નગોડનાં પાન, ગરણીનાં મૂળ, કાંચનારની છાલ, વાયવરણો, ઇંદ્રામણાંનાં મૂળ, ગળો, હરડે, દેવદાર, આસંધ, ઉપલસરી, દર્ભનાં મૂળ, સુંઠ, પીંપર, મરી, વાવડીંગ, રાસના, એરંડાના મૂળ તથા તલવણી.

બધાં સરખે વજને લઈ, અધકચરાં ખાંડી, ડબો ભરી રાખવો. હમેશાં ૨ તોલા ભૂકીને ૪૦ તોલા પાણી સાથે ઉકાળી, તેમાંથી ૧૦ તોલા બાકી રહેતાં કપડે ગાળી, અરધું સવારે અને અરધું સાંજે દરદીને પાવું. આ સાથે આગળ બતાવેલો કાંચનાર ગુગળ આપવાથી ઓર વધુ લાભ કરે છે.

**અર્ક**

પુનર્નવા મૂળ (સાટોડી) શેર ૧, ગોરખમુંડી શેર ૧, વરૂણાની છાલ તો. ૨૦, કાંચનારની છાલ શેર ૨. બધી ચીજો અર્ધખોખરી ખાંડી તેની અંદર એક મણ પાણી નાંખી એક રાત્રિ પલાળી રાખવું. બીજા દિવસે ચૂલે ચઢાવીને ઉકાળવું. અરધું બળી જાય ત્યારપછી વગર ગાળે ભપકામાં ભરી [ વરાળયંત્ર ] પાંચશેર અર્ક ખેંચવો. દિવસમાં ત્રણ વખત નાના બાળકને ૦॥ તોલો અર્ક આપવો. કાંચનાર ગુગળની સાથે પણ આપી શકાય છે, સદ્ય લાભ કરનાર, લોહીની શુદ્ધિ કરનાર તથા કંઠમાળના વિષને નાબૂદ કરી નવી ગાંઠો નહિ નીકળવા દેનાર આ અર્ક ઘણું મજાનું કામ કરે છે.

**કાંચનાર ગુગળ**

કાંચનાર વૃક્ષની છાલ તો. ૪૦, ત્રિફળાં તો. ૨૪, સુંઠ તો. ૪, મરી તો. ૪, પીંપર તો. ૪, વરણાની છાલ તો. ૪, એલચી તો. ૧ તજ તો. ૧, તમાલપત્ર તો. ૧, શુદ્ધ ગુગળ તો. ૮૩.

ગુગળ સિવાયની બીજી ચીજોનું બારીક ચૂર્ણ કરવું અને ગુગળને ૧ રાત્રિ પાણીમાં પલાળી રાખી બીજે દિવસે ઉકાળવો, શીરા જેવું

થઈ જાય એટલે બીજી દવાઓ મેળવી, ખૂબ કુસણી અથવા ટીપીને ઘીનો હાથ કરી ચણીબોર જેવડી ગોળી બનાવી, સૂર્યના તાપમાં સુક-વીને બરણી અથવા બાટલામાં ભરવી.

નાનાં બચ્ચાંને એક ગોળી સવાર સાંજ, મોટાને બબ્બે ગોળી સવાર–બપોર–સાંજ ઉપર બતાવેલા કવાથ અથવા અર્કની સાથે શરૂ કરવી. બે, ત્રણ કે છ મહિના સુધી લાગઠ આપવી. કેટલાક દરદીઓને એક વર્ષ સુધી પણ આપવી પડે છે. પરંતુ અમે જોયું છે અને અમારો પૂર્ણ અનુભવ છે કે આ અર્ક તથા ગોળી લેનાર તથા પરેજી પાળનાર, શ્રદ્ધા અને ધીરજથી લાંબા વખત સુધી દવાનું સેવન કરનાર દરદીના કંઠમાળ જેવા ચીકણા તથા દાકતરો જેને ટી. બી. ગ્લેંડઝ માને છે તેવા વ્યાધિ તદ્દન નિર્મૂળ થઇ જાય છે અને ફરી જીંદગીમાં થતા નથી.

કંઠમાળનાં દરદીને તાવ, ખાંસી, નબળાઇ અને લોહી ઘટવા જેવા બીજા ઉપદ્રવો જણાય છે, તે વખતે ઉપરની દવા ચાલતી હોય તે સાથે ગળોસત્ત્વ, સુવર્ણ વસંતમાલતી, અભ્રક ભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ, મંડુર ભસ્મ, પ્રવાલ ભસ્મ, સુકતી ભસ્મ, અકીક ભસ્મ, ગળો ઘનની શંશમની, શિતોપલાદિ ચૂર્ણ, તાલીસાદી ચૂર્ણ અને ચ્યવનપ્રાશ અવલેહ જેવી દવાઓ એક બે અથવા વધુ મિશ્રણ કરી, દરદીની સ્થિતિ, સમય અને અવસ્થા અનુસાર યોજના કર-વામાં આવે છે તો બીજા ઉપદ્રવો નાશ પામી શરીર શુદ્ધ બને છે, લોહ, કેલસ્યમ, સોનું, મોતી, આવા પદાર્થો અને રકત શુદ્ધ કરનાર પદાર્થોની, હરકોઇ ચિકિત્સક શાસ્ત્રઅનુસાર તથા પોતાની બુદ્ધિ અને અનુભવ અનુસાર યોજના કરી, કંઠમાળના વ્યાધિને જરૂર જીતી શકે એવો અમારો મત છે.

* * *

# પ્રકરણ ૫૫ મું

## શીતળા–અછબડા વગેરે

### શીતળા સંબંધી ટુંકો ઇતિહાસ:

અમુક સમયને અંતરે શીતળાનો પવન નીકળે છે. એવું અનુમાન સાંભળ્યું છે કે છ વરસે સામાન્ય જોરમાં અને દર એકસઠ વરસે અસામાન્ય જોરમાં સાર્વત્રિક રૂપે શીતળા ફાટી નીકળે છે. દુનિયામાં એવા ઘણા થોડા પ્રદેશો છે કે જ્યાં આ રોગનો પ્રચાર નહિ થયો હોય. ચીન અને હિંદુસ્તાનમાં આ રોગ ઇસ્વી સન પહેલાંથી જાણીતો હતો. શીતળા, ઓરી, અછબડા આ બધા એક જ રોગનાં જુદાં જુદાં સ્વરૂપ છે. આ બધા રોગ ચેપી છે. સુશ્રુતમાં–શીતળાનું મસૂરિકાના નામથી વર્ણન આપ્યું છે. એ પછીના ગ્રંથોમાં મસૂરિકાના ભેદો વગેરેનું વર્ણન મળી આવે છે. એની ટુંકી નોંધ આગળ કરવામાં આવશે. એ વાંચતાં સ્પષ્ટ જણાઈ આવશે કે મસૂરિકા રોગના પ્રકારોમાં આ ત્રણે રોગનો સમાવેશ પ્રાચીન જમાનાના વૈદ્યો કરતા હતા. હિન્દુસ્તાનમાં આ રોગો લાંબો વખત રહ્યા પછી એનો પ્રચાર પશ્ચિમ તરફ થયો. આપણે જાણીએ છીએ કે પ્રાચીન કાળમાં પશ્ચિમના દેશો સાથે હિન્દનો વ્યાપાર ઇરાની અખાતને માર્ગે હતો. આ જ માર્ગે એ દેશો તરફ આ ચેપ ફેલાયો. નવમા સૈકાના રેઝીઝ નામના અરબસ્તાનની પ્રખ્યાત હકીમે બળીઆ (શીતળા)નું વિગતવાર વર્ણન આપ્યું છે. પશ્ચિમ તરફ ધસી ગયેલા વિજયી મુસ્લીમ સૈન્યો આ રોગોને પણ સાથે લઇ ગયા. ઇરાન, સીરીયા, ઇજીપ્ત, સ્પેન વગેરે દેશો એ રોગના સપાટામાં આવ્યા. એમ ઉત્તરોત્તર આ રોગ અમેરિકા સુધી પહોંચ્યો.

સાધારણ રીતે આ રોગોની જન્મભૂમિ એશિયા ખંડ ગણાય છે. યુરોપ, આફ્રિકા અને અમેરિકા સુધી આ રોગોએ ફેલાવો કર્યો. પ્રથમ તો પૂર્વ તેમ જ પશ્ચિમની પ્રજાઓએ તેને દૈવકોપની નિશાનીઓ તરીકે ગણી લીધો. મંત્રો અને પ્રાર્થના વડે એની સામે રક્ષણ મેળ-

ચવા પ્રયત્ન આદર્યો. સ્કંધપુરાણમાં શીતળાદેવીનો મહિમા ગાયો. સત્તરમા સૈકામાં ઓરી અને બળીઆ આ બન્ને રોગો જુદા જુદા છે એમ સમજાયું. અઢારમા સૈકામાં બળીઆ સામે રસી વડે રક્ષણ મેળવવાનો ઉપાય સૂઝ્યો. આધુનિક જમાનામાં હવે આ ત્રણે રોગોનાં લક્ષણો બરાબર સમજાયાં છે, પરંતુ તે રોગોનાં ઉત્પાદક જંતુઓ હજી સૂક્ષ્મયંત્રમાં પૂરાં ઝડપાયાં નથી. જો કે એ દિશામાં હજી પ્રયાસ તો ચાલુ જ છે.

## પ્રાચીન શાસ્ત્રોનું મંતવ્ય

શીતળા ક્ષુદ્ર રોગ નથી પરંતુ મહા ભયંકર રોગ છે અને આ દેશમાં ઘણા વખતથી વારંવાર પૂર જોશથી ફાટી નીકળે છે એ વાત સાચી છે, પણ આયુર્વેદાચાર્યો ક્ષુદ્ર રોગના વર્ગમાં હલકા સાધારણ રોગોને જ ગણે છે એવો નિયમ નથી. સુશ્રુતે ક્ષુદ્ર રોગમાં મસૂરિકા નામનો એક રોગ કહ્યો છે તે જ હાલનો શીતળા (Small Pox).

તેનાં લક્ષણો—જે રોગમાં બળતરા, તાવ અને પીડાવાળા પીળાશ સાથે લાલ ફોડલા શરીર ઉપર, મોઢા ઉપર અને મોઢાની અંદર નીકળે તેને મસૂરિકા કહે છે.

આયુર્વેદીય વિદ્વાનો 'મસૂરિકા'ને ઘણા વખતથી શીતળા ગણે છે. મસૂરિકાનો શબ્દાર્થ પણ મસુર જેવા દાણા શરીર ઉપર ફુટી નીકળે છે તે મસૂરિકા—એ પ્રમાણે થાય. અંગ્રેજી સ્મોલ પોક્સ શબ્દનો પણ જેમાં નાના ફોડલા નીકળે તે રોગ એવો અર્થ થાય છે. માધવનિદાનમાં શીતળા સંબંધી કાંઇક વિશેષ કહ્યું છે. મસુરિકાનું નિદાન માધવે આપ્યું છે. તેમાં તીખા, ખાટા, ખારા અને ક્ષારવાળા પદાર્થો ખાવા, તથા અધ્યશન વગેરે સામાન્ય કારણો તો આપ્યાં જ છે; પણ બગડેલા પવન અને પાણીથી તથા ક્રૂર ગ્રહોની નજરથી ફાટી નીકળતા રોગો પવન અને પાણી બગડવાથી થાય છે એમ પ્રાચીન આયુર્વેદાચાર્યોએ માન્યું છે અને તે આધુનિક વૈજ્ઞાનિક દષ્ટિએ ખોટું

જાણુ નથી. ભાવપ્રકાશમાં શીતળા સંબંધી હકીકત મળી આવે છે. એક પછી એક એમ શીતળા સંબંધી વિશેષ શોધખોળ થતી જાય છે.

## શીતળા એ ચેપી રોગ છે :

જેવી રીતે પ્લેગ અને કોલેરા પણ અચાનક ફાટી નીકળે છે અને તેનું કારણ એક પ્રકારની ઝેરી હવા અને જંતુઓ છે તેમ આ રોગ એકબીજાના ચેપથી વધારે ફેલાય છે. કારણ કે દુનિયાના ઘણા ભાગો સેંકડો વર્ષ સુધી આ રોગથી મુક્ત રહેલા જણાય છે. પરન્તુ એક વાર ચેપદ્વારા તેનો ત્યાં પ્રવેશ થયા પછી ત્યાંના દેશે-દેશમાં એ એટલો તો જોરથી ફેલાય છે કે દેશોના દેશો ઉજ્જડ થઇ ગયેલા છે. બીજા રોગની માફક આ રોગ પણ પહેલાં નીચી જાતનાં પ્રાણીઓને લાગુ પડયો હતો અને તેમની સાથેના સહવાસને અંગે ચેપથી માણસોમાં ફેલાયો. આ પ્રમાણેનું મી. એટકીન્સનું કહેવું છે. મી. વોટસન એમ કહે છે: કે આ રોગના જેવો ચેપી રોગ બીજો કોઇ છે જ નહિ અને ગમે તે કાળે ગમે તેટલે દૂર તેનો ચેપ ચાલે છે અને તે ફેલાય છે. જ્યારે વાસ આવવાથી રોગ જણાય છે ત્યારે ચેપ લાગવાનો વધારે ભય રહે છે. એટલું જ નહિ પણ રોગ લાગુ પડે છે ત્યારથી દરદીના શ્વાસપ્રશ્વાસથી તેની આસપાસની હવા ઝેરી થઇ જાય છે અને તેનો ચેપ લાગવાનો સંભવ રહે છે. આ રોગ લાગુ પડયા પછી તેને શાન્ત કરવાના ઉપાય એટલે નાબૂદ કરવાના ઇલાજ અમારા માનવા પ્રમાણે નથી. પરંતુ આ રોગ લાગુ પડે નહિ તેને માટે અનેક ઉપાયો અને શોધો થએલી છે, અને તેનું સારૂં પરિણામ આવ્યાનું નોંધાયલું છે.

## કૃત્રિમ શીળી

તેમાં પ્રથમ રીત એ કૃત્રિમ શીળી દ્વારા શરીરમાં રોગ દાખલ કરવાની પ્રથા છે. કારણ કે આ રોગની એક એવી ખાસીયત છે કે તે એક વખત એક માણસને લાગુ પડયા પછી આખી જીંદગીમાં

તેને ફરી લાગુ પડતો નથી. પછી ભલે તે ગમે તેટલો શીળી લાગુ થયેલા દર્દીના સહવાસમાં આવે, છતાં આ રોગનાં એને જંતુઓ અસર કરી શકતાં નથી. આ વાતની ખબર ગો–શીતળાની રસીની શોધ થઇ નહોતી ત્યારે સૈકાઓ પહેલાં થયેલી હતી એમ સાબિત થાય છે. તે સમયે હિંદુસ્તાનમાં રબારી, ભરવાડ લોકો જેને શીળી નીકળ્યાં હોય તેનાં પાકી ગએલાં ભીંગડાં લઇ વાંસની ભુંગળીમાં પુંધરી રાખતા અને બીજા સાજા અને તંદુરસ્ત માણસના બાવડા ઉપર સોય વતી ટોચા કરી ઉપર આ ભીંગડાં બાંધતા. એથી તે જગ્યાએ શીળી જેવા ફોડલા ભરાઇ કરમાઇ જતા અને તેને શીળી નીકળવાના ભયથી રહિત ગણતા. આજે પણ કેટલીક જગ્યાએ શીળી આવેલ બાળકનું અંગરખું પાણીમાં પલાળી બીજા તંદુરસ્ત બાળકને પાવાની પ્રથા જોવામાં આવે છે. આ બધા રીવાજો ફક્ત એક જ ધ્યેય ઉપર ખેંચી જાય છે કે જો કોઇ પણ રીતે એક માણુસના શરીરમાં શીળી ઉત્પન્ન થાય તો તે ફરીથી તે બલામાંથી મુક્ત થયો, અને આ પ્રથામાંથી જ વેકસીનેશન મૂકવાની શોધ થઇ છે.

## વેકસીનેશન-શીતળાની રસીની શોધ

શીતળા માટેની રસીની શોધ કરવાનું માન તો ડો. જેનરને જ ઘટે છે. એક વખતે ડો. જેનર એક ગાંધીની દુકાને બેઠા હતા ત્યાં એક બાઇ કંઇ દવા લેવા માટે આવી. તે બાઇ જાતની ગોવાલણ હતી. કાંઇ વાતચીત ઉપરથી દાકતરે એ બાઇને એવો પ્રશ્ન કર્યો કે ‘તને શીળી નીકળી છે કે કેમ?’ બાઇએ જવાબ આપ્યો કે ‘મને શીળી નીકળી નથી અને નીકળવાની પણ નથી.’ તેનું કારણ પૂછતાં બાઇએ કહ્યું કે ‘શીળી નીકળેલ એક ગાયનો મને ચેપ લાગવાથી મારા હાથે ફોડલા થયા હતા. તેથી હવે મને શીળી નીકળશે નહિ. અને આ પ્રમાણે ચેપ લાગીને હાથ પાકી આવ્યા પછી અમારા ગોવાળ લોકોમાં ઘણાને શીળી નીકળતી નથી. દૂધ કાઢતાં ગાયના આંચળની આસપાસના નાના શીળીના ફોડલાનો ચેપ લાગે છે.’

દાકતર જેનરને આ વાત અજાયબીભરી લાગી અને તે વિષે ગોવાળ લોકોમાં વિશેષ તપાસ કરવાથી તેની ખાતરી થઇ. આ ઉપ-રથી તેણે અનુમાન બાંધ્યું કે એ જ રીતે આ ગોશીતળાનો ચેપ શસ્ત્ર વડે જો બીજા માણસને લગાડવામાં આવે અને તેથી તેને ફોડલા થાય તો પછી તેને પણ શીળી નીકળવી જોઇએ નહિ. આ અનુ-માન ઉપરથી પાકી અજમાયશ કરવાનો તેણે નિશ્ચિય કર્યો અને ત્યારથી તે કામના ઉદ્યોગમાં તે મંડયો, ગાયની શીળીનો ચેપ લઇ, ગરીબ માબાપોને પૈસાની લાલચ આપી, તેમનાં છોકરાંઓને ચેપ લગાડવાનું કામ શરૂ કર્યું. પૈસાની આશા વિના પોતાના છોકરાને શસ્ત્ર લગાડવા કોણ દે ? આ પ્રમાણે શ્રમ તથા ખર્ચ કરીને દાક્તર જેનરે દસ બાર વર્ષમાં હજારો છોકરાઓને એ ચેપ લગાડયો અને તેમને તેટલી મુદતમાં સ્વાભાવિક શીળી પણ આવી નહિ, ત્યારે દાક્તરે પોતાની શોધ ઇ. સ. ૧૭૯૬ માં બહાર પાડી. આ બીના ઉપર સરકારે ધ્યાન આપ્યું તથા ત્યારપછી આજ સુધીમાં લાખો માણસોનો આ ગૌશીતળાના ઉપાયથી શીળી જેવા ભયંકર અને દુઃખદાયક રોગમાંથી બચાવ થયો અને થાય છે. ઇંગ્લાંડની અંદર સખ્ત કાયદો છે કે બાળક જન્મ્યા પછી તેનાં માબાપ તેને અમુક મુદતમાં ગૌશીતળા ન કઢાવે તો તેમને કાયદા પ્રમાણે શિક્ષા કર-વામાં આવે છે. આપણા હિંદુસ્તાનમાં આવો કડક કાયદો નથી એ દિલગીર થવા જેવું છે. અમુક વરસ પહેલાં જ્યારે શીળીના મરજથી મુંબઇમાં ઘણાં બાળકોનો નાશ થયો હતો તે ઉપરથી મુંબઇ સરકારે ફક્ત મુંબઇ શહેરને માટે કાયદો પસાર કરી ત્યાં રહેનારા લોકોને પોતાનાં બાળકોને ગૌશીતળા કઢાવવાની કાયદેસર ફરજ પાડી. તેવી રીતનો કરાચીમાં પણ કાયદો થયો છે. આવો ફરજીયાત કાયદો આખા હિંદુસ્તાનમાં થવાની જરૂર છે. ગૌશીતળાની રસી મૂકવાનું કાર્ય તો આખા હિંદુસ્તાનમાં ચાલે છે. જ્યારે પહેલવહેલાં સરકારે આ કામ શરૂ કર્યું ત્યારે લોકોના વહેમથી તેમાં મોટી અડચણ પડતી. પણ

સરકારની સખ્ત નજરથી તેમજ લોકોને તેના ખરા ફાયદાની જાણ થવાથી દિવસે દિવસે એ અડચણ દૂર થઇ છે.

## શીળી

શીળી મુકવાની આ રીતની પ્રથમ શોધ થઈ અને તે અમલમાં મુકાઇ. જેમ કે એક બાળકમાંથી ચેપ લઈને બીજા બાળકને મુકવામાં આવતો. એથી સાધારણ રીતે તો કોઈ જાતનું નુકસાન જણાતું નહિ. પરંતુ જે છોકરાનો ચેપ લીધો હોય તે છોકરાના વંશમાં પેઢી દર પેઢી ઉતરતા રોગો જેના શરીરમાં તે ચેપ મૂકયો હોય તે બાળકના શરીરમાં પ્રવેશ કરી તેના વંશમાં દાખલ થતા જોવામાં આવ્યા. દાખલા તરીકે—એક પિતાને પ્રમેહ યા ટાંકીનો રોગ થયો હોય અને તે રોગ સારો થઇ ગયા પછી તેના વીર્યથી બાળક ઉત્પન્ન થાય તો તે બાળકને બાપના પ્રમેહને લઇને પેશાબની સાથે ધાતુ પડવાનો રોગ થવાનો અથવા તેના પેશાબમાં પથરી બંધાવાનો કે પેશાબમાં રેતી પડવાનો રોગ થવાનો જ; અને ટાંકી ફિરંગ રોગ થઇ ગયા પછી તે સારી થઇ ગઇ હોય અને તે પછી બાળક થાય તો તેને બદ અથવા રાંઝણવાયુ ( પાંગળાંપણું ), કમ્પવાયુ કે અર્ધાંગવાયુ થવાનો. એવા બાળકના પિતાની તપાસ કરતાં તેને પ્રમેહ કે ટાંકીનો રોગ થયો નથી એમ સાબિત થાય તો તેની માતાએ બીજાના વીર્યથી એ બાળક ઉત્પન્ન કરેલું છે એમ કહી શકાય. પણ તેની તપાસમાં પણ તે સ્ત્રી પતિવ્રતા નીવડે તો તે રોગ કયાંથી આવ્યો તે તપાસ કરવાની સ્વાભાવિક રીતે ફરજ પડે. તેવી તપાસને અંતે સાબિત થયું કે જે બાળકનો ચેપ લઇ આ બાળકને શીતળા કઢાવ્યા હતા તે બાળકનાં માતા-પિતાને આ રોગ થયેલો અને તેના ચેપદ્વારા રોગનો આ છોકરામાં આવિર્ભાવ થયેલો. એ બાબત સાંભળવા મુજબ ઘણાં વર્ષો ઉપર એક ઇંગ્લાંડના છાપામાં છપાયેલી અને એ પછી તે બાબત ગુજરાતના છાપામાં છપાયેલી પણ મારા વાંચવામાં આવેલી. એમાં એમ પણ જણાવેલું કે ઇંગ્લાંડમાં એક લીબરલ સ્ત્રી પોતાના બાળકને શીતળા કઢાવવા

ગઇ. તેના બાળકના શરીરમાં એક કોન્ઝરવેટીવ બાળકનો ચેપ મૂકવાનો દાકતરે વિચાર કર્યો. તે વખતે માતાએ વાંધો ઉઠાવ્યો કે 'મારા છોકરાના શરીરમાં હું કોન્ઝરવેટીવનું લોહી દાખલ નહિ કરવા દઉં !'

તે ઉપરથી અમારા અનુમાનને વધારે પુષ્ટિ મળે છે કે અમારા દેશમાં દિન પ્રતિદિન ઉચ્ચ વર્ણની ગણાતી કોમમાં આહાર, વિહાર ને સ્વભાવ અનાયાસે નીચ વર્ણના જેવા થતા જાય છે અને પ્રજાનું આત્મબળ તથા શ્રદ્ધાબળ ઘટતું જાય છે, તેનું ખરૂં કારણ આ શીતળાનો ચેપ છે. કારણ કે કોઈ પણ બાળકનો ચેપ લઇ બીજા બાળકને મૂકવા દેવાને ઉંચ વર્ણના લોકો રાજી હોતા નથી. તેથી વેકસીનેટરો ઉતરતી વર્ણના બાળકની માતાને અમુક પૈસા આપી અથવા ધાસ્તી બતાવી, તેના બાળક પૈકી જે બાળક સશક્ત અને ઉપરથી નીરોગી જણાતું હોય તેનો ચેપ લઈ ઉંચા વર્ણના બાળકને મૂકતા હતા. તેનું પરિણામ એવું પણ આવતું હતું કે તે બાળકના પેઢી દર પેઢી ઉતરતા રોગો જેવા કે–હરસ–કુષ્ટ–ક્ષય–દમ–ગુલ્મ–પ્રમેહ, ટાંકી વગેરે તે રસી મુકાવનાર બાળકના શરીરમાં દાખલ થતા અને જો તેવા રોગવાળું તે બાળક ના હોય તો પેઢી દર પેઢી ઉતરતાં દુર્વ્યસનો જેમ કે—અભક્ષ્યાભક્ષ્ય કરવાની ટેવ અને અધર્મની વૃત્તિઓ તો જરૂર દાખલ થતાં જ. તેનો પ્રત્યક્ષ પુરાવો વર્તમાન કાળની પ્રજાનું વર્તન છે.

પરંતુ પ્રજાની ઝુંબેશથી આ વાત સરકારના ધ્યાનમાં ઉતરી. તેથી એકનો ચેપ લઇ બીજાને મૂકવાની રીત બંધ કરવામાં આવી, ખર્ચનો બોજો ઉપાડી દર વરસે લાખો બાળકોને માટે ગૌશીતળાનો ચેપ કાચની ટયુબમાં ભરીને વેકસીનેટરોને જોઇતા પ્રમાણમાં પૂરો પાડવાનું ભગીરથ કાર્ય પોતાના માથે લઇ બાળકોમાં થતું સ્વભાવનું સંકરત્વ તથા જાતિનું સંકરત્વ અટકાવ્યું અને એ પ્રમાણે ગૌશીતળાનું કામ કર્યા પછીના વર્ષોમાં આ વ્યાધિનું પ્રમાણ બહુ જ ઓછું થયું. અર્થાત્ બળીઆના રોગથી નીપજતા મરણના પ્રમાણમાં દેખીતો ઘટાડો થયેલો છે.

ઈંગ્લીશ વેક્સીનેશન રીપોર્ટમાં ટંકાવેલા દાણાના પ્રમાણમાં બળીઆ (શીતળા)નું મૃત્યુપ્રમાણ નીચે મુજબ આપવામાં આવ્યું છે:

કુલ ૪૭૫૪ બળીઆના કેસોમાં મૃત્યુપ્રમાણ :—

| | |
|---|---|
| એક દાણાવાળામાં— | ૭.૬ ટકા |
| બે દાણાવાળામાં— | ૭ ટકા |
| ત્રણ દાણાવાળામાં— | ૪.૨ ટકા |
| ચાર દાણાવાળામાં— | ૨.૪ ટકા |

એટલું તો ખાસ કરીને ધ્યાનમાં રાખવું જોઇએ કે ગૌશીતળા જેવા ચેપી અને નાશકારક રોગ સામે રક્ષણ કરનારી અસર માણસ જેમ જેમ ઉમરે વધતો જાય તેમ તેમ ઘટે છે. માટે પુખ્ત ઉમરે પહોંચ્યા પછી પણ ફરીને શીળી કઢાવવી જોઇએ. આ વાતને નહિ સમજનારા એવું કહે છે કે ગૌશીતળા કઢાવવા છતાં શીળી કેમ નીકળે છે? તેઓને જવાબમાં એમ કહેવું જોઇએ કે ગૌશીતળા કઢાવ્યા હોય અને તે બરાબર ઉઠયા હોય તો પછીનાં દશ વરસ સુધી શીળી કઢાવનારને શીળી નીકળતા નથી અને કદાચ અપવાદરૂપે સેંકડે પ ટકા નીકળે છે, તો તે બહુ જ ઓછા અને કોઈ પણ જાતની ઉપાધિ રહિત હોય છે. માટે પોતાનું હિત ચાહનાર દરેક પ્રજાએ આવો મરજ ચાલતો હોય ત્યારે તો ખાસ કરીને વેક્સીનેટર પાસે જઇ, નાના અને મોટી ઉમરના દરેક મનુષ્યોએ શીળી ટંકાવી લેવા જોઇએ. શીળી મૂકાવવા વિરૂદ્ધ એન્ટીવેકસીનેશન નામની કેટલીક મંડળીઓ સ્થપાયલી છે અને શીળીની રસી વિરૂદ્ધ કેટલીક હીલચાલ કરે છે. ભલે તેમના મત પ્રમાણે શીળીથી લાભ નહિ જણાતો હોય, પરંતુ અમને તો તેનો પ્રત્યક્ષ લાભ જણાયાથી ગૌશીતળા છૂટથી કઢાવવા જાહેર પ્રજાને અભિપ્રાય આપીએ છીએ.

## શીતળા સંબંધી લોકોની માન્યતાઓ

આપણા દેશમાં શીળી, શીતળા, સૈયડકાકા, માતા, દેવકાકા, બળીઆ, ઇત્યાદિ નામો દેશી રૂઢીને લઇને જુદાં જુદાં હોય છે. આ વ્યાધિ ભયંકર હોવા છતાં કોઇ પણ જાતનો ઔષધોપચાર કરવામાં આવતો નથી. અને ઔષધો સંતોષકારક રીતે કામ આપતાં નથી. તેથી જ ઘણા સમયથી આ વ્યાધિને દેવનું સ્વરૂપ માની બાધાઓ માનવાનો રીવાજ પડી ગયો છે. જ્યારે ઘરમાં શીતળા આવ્યાં હોય ત્યારે શીતળા સિવાય બીજા કોઇ દેવનું પૂજન થતું નથી. ઘરમાં મિત્ર કે અતિથિ આવે તો તેને આવો–આવજો–વગેરે શબ્દોથી સત્કાર થતો નથી. પુરૂષ વર્ગથી હજામત કરાવાતી નથી તેમ કપડાં પણ ધોવાતાં નથી. કોઇ રજસ્વળા સ્ત્રીનો પડછાયો પણ લઇ શકાય નહિ. આ બાધાઓ તો સાધારણ, પરંતુ ઉપદ્રવને અંગે વળી ખાસ બાધાઓ રખાય છે. જેમ કે ખાંસી ઉપડે તો ખેળ ચઢાવવાની, આંકડી ઉપડે તો રૂપાની આંકડી ચઢાવવાની, હાથ પગ રહી જાય તો સમડીનો હાથ પગ ચઢાવે છે. આંખ ઉઘડતી ના હોય તો રૂપાંની આંખ ચઢાવવાનું માને છે. આટઆટલી બાધાઓ માનવા છતાં શીતળાદેવી પ્રસન્ન નહિ થાય તો માથા ઉપર બળતી સગડી રાખવાની સાતમને દિવસે સાત ઘેર માગી ખાવાની અને આખરે નરક ભરેલું ખાસડું મોઢામાં ઘાલી શીતળાની સમીપે જવાની બાધા રાખે છે. આપણા દેશમાં મુસલમાનો પૈકી જેઓ હિંદુમાંથી મુસલમાન થયા છે, તેઓમાંના કેટલાક પણ બાધા આખડી રાખે છે. જો કે તેઓ જાતે પૂજવા જતા નથી, અને તેઓ કોઇ હિંદુના હાથે બાધા ચડાવી દે છે. બાકીના મુસલમાનો બાધા રાખતા નથી. તે પ્રમાણે પાશ્ચાત્ય દેશોમાં પણ બાધાની માન્યતા નથી. આવા વહેમી રિવાજોમાંથી કેટલાએક રિવાજો તો શુભ હેતુથી પ્રવર્ત્યા હોય એમ લાગે છે. પરંતુ બધા સારા અને પાળવા યોગ્ય છે એમ માની તેના આધારે રહી, કોઇ પણ ઉપદ્રવ શીળીમાંથી પ્રગટે તો પણ તેનો ઉપચાર ન કરવો તે તો કેવળ અમને મૂર્ખતા લાગે છે. જો કે સાધારણ શીળીનો મરજ હોય તો તેમાં

ઇ જાતના ઔષધની જરૂર નથી અને ઔષધ કરવું પણ નહિ. પરંતુ
ાં ખાસ કરી ઉપચારની જરૂર જણાતી હોય ત્યાં યોગ્ય સારવાર જરૂર
વી, જેની આગળ પર સૂચના કરવામાં આવી છે. જેનું મન નિર્બળ
ય તેને શ્રદ્ધા માટે બાધા આખડી રાખવી. તે નિયમો અમે પણ
ાનીએ છીએ કે સારા છે. જેમકે—જે ઘરમાં માતાજી પધાર્યાં હોય
ાં નિરંતર અગરબત્તી કે બત્રિસો ધૂપ અને દીવા સાથે બ્રાહ્મણ
ાસે શિતળાષ્ટક વંચાવાય છે, જેને લઇને ધૂપના અંગે વાતાવરણ
દ્ધ થાય છે. લીંબડાનાં તોરણ બંધાય છે, લીંબડાની ડાળીથી દર્દીને
વન નાંખવામાં આવે છે, અને કોઇનો ઓછાયો (પડછાયો) નહિ
ાડવા માટે દર્દી પાસે લીંબડો રાખવાનો કેટલીક જગાએ રીવાજ છે.
ીંબડો જંતુઘ્ન હોવાથી શીતળાનાં જંતુઓ વધતાં અટકી નાશ
ામે છે. દરદી પાસે ઘણા માણસો એકઠા થવાથી વાતાવરણ બગડે
. તેથી શીતળાવાળા ઘરમાં બીજાને આવવાની મનાઇ છે.

દરદી પાસે ઘણી સ્ત્રીઓ એકઠી થઇ, ગામની નિંદા તથા
ાતજાતની ચોવટ કરી ઘણી જ ગરબડ ઉભી કરી, કંટાળો
ાપે છે. એટલે પડછાયો પડી જાય એવા બહાના તળે સારવાર
રનાર સિવાય બીજાને આવવાની મનાઇ કરવામાં આવી છે.
ીતળાનો ઉપદ્રવ શાંત થયા પછી (એટલે માતા નમ્યા પછી)
ીતળાના મંદિરે ટાઢકમાં દ્રાક્ષ—વરીયાળી—લીંબોળી—રદીઆંફદીઆં
ઘઉંના લોટનાં ઘીમાં તળેલાં નાનાં બીસ્કીટ જેવાં) વગેરે લઇ જઇ,
રાવી, પ્રસાદી વહેંચવામાં આવે છે. આ રીવાજમાં એક રીતે
દર્દીનું હિત સમાયેલું છે, જેનું વર્ણન આગળ ઉપર આપવામાં આવશે.

## અનુષંગી ઉપાયો

આ શીળીનો મરજ પોતાના મહોલ્લા અથવા ગામમાં શરૂ
ાય ત્યારે દરેક માબાપે પોતાના બાળકને દિવસમાં એક વાર
ાપોરના વખતે સુખડ ઘસી તેમાં જરા સાકર નાંખીને પાવી અને
ુખડ ઘસીને તેનું પાણી બનાવી આખા શરીરે ચોપડવું, તેમ જ

મોટાએ પણ તેનો ઉપયોગ કરવો અને લીંબડાની ડાળીઓ ઘુટીછવાઈ વેરી રાખવી અને ઘરમાં ગરમ ખોરાક, અથાણાં, ચટણીઓ વગેરે ખાવાનો રિવાજ હોય તો કાઢી નાંખવો. તેલ મરચાનો ઉપયોગ ઓછો કરવો, શરીરમાં ગરમાઈ વધારનાર વસ્તુઓ ઓછી કરવી અને સુગંધી દ્રવ્યોનો સવાર સાંજ ધૂપ કરવો. ઘરની મોરી કે ખાળકુંડીને દરરોજ સ્વચ્છ કરાવવી, ખોરાક હલકો અને પચે તેટલો લેવો. કોઠાની ગરમાઈ ઓછી કરવા માટે ત્રિફળા કે એરંડીઆમાં તળેલી હીમેજની ફાકી રાત્રે સુતી વખતે લેવી. આથી કબજીયાત પણ મટે.

## શીતળા (Small Pox)

એ ચેપી જન્તુજન્ય સખ્ત તાવવાળો ખાસ જાતનો ઓખો છે. આ દરદ આ દેશમાં ઘણું જાણીતું છે. જેણે ગૌશીતળા કઢાવ્યાં હોય એને આ દરદ થવાનો ઓછો સંભવ છે, તેમ જ જેને આ દરદ એક વાર થઇ ગયું હોય તેને બીજી વાર ભાગ્યે જ નીકળે છે.

**દરદનું કારણ**–શીળી એ ચેપી દરદ છે, એના ખાસ જંતુ છે. એનું ઝેર દરદીનાં કપડાં વગેરે મારફત ફેલાય છે.

**લક્ષણો**–ચેપ લાગ્યા પછી ૯ થી ૧૫ દિવસ સુધી કાંઈ ચિહ્નો દેખાતાં નથી પણ એ વખતે એનું ઝેર અંદર કામ કરતું હોય છે.

**શરૂઆત**–ટાઢ, તાવ, ઉલટી, માથામાં, વાંસામાં અને બીજાં અંગોમાં દુઃખાવો, તરસ, અરૂચિ, મેલી જીભ, દાંત કચડવા અને ઘણી વાર આંચકીથી શરૂઆત થાય છે. આ શરૂઆત ત્રણ દિવસ ચાલે છે. એ વખતે તાવ ૧૦૩ થી ૧૦૪ સુધી પહોંચે છે.

**દાણાનો દેખાવ**–ઘણું કરી ત્રીજે દિવસે દાણા દેખાય છે અને તાવ ઉતરી જાય છે. દાણા ન્હાની લાલ ફોડલીઓ જેવા હોય છે. અને પહેલાં કપાળ, નાક અને હડપચી ઉપર દેખાય છે. પછી ૨૪ કલાક બાદ છાતી, હાથ, પેટ, પગ, હાથનાં તળાં, પગનાં તળાં, વગેરે શરીરના ઘણાખરા ભાગ પર ફેલાઈ જાય છે. પેટ કરતાં છાતી ઉપર અને

આગલા ભાગ કરતાં પીઠ પર દાણા વધારે નીકળે છે. હાથ અને પગ ઉપરના દાણા ખાસ ધ્યાનમાં રાખવાના છે. કારણ કે અછબડામાં હાથ પગ પર કોઇ દિવસ દાણા નીકળતા નથી. માથામાં, તાળવામાં, ગળામાં, નાકમાં, જીભ ઉપર, ગાલમાં અને શ્વાસનળીમાં પણ શીળીના દાણાઓ નીકળે છે. દરદ સખ્ત રૂપમાં હોય તો બીજે દિવસે નહિ તો ચોથે દિવસે દાણા નીકળે છે. ફોડલીઓ કઠણ હોય છે, અડતાં હાથને વાગે છે અને ત્રણની તથા પાંચની હારોમાં દેખાય છે. ત્રીજે દિવસે આ દાણાઓમાં પાણી ભરાય છે. છઠ્ઠે દિવસે પરૂવાળા દેખાય છે. આઠમા દિવસે પૂરા પાકીને એમાં વચ્ચે ખાડો પડી જાય છે અને પછી થોડા દિવસ સુધી આ ફોડલાઓ પાકે છે અને વધતા જાય છે અને એની આસપાસની ચામડી સૂજી જાય છે. આ વખતે પીડા બહુ થાય છે તથા ખંજવાળ બહુ આવે છે. તાવ ૧૦૪ કે એથી વધારે ચડે છે. આ બીજી વખતના તાવ દરમ્યાન ફોડલીઓ પૂરી પાકે છે. દરદની સખ્તાઇના પ્રમાણમાં તાવ આવે છે. આ વખતે ફોડલીઓથી દરદીનો ચહેરો બહુ વિચિત્ર થઇ જાય છે.

## શીળીનું નમી જવું

દશમે દિવસે લગભગ શીળી નમવા માંડે છે. પછી ફોડલાઓ સૂકાવા લાગે છે. સોજો ઉતરવા લાગે છે. ફોડલાઓની ફોતરી પડે છે અને ફોતરી ખરી જઇને એ જગ્યાએ ડાઘા પડે છે. શીળીના ડાઘા મરતાં સુધી જતા નથી. ઘણાના શરીર પર આખી જીંદગી જોવામાં આવે છે.

## શીળીના પ્રકાર

(૧) પહેલા પ્રકારમાં ફોડલીઓ થોડી તથા છુટી છુટી હોય છે અને દરદનું જોર ઓછું હોય છે. (૨) બીજા પ્રકારમાં ફોડલીઓ ઘણી હોય છે અને એ પ્રસરીને પરસ્પર જોડાઈ જાય છે. એમાં તાવ વગેરે ચિહ્નો સખ્ત રૂપમાં હોય છે અને પરિણામે મરણપ્રમાણુ વધારે આવે છે. (૩) ત્રીજા પ્રકારમાં ફોડલીઓ ઝુમખાના રૂપમાં દેખાય છે. સાધારણ

ચિહ્નો સખ્ત હોય છે. (૪) ચોથા પ્રકારમાં ફોડલીઓમાંથી તથા શરીરના બીજા ભાગમાંથી રક્તસ્રાવ થાય છે. ચિહ્નો અતિશય સખ્ત રૂપમાં હોય છે. નબળાઇ આવી જાય છે. શીળીનું આ રૂપ ભયંકર છે.

**ઉપદ્રવ**

સાદ બેસી જવો એ સાધારણ ઉપદ્રવ છે, પણ કોઇ વખત થોડી ઉધરસ સાથે સાદ બેસી જાય છે, ત્યારે કોઇ વખત એટલો સખ્ત શ્વાસાવરોધ થાય છે કે શ્વાસનળીમાં શસ્ત્રચિકિત્સા કરવી પડે છે. કાસ-ન્યુમોનીયા—'બ્રોન્કો ન્યુમોનીયા' શીળીમાં ઘણી વાર થાય છે અને ભયંકર નીવડે છે. ફેફસાંના ઉપરના પડનો સોજો (Pleurisy) પણ ઘણી વાર થાય છે. આંખના ખીલ ઘણી વાર નીકળે છે. કોઇ વખત ફુલું પડે છે અને દરદી આંધળો પણ થઇ જાય છે. કાનમાં સોજો ઘણી વાર આવે છે. નાકમાં પણ સોજો ચડી જાય છે. ગળાની તથા કાનની ગ્રાંડો પણ વધી જાય છે અને શરીરના કોઇ પણ ભાગ ઉપર ગડગુમડ નીકળે છે અને દરદીને નિરોગી થવા દેતાં નથી.

**ઓળખાણ**—શીળી આ દેશમાં એટલા બધા પ્રમાણમાં નીકળે છે કે સાધારણ માણસો પણ તરત માતાને ઓળખે છે. પણ શાસ્ત્રીય ચોક્કસપણા માટે જોઇએ તો ઓરીથી શીળીનો ભેદ ઓરીમાં કહ્યો છે. હવે અછબડાથી શીળીનો ભેદ તપાસીએ—અછબડા બહુ નાનાં બચ્ચાંને થાય છે, શીળી મોટાને થાય છે. ગૌશીતળા કઢાવ્યાં હોય એવાં બાળકોને અછબડા થાય છે પણ તેમને શીળી ઘણું કરીને નીકળતાં નથી. અછબડાના દાણા ૨૪ કલાકમાં દેખાય છે જ્યારે શીળીના ત્રીજા દિવસ સુધી દેખાતા નથી. અછબડામાં તાવ, દાણા દેખાયા પછી ચાલુ રહે છે, શીળીમાં ઉતરી જાય છે. અછબડામાં દાણા એક પછી એક દેખાય છે, શીળીમાં તેમ હોતું નથી. અછબડાના દાણા જેમ ને તેમ નીકળે છે. શીળીના ત્રણ અને પાંચના ઝુમખામાં નીકળે છે. અછબડાની ફોડલી નરમ હોય છે અને ચામડી ખેંચતાં દેખાતી બંધ થાય છે, જ્યારે શીળીની કઠણ હોય છે અને ચામડી ખેંચતાં દેખાતી બંધ થતી

નથી. કેટલીક વખત શીળી અને દુષ્ટ સળેખમ ( Influenza )ના રોગો એક સાથે ફાટી નીકળે છે. જો ચોથા દિવસે દાણા ન નીકળે તો દુષ્ટ સળેખમ છે એમ સમજવું. સિંધુરીઆ તાવ જેવા દાણા કોઇ વખત શીળીની શરૂઆતમાં નીકળે છે તે વખતે ભૂલ ખવરાવે છે, પણ સિંધુરિયા તાવમાં વાંસાનો દુઃખાવો ભાગ્યે જ હોય છે અને ગળાનાં ચિહ્નો શીળી કરતાં વિશેષ જોરમાં હોય છે.

**પરિણામ**—૧૦ વર્ષની અંદરનાં બાળકો શીળીનો નરમ પ્રકાર હોય તો પણ બહુ બચતાં નથી. છતાં શીળી કેટલા જોરમાં અને કેવા સખ્ત રૂપમાં ફાટી નીકળ્યાં છે, એ જોઇને પરિણામનું અનુમાન કરવું. વળી માંદલાં, નબળાં અને ક્ષયના સંસ્કારોવાળાં બચ્ચાંને શીળી વધારે ભયંકર નીવડે છે.

### ઔષધોપચાર

આ લખાયેલા શીતળાના વિષયમાં જે જે ઔષધોપચાર યોજવામાં આવ્યા છે, તે બધા જાતિઅનુભવના છે અને તે ચોક્કસ ફાયદો કરનાર છે. પરંતુ તે સિવાયના પણ કેટલાક ઉપચારોના સંબંધમાં પ્રજાવર્ગ કે કોઇ વૈદ્ય ઉપચારક પોતાનો અનુભવ જાહેર કરશે તો જનસમાજને ઘણો જ લાભ થશે. કારણ કે આ વ્યાધિ માટે ખાસ જેમ બને તેમ જલ્દી મરણપ્રમાણ ઓછું થતું જાય અને દર વર્ષે હજારો ખોડખાંપણવાળા અને આંધળાં થતાં બચ્ચાંઓ અટકે તો તે ઉપકાર દુનિયા ઉપર કાંઇ ઓછો ન ગણાય.

આપણા બૃહદ ગુજરાતમાં જેટલો વર્ગ શિક્ષિત અને સાક્ષર છે તે કરતાં હજુ ઘણો મોટો ભાગ અશિક્ષિત અને થોડું સમજનાર છે. તેઓને ખાસ આવા સાહિત્યનો લાભ મળે અને પોતાના વ્યવહારમાં સારી રીતે સમજતા થાય અને આવા ઉપચારો પ્રત્યે તેમનું દિલ વળે તો તેમની કેટલીક અમુઝણો ઘણી ઓછી થાય. તેની સાથે એ પણ જણાવવું જરૂરી છે કે વહેમો અને ખોટી માન્યતાઓ બિનકેળવાયેલ વર્ગમાં વધારે પ્રમાણમાં ઘુસી ગયેલાં હોય છે. અને આ લેખકના

અનુભવમાં તો એવાં કેટલાંયે કુટુંબો આવ્યાં છે કે જે કુટુંબોમાં કોઇ પણ જાતનું દરદ થાય તો પણ વૈદ્ય દાકતરની સલાહ લેવામાં આવતી નથી. જો વૈદ્ય દાકતર લાવે તો તેમની કુળદેવી–માતાને વચકું પડી જાય. તેથી નથી તો વૈદ્ય દાકતરની સલાહ લેતા કે નથી તો ઘરઉપ-ચાર કરતા. ફક્ત જેમ જેમ દરદ વધતું જાય તેમ તેમ આકરી અને અઘરી બાધાઓ રાખવામાં આવે છે અને એ જ પ્રમાણે દરદીને નિરાંતે મરવા દે છે. આવી અંધશ્રદ્ધા ટાળવા માટેનો આ પ્રયાસ મારા ધારવા મુજબ અયોગ્ય અને અસ્થાને નહિ જ લેખાય. આ વિષય લખવામાં કેટલાક ગ્રંથોને પણ આધાર લેવામાં આવ્યો છે. વેકસીનેશન સંબંધી વિવેચન કરવામાં આવ્યું છે અને તેને માટે આગ્રહ કરેલ છે, પરંતુ તેને માટે જેનો ખાસ વિરૂદ્ધ મત હોત તેઓને શીતળા કઢાવવા જ એવો ખાસ આગ્રહ નથી. પરંતુ મારા અનુભવમાં તેથી લાભ જણાયો છે અને લાંબા વખતના નિરીક્ષણથી ફાયદો માલૂમ પડેલો છે, તેથી એ વિષે આગ્રહ કર્યો છે.

## હવે શીતળાના ઉપચાર માટે વિવેચન કરીએ !

(૧) આમલી, ચણકબાવા, આખાં મોતી, કેશર પાતાળ તુંબડીનાં બી–એ બધાં સરખા ભાગે લઇ, ખાંડી તે બધા ચૂર્ણમાં દશમે ભાગે કસ્તુરી નાંખી તેની ગોળીઓ મઠ જેવડી કરવી. આ ગોળી ચૈત્ર તથા-આશો માસમાં બાળકને આપતા રહે તો શીતળા નીકળતા નથી.

(વૈદ્ય મનોરમા)

(૨) આમલીનાં મીંજ તથા હળદર પાણીમાં ઘસી શીતળાના દિવ-સોમાં બાળકના શરીરે લેપ કરે તો શીતળા નીકળતા નથી–શીતળાનો રોગ ચાલતો હોય ત્યારે બાળકના શરીરે શ્વેત ચંદનનો લેપ કરે તો પણ શીતળા નીકળતાં નથી. (ચરક સંહિતા)

(૩) શીમળા નામના વૃક્ષના કાંટા અને અરડુસીની છાલ બન્નેને ઠંડા પાણીમાં ઘુંટી બાળકના શરીર ઉપર લેપ કરવાથી શીળી નીકળતાં નથી. (કામધેનુ–પદ્ધતિ)

(૪) બાળકના શરીર પર સાત વખત ઠંડા પાણીમાં ગળોનું લેપન કરવામાં આવે તો શીળી નીકળતાં નથી. (ટોકરાનંદ–ગ્રંથ)

(૫) શીમળાનાં બીજ લઇ તે જ વૃક્ષમાં સોળ આંગળ લાંબો, પહોળો અને તેટલો જ ઉંડો ખાડો ખોદી તેમાં તે બીજ ભરી ઉપર તે જ વૃક્ષના લીલા લાકડાનો દાટો લગાવી, ચૂના તથા અડદના લોટથી તેનો સાંધો એવી રીતે બંધ કરવો કે તેમાંથી રસ બીલકુલ નીકળી શકે નહિ. ચાલીશ દિવસ પછી તે બીજ કાઢી છાંયે સુકવવાં. તેમાંથી હમેશાં એક બીજ એમ અઠ્ઠાવીશ દિવસ સુધી શીરા સાથે ખવરાવવું. તેથી શીતળા નીકળતા નથી. (બ્રહ્મ–સંહિતા)

(૬) યુનાની હકીમોનો એવો મત છે કે–ચૈત્ર તથા આશો માસમાં શીતળાનું જોર જોવામાં આવે છે, તો તે સમયે દુધાધારી એટલે એક વરસની અંદરના બાળકોને રક્તશોધક દવાઓનું સેવન કરાવવું જોઇએ. તો એ માટે પીત્તપાપડો અને ગળોનો કવાથ તથા ખુબકળાનાં બીજ ખસખસ જેવાં થાય છે તેનું શરબત પાવું. ઓથમી જીરાનું પાણી પીવાથી પણ શીતળા નીકળતાં નથી.

(૭) જે બાળકની ઉમર બે વરસ ઉંપરની છે તેની કાનની બુટ અને ગુદાની કોર ઊપર જળો મૂકવાથી પણ શીળી નીકળતાં અટકે છે.

(૮) રુદ્રાક્ષના દાણા પાણીમાં વાટી પીવરાવવા.

## શીતળાના દાણા દેખાયા પછીની ચિકિત્સા

(૧) કેશર એકથી બે રતી બાળકની ઉમર પ્રમાણે દેવું. (૨) અણુ-વિંધ મોતીનો બારીક પીસેલો ભૂકો બે રતી દેવો. (૩) સુખડ, અરડુસો, નાગરમોથ, ગળો અને સૂકી દ્રાક્ષ એ બધાંને સમભાગે લઇ કવાથ કરી પીવો. આથી શીતળામાં પ્રથમ આવેલ જવરની શાન્તિ થાય છે. (૪) રોગીનું સ્થાન નિર્મળ અને પવિત્ર રાખવું. (૫) શીતળા નીકળેલ માણસની વીશ દિવસ સુધી પૂર્ણ સંભાળ રાખવી. (૬) હમેશાં ઘરમાં ગંધકની ધૂણી આપવી. (૭) શતાબનાં બીજની પણ

ચૂણી દેવાય છે. (૮) શીતળાનાં કચકચતાં ચાંદાં ઉપર બાવળની સૂકી શલનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ ભભરાવવું. આ ઉપાય રાખોડી કરતાં સારો છે. (૯) જ્યારે છાતીમાં કફ થઇ આવી, દ્વિતીય તાવ આવી ન્યુમોનીયા દેખાય છે તે વખતે આ નુસખો અજમાવવો : પ્રવાલ ભસ્મ રતી ૨, જવખાર રતી ૧, સુવર્ણમાક્ષિક ભસ્મ રતી ૧, અરડુસીના સૂકા પાનનો ભૂકો રતી ૧, મધ વાલ ૩, જરા પાણી મેળવી પાઇ દેવું. એ જ પ્રમાણે દિવસમાં ૩ વખત આપવું. બાર મહિનાથી નાની ઉમરના દરદીને આથી ઓછું પ્રમાણ આપવું. ઉમર પ્રમાણે દવાનું પ્રમાણ વધારી શકાય. (૧૦) શીતળાના કોઇ પણ દરદીને નેપાળાની કોઇ પણ બનાવટનો ઉગ્ર રેચ કોઈ પણ સંજોગોમાં આપવો નહિ. એથી ઝાડા એકદમ છુટી જાય છે અને તે બંધ કરવા મુશ્કેલ થઇ પડે છે. મળશુદ્ધિની ખાસ જરૂર જણાય તો એરંડીઆમાં તળેલી હિમેજ ૦ાા ભાગ, વરીયાળી ૦ાા ભાગ તથા સાકર અને સુંઠ ૦ા ભાગની વસ્ત્રગાળ ફાકી બનાવી, ઠંડા પાણી સાથે આપવી, જેથી સાનુકૂળ દસ્ત આવી જાય છે.

**વિશેષ સારવારની સૂચના**—શીતળાનો ઉપદ્રવ શાન્ત ને બહુ જ ઓછો હોય તો કોઇ પણ જાતના ઔષધની જરૂર નથી. ફક્ત તેની દેખરેખ માટે એક અથવા બે માણસો રોકાઇ તેની ખાવા-પીવાની બરાબર સંભાળ રાખવી અને આસપાસનું વાતાવરણ સ્વચ્છ રાખવું. પરંતુ શીતળા ભયંકર સ્વરૂપ પકડે તો વહેમનો ત્યાગ કરી તરત જ સાવચેતીના ઉપાય લેવા, અને તે સાવચેતી દ્વિતીય તાવમાં વધારે લેવી પડે છે. જ્યારે શીતળાનો ઉપદ્રવ હોય અને તે દરમ્યાન કોઇને તાવ આવે તથા શીતળા નીકળવાની શંકા થાય કે તુરત જ સ્વચ્છ અને હવા ઉજાસવાળા મકાનની અંદર તે દરદીને રાખવો. પ્રથમ ત્રણ દિવસ કોઇ પણ જાતનો ઉપચાર કરવાની જરૂર નથી. ફક્ત દરદીની ઇચ્છા હોય તો મગનું ઓસામણ, ભાત અથવા દૂધ વગેરે આપવું. કોઇ જાતનો ખોરાક ના લે તો કાંઇ

જરૂરકત નથી. કદાચ શીળી સિવાયનો તાવ હશે તો લંઘનથી આમ પચી રોગમુક્ત જલ્દી થશે અને પીવા માટે ઉકાળી ઠારેલું પાણી આપવું. જો શીતળાનો તાવ હશે તો ત્રણ દિવસે પ્રથમ મુખ ઉપર અને ગરદન ઉપર દાણા દેખાયા પછી તાવ હલકો પડી જશે અથવા ઉતરી જશે. આ સ્થિતિમાં એટલે ત્રીજે દિવસે દાણા દેખાવા લાગે તે વખતે દરદીના કુપથ્યસેવનથી કે અણસમજે વૈદ્ય દાક્તરના વિરૂદ્ધ ઉપચારથી અથવા દરદી બાળક હોય તો તેની માતાના અહિત આહાર વિહારથી નીકળેલા દાણા પાછા સમાઇ જતા જોવામાં આવે છે અને તેમ થવા લાગે તો દરદી ભાગ્યે જ બચે છે. તે વખતે હવે પછીનો નીચે બતાવેલો ઉપાય અજમાવવો :

કાંચનાર ઝાડની છાલનો ઉકાળો કરી તેમાં મીંઢીઆવળનું થોડું ચૂર્ણ મેળવીને પાવાથી દાણા બહાર આવે છે અથવા જે દિવસે દાણા દેખાય તે દિવસથી માંડી બે દિવસ દરદીને સવારમાં દરરોજ એક વખત શેકેલા ચણા અને ગોળ ખાવા આપવાથી અથવા બાજરીનો રોટલો અને ગોળ ત્રણ દિવસ આપવાથી દાણા સમાઇ જવાની ધાસ્તી રહેતી નથી, પણ દાણા નીકળી સારા ભરાય છે અને બીજા ઉપદ્રવો શાન્ત પડે છે. હવે જ્યારે નવ દિવસે નીર ભરાઇ રહે છે ત્યારે જે નાના દાણા હોય છે, તે વધીને ફોડલા થાય છે, તે વખતે તેને રક્ષા ચડાવવાનો રીવાજ છે. તે એવી રીતે કે અડાયા છાણાની રાખોડી કપડે ચાળી તે આખા શરીરે ઘસવી અને જો શીતળા વધારે હોય તો તે રાખોડીને પથારીમાં પાથરી તે પર દરદીને સુવરાવવો. ઘણા લોકો શીળીવાળી ચામડી ખેંચાતી હોવાથી પ્રથમ ઘી લગાડી ઉપર રાખોડી ભભરાવે છે. તેથી જો કે ચામડી ખેંચાવાની વેદના ઓછી થાય છે, પરંતુ ઘી અને રાખોડીનો યોગ થવાથી ચામડીનો રંગ કાળો થઇ જાય છે. તો તેમ નહિ કરતાં જરૂર જણાય તો રાખોડી ચાળ્યા પછી પાણીમાં બે દિવસ પલાળી રાખવી. ત્યારબાદ તે મુક્ષા-

જમ થયેલી રાખોડી લગાડવાથી રસીવાળાં, ખાડા પડી ગયેલાં અને પાકવાળાં શીતળા વગર ઇજાએ સુકાઇ જાય છે.

જેમ જેમ વધારે દિવસ અડાયાની રાખોડી ચોળવામાં આવે છે, તેમ તેમ ચામડીનો રંગ ગૌરવર્ણ બની ચહેરો તેજસ્વી થાય છે. આ સિવાય શરીર પર લગાવવા માટે બીજા કેટલાએક વિલાયતી અને દેશી ઉપચારો છે. જેવા કે ઝીન્ક ઓક્ષાઇડ છાંટવું વગેરે. પરંતુ ઉપરનો ઉપાય સાદો અને નિર્ભય છે.

હવે જેવી રીતે બહાર દાણા હોય છે, તેવી રીતે ગળામાં, તાળવામાં અને જીભ ઉપર પણ નીકળેલા હોય છે અને તેવી સ્થિતિમાં ગળામાં સોજો આવી ખોરાક અથવા દૂધ જેવું પણ લઇ શકાતું નથી. અને દર્દી ગળામાં દુઃખવાની બૂમ માર્યા કરે છે. ઘણા દુઃખાવાને લઇને દરદી બોલી પણ શકતો નથી. તેવા વખતે ખાસ ઉપચારની જરૂર છે. તેને માટે આંબળાં તથા મહુડાં સરખે વજને લઈ તેનો ઉકાળો કરી તેમાં મધ નાંખી કોગળા કરાવવા; અથવા ટેનીક એસીડ ગ્લીસરાઇનવાળું મિશ્રણ લગાવવું. ટંકણ અને મધ લગાવવું. સળી પર રૂ ચડાવી આ મિશ્રણમાં બોળી ગળાની બારી સુધી અંદર આ દવા લગાવવી. ગળાની અંદર જાય તો પણ હરકત કરે તેવી આ દવા નથી. દરદી જો બાળક હોય તો અને કોગળા કરી શકે તેમ ના હોય તો પછી તેના મોઢામાં, ગાયનું ઘી ગરમ કરી થોડું દુધ મેળવી ચમચા વડે દિવસમાં એક વખત મૂકવું અથવા એકલું ગાયનું ઘી ગરમ કરી ચોકખા રૂના પુમડા વડે મૂકવું, જેથી ગળું કોમળ થશે. તેમજ આ હુમલામાં દરદીને આંખોમાં પણ શીળીના દાણા નીકળે છે જેને લઇને આંખમાં સોજો આવવાથી દરદીથી આંખ ઉઘાડી શકાતી નથી. આ વખતે તેની તપાસ રાખવામાં ન આવે તો દરદી આંખો ખોઇ બેસે છે. માટે આંખો બિલકુલ ઉઘડતી ના હોય તો હરડાં–બહેડાં–આંબળાં ત્રણે સરખે વજને લઇ, તેનો ઉકાળો કરી સારા કપડે ગાળી નાંખી, સાધારણ ગરમ રહે એટલે તે ઉકાળાથી

આંખો ધોઇ સાફ કરવી. અને પછી તેની અંદર કપડું બોળી આંખ ઉપર શેક કરવો અને શેક કરતાં ઉકાળાનું પાણી આંખમાં પણ જવા દેવું. એ પ્રમાણે કરવાથી આંખનો સોજો ઉતરી જશે અને આંખ પણ ઉઘાડી શકાશે. આંખમાં ચાંદું જણાય તો વિલાયતી દવા 'આરજીરોલ' આવે છે, તેનું પંદર ગ્રેન એક આઉંસ ગુલાબજળમાં લોશન તૈયાર કરી તેના દિવસમાં બે વખત ટીપાં પાડવાં, અથવા મહુડાં, આંબળાં, હરડાં, બહેડાં, દારૂહળદર, કમળવાળો, લોદર તથા મજીઠ એટલી વસ્તુને ખાંડી, ચાળી, તેને વરસાદના અદ્ધરથી ફક્ત ફોરા ઝીલી લીધા હોય તે પાણીમાં મેળવી અથવા ગુલાબજળમાં મેળવી, લુગડે ગાળી, તેનાં આંખમાં ટીપાં પાડવાં કે જેથી આંખને શાન્તિ મળે છે અને આંખો બચી જાય છે. આંખમાં વ્રણને લીધે બળતરા બળતી હોય તો સ્વચ્છ એરંડીઆના તેલનાં ટીપાં મૂકવાં

**આવ્રણ**–આંખમાં જે શીળીનો દાણો થયો હોય છે તે ભરાઇ ફૂટીને ચાંદું થાય છે. દાણો જો આંખની અંદર ડોળા ઉપર કીકીની બાજુમાં હોય છે, તો તે મટયા પછી કૃષ્ણ કે શ્વેતમંડળમાં ફક્ત કાળો ડાઘો રહે છે. પણ દૃષ્ટિને નુકસાન થતું નથી; પરંતુ જો દાણો કીકી ઉપર આવેલો હોય તો દૃષ્ટિને બંધ કરે છે અને એ જ્યારે વ્રણના રૂપમાં હોય તથા તેનું ધ્યાન રાખવામાં ન આવે તો તે ચાંદું ઉંડું ઉતરી કૃષ્ણમંડળ ફુટી જાય છે, એટલે ડોળો બેસી જાય છે. કેટલાકને ડબ્બો પણ નીકળે છે, આવી રીતે શીળીને લીધે આંખને જરા પણ નુકસાન પહોંચ્યું હોય તો આંખના ખાસ દાકતર પાસે જઇ સલાહ લેવી હિતકર છે.

કયારેક શીતળા પૈકીના કેટલાક દાણા ભેગા થઇ એક ગૂમડાનું રૂપ પકડી પાક ઉપર ચઢે છે. અને તેની કાળજી ન રાખવામાં આવે તો તેમાં જીવાત પણ પડી જાય છે. તેમ જણાય તો તે વ્રણને ત્રિફળાના અથવા લીંબડાના પાંદડાના ઉકાળેલા પાણીથી ધોવું. અને ઉપર ૧ ભાગ કાર્બોલીક એસીડ અને ૧૨ ભાગ તલનું તેલ

મેળવી દવા તૈયાર કરવી. તેને કાર્બોલીક એસીડ ઓઇલ કહે છે. તેમાં રૂનું પુમડું બોળી વ્રણ ઉપર મૂકી પાટો બાંધવો. ભીંગડાં ખરી પડયા પછી અથવા ભીંગડાં અર્ધાં કાચાં શરીર ઉપર હોય તે વખતે શરીરમાં ચળ આવે છે અને અણુસમજુ બાળક તેને ખણી નાંખી લોહીલોહાણુ કરી મૂકે છે. તો તેની ખાસ કાળજી રાખવી, અને ચળ અટકાવવા ઉપર જણાવેલું કાર્બોલીક ઓઇલ લગાડવું.

આગળ કહેવા મુજબ દ્વિતીય તાવમાં જ્યારે દાણા ભરપૂર ભરાવા લાગે છે, ત્યારે દરદીને ફરી તાવ આવે છે. આવા વખતે દરદી નંખાઇ જાય છે. કેટલાકને ઉધરસ આવે છે, કેટલાકને ઝાડા છુટી જાય છે, કેટલાકને ફેફસામાં સોજો થઇ આવી ન્યુમોનીઆ અથવા પ્લ્યુરસી પણ થઇ આવે છે. આવી સ્થિતિમાં દરદી ભાગ્યે જ બચે છે. તો પણ અમારો મત તો એવો છે કે આ વખતે કોઇ સારા અનુભવી વૈદ્ય કે દાકતરની સલાહ તો જરૂર લેવી. આ સ્થળે તો અમે આ સંબંધી કાંઇ વિશેષ નહિ લખતાં સૂચના આપીએ છીએ કે સ્થાનિક સુજ્ઞ ચિકિત્સક પાસે જ ઉપચાર કરાવવા એ હિતાવહ છે. કયારેક શીતળાના ભારે મરજવાળા દરદીનો હાથ પગ રહી જાય છે, ત્યારે સમડીના લાકડાને ઘસી, રહી ગયેલા હાથપગ પર લગાવવાથી આરામ મળે છે.

શીતળાના મંદિરે, શીતળા નમ્યા પછી જે ટાઢકની વસ્તુઓ સાથે બાધા મૂકવા લઈ જઇએ છીએ તે દરેક વસ્તુ શીતળા આવી ગયેલા દરદીને આપવાની જરૂરીઆત બતાવે છે. શીતળા નમ્યા પછી દરદી માટે ખાસ સંભાળ રાખવી, કારણ કે શીતળાનો મરજ ગયા પછી દરદીની દરેક શક્તિ હીન હોય છે. શરીરમાં ગરમી પૂર્ણ પ્રમાણમાં હોવાથી તેનાથી સૂર્યના તાપમાં કે અગ્નિ પાસે રહી શકાતું નથી. એથી તેને શીતવીર્ય ખોરાક અને ઔષધની જરૂર હોય છે; તેમજ ફેફસાં પણ નિર્બળ પડી ગયેલાં હોવાથી તેને તાકાત આપે તેવાં દ્રવ્યો શરીરમાં દાખલ કરવાં જોઇએ. રદીઆ ફદીઆ—

જેનું વર્ણન આગળ ઉપર આપ્યું છે, તે દરદીને આપવામાં આવે તો તે ખોરાક તેને નડતો નથી અને શકિત આવે છે, ટાઢકીયાં એટલે ધાણા, વરીઆળી, એલચી, સાકર અને લીંબોળીની પડી જે શીતળાને ચઢાવવામાં આવે છે તેનો હેતુ એવો છે કે શીતળાની ગરમી બહુ વધી ગઇ હોય અને દરદીને પાતળા ઝાડા થતા હોય, મ્હોં આવી ગયું હોય, આંખ ઉપર ઝાંખ લાગતી હોય તો એક પાતરું લીંબડાનું, સાત પાંતરાં ચોળાઇની ભાજીના, ૧ વાલ વરીયાળી, બે વાલ ધાણા, એલચીના બે દાણા અને લીંબોળી એ સર્વને પાણીમાં બારીક વાટીને તે કપડેથી ગાળી લઇ તેમાં સાકર મેળવી દિવસમાં બે વખત પાવાથી ગરમી શાન્ત થઇ જાય છે. આ પ્રયોગ શીતળા આવ્યા પછી જેટલા દિવસે શીતળા પૂજ્યા હોય તે પછી તેટલા દિવસ પાવાથી તમામ ગરમી નીકળી જઇ શરીર નીરોગી બને છે. શીતળા નમ્યા પછી જો ઉધરસ રહી ગઇ હોય તો તેને તેલ, મરચું કે બીજો એવો કોઈ પણ જાતનો ગરમ ખોરાક નહિ આપતાં જેઠીમધનું લાકડું પાણીમાં ઘસી દિવસમાં બે ત્રણ વાર પાવાથી ખાંસી વગેરે મટી જાય છે. પશ્ચિમના વિદ્વાનો ‘ક્રોમોપથી’ (રંગ રસાયનાવિદ્યા)ની રીત પ્રમાણે શીતળાના દરદીની આસપાસ રાતા પડદા બાંધવાનું કહે છે તે આપણા દેશને અનુકૂળ નથી. આપણા દેશમાં શીતળાના દરદીની આસપાસ બારી બારણાં પર લીલા રંગના પડદા બાંધવા, લીલા કાચની ચીમનીવાળું ફાનસ વાપરવું. આ લીલો રંગ જ ફાયદાકારક છે. તેટલા માટે જ આપણા પૂર્વજોએ ઠંડક આપનારો લીલા રંગનો લીંબડો જ પસંદ કર્યો છે. તે પિત્તની શાન્તિ કરે છે, મનને આનંદ આપે છે.

આપણો હિંદુસ્તાન દિનપ્રતિદિન પરદેશીઓના રીત રીવાજો અને વર્તણુંક જોઇ તે પ્રમાણે કરવા તૈયાર થઈ જાય છે. તે સર્વ આપણી પ્રજાને હાનિકારક છે એમ જાણવા છતાં આ રીત મૂકી શકાતી નથી. કદિ પણ સાંભળ્યાં નહોતાં તેવાં પીણાંઓ અને

પરદેશી મિઠાઇઓએ પોતાની સાર્વભૌમ સત્તા જમાવી છે. આપણે કોઇ ગૃહસ્થને પૂછીશું કે: 'મહેરબાન ! આપ કોફી–લેમન–સોડા–કોકો પીઓ છો ? તેની તમોને એવી ખાસ જરૂરીયાત શી છે ? અને તે તમારા શરીરમાં એવો શો ફાયદો કરે છે?' તે એવો જવાબ આપશે કે–'મને ટેવ પડી ગઇ છે' અથવા 'મને વ્યસન છે.'

અફસોસ ! પ્રથમ મોજ શોખની ખાતર પડેલા આ વ્યસનના ગુલામ બની પોતાની જાતને પરાધીન, નિર્માલ્ય, ઓજસ અને શક્તિ રહિત બનાવનાર પદાર્થો પોતાના દેશના માટે, પોતાના ધર્મના માટે જ્યારે તજી શકાય નહિ, તો આપણા માટે બીજી શી અધોગતિ હોઇ શકે ? જુઓ, આપણા ઋષિમુનિઓએ પ્રથમથી કેટલીક દિવ્ય વનસ્પતિઓના ગુણદોષનું પૃથક્કરણ કરી આપણે માટે પ્રયોગના રૂપમાં ધર્મના બહાના તળે પણ વ્યવહારમાં મૂકેલી છે. તેનો તમે એક વખત પણ જો વિચાર કરશો તો હજારો વ્યાધિમાંથી મુક્ત રહી શકાશે. તેમાંનો એક અતિ ઉપયોગનો આરોગ્યરક્ષક પ્રયોગ અહીં હું જણાવવાનું આવશ્યક માનું છું.

ચૈત્ર સુદ એકમે :કડવા લીંબડાનાં કુમળાં પાન, તેનાં ફુલ (મહોર), મરી, હીંગ, સિંધવ, જીરૂ અજમો, આમલી અને ગોળ એ બધી વસ્તુને મિશ્ર કરી પત્થર ઉપર લઢી સર્વેએ ભક્ષણ કરવું, એવું શાસ્ત્રનું ફરમાન મળી આવે છે, પરંતુ અમારા અનુભવ પ્રમાણે આખો ચૈત્ર મહિનો દરરોજ બપોર વખતે લીંબડાનાં કુણાં પાન તથા ફુલ, મરી અને સિંધાલુણ એ ચાર વસ્તુને પત્થર ઉપર લઢી દુધીયું બનાવેલું તેનું રીતસર પાણી બનાવી પીવામાં આવે તો શરીર માંહેની અનેક પ્રકારની ગરમી શાન્ત થઇ હાલના ચહાની ટેવવાળાને જે આંતરડાંની ગરમી રહે છે અને હાથપગનાં તળીઆં બળ્યાં કરે છે તેમને ઘણો જ ફાયદો થાય. તે ઉપરાંત પ્રતિવર્ષ આ પ્રયોગનું સેવન કરનારને શીતળા, ઓરી, અછબડા જેવા ગરમીપ્રાધાન્ય રોગો અટકી જવાની સાથે શરીર નીરોગી અને તેજસ્વી બને છે.

આ પ્રયોગ કરનાર માતાપિતાનાં ફરજન્દને પણુ આવા રોગ થશે નહિ તેની મને પૂરી ખાતરી છે. તો આવા નિર્ભય પ્રયોગ પર જો જનસમાજનું ધ્યાન ખેંચાય તો હું મક્કમતા પૂર્વક કહું છું કે પિત્તપ્રધાન્ય દરદો થવા પામે જ નહિ. જેને કડવા સ્વાદ પરત્વે અણગમો હોય તેને સિંધવની જગ્યાએ સાકર લેવાની છૂટ આપીએ છીએ. જો કે મીઠ્ઠી લેમન અને આઇસ્ક્રીમ જેવું સ્વાદિષ્ટ તો તે નહિ જ લાગે.

હવે મૂળ વિષય ઉપર આવીએ. ઘરના માણસોએ બનતાં સુધી શીતળાના દરદીથી દૂર રહેવું. જરૂર પડે તો સારવાર કરનાર એકાદ બે માણસે જ પાસે રહેવું. એમ પણ બને છે કે એક વાર શીળી નિકળેલ હોવા છતાં શીળીના દરદીના સહવાસમાં આવવાથી ફરીથી શીળી નિકળવાનો કદાચ સંભવ રહે છે. ઘરમાં સુગંધી દ્રવ્યોનો ધૂપ રાખવો, ઘરમાં ફીનાઇલ છાંટી જંતુહીન બનાવવું. દરદીના વપરાશનાં વાસણો, કપડાંઓ અને પથારી વગેરેની પણ બરાબર શુદ્ધિ કરવી. રોગનાં પરમાણુંઓનો વિશેષ ફેલાવો થતો અટકે એવી રીતે વર્તવું. શીળીના રોગી બાળક તેમ જ મોટા આદમીને ખાનપાનમાં દૂધ, ચોખા, કાંજી, રોટલી, સાકરની રાબડી, મગની તથા તુવેરની દાળ, દ્રાક્ષ, નારંગી, અંજીર અને વિશેષ કરીને શીતળ અને મધુર પદાર્થો આપવા. પરંતુ કફ થયો હોય તો એવા પદાર્થો આપવા નહિ. તેવાને દૂધ ચોખા જ આપવા. ગરમ ચીજ વાપરવી નહિ. દરદીમાં નિર્બળતા હોય ત્યાંસુધી તેને તાપ કે વરસાદમાં જવા દેવો નહિ. ગુલકંદ અને શક્તિ માટે જીવન, જે દેશી ફાર્મસીઓમાંથી મળે છે તે આપવું.

* * * *

# પ્રકરણ ૫૬ મું

## શીતળા-મંત્ર અને તંત્રપ્રયોગ

બીજી પથીઓનો વાદ આપણે કરવો નથી. એટલે જ આયુર્વેદને સાથે લઇને બોલતા હોઇએ કે લખતા હોઇએ ત્યારે તેની આજ્ઞા અને એમાં રહેલું તત્ત્વ સમજવા આપણે પ્રયાસ કરવો જોઇએ.

શીતળા સંબંધમાં લખતાં મેં વારંવાર બાધા-આખડી અને વહેમો તરફ આંગળી ચીંધી છે અને અંધપરંપરાનું અનુકરણ નહિ કરતાં, તત્ત્વચિંતન કરી, ઉપરથી રૂઢીના કારણે જણાતી બાધાઆખડીઓને વિસારવી ન જોઇએ.

શીતળા એ એક દેવીનું નામ છે, જ્યારે મસુરિકાને શીતળા-માતા કેમ ઠરાવ્યાં, એ વિષે ખૂબ વિચાર કરતાં જણાય છે કે પ્રત્યેક રસના એક અધિષ્ઠાતા દેવતા ગણાય છેઃ શૃંગારના વિષ્ણુ, રૌદ્રના શિવ અને વીર રસના ઇંદ્ર. એ જ પ્રકારે પ્રત્યેક રોગના પણ અધિષ્ઠાતા દેવ છેઃ જેમકે તાવના અધિષ્ઠાતા દેવ શિવ, વિશુચિકા (કોલેરા)નાં અધિષ્ઠાતા દેવી ભગવતી, કુષ્ઠરોગના અધિષ્ઠાતા દેવ સૂર્ય એવી જ રીતે મસુરિકા બળીઆના વ્યાધિનાં અધિષ્ઠાતા દેવી શીતળા છે.

એટલે તે રોગોના દેવની પૂજા અને ઉપાસના કરવાનું આયુર્વેદના પૂર્વાચાર્યો ફરમાન કરે છે. એ હિસાબે શીતળામાતા એ બળીઆની અધિષ્ઠાતા દેવી હોવાથી તેની પૂજા અને સ્તોત્રના પાઠની આજ્ઞા છે. જુઓ :-

**जप होमोप हारैश्च दानस्वस्त्ययनार्चनैः ।**
**विप्रगो शम्भु गौरीणां पूजनैस्तां शमंनयेत ॥**

અર્થાત મસુરિકા (શીતળા) મટાડવાનો ઉપાયો બતાવતાં ઉપર લખેલી શાસ્ત્રાજ્ઞાઃ જપ, હોમ, દેવતાઓને ભેટ, દાન, સ્વસ્તિવાચન, દેવપૂજન, બ્રાહ્મણસત્કાર, ગૌસત્કાર, શંકરની પૂજા, ગૌરીપૂજન, આદિ ઉપચારોથી આ શમન કરવું એમ જણાવેલ છે.

અને એથી આ નીચે કેટલાક મંત્રો અને તાંત્રિક પ્રયોગો આપું છું. મંત્રોના વિચિત્ર શબ્દપ્રયોગો અને તંત્રની ક્રિયાઓને કદાચ આજના સુધરેલા માનવીઓ હસી કાઢશે. તેમને હું એટલું જ કહીશ કે હિંદના પૂર્વ જ સિદ્ધ પુરૂષોએ આપેલા મંત્રોના શબ્દોનો વિન્યાસ વિશેષ યુક્તિપૂર્વક કર્યો છે, જેના ઉચ્ચારથી વાયુમંડલમાં શબ્દજનીત જે તરંગો ઉઠે છે તે નિશ્ચયરૂપે તે તે રોગના રોગીને અત્યંત ગુણકારી નીવડે છે, તે નિઃસંદેહ સમજવું.

શીતળાના રોગની શાન્તિ કરનાર નવાર્ણવ મંત્ર :

**ॐ ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे ।**

દેહ અને મનથી પવિત્ર બની, શીતળા જણાતા ઘરમાં આ મંત્રનો જપ શરૂ કરવાથી, રોગીના આયુષ્યની રક્ષા થાય છે, આને નવાર્ણવ મંત્ર કહે છે.

**મંત્ર બીજો**

ઉચ્છર, ઉચ્છર, મુચ્છર, મુચ્છર, સરસુતી સર્વ દોષ કુચ્છર, ગુરૂકી શકિત, મેરી ભકિત, ફુરો મન્ત્ર ઇશ્વરો વાચ.'

આ મંત્ર ભણી દરદીના ખાટલા પાસે જમણી તરફ ઉભા રહી, હાથમાં કડવા લીંબડાની ડાળી લઇ મસ્તકથી પગ સુધી એ ડાળીનું માર્જન કરતા હોઇએ તેવી રીતે હલાવી પગ નીચે ખંખેરવી. આ રીતે જે માર્જન કરાય છે તેને 'ઝાડો, દીધો કહેવામાં આવે છે. સાત વખત મંત્ર ભણી ડાળીનું માર્જન કરી એ ડાળીને ખાટલા નીચે મૂકી દેવી.

**મંત્ર ત્રીજો**

**'ह्रीं श्रीं. ह्रीं शीतलायै अमदान मनुष्णन् विस्फोटक भयाद् रक्ष रक्ष स्वाहा.'**

આ મંત્રથી પણ પહેલા મંત્રની માફક લીંબડાની ડાળીથી ઝાડો દઈ, ખાટલા નીચે ડાળી મૂકવી અને દરદી સંપૂર્ણ સ્વસ્થ બને ત્યાંસુધી રહેવા દેવી.

જો બાળક શીતળાના મરજમાં ઘણું હાફતું હોય તો નીચેના મંત્રથી ઝાડો દેવો.

' ૐ અસંદસેં કોટ, વસુન્દરસી બાદ, જો કોઇ ભૂત, પ્રેત, ડાકીની, શાકીની, દસ માતા વાલેકો દુઃખ દે તો હનુમાન જતિકી દુહાઈ, પુરો મંત્ર ઇશ્વરોવાચ.'

જો માતાવાળા દરદીને સન્નિપાતનાં લક્ષણ જણાય તો નીચે પ્રમાણે ઉપાય કરવો.

### તાંત્રિક ઉપાય ૧

ચુલા માંહેની રાખની આઠ મૂઠી એક થાળીમાં લઇને ઉપર બતાવેલા નવાર્ણવ મંત્રથી દરદી ઉપર ઉતારીને ખાટલા નીચે મૂકી દેવી અને જ્યારે મધ્યરાત્રિ થાય (રાતના નવા ૧ વાગે) ત્યારે ઘરના પુરૂષે નગ્ન થઇને ચાર રસ્તાના ચોકમાં જઇને ચારે દિશાએ એ રાખોડી ફેંકી દેવી અને ત્યાંથી પાણી ભરેલા કૂવા ઉપર જઇ કૂવાની અંદર પગ લટકતા મૂકી, નવાર્ણવ મંત્રનો ૨૧ વખત જાપ કરીને મૂગા મોઢે ઘેર ચાલી આવવું. આ ઉપાયથી શીતળામાં સન્નિપાતની અસર જણાતી હોય તે શાંત થાય છે.

### તાંત્રિક ઉપાય ૨

રૂનો ટુકડો પેલ જેવો બનાવી તેને લાલ રંગથી રંગી નાંખવો. બાદ તેની અંદર ગોળને પહોળો કરીને પાથરવો, એની અંદર ૨ લવીંગ મૂકી ઉપર ગોળ લપેટી લઇ, તેના ઉપર રૂ લપેટી, ગોળા જેવું બનાવી, મધ્ય રાત્રિએ પુરૂષે નગ્ન થઇ દરદી ઉપર ત્રણ વખત ઉતારી કૂવા ઉપર જઇને તેમાં નાંખી આવવો. એથી દરદીની બગડતી જતી હાલત સુધરવા લાગે છે.

### તાંત્રિક ઉપાય ૩

જ્યારે માતા નીકળવા લાગે તેના ચોથા દિવસે, પાંચમા દિવસે તથા છઠ્ઠા દિવસે એમ ત્રણ દિવસ સુધી સાયંકાલ વખતે ૧ પેંડો, એક પ્યાલો દૂધ, બે લવીંગ, સિંદુરનું પડીકું અને કપુરગોટી આ બધી વસ્તુ

એકઠી મૂકી, દરદી ઉપરથી ઉતારી, ચાર રસ્તા એકઠા થતા હોય ત્યાં રસ્તા ઉપર અથવા સગવડ હોય તો ઉંચા ચોતરા ઉપર મૂકી આવવું. ત્રણ દિવસ સુધી એ પ્રમાણે કરવું.

જો માતા નીકળી ગયા પછી બાળકની આંખમાં ફૂલું પડી ગયું હોય તો તે બાળકની માતાએ બાળકને કાખમાં તેડી રસ્તા ઉપરથી સાત કાંકરાં વીણી, મૂગા મોઢે કૂવા પાસે જઇ તેમાં ફેંકી આવવા. આ પ્રમાણે ભૂલ્યા વગર સાત દિવસ અચૂક કરવું.

અથવા કૂવા ઉપર પાણીનાં વાસણ મૂકવા માટે ગોળ ખાડા પાડેલા હોય છે, જેના ઉપર પનીહારી દેગડું મૂકી-ગોઠવીને ઘડાથી પાણી સીંચી દેગડામાં ભરે છે, તે ખાડામાં ઢોળાતાં પાણી એકઠું થયેલું હોય તે પાણી લાવી, તેનાથી ફૂલું પડેલી આંખ ઉપરથી ધોવી.

કૂવામાં કાંકરી નાંખવાનો તથા આંખ ધોવાનો—આ બન્ને ઉપાય સૂર્યોદય પહેલાં દરરોજ કરવો જોઇએ. સાત દિવસ સુધી.

અથવા પાંચ અગર સાત રંગનાં જુદાં જુદાં ફૂલ એકઠાં કરી, માતાનું ફૂલું આંખમાં પડયું હોય તે બાળકના માથેથી ઉતારી, ગામમાં પશુઓ જે રસ્તેથી ગામની અંદર પ્રવેશ કરતાં હોય તે ઠેકાણે પશુઓના પગમાં એ ફૂલ કચરાય તેવી રીતે નાંખવાં. જેમ પશુઓના પગમાં ફૂલ કચરાશે તેમ આંખમાંનું ફૂલું નાબૂદ થશે.

વાચક બિરાદર! આજે આ વિદ્યુતવેગી જમાનો છે. તેમાં પ્રત્યક્ષ પુરાવા સિવાય બીજા કોઇનેય માનવામાં આવતા નથી. તે વખતે પણ બાળકના આ રોગમાં તને મંત્ર અને તંત્રના પ્રયોગો આપું છું, બોલવાના મંત્રો અને ક્રિયાઓ દરદી ઉપર અસર કરે છે એ જેમ પ્રત્યક્ષ બતાવી શકાતું નથી, તેમ એ કેવળ વહેમ છે એમ કહેવાને કોઇ ઉતાવળ ન કરે એટલો તો હું આગ્રહ કરૂં છું. પરંતુ જેઓને આ વિષયમાં લેશ પણ શ્રદ્ધા નથી તેમણે એ પ્રયોગો કરવા એવો મારો આગ્રહ પણ નથી, તેમ જ એ પ્રયોગ કરવાથી કોઇ નુકસાન પણ નથી. એટલું તો હું કહું છું કે તેમાં તત્ત્વ છે, જો માનવી તેને સમજી, પવિત્ર બની, શ્રદ્ધાપૂર્વક આચારમાં મૂકે તો.

# પ્રકરણ ૫૭ મું

## આંચકી

શરીરમાં રહેલા સ્નાયુનું જ્યારે ખેંચાણ થાય ત્યારે તેને આંચકી કહી શકાય. અંગ્રેજીમાં એને 'કન્વલ્ઝન્સ' કહે છે. વાઈ, હિસ્ટીરીયા, ધનુરવા, હડકવા, વગેરે વ્યાધિમાં આંચકી આવે છે. એટલે આંચકીને સ્વતંત્ર વ્યાધિ ન કહીએ અને બીજા રોગના ચિહ્ન રૂપ તેને ગણવામાં આવે તો ખોટું નથી. ઉપર જણાવેલા વ્યાધિવાળાં સ્ત્રીપુરૂષ દરેકને સ્નાયુનું ખેંચાણ થાય છે. એટલે આંચકી સાથે સંબંધ ધરાવતા વ્યાધિઓ અથવા જે વ્યાધિમાં આંચકી એ એક લક્ષણ છે તે સર્વનું વિવેચન કરવું તે આ સ્થાને જરૂરી નથી.

પરંતુ આંચકી બચ્ચાંઓને-ઘણાં બચ્ચાંઓને આવે છે. મારા અનુભવથી મેં જોયું છે કે અમારા પ્રદેશની આસપાસ ઝાલાવાડ-કાઠિયાવાડ અને વઢીયારના પ્રદેશોમાં નાનાં બચ્ચાંને આવતી આંચકીનો વ્યાધિ બહુ જાણીતો બની ગયેલો છે. આંચકીથી દર વરસે સેંકડો બાળકો મરણ પણ પામે છે. એટલે આ તરફની સામાન્ય પ્રજા અને ઘણા ચિકિત્સકો આંચકી એ બાળકનો સ્વતંત્ર વ્યાધિ હોવાનું માનતા જણાય છે.

હીસ્ટીરીયા વગેરે વ્યાધિને કારણે આંચકી આવે છે, તે પૈકીનો એક પણ વ્યાધિ નહિ હોવા છતાં બાળકને આંચકી આવે છે અને થોડાક કલાક અથવા એકાદ બે દિવસ તેનો ઉપદ્રવ ચાલુ રહી બાળક મૃત્યુ પામે છે.

સાધારણ નાના ગામડામાં વૈદ્ય-ડોકટરો મળતા નથી. એટલે કેટલાક લોકો ઘરગથ્થુ ઉપાય કામે લગાડે છે અને બાળકને આંચકી આવવાની શરૂઆત થઇ એટલે ઘરનાં માણસો તથા પડોશી દોડાદોડ કરીને કુમળા બાળક ઉપર દવાઓના ઘરગથ્થુ ધસારા પાવા શરૂ કરી દે

છે. ગામમાંથી જોવા આવનાર નાના અને મોટા બધા જ માણુસો વિવિધ ઉપાયો સૂચવતા જાય છે અને તાત્કાલિક નીરોગી બનાવવાની ખેવના રાખતાં ઘરનાં માણુસો બાળકને એક વાર આપેલા ઔષધે ગુણુ કર્યો કે નહિ તેની રાહ પણુ નહિ જોતાં ઉપરાઉપર દવાઓ રેડયા કરે છે. પછી કાં તો બાળક એ દવા અને ઉપચારના જોરદાર હલ્લાથી આંચકીથી રહીત બને છે અને કાં તો પ્રાણુરહીત બને છે !

બાળકોને આંચકી થઇ આવે છે એ સત્ય છે, પણુ હરેક બાળકને જ્યારે આંચકી આવે છે ત્યારે તેની પાછળનું માત્ર એક જ કારણુ હોતું નથી પરંતુ ઉપચાર કરનારને કારણુ સમજવાની કે અપાતા ધસારાના ગુણુની ખબર હોતી નથી. એ તો ' ફલાણુાના છોકરાને આંચકી આવતી'તી ને ફલાણું પાયું તે જાણે કાનમાં કીધું ! ધમ દઇને મૂઠી બંધ કરો તેમ આંચકી બંધ થઇ ગઇ ! ' એવું સાંભળી એ દવા લાવીને પાય છે. એમ કરતાં કદાચ વ્યાધિના કારણુને કોઇ બંધ બેસતો થાય તેવો પદાર્થ મળી જાય છે તો આંચકી બંધ થાય છે; અને કયારેક એ પાયેલો પદાર્થ આંચકીને વધારી પણુ મૂકે છે. એટલે ઉપાય બતાવનારે જરીક અક્કલને કામે લગાડવી જોઇએ. અથવા મૂગા રહેવું જોઇએ. આ તો જાણે ગ્રામ્યજનતાની સ્થિતિ છે. હવે આંચકી સંબંધમાં થોડુંક વિચારીએ.

સામાન્ય રીતે શરીરમાં કોઇ પણુ જગ્યાએ જખમ થવાથી અને એ જખમમાંથી ઘણું લોહી વહી જવાથી આંચકી આવે છે. આવા જખમો દ્વારા લોહી વહી જવાને કારણે મગજને લોહી નહિ પહોંચવાથી આંચકી શરૂ થાય છે.

સ્ત્રીઓને પણુ પ્રસૂતિ વખતે વધુ પડતું લોહી તૂટી પડવાથી આંચકી આવે છે.

મગજને ધક્કો લાગવાથી અથવા ખોપરી ફાટવાથી પણુ કોઇક વખત આંચકી શરૂ થાય છે.

અને એવી જ રીતે મગજના કોઈ ખાસ વ્યાધિને અંગે પણ આંચકી આવે છે. એવી જ રીતે લોહી બગડવાથી, કલેજાના તથા મૂત્રપિંડનાં દરદોથી પણ આંચકી આવે છે.

ઉપર બતાવેલાં બધાં આંચકી આવવા પાછળનાં મહાકારણો છે. પરંતુ બાળકોને તો સાધારણ કારણોથી પણ આંચકી આવે છે.

બાળકને ૧૦૪ ડીગ્રી ઉપરાંત તાવ વધી જવાથી આંચકી આવવાના ઘણા કેસો જોયા છે. એમાં વળી એ તાવમાં જો ખાસ મળાવરોધ હોય તો બાળકને અવશ્ય તાવમાં આંચકી આવે છે.

કેટલાક બાળકોને દાંત ફૂટવાના સમયમાં પણ આંચકી આવે છે. કેટલાક બાળકોને પેટમાં કૃમી હોવાથી આંચકી આવે છે અને પેટમાં વાયુ વધવાથી પણ બચ્ચાંને આંચકી આવે છે.

કેટલાંક બાળકો એવાં પણ જોયાં છે કે તેને વધુ પડતુ ધમકાવવામાં આવે અથવા ડરાવવામાં આવે અને જો તે એવું રડે કે શ્વાસ લઇ જાય અને પાછો લાંબા વખત સુધી શ્વાસ વાળે નહિ તો આવા બાળકને બીજું કોઇ પણ કારણ ન હોવા છતાં યે રડવામાંથી આંચકી આવી જાય છે અને ઉપચારો કરવાથી સારૂં થઇ જાય છે.

આંચકીનું સ્વરૂપ એવું છે કે તે આવતાં પહેલાં દરદી બેહોશ–બેભાન બની જાય છે, હાથની મૂઠીઓ વળી જાય છે અને હાથપગ ખેંચાય છે. ઘણો જોરદાર હુમલો હોય તો આખું શરીર કમાનની માફક ખેંચાય છે અને છટકે છે. આંખો ઘણું કરી ખેંચાઇ જઇને ડોળા ઉપર ચઢી જાય છે, મોઢાના સ્નાયુ પણ ખેંચાય છે. એ ખેંચાણ એક સરખું ચાલુ રહેતું હોવા છતાં કેટલીક વખત તેમાં ચઢ ઉતરના વળ આવે છે. એક વળ આવ્યો એટલે એકદમ સ્નાયુ ખેંચાઇ જાય છે અને પછી છટકે છે, અર્થાત્ ઢીલા પડે છે. જેમ ધનુષ્યની દોરી ખેંચાય અને ઢીલી પડે તેમ વળ આવે છે અને ઢીલો પડે છે. આ હુમલા કોઇ વખત એટલા ભયંકર નીવડે છે કે આંચકી

આવી ગયા પછી તે બાળકની જે આંખો ખેંચાઇ ગયેલી હોય તેમાંથી ત્રાંસી આંખ બની જાય છે, જ્યારે કેટલાક બાળકને હાથ અગર પગમાં ખોડ આવી જાય છે, કેટલાક બાળક બોલતાં અરધું પરધું શીખેલાં તે ભૂલી જાય છે, કોઈ બાળક બહેરાં બની જાય છે અને કોઇકની જીભમાં ખોડ આવવાથી તોતડાં થઇ જાય છે, કેટલાકનું મગજ શૂનકાર સમું બને છે. આવી રીતે આંચકીના સખ્ત ઉપદ્રવની પાછળ ખોડ રહી જનારા અનેક કેસો મેં જોયા છે અને તે પાછળથી બહુ ઓછા સુધરે છે. છતાં એમ નથી માનવાનું કે હરેક બાળકને દરેક આંચકી વખતે આ પ્રમાણે ખોટ આવે જ છે. આ તો કોઇક કેસો માટે સમજવાનું છે.

## આંચકીના ઉપાય

આંચકીવાળા માટે બે ઉપાય કરી શકાય. હુમલો શરૂ થાય તે વખતે તેની ખેંચતાણ બંધ થાય અને શુદ્ધિમાં આવે એ માટે કરવા પડતા ઉપાયને પ્રાથમિક ઉપાય કહેવાય, અને એ ખેંચતાણ બંધ થયા પછી અથવા આંચકીનો હુમલો મટી ગયા પછી ફરીને આંચકી ન આવે તે માટેના કાયમી ઉપાય ગણાય.

બાળકને આંચકી શરૂ થાય એટલે તેને ચત્તું સુવરાવી તેની છાતી ઉપરનાં બંધન–કપડાં વગેરે ખુલ્લાં કરી નાંખવાં અને શ્વાસોચ્છ્વાસ બરાબર લઈ શકે તેવી રીતે સુવારવું. કારણ કે આંચકી આવે છે તેની સાથે શ્વાસોચ્છ્વાસની ક્રિયા વધી પડે છે. માટે એને જોરથી દબાવવું એ ઠીક નથી. શરીર દબાવવાથી કદાપિ સ્નાયુનું ખેંચતાણ બંધ પડતું નથી.

બાળકને તાવ હોય અગર ન હોય પણ પ્રથમ તેને દસ્ત બરાબર થયો છે કે કેમ અથવા કેટલા વખતથી દસ્ત થયો નથી, વગેરે બાબતની પૂરતી તપાસ કરીને પછી જો તે બાળક લઇ શકે તો તેને દીવેલ સૂંઠના ઉકાળા સાથે આપવું. કેટલાક કેસોમાં એકાદ સારો દસ્ત થઇ

જવાથી જ આંચકી બંધ પડેલી, અને કેટલાક બાળકને ગ્લીસરાઇનની સીરીંજ આપીને મળનો નિકાલ કરવાથી સારૂ પરિણામ આવેલું એમ અમે નોંધ કરી છે. એટલે આંચકીના કેસમાં દસ્ત સાફ આવી જાય તે ઘણું જરૂરી જણાયું છે.

મોઢા ઉપર ઠંડું પાણી છાંટવાથી, દરદીને એમોનીઆ સુંઘાડવાથી, ડુંગળીની લીંબુ માફક ચીરી કરી નાક આગળ ધરી રાખી તેની વાસ લેવરાવવાથી, માથા ઉપર ઠંડા બરફનાં પોતાં મૂકવાથી, તેમ જ ગરમ પાણીમાં જરાક વાટેલી રાઈ નાંખી તેમાં પગ બોળવાથી, લમણાં ઉપર બ્લીસ્ટર મારવાથી, આ રીતે પ્રાથમિક ઉપચારો કરવાથી બાળકોને આંચકીનો હુમલો નરમ પડી જાય છે. જો સખત તાવના પરિણામે આંચકી આવતી હોય તો તાવ નરમ પડે તેવા—જેને અંગ્રેજીમાં 'ડાયાફોરેટીક' મિક્ષ્ચર કહે છે તે આપવાથી તાવ હલકો પડતાં તુરત બાળક શુદ્ધિમાં આવી જાય છે અને કેટલીક વખત આવા સખત તાવમાં આંચકી આવતી હોય અને ગ્લીસરાઇન સીરીંજથી એકાદ જુલાબ કરાવવાથી તાવનું જોર નરમ પડીને આંચકી આવતી બંધ પડે છે.

આંચકીવાળા બાળકને કેટલીક વખત બ્રેનની દવાઓ અને સ્નાયુને શિથિલ કરનારી દવાઓ આપવાથી બાળક ઉંઘમાં પડી જાય છે અને આંચકી બંધ પડે છે.

થોડાક પ્રચલિત ગ્રામ્ય ઉપાયો સુંદર છે, પણ જો પ્રકૃતિને સમજીને આપવામાં આવે તો એથી અવશ્ય લાભ થાય છે. દાખલા તરીકે :

કેશર એકાદ બે રતી, બાળકને આંચકી આવતી હોય તો ગામડામાં આપવાનો રીવાજ છે અને એથી બાળકની આંચકી બંધ પડે છે. પરંતુ આંચકી આવવાનું કારણ જો વાયુ હોય તો જ કેશર કામ કરે છે. કબજીયાત હોય તો નુકસાન કરે છે.

જાવંત્રીના ટુકડાને જલતા કોલસા ઉપર જરીક શેકી એક ૧૬ રૂપીઆભાર પાણીમાં ગરમ ગરમ છમકાવી, એ પાણી બાળકને પીવ- રાવવાથી આંચકી બંધ પડે છે. આને જાવંત્રી ઝામીને પીવરાવી કહે- વાય: પણ જે બાળકને કૃમીના કારણે આંચકી હોય તો જ ફાયદો થાય: તાવ કે કબજીયાત હોય તો નુકસાન કરે.

ભમરીનું દર માટીનું બનાવેલું હોય છે અને ગામડામાં જ્યાં ત્યાં ભીંતો ઉપર જોવામાં આવે છે. એને પણ જાવંત્રીની માફક ગરમ કરી પાણીમાં નાંખી પીવરાવે છે અને એ પણ વાયુના કારણે થતી આંચકી બંધ કરે છે: બીજા કારણે થયેલી આંચકીમાં નુકસાન કરે છે.

ફુલાવેલો ટંકણખાર બેથી ત્રણ રતી વાટી જરીક મધ મેળવી પાણી સાથે આપવાથી અને કલાકે કલાકે આપવાથી આંચકી નરમ પડી બંધ થાય છે. આ ઉપાય નિર્ભય અને સારો ગુણ બતાવનાર અમને જણાયો છે. વાયુ, કૃમી, મળબંધ તેમજ, દાંત ફુટવાનાં કારણો- એ બધાંમાંથી ગમે તે કારણ હોય પણ સેંકડો કેસોમાં જોયું છે કે બહુ જ સુંદર કામ ટંકણખાર આપે છે. બે ત્રણ પડીકાં પેટમાં જવાથી દરદીને એકાદ દસ્ત પણ થાય છે અને પેશાબ છૂટથી આવી જાય છે. કેટલીક વખત હું તો માત્ર ટંકણખારનું પડીકું જ આંચકીવાળા કેસમાં બાંધી આપું છું અને મેં જોયું છે કે સેંકડે પંચાસી ટકા બાળકની આંચકી ટંકણખાર બંધ કરી દે છે. લોકો એ મારા સફેદ દવાના પડીકાને ચમત્કાર માને છે. જો કે એ મારો ચમત્કાર નહિ પણ ટંકણખારનો ચમત્કાર છે. છતાં જો આપણે મોઢેથી દરદીને ટંકણખાર આપો કહીએ તો લોકોને શ્રદ્ધા બેસતી નથી અને તેઓ કીંમતી દવાની શોધમાં લાગી જાય છે, એટલે આ ચમત્કાર છૂપા રૂપમાં ચાલુ રાખવો પડે છે.

અંગ્રેજી દવામાં પોટાશ બ્રોમાઈડ, ટીં. હાયોસ્યામી, કલોરલ અને સ્પીરીટ એમોનીયા એરોમેટીકનું ઉમરના પ્રમાણમાં મિશ્રણ આપવાથી પણ કેટલીક વખત દરદી ઉપર એવી જ ચમત્કારીક અસર થાય છે

અને આંચકી બંધ પડી દરદી ઉંઘમાં પડી જાય છે. પણ આ દવાઓ તાત્કાલિક રાહત કે હુમલો ટાળવા પૂરતી હું તો ઠીક ગણું છું. કાયમી વ્યાધિ મટાડવાની એનામાં શક્તિ નથી. અફીણ પણ યોગ્ય માત્રામાં ઉમરનું પ્રમાણ વિચારી કુશળ ચિકિત્સકના હાથે આપી શકાય. પરંતુ સામાન્ય રીતે એ વસ્તુ પસંદ કરવા યોગ્ય નથી. ઘરમેળે આપવાની તો હું ના જ કહું છું.

બાયોકેમિકનું 'કેલ્કેરીઆ ફોસ' આ દરદ માટે બહુ સારૂં ઔષધ ગણાય છે. હુમલા વખતે અને તે પછી થોડો વખત ચાલુ આપતા રહેવાથી ફરી બાળકને આંચકીનો હુમલો થતો નથી. ઉપરાંત 'મેગ્નેશીયા ફોસ' અને 'કાલી ફોસ' પણ સરસ અસર કરે છે. આ દવાઓ તદ્દન નિર્દોષ છે. પરંતુ ગામડાં કે નાનાં ગામોમાં મળવી મુશ્કેલ છે.

કૃમીનું કારણ હોય તો આંચકી નરમ પડયા પછી એકાદ મહિનો તો બાળકને કૃમીકુઠાર રસની ગોળી આપ્યા કરવાથી પેટનાં કરમ મટશે અને આંચકી પણ ફરી થશે નહિ.

આ સિવાય **લક્ષ્મીનારાયણ રસ** આ વ્યાધિ માટે ઘણું જ સુંદર ઔષધ છે. ઉમરના પ્રમાણમાં એક અથવા બે ગોળી વ્યાધિના હુમલા વખતે કે તે પછી ફરીથી વ્યાધિ ન ઉપડે તે માટે ચાલુ રાખવાથી આંચકી પાછળનાં ગમે તે કારણો હોય તો પણ દૂર થાય છે.

'કૃમી કુઠાર' અને 'લક્ષ્મીનારાયણ' આ બંને દવાઓની બનાવટ આ લેખમાળામાં અન્ય સ્થળે આવી ગયેલી હોવાથી ફરીથી અહીં તેની બનાવટનો પાઠ આપવાની જરૂર નથી.

* * * *

# પ્રકરણ ૫૮ મું

## બાળગ્રહ

જેને આપણે વહેમ કહીને અત્યારે પરિત્યાગ કરીએ છીએ તેને આયુર્વેદ જાણનાર ઋષિમુનિઓએ સ્થાન આપ્યું છે. અર્થાત્‌ બાળકોને જેમ શારીરિક દોષોને લઇ શરીરમાં અવનવા વ્યાધિઓ થાય છે, તેમ આકાશમાં રહેલા અનેક ગ્રહોની પણ બાળક ઉપર અસર થવાથી બાળક માંદું થાય છે, ડરે છે, કંપે છે, અચાનક રડવા લાગી જાય છે, દૂધ પીતું બંધ થાય છે, હીબકે છે અને ચીસ નાંખી ઉઠે છે.

આપણને ખ્યાલ પણ હોતો નથી એ રીતે હસતું રમતું બાળક એક જ ક્ષણમાં દુઃખી અને રડતું બની જાય છે અને તેની પાછળનાં કારણ જાણવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તોયે સાચું ભાન આપણને થતું નથી.

છતાં પણ આજે અનેક સ્ત્રીઓ અનેક પ્રાંતમાં બાળકના આા બીવા, ઝબકવા, નજર લાગવાની પાછળ દેખાદેખીના અનેક ટુચકા કરે છે.

મેં જોયું છે કે તેવા ઉપાયોથી તેઓ બાળકને પાછું હસતું રમતું બનાવે છે. એટલે આ પ્રચલિત રૂઢી અને તાંત્રિક ઉપચારોને આપણે હસી ન કાઢીએ અને તેમાં રહેલા તત્ત્વની આપણે શોધ કરીએ તો ઘણું જાણવા મળે એવું છે. એટલે જ પ્રથમ આ બાબતમાં આપણે ઈતિહાસ અને પુરાણનો આધાર લઇએ તો પ્રચૂર રૂપે બાળકો માટે આવા ઉપચારો આગળ હજારો વર્ષ પહેલાં પણ પ્રચલિત હતા એમ કહેવામાં વાંધો આવતો નથી.

એક બહુ જ પ્રચલીત વાત લઇએ. શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વખતે જ્યારે માશી બનીને આવેલી પુતનાએ ઉપદ્રવ કર્યો તે વખતે માતા

યશોદાએ શ્રીકૃષ્ણની બાળરક્ષા માટે કવચ ભણીને ગાયનું પૂંછડું મસ્તક ઉપરથી ઉતારી, બાળગ્રહોથી રક્ષા થવા એ જ વિદ્યાનો આશ્રય લીધો હતો. આવા દાખલા તો ઇતિહાસમાંથી ઘણા મળી આવે તેમ છે. એટલે કદાચ એના જ આધારે દેશી વૈદકશાસ્ત્રના રચનારા વિદ્વાનોએ એની તરફ પણ નજર રાખી જણાય છે. બાળકોને અડચણ કરનારા ગ્રહની ગણતરી પણ એમણે કરી છે અને તેની તરફ આંગળી ચીંધી ઉપાયો બતાવ્યા છે. મને લાગે છે કે આ વસ્તુ કાઢી નાંખવા જેવી નથી અને તેથી હું પણ આધુનિક યુગમાં લખાતા આ બાળકના વિષયમાં તેને સ્થાન આપું છું.

સામાન્ય રીતે ગ્રહોનું નામ બોલાય ત્યારે આપણે જ્યોતિષ શાસ્ત્રે નક્કી કરેલા સૂર્ય, ચંદ્ર, શનિ, શુક્ર આદિ નવ ગ્રહો અને મેષ, વૃષભાદિ રાશીઓ વિષે વિચારતા થઇએ છીએ. પરંતુ એ ગ્રહોને બાળગ્રહો સાથે સંબંધ નથી. વળી જેને બાળગ્રહો કહેવામાં આવે છે તે સૂર્યચક્રના આધાર ઉપર નક્કી થયેલા નથી. માત્ર બાળકને તે નડતા હોવાથી તેને ગ્રહ નામ આપેલું છે. છતાં તે નવ ગણાય છે.

(૧) સ્કંદગ્રહ. (૨) સ્કંદાપસ્માર (૩) શકુની. (૪) રેવતી. (૫) પુતના. (૬) અન્ધ પુતના. (૭) શીત પુતના. (૮) મુખમન્ડિકા (૯) નૈગમેય.

ઉપર પ્રમાણે નવ ગ્રહો જેને બાળગ્રહ કહેવામાં આવે છે તેનાં નામ છે. હરકોઇ બાળક ઉપર આ નવગ્રહ પૈકીમાંથી ગમે તેની ગમે તે વખતે અસર થાય છે અને બાળક બેહોશ, ચમકતું, ઝબકતું, ચીલ્લાતું, ચીસ પાડતું, રડતું, ખેંચાતું, આંખ ફાટી રહેતું અને અવાચક બની જતું જણાય ત્યારે સમજવું જોઇએ કે તેને નવગ્રહ પૈકી એકાદ ગ્રહની અસર થયેલી છે અને તેને સમજવા માટે આ નીચે અનુક્રમવાર એ દરેક ગ્રહની બાળક ઉપર કેવી અસર થાય છે તેનું સ્વરૂપ સમજાવું છું.

[૧] સ્કંદગ્રહ

આ નામના ગ્રહની જ્યારે બાળક ઉપર અસર થાય છે ત્યારે તેની આંખો સૂઝી જાય છે અને આખા શરીરમાંથી રૂધીર જેવી ગંધ આવતી જણાય છે. તેમ જ તે બાળક દૂધ પીવાનું છોડી દે છે, તે મોઢું સહેજ વાંકુટેકું રાખે છે, આંખની પલક મારવી ઓછી કરી નાંખી એક જ નજરે જોઇ રહે છે અને આંખમાં પાણી ભરાઇ જાય છે. થોડુંક રડે છે અને હાથની મુઠીઓ સખત રીતે વાળી દે છે. તે બાળકનો દસ્ત સખત બંધાયેલો બની જાય છે. આ રીતે બાળકનાં લક્ષણો જણાય તો તેને સ્કંદગ્રહની અસર નીચે આવી ગયેલો બાળક રોગી સમજવો.

[૨] સ્કંદાપસ્માર

આ નામના ગ્રહની બાળક ઉપર જ્યારે અસર થાય છે ત્યારે બાળક અચાનક બેહોશ બની જાય છે અને ફરી જાગૃતિમાં આવી જાય છે. શરીર અક્કડ બની જાય છે. કયારેક હાથ અને પગ ઉછાળે છે અને તેની સાથે વારંવાર ઝાડો અને પેશાબ થઇ જાય છે. વારંવાર જોરથી બગાસાં ખાય છે. આવાં લક્ષણો જણાય ત્યારે તે બાળક સ્કંદાપસ્માર નામના બાળગ્રહ નીચે આવી ગયો છે તેમ સમજવું.

[૩] શકુની

આ નામના ગ્રહથી ગ્રસેલા બાળકનું અંગ શિથિલ થઇ જાય છે અને પક્ષીની માફક ભયથી ધ્રુજતું જણાય છે. તેમ જ શરીરમાંથી પક્ષીના જેવી ગંધ આવે છે. શરીર ઉપર વ્રણ થઇ આવે છે અને તેમાંથી રસી તથા ફોડકા ફેલાય છે. આવાં લક્ષણો જણાય ત્યારે તે બાળક શકુની ગ્રહથી પીડિત સમજવો.

[૪] રેવતી

આ નામના ગ્રહથી પકડાયેલા બાળકનું મુખ એકદમ લાલ સુરેખ બની જાય છે અને તેને જે દસ્ત થાય છે તે લીલા રંગનો થાય છે

અથવા લીલા રંગના ઝાડા થાય છે અને શરીરનો રંગ પીળો પડી જાય છે અથવા કાળું શરીર પડી જાય છે. તાવ પણ આવે છે અને મોઢું પાકી જાય છે અથવા કાન વહેતા હોય છે. આવાં લક્ષણો જણાય તે બાળક રેવતીગ્રહથી પીડિત સમજવું.

## [૫] પૂતના

આ નામના ગ્રહથી આવરણ પામેલ બાળક બસ રાત અને દિવસ કાયમ રડયા કરે છે અથવા તો સંધ્યાના વખતે કોઇ પણ કારણ સિવાય રડવા લાગે છે અને ચોક્કસ વખત સુધી રડી પછી છાનું રહે છે. ફરી બીજે દિવસે એ જ વખતે રડવા લાગે છે અને અરધો કલાક અથવા તેથી ઓછો કે વધુ સમય એક જ સરખો એક જ ધારૂં રડે છે અને છાનું રહે છે. તેને દસ્ત પાતળો થાય છે. મીઠી ઉંઘ લેતો નથી. તેનાં શરીરમાંથી કૌવા પ્રાણી જેવી વાસ આવે છે. કયારેક ઉલટી પણ થાય છે અને પાણી ઘણું પીએ છે. આવાં લક્ષણો જણાય ત્યારે તે બાળક પૂતનાગ્રહથી પીડાય છે એમ જાણવું.

## (૬) અન્ધ પુતના

આ નામના ગ્રહની અસર નીચે આવેલું બાળક ધાવતું નથી, તેમ કાંઇ પીતું પણ નથી. તાવ સખત હોય છે, તેની સાથે ઝાડા, અતિસાર, ખાંસી, હેડકી અને ઉલટી આ બધાં લક્ષણો એકી સાથે જણાય છે. એ બાળક ચતું સૂઇ શકતું નથી, પરંતુ ઉલટું ઉંધું સૂએ છે અને શરીરમાંથી રૂધીર જેવી વાસ આવે છે. આ લક્ષણો જણાય ત્યારે તે બાળક અન્ધ પૂતના ગ્રહથી પિડાયેલું સમજવું.

## (૭) શીત પુતના

આ નામના ગ્રહથી પીડાતું બાળક ટસકા ભરે છે–ઠાંસવાનું કર્યા કરે છે, કયારેક ઉંઘમાંથી એકદમ ચીસ પાડી ઉઠે છે, પેટમાં ગડગડ અવાજ

થાય છે, દસ્ત અત્યંત પાતળો થાય છે અને શરીર ઘણું દુર્ગંધ મારે છે. તે લક્ષણો શીત પૂતના ગ્રહથી દુઃખાતા બાળકનાં છે.

## (૮) મુખમન્ડિકા

જે બાળકના હાથ પગ રહી જાય, મુખ, નાક અને કાનમાંથી રૂધીર નીકળે, પેટ ફૂલી ગયેલું જણાય, ઘણો ખોરાક ખાવા માગે, પેટ ઉપર લીલા રંગની ઘણી નસો તરતી દેખાય તથા શરીરમાંથી મૂત્ર જેવી ગંધ જણાય તે બાળક મુખમન્ડિકા ગ્રહથી પીડિત સમજવું.

## (૯) નૈગમેય

જે બાળક આકાશની સામે જોઇને હસી પડે અને બેસારો ત્યારે પાછથી નમી જઇ પૃથ્વી સામું જોયા કરે, ન સમજાય તે રીતે ગુંજ્યા (બબડયા) કરે, શરીરમાંથી ચરબી જેવી ગંધ આવે, આવાં લક્ષણોયુક્ત બાળક નૈગમેય નામના ગ્રહથી પીડાયેલું સમજવું.

ઘણી વખત બાળકોના વ્યાધિમાં અનેક દવાઓ આપવા છતાં એના વ્યાધિનું શમન થતું નથી અને બાળક પોતાના મોઢેથી વ્યાધિ સંબંધે કાંઇ કહી શકતું પણ નથી. તેવા વખતે બાળકની માતા અને ચિકિત્સક ગભરાય છે અને કંટાળે છે. જ્યારે યોગ્ય ઔષધ અને કાળજીભરી સરસ સારવાર થવા છતાં પણ બાળકનો વ્યાધિ ન મટતો હોય તે વખતે ચિકિત્સક બંધુઓને તથા બાળક ધરાવતાં કુટુંબોને અમે આગ્રહપૂર્વક બાળકને અસર કરતા અને નડતા આ નવ બાળગ્રહ તરફ નજર કરી જવા ભલામણ કરીએ છીએ અને જુદા જુદા નવે ગ્રહનાં લક્ષણ સાથે તમારા બાળકને સરખાવી જોવા આગ્રહ કરીએ છીએ. તમને એમ લાગે કે જરૂર બાળકને નવ ગ્રહ પૈકી એકાદ ગ્રહની અસર થયેલી છે તો આ નીચે આપીએ છીએ તે નિર્દોષ ઉપચાર—ઉપાય કરવા ભલામણ છે.

**બાળગ્રહનાશક સ્નાન**

વનઅડદ, ગોરખમુન્ડી, સુગંધી વાળો, આ ત્રણે વસ્તુ અઢી અઢી તોલા, પાણી શેર ૧૦ની અંદર નાંખી એકાદ ઉભરો આવે તેટલું ઉકાળી, ગાળી, તે પાણીથી બાળકને સ્નાન કરાવવાથી નવે ગ્રહની પીડાને શાન્ત કરે છે. (તાવ ઘણો ભર્યો હોય ત્યારે આ સ્નાન કરાવવું નહિ.)

**બાળગ્રહનાશક લેપ**

સાતવર્ણું, કુષ્ઠ, હળદર, રતાંજલી—આ ચારે વસ્તુને પત્થર ઉપર ચંદન માફક ઘસીને બાળકના શરીર ઉપર લેપ કરવાથી બાળગ્રહની શાન્તિ થાય છે. (જો બાળકની છાતીમાં કફ બોલતો હોય અર્થાત્ વરાધ જેવું જણાતું હોય તો લેપ ગરમ કરીને છાતી ઉપર કરવો.)

**બાળગ્રહનિવારક ધુપ**

સર્પની કાંચળી, લસણ, ઘી, લીંબડાનાં પાન, મેદાશીંગી, ગુગળ, સફેદ ચંદનનો ભુકો, વજ અને મધ.

આ બધી વસ્તુ મેળવી બાળકને ધૂપ આપવાથી પણ બાળગ્રહની શાન્તિ થાય છે.

સામાન્ય જણાતા આ ઉપાયો કરી જોવાથી તેના ખરા ગુણની તથા શાન્તિદાયક અસરની ખબર પડે છે.

* * *

# પ્રકરણ ૫૯મું

## નજર અને નજરબંધી

તમે માનવાને તૈયાર ન હો તો યે કેટલીક પ્રચલિત ક્રિયાઓ આપણા ઘરમાં થતી જ રહે છે. તમે સુધારક વિચારના હો તો ઘરમાં અને ઘરસંચાલનમાં તમારા સુધારા મૂકી શકો, પણ કોઇના મનમાં–મનની ગડભાંજમાં તમે સુધારા મૂકી શકતા નથી. તમે એક અને બીજા બહારના વિચારો આપનારા અનેક હોય તો તમારા આપેલા વિચારો અને સુધારા લાંબો વખત ટકી શકે નહિ.

એટલે તમને ખ્યાલ હશે કે કેટલીક વખત તમે ચોક્કસ ક્રિયાઓ અને માન્યતાઓને ખોટી–હંબગ–માનતા હોવા છતાં તે તમારા જ ઘરમાં થતી હોય છે અને તમારે તે નજરે જોઇને રાજીપાથી કે નારાજીથી ચલાવવી પડે છે, એટલે કે ઘરના માણસોની ‘ હા એ હા ’ કરવી પડે છે.

આમ કહીને હું તમારૂં ધ્યાન ‘ નજર અને નજરબંધી ’ તરફ ખેંચવા માગું છું. આપણા ઘરમાં ઉછરતાં નાનાં બાળકોને ‘ **નજર લાગી** ’ એવું તમે સ્ત્રીઓના મોઢે સાંભળ્યું હશે. આ નજર લાગવી, એ સંબંધમાં તાત્ત્વિક રીતે કોઇ વિચાર કરતું નથી. અને **નજર** કદી પણ લાગે નહિ એવું માનનારા કરતાં **નજર લાગે છે** એવું માનનારો મોટો વર્ગ છે. એમના મનમાં પરંપરાથી ચાલી આવતી એ માન્યતાને મૂળમાંથી ઉખેડી ફેંકી દેનાર કરતાં તેને વધારે દૃઢ બનાવનાર મોટો વર્ગ હોવાથી કોઇ એકલદોકલ, બિચારો કે બિચારી કદાચ આ એક વહેમ છે તેવું વાદવિવાદમાં વદે તો સામા પક્ષે સેંકડો એને હસી કાઢી, પોતે માને છે તે સાચું છે તેને પૂરવાર કરવાના અનેક દાખલા અને દલીલો આપી, બાળકને નજર લાગી છે–લાગે છે એવું સાબિત કરે છે.

અરે બાળકની જ માત્ર વાત ક્યાં કરૂં? કેટલેક ઠેકાણે મોટી ઉંમરનાં સ્ત્રીપુરૂષોને પણ નજર લાગે છે. જરાક બણીઠણી, ઠીક ઠીક કપડાંનો ઠઠારો કરી બહાર નીકળ્યા અને કોઈએ જોઈને વખાણ કર્યાં કે 'વાહ ભાઇ! આજ તો ભપકો માર્યો છે ને શું?' અને તે પછી થોડા કલાકમાં ઉપરાઉપરી બગાસાં આવે, હાડ ભાંગે, જરીક માથું દુઃખે કે તાવ આવી જાય તો થઈ રહ્યું! એ પોતે નજર લાગ્યાનું માને અને બીજા પણ એમ મનાવવા પ્રયત્ન કરે.

બાળક કાંઇક રૂપાળું હોય, તેને નવરાવી ધોવરાવી, નવું ફરાક પહેરાવી, માથામાં ધુપેલ નાંખી અને આંખમાં આંજણ આંજી, બહાર રમવા લઈ ધું. જો કે નજર ન લાગે એ માટે તો આંજણની કાળી મેશનો ગાલ પાસે કાળો ચાંદલો (મસો) કર્યો હોય તો યે બહારથી આવીને એ બાળક જો રડવા લાગે અને છાનું ન રહે ત્યારે 'નજર લાગી! બા, નજર લાગી! ભારે નજરી રાંડે છોકરાને ભરખી લીધો! અરેરે, એક જ નજરે સામે ને સામે જોયા કરતી'તી તે નજર ભારે લાગી!'

પણ બાળકને શણગાર્યું હોય તો જ નજર લાગે એવું થોડું છે! એ દૂધ પીતું હોય તો નજર લાગે, એ ખડખડ હસતું હોય તો નજર લાગે, એ ટમકલા જેવું રમતું હોય તો નજર લાગે, અરે એ બાળસુલભ ચાળા કરતું હોય તો નજર લાગે અને પોપટની માફક ચબાવલું બોલતું હોય તો યે નજર લાગે! એ રીતે લાગેલી નજર બૈરીની હોય તો તેનો ઉપાય ખરો, પણ મરદની તો બહુ ભારે નજર! જો કે મરદની નજર એમ ઝટ કરતાં કોઈને લાગતી નથી, અને જો લાગી તો ધાણીની માફક બાળક ફાટી પડે! નાનાં છોકરાંને તો મેલાંઘેલાં રાખવાં, તેમને ચાળા કરવા દેવા નહિ, જ્યાં ત્યાં રખડાવવાં નહિઅને ભારેનજરીની આંખે ચઢવા દેવા નહિ...જો બચ્ચું ટોકાય તો ચુસાઇ જાય...આવા વિચારો અને માન્યતાઓ આપણા સમાજના મોટા વર્ગમાં આપણે પ્રવર્તમાન જોઈએ છીએ.

નજર લાગે છે તે વિષે ઉપર લખેલી બે ચાર વાતો જેમની તેમ સ્ત્રી વર્ગમાં જેવી માન્યતા હોય છે તે મેં કહી નાંખી. હિન્દના બધા જ પ્રાંતોમાં સેંકડે પંચોતેર ટકા સ્ત્રીઓ આ રીતે નજર લાગવા વિષે સાચી રીતે અથવા વહેમને કારણે, જે કહો તે પણ બહુ જોરશોરથી માન્યતા ધરાવે છે. અને એ સ્ત્રીસ્વભાવનો લાભ લઇ દરેક શહેરમાં અને ગામડાંઓમાં ઇલિમ જાણનારા, ભૂવા, દોરો કે માદળીયું બનાવી આપનાર મંત્રશાસ્ત્રીઓ અને દેવની ઉપાસના ધરાવનારાઓ જોઇએ તેટલા મળી આવે છે. આ મંત્ર, જંત્ર, તંત્ર સાચાં હોઇ શકે છે. તથાપિ થોડાક સત્યને ઢાંકી દેનાર અનર્ગળ અસત્ય અને ઠગબાજી, દોરાધાગા અને મંત્ર-જંત્રના નામે ધીખતો વેપાર અને વગર મૂડીનો રોજગાર લઈ મચેલા પાંખડીઓ અને દંભીઓનો પણ રાફડો ફાટી નીકળ્યો છે.

આ વિષયમાં સત્ય શોધવા આપણે થોડાક પાછા ફરીએ. શું માનવીની નજરમાં એવી ભયાનકતા હોઇ શકે ખરી, કે જેની બીજા ઉપર નજર પડતાંની સાથે નજરના મારથી એ નજર જેની ઉપર પડે તેનો પ્રકૃતિ અસ્વસ્થ કરી મૂકે? અથવા બાળક જેવું નિર્દોષ પ્રાણી માત્ર નજરથી જ ઘવાય ખરૂં?

આ પ્રશ્નનો ઉત્તર આપણે તાત્ત્વિક રીતે જો વિચારીએ તો કહેવું પડશેઃ હા, માત્ર નજરથી એટલે કે આંખની દૃષ્ટિથી કોઇના શરીર કે મન ઉપર અસર નીપજાવવાનું તો ઠીક, પણ એથી યે આગળ વધી મનધાર્યું કામ કરાવી શકાય છે. પરંતુ હરેક નજરમાં એવી શક્તિ હોતી નથી.

નજરની પાછળ માનવીની ઇચ્છા, તેનો સંકલ્પ, અને સંકલ્પની અંદર ચાલી રહેલું ભયાનક વિશ્લેષણ એ નજર મારફત સામાને ઘાયલ કરી દે છે.

મોટામાં મોટી વાત એક એ કહું: શિવજીએ તેમનું ત્રીજું નેત્ર માત્ર ખોલીને કામને દહન કર્યો હતો!

એને આપણે પુરાણની ભાષા ત્યજીને એમ કહીએ કે શિવે નજરના મારથી કામને મૂઠ મારીને તેનો અંત આણ્યો તો બન્ને એક જ બાબત કહેવાય !

આ વિષય થોડો લંબાશે, પણ વર્ષો પહેલાંની બનેલી રોમાંચક ઘટના, જે આ તરફના પ્રદેશમાં પ્રચલિત છે અને સેંકડોના મુખે ગવાય છે તે હું વાચકો સમક્ષ રજૂ કરૂં છું. નજર કેવું અને કેટલું કામ કરી શકે છે તે એ ઉપરથી સમજાશે.

પાટડીથી અઢારેક માઇલ ઝીંઝુવાડા ગામ છે. ઘણું પુરાતની એ સ્થાન છે. અત્યારે તો એ જર્જરિત છે, પરંતુ પુરાતત્ત્વ શોધનારને ત્યાં પુરાતન સમયની યાદ આપનારા ઘણા અવશેષો મળી શકે તેમ છે.

હું ઇતિહાસ નહિ લખતો હોવાથી, માત્ર એ ગામની આટલી ઓળખાણ આપવા સિવાય તેને વિષે વધુ લખતો નથી.

હું અહીં જે કહેવા માગું છું એ બનેલી કહેવાની બાબતને લગભગ સવાસો વર્ષ વિતી ગયાં હોય એમ વાતનો કાળ સૂચવે છે.

આગળ એ ગામની અંદર વાણીયા–જૈનોની વસતિ સારા પ્રમાણમાં હતી, તેવી જ રીતે ક્ષત્રીય (ગરાસીયા)ની વસતિ પણ સારા પ્રમાણમાં હતી અને તે વખતે એ ગામ નહિ પણ શહેર કહેવાતું હતું.

જૈન કોમના કર્મકાન્ડને જાણનાર અને જૈન ધાર્મિક વિદ્યા ઉપરાંત મંત્ર જંત્રમાં પણ વર્ષોથી વખણાયેલ એક યતિ (ગોરજી) ઝીંઝુવાડામાં રહેતા હતા. એમની વિદ્યાથી બધા જાણકાર હતા. આ ગોરજીને ત્યાંના જ રહીશ એક ક્ષત્રીય (ગરાસીયા)ની સાથે સારી દોસ્તી હોવાથી વારંવાર તેઓ ત્યાં જતા–આવતા. બનતાં સુધી આ કોમની સ્ત્રીઓ પરદો રાખે છે. ગોરજી ગરાસીયાને ઘેર આવે ત્યારે ડેલીમાં બેસે, વાતોચીતો કરે, કસુંબા પાણી લઇને ગોરજી વિદાય થાય.

ઘરની સ્ત્રીઓ સાથે પુરૂષ–બહારના પુરૂષનો કાંઇ પણ સંસર્ગ રહે નહિ. સ્ત્રીઓને જરૂર હોય તો તેમની વડારણો જે ખવાસ કોમની

હોય છે, અને જેઓ હમેશાં ગરાસીયા–ક્ષત્રીયનું દાસત્વ કરતાં આવ્યાં છે તેમની મારફત બજારનું ઘરબહારનું કામ કરાવી લે.

એક વખત આ ક્ષત્રીય પુરૂષ ઘેર નહિ અને ગોરજી ઘેર જઇ ચહયા. ક્ષત્રીય સ્ત્રી સ્નાન કરી, મસ્તકના લટકતા બાલ છૂટ્ટા મૂકી, મૃગલી જેવી સ્નાન કરવાના ઓરડે વગર ઓઝલે છોડી પોતાના ખંડમાં જતી હશે અને તે ગોરજીની નજરે ચઢી ગઇ !

એનું રંભા જેવું ગૌરાંગ સ્વરૂપ અને ચિત્રિણી જેવી ફાળ તથા તથા પદ્મિની જેવો કેશકલાપ જોઇ ગોરજીની ચિત્તવૃત્તિ ધવાઇ.

થોડા દિવસ વીતી ગયા. તે પછી એક વખત એ જ બાઇ સાહેબની વડારણ ગોરજીને રસ્તામાં મળી અને ગોરજીએ એને રસ્તામાં રોકીને પૂછ્યું : ' અલી, કયાં ગઇ હતી ? અને આ શું લઇ જાય છે ? '

ખવાસણે કહ્યું : ' મારાં બાઇસાહેબ માટે માથામાં નાંખવા ધુપેલ લેવા ગઇ હતી. ધુપેલ ખલાસ થયું છે, અત્યારે જ માથામાં નાંખવાનું છે, એટલે જલદી મારે લઇ જવું છે. '

' એમ કે ? વાહ, ધુપેલ સરસ જણાય છે ને શું ! કયાંથી લાવી ?' એમ કહી ગોરજીએ ધુપેલનું પાત્ર હાથમાં લઇ તેની અંદરના ધુપેલમાં એક નજર ફેંકી અને તે પાત્ર વડારણને આપતાં કહ્યું : ' બહુ મજાનું ધુપેલ છે. જલદી લઇ જા. તારી બાઈને કહેજે કે આ જ ધુપેલ નાંખે, બહુ સારૂં છે, હો કે ! '

અને વડારણ હાથમાં કચોળું (ધુપેલ રાખવાનું વાસણ) લઈ ઝડપભેર નિવાસ તરફ ગઇ. બાઇ ધુપેલ માટે રાહ જોઇ રહેલાં. એમની ધારણા કરતાં દાસી મોડી પડી હોઇ તુરત તેની પાસેથી કચોળું હાથમાં લીધું અને તે ધુપેલ સુંઘવા માટે કચોળું નાક નજીક ધરે છે ત્યાં તેમની ધુપેલ તરફ નજર ગઇ.

પણ આ શું ? કચોળાની અંદર રહેલું ધુપેલ સ્થિર નહિ જણાતાં ચક્કર ચક્કર ફરતું હતું ! બાઇએ બૂમ મારી : ' છોકરી ! '

'જી, આવી.!'

'આ ધુપેલ તું કયાંથી લાવી?'

'બાઈસાહેબ, દર વખત આપ મંગાવો છો તે દુકાનેથી જ.'

'આ ધુપેલ લઇને તું કયાંય ગયેલી ખરી?'

'ના જી, સીધી ઘેર જ આવી છું.'

'તો પછી તને આટલી વાર કેમ લાગી?'

'હા, બાઇસાહેબ! આપણી ડેલીએ આવે જાય છે એ ગોરજીએ મને ઉભી રાખી હતી.'

'શા માટે?' બાઇએ પૂછયું.

'મને કહે કે શું લાવી અને મેં કહ્યું કે ધુપેલ. એમણે પૂછયું કે કોને માટે; એટલે મેં આપનું નામ જણાવ્યું. એમણે ધુપેલનું કચોળું હાથમાં લઇ જોયું ને કહ્યું: 'ધુપેલ મજાનું છે, તારી બાઇને કહેજે કે આ જ ધુપેલ નાંખે.''

'ઠીક ઠીક, સમજી! વારૂ, જો આ ધુપેલ છે તેને લઇ જા અને તું આપણા મકાન બહાર જા. મકાનની પછીતના ખૂણા ઉપર પત્થરનો જમીનમાં દાટેલો ખુંટ છે, તેની ઉપર આ બધું તેલ રેડી દેજે, અને પછી આ વાસણને ધૂળથી માંજી નાંખી તેને તળાવના પાણીથી ધોઇ લૂછી નાંખી બીજું ધુપેલ લઇ આવ. જો, આ વખતે ધુપેલ ઉપર કપડું ઢાંકીને લાવજે અને રસ્તામાં કોઇ જોવા માગે તો બતાવતી નહિ. અને જો સાચવજે, આ ધુપેલનું એક ટીપું પણ અહીં કયાં ય પડે નહિ. જા, વહેલી થા.'

બાઇસાહેબની આજ્ઞા મળવાથી ખવાસણ ધુપેલનું વાસણ લઇને પછીત પાછળ પત્થરનો પીલર હતો તેની ઉપર રેડી આવી, અને પછી વાસણને માંજી નાંખી, બીજું ધુપેલ લાવીને બાઇને આપ્યું.

બીજી તરફ ધુપેલ ઉપર નજરબંધી અને આકર્ષણુ કરનાર ગોર જીને તો ચોક્કસ ખ્યાલ હતો કે એ ધુપેલ બાઈ માથામાં નાંખશે એટલે જરૂર આકર્ષાઇને પોતાને ત્યાં આવશે. એ વિચારથી ગોરજી તો પોતાના મકાનમાં વસ્ત્રો સજી તૈયાર થઇને બેઠેલો. રાત્રિનો દોઢેક પ્રહર વીત્યા પછી ગોરજીના મકાનના બારણા ઉપર મોટો 'ધબાક' કરતો અવાજ થયો અને તેને નવાઇ લાગી. પેલી સ્ત્રી આવી હોય તો તે આવો અવાજ કરે નહિ. ફરી બીજો અવાજ થયો અને કમાડ તુટી ગયું ! પત્થરને ઉચે તોળાતો અંદર આવતો જોઇ ગોરજીએ '**स्थिरो भव**'ના ઉચ્ચારે પત્થરને બારણા બહાર મકાનની દીવાલ પાસે સ્થંભાવી દીધો.

ક્ષત્રાણીએ રાત્રે પોતાના પતિને વાત કરી. સવારે ધુપેલ રેડવામાં આવેલ પત્થરનું સ્થાન બતાવ્યું અને પત્થર ત્યાંથી ઉચકાઇ ગયાનું જણાવ્યું.

વેરની વસુલાત કરનારી ક્ષત્રીય જાતિના પુરૂષે એ ડંખ દિલમાં રાખ્યો અને જાહેર રીતે તો ગોરજી સાથે દોસ્તી ચાલુ રાખી. અમુક સમય પછી ખેતરમાં તૈયાર થયેલો પોંક ખાવાના બહાને તે ગોરજીને ખેતરે લઇ ગયો. તેણે અગાઉથી જ પોતાના માણસોને ગોરજી બરાબર વાતોમાં હોય ત્યારે કાસળ કાઢી નાંખવાની સૂચના આપી રાખેલી. એ રીતે એ માણસો અચાનક આવી પહોંચ્યા, તેમણે તલવારો ખેંચી. પરંતુ તેમાંથી એક માણસ ઉપર ગોરજીની નજર પડતાં, તેને તે જ ક્ષણે નજરના મારે જ ખલાસ કરી દીધો; જ્યારે પાછળ બીજી તરફ રહી ગયેલા બીજા માણસે જોરથી તલવારનો ફટકો કર્યો અને ગોરજીનું મસ્તક ધડથી જુદું કર્યું !

કપોળકલ્પિત આ વાર્તા નથી—બનેલી બિના છે. બનવાજોગ છે કે વર્ષો પહેલાંની આ વાત હોઇ કદાચ સહજ પાઠફેર થયો હોય; છતાં માનવીની નજરમાં ચોક્કસ પ્રકારના ભાવો સમાયેલા છે અને તે અંતરની ઇચ્છાને નજર મારફત મોકલી શકે છે.

નજરબંધી વિષે આવી બાબતોના અનેક દાખલા આપી શકાય છે. આ દેશમાં જ આ વસ્તુ પ્રચલિત છે તેમ નથી. સુધારાના શિખરે પહોંચેલા યુરોપના દેશોમાં પણ આ વાતને મંજુર રાખતા કેટલાક બનાવો બને જાય છે અને ત્યાંની પ્રજા તેની ઉપર ઇતબાર પણ કરે છે.

વારૂ, ત્યારે આપણી સ્ત્રીઓ જે બાળકને નજર લાગી છે કે લાગે છે એમ માનતી રહી છે તે ખોટું છે–તૂત છે એમ હું તો કહેવા તૈયાર નથી. ઝીણવટભરી રીતે મેં અનેક માનવીઓની નજરનો અભ્યાસ કર્યો છે. મીઠી નજર, તીરછી નજર, મોહક નજર, મારક નજર અને વશ કરતી નજર યા લાગતી નજરનો આપણે જો અભ્યાસ કરીએ તો માત્ર નજર નહિ, પરંતુ નજર મારનારના દિલના ભાવ, તેના ચિત્તની વૃત્તિ અને તેના સંકલ્પનું એકીકરણ થવા માટેનું મંથન, એ સર્વને બરાબર વાંચી શકીએ.

માનવીની નજર અગર નજર મારફત વહેતું ચિત્તનું અવિશ્રાંત ઝરણુ જો ધારે તો લક્ષ્ય પદાર્થને કરમાવી નાંખે છે, ધારે તો ખીલવી લે છે. લક્ષ્યની જેટલી કોમળતા અને જેટલી વધુ કુમાશ તેટલી અસર વધુ વહેલી.

તમે એક અખતરો કરો. તમારા કે બાજુના કોઇ પણ બગીચાના એકાદ ઉગતા–ઉછરતા છોડ પાસે તમે જાઓ, નિત્ય જાઓ, તેની ઉપર નજર ઠેરવી, પાંચ પંદર મિનિટ તમારી નજરમાંથી અગ્નિ ઝરતો હોય તેવો ભાવ વરસાવો. જાણે તમારી આંખમાંથી એકાદ પ્રખર અગ્નિની જ્વાળા લાંબી થઇને એ છોડને બાળી નાંખવા મથી રહી છે: તેની સાથે તમારા દિલનું સર્વ બળ એકઠું કરી એ છોડને તમે નાબૂદ કરવા ઇચ્છો છો એ માટે તમે આંખમાંથી અગ્નિ વરસાવી રહ્યા છો: નિત્યપ્રતિ એ રીતે એકાદ બે અઠવાડિયાં કરી જુઓ. તમે જોજો, એ છોડની શી દશા થાય છે? તે થોડા દિવસમાં જ સુકાવા લાગી બળી જવાનો !

તમો જાણો છો? વનસ્પતિની જાતિમાં એક રીસામણી નામનો છોડ છે. સંસ્કૃતમાં તેને 'લજ્જાળુ' કહે છે. તેને કોઇ પણ માનવી આંગળીથી અડે છે એટલે આખો છોડ પાંદડાં કરમાવીને સંકોચાઇ જાય છે. બીજી તેની એક ખાસ વિશિષ્ટ જાત છે. એ તો વળી માનવીની નજર પડતાં જ સંકોચ પામે છે અને માનવી ત્યાંથી ચાલી જતાં પોતાની અસલ સ્થિતિમાં આવે છે. જો કે તે જ વનસ્પતિ બીજી વનસ્પતિના અડવાથી સંકોચાતી નથી. માત્ર માનવીથી જ કરમાય છે.

પરંતુ આ બધી વાતોમાં તો ઇરાદાપૂર્વકના નજરના મારની, કેળવાયેલી અથવા સિદ્ધ કરેલી નજરથી થતી અસર બાબતમાં વિવેચન થયું. પરંતુ નાના બાળકને જે નજર લાગે છે તે ખાસ અભ્યાસી કે ઇરાદાપૂર્વક નજરમારનો પ્રયોગ કરનારાની નજર નથી હોતી. એ તો કોઇ પણ શિક્ષિત, અશિક્ષિત, અભણ અને અજ્ઞાન સ્ત્રીની નજરથી પણ ધવાય છે. તેનું શું?

બરાબર છે. નજર તો જોવું તેને કહે છે, અને જોવું એનું નામ નજર કરવી. એ સ્વાભાવિક ક્રિયા હરેક કરે છે: અભણ, ભણેલ, સારા અને બૂરા બધા માણસો જૂએ છે—નજર કરે છે.

નજર કરવી—જોવું એ કદાચ પ્રથમ સ્વાભાવિક હોવા છતાં પાછળથી એ સહેતુક અને સક્રિય બની જાય છે: સઘળા જોનારને માટે.

અવાજ થયો, તમે જોયું. એક સ્ત્રી ચાલી જતી હતી, તમે તેની તરફ પહેલી નજર કરી તે સ્વાભાવિક હતી, ફરી તેની ચાલને જોઇ રહ્યા તેમાં તમારો હેતુ હતો, તેમાં સંકલ્પ હતો, ચિત્તનું એકીકરણ હતું અને ભાવ વહેતો હતો. એ બીજી વખતનું જોવું એ તમોએ નજર મારી અથવા તમારી નજર સદરહુ સ્ત્રીને લાગી એમ કહીએ તો પણ કહી શકાય. તમારી આ બીજી વખતની નજરના મારનું એ સ્ત્રી પાછી વળી નિરીક્ષણ કરે અને નજર પરખવામાં એ કાબેલ હોય

તો તુરત કહે કે તમે કરેલી નજર સ્વાભાવિક નહોતી, પરંતુ તમે દિલમાંના ભાવો સાથે નજરમાંથી નીકળતા પ્રકાશના પ્રવાહ સાથે તેને બાંધવા મથતા હતા.

હું એમ નથી કહેતો કે આ ભાવો ખરાબ હોય અથવા આ નજર નાપાક, અપવિત્ર કે દુઃખદ હોય: એ નજર સારી તથા ઉચ્ચ પણ હોય—એ નજરમાં વિશુદ્ધ પ્રેમ, ઉચ્ચ ઉર્મી અને શ્રેષ્ટ સંકલ્પ પણ હોય.

નજરથી જોવું અને એ નજરનો થતો મારો, એથી કાંઇ ભણેલા, કુશળ કે નજરના મારને સમજી શકનારા અસર નીપજાવી શકે છે તેમ નથી. અભણ, અજ્ઞાન અને નહિ સમજનારા માનવીના દિલમાં સંકલ્પ અને ભાવો ઉઠે છે અને આંખની નજર મારફત એ લક્ષ્ય તરફ પ્રયાણ કરી શકે છે. એટલે ટુંકાણમાં એમ કહી શકાય કે માણુસની નજર જતાં તેની સાથે દિલ જાય છે અને તેની પાછળ સંકલ્પ જાય છે.

સુંદર, રૂપાળાં, સુકુમાર બાળકો, ચંબેલીનાં ફૂલ જેવાં કે પારિજાતની કળી જેવાં હોય છે. જોનારની નિગાહમાં એ અતીવ સુંદર બાળક પ્રત્યે ખેંચાણ પ્રગટે છે. પરંતુ તેના મનમાં જો સૌમ્યતા અને સાંત્વન હોય છે તો એ નજરથી બાળકને પોષણ મળે છે. તીવ્રતા, નિઃશ્વાસ અને પોતાના પક્ષે દુર્બળતા હોય છે તો તે નજર બાળકને કરમાવે છે.

કદાચ હું શું કહેવા ઇચ્છું છું તે ન સમજી શકાય તો થોડુંક જુદી રીતે સમજાવું. એક સ્ત્રીનું બાળક કદરૂપું અને દુબળું—માદલું રહે છે, અથવા એક સ્ત્રીને સુંદર બાળક પ્રસવી મૃત્યુ પામ્યું છે અને તેનો ખોળો ખાલી છે, આ બન્ને જાતની સ્ત્રી કોઇ બીજા તંદુરસ્ત અને સુંદર બાળકને જુએ ત્યારે તેના જોવાની સાથે શું થાય ? પોતાને માટે નિરાશા, નિઃશ્વાસ અને બાળકની અથવા સુંદર બાળકની ઉણુપ એને દુઃખરૂપ લાગે છે, અને સહેજે આ હસતા રમતા બાળક પ્રત્યે

અમુક અંશમાં એને ! તેજોદ્વેષ પ્રગટે છે. એ તેજોદ્વેષમાંથી ઉપજેલું, માનસિક વિશ્લેષણ ઇચ્છાશક્તિ દ્વારા વહન પામી, બાળક ઉપર જાદુઈ અસર નીપજાવી, તેને માંદું યા રડતું કરી મૂકે છે. તેવી રીતે ખોરાક, મારફત, કપડાં મારફત પણ નજર લાગે છે. ધરાઇને દૂધ પીતું બાળક બીજાની નજરે અધધધ થઇ પડે તો, એથી નજર લાગે છે અને પછી એ બાળક દૂધ પીતું નથી, પણ જેની નજર લાગી હોય તેને, એ બાળકને માથેથી દૂધ ઉતારી, પીવરાવવામાં આવે છે તો એ બાળક પાછુ દૂધ પીતું થઇ જાય છે. આમાં જરીકે અતિશયોક્તિ નથી. આવી અનેક ઘટના જોઇ છે. તમારા જોવા—જાણવામાં પણ આવેલ હશે.

મૃગલી જેવી આંખો ધરાવનાર છોકરી કે સ્ત્રીને, અજંટાની ગુફાનાં ચિત્રો જેવા પયોધરવાળી સ્ત્રીના પયોધરને, વાસુકી નાગની ફણા માફક માથાના અંબોડાને છૂટો મૂકી નિતંબથી નીચે લટકતા ચોટલાને, પંચમના સુરથી સુર મીલાવી, આંબાવાડીયામાં આલાપતા કોકિલના જેવો મધુરો કંઠ ધરાવનાર ગાનારી અથવા ગાનારાને, ચપળ ચાલને, મુક્ત હાસ્યને, રમતીયાળ જબાનને, મરકતા મુખડાને, નાચતા પગને, શ્રોતાઓને ડોલાવનાર વ્યાખ્યાનકારને અને નાટ્યપ્રયોગમાં પોતાનું સ્થાન ઉંચું રાખનાર નટ કે નટીને એમ દરેકને નજર લાગે છે.

નજર લાગે છે એ સત્ય છે. એટલે બાળક ઉપરથી હવે મોટી ઉમરનાં માનવીઓને પણ નજર લાગે છે એમ કહેવા હું તત્પર થયો છું. છતાં નવાઇ કોઇ પામશો નહિ. જો તત્ત્વભરી વિચારસરણીથી તમે વિચાર કરતા બનશો તો નજરના મારની પાછળ રહેલું કામણગારૂં સત્ય તમે સમજતા થઇ જશો અને હમણાં તમને જે તૂત જેવું લાગે છે તે સાચું છે એમ સમજાશે.

વાચક પૂછશે કે હું આ નજરની વાતો કરી માનવીને વહેમી, ડરપોક અને મંત્રજંત્રને માનનારો વર્ગ ઉભો કરવા માગું છું ?

પણ નજર લાગે છે એ બાબત જેમ સાબિત કરવાને મેં આટલી આટલી વાતો કરી અને તમે શાન્તિથી સાંભળી, તેમ નજર નથી લાગતી એ પણ એટલું જ સત્ય છે. અને નથી લાગતી એ જો તમને બહુ ટૂંકમાં સમજાવું તો મારે એટલું જ કહેવું જોઇએ કે તમે એમ માનો—મન અને અંતઃકરણથી, પૂરેપૂરા ભરોંસાથી એમ માનો, અરે દઢપણે માનો કે 'મને નજર નથી લાગતી—નહિ લાગે' તો બીજાની નજર તમારા ચહાય તેવા રૂપ ઉપર, અગર ચહાય તેવી સુંદરતા ઉપર, ચહાય તેવા કાર્ય ઉપર કદી પણ લાગતી નથી.

જુઓ શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે 'અર્જુન! તું યુદ્ધ કરીને આ વિશાળ સૈન્યને મારી નાંખીશ અને તારા હાથથી અનેક હત્યા થશે. છતાં તું જો એમ માનીશ કે આ હિંસા કરનાર હું નથી, તો તુ હિંસા કરતો નથી.'

બાપલા, એમ મેં પણ કહ્યું ને કે જો તમે એમ માનો કે કોઈની નજર તમને લાગે જ નહિ, અને એ તમારો સંકલ્પ પરિપૂર્ણ, દઢ, અફર અને સવિશ્વાસ હોય તો તમને નજર લાગે જ નહિ. આ રીતે ફરી ફરીને હું મન, સંકલ્પ, ઇચ્છાશક્તિ ઉપર આવીને ઉભો રહ્યો.

પણ હવે એથી આગળ વધીને હું તમને પૂછું છું કે આ નજર અને તેની સાથે ઉપાય તરીકે આજે અને જુગજુના જમાનામાં થતા અને થઈ રહેલા ઉપાયો, મંત્રતંત્ર, દોરા, તાવીજ, માદળીઆં, નજર બાંધવા અને છોડવાના પ્રયોગો, એ બધા પાછળ શું રહસ્ય છે? મને તો સમજાય છે અને દીવા જેવું ભાસે છે કે આ બધાંની પાછળ સંકલ્પોનાં બળ, અને એ બળને પરંપરાત્મક સામુદાયિક મળેલી અદ્દભુત શક્તિ છે.

જરાક સ્પષ્ટતાથી કહું: નજર ન લાગે કે નજર લાગેલી નાબૂદ થાય તે માટે એક સાધુ, સન્યાસી કે ફકીર દોરો કે તાવીજ કરી આપે છે. એ બાંધવાથી બાળકને નજર લાગેલી ઉતરી જાય છે

અથવા બાંધી રાખવાથી નજર લાગતી નથી. આટલું તો આપણે જાણીએ છીએ.

હવે સદરહુ સાધુ કે ફકીર ગુરૂપરંપરાથી એકાદ મંત્ર અને એ મંત્રનાં વાક્ય ગોખી રાખીને દોરો તૈયાર કરતી વખતે ભણે છે. એ ભણે છે એટલું જ નહિ પણ તેને વિશ્વાસ છે, તેનો સંકલ્પ છે કે આ દોરો બાંધવાથી બાળકને કે મોટાને નજર ઉતરી જશે અથવા લાગશે જ નહિ. એ દોરો કરી આપનારનો સંકલ્પ, ગુરૂપરંપરાથી મંત્ર ઉત્પન્ન કરનારનો સંકલ્પ, દોરો લઇ આવનારનો સંકલ્પ અને દોરો હાથે બાંધી દઢપણે શ્રદ્ધાપૂર્વક માનનારનો સંકલ્પ. આ સંકલ્પ-વિધાયકનું બળ અને તેની સાથે ભળેલા સંકલ્પનું સમૂહબળ અને એ જ રીતે વધતું જતું સંકલ્પબળ એ દોરા મારફત અસર નીપજાવી, બાળક યા મોટાને તંદુરસ્ત અને નજર લાગવાથી રહીત બનાવે છે.

જેમ મહાત્મા ગાંધીજીના આગાખાનના મહેલમાં નજરકેદ અવસ્થામાં થયેલા છેલ્લા ૨૧ ઉપવાસ દરમ્યાન તેમની તબીયત લથડી જવા છતાં, ડોકટરો એમના છેલ્લા શ્વાસ ગણતા હોવા છતાં, એમનો જીવવાનો સંકલ્પ અને સંકલ્પની સાથે થયેલી કરોડો માણસોની ગાંધીજીને જીવાડવાની સમૂહપ્રાર્થનાથી ઉત્પન્ન થયેલ આંદોલન અને વીજળીક સંકલ્પબળે મહાત્માજીના જીવનની જ્યોતને અખંડિત રાખી છે, તેવી જ રીતે આમાં પણ સમજી લ્યો. પરંતુ જો એથી પણ વધારે તમારા સંકલ્પની શક્તિ હોય તો તમે ધાર્યું કરી શકો છો.

હવે આટલી ચર્ચા પછી લાગેલી નજર દૂર કરવા, બાંધવા અને નજર લાગતી અટકાવવા માટે થતા ઉપાયો તથા તેની રીતો અને થોડાક મંત્ર–જંત્રો, દોરા-ધાગા અને માદળીયાં બનાવવાની રીત આપને બતાવીશ. તે પહેલાં એક દૃષ્ટાંતથી સમજાવવા યત્ન કરૂં.

'સરલા, ઓ સરલા !'

'હાં, બા ! આવી.'

'પણ દીકરા, મહેંદ્ર બહારથી આવ્યો ત્યારનો રડયા જ કરે છે, તે એને શું થયું છે ? કેમ છાનો રહેતો નથી ?'

'બા, કોણ જાણે, આડે ચઢયો છે, તે ધાવતોયે નથી. પારણામાં નાંખું છું તો સૂતો નથી અને રમકડાં આપું છું તો રમતોયે નથી.'

'હા, બરાબર. મને થતું જ હતું કે એને ટાપટીપ કરી, આંખમાં કાજળ નાંખી, માથું ઓળી બહાર લઇ ગઈ છે તે જરૂર છોકરો ટોકાશે, પણ તમને આજનાં વૈરાંઓને કયાં ખબર છે કે છોકરાને કેવી રીતે સાચવવા જોઇએ ! બહાર જઇએ એટલે કોઇના દેખતાં એને બહુ ચાળા કરવા ન દઇએ.'

'હા, બા ! એમજ, હોં કે ! હું સરસ્વતીબહેનને ત્યાં ગઈ હતી ત્યાં ફોનોગ્રાફ વગાડતાં હતાં, તે આ રડયો સાંભળીને હાથના ચાળા કરે અને કેડેથી ઊંચો નીચો થઇ ગાયનના સૂર સાથે નાચવાના ચાળા કરતો હતો, તે જોઈ માંકોર ભાભી કહે: 'એલી વહુ ! તારો મહેન્દ્ર તો બહુ રમતીયાળ છે. જોને અમારો બચુ તો સાવ બોદો, રમતો જ નથી.' અને ઘડી પછી મહેન્દ્ર રડવા લાગ્યો તે છાનો જ રહેતો નથી.'

'હશે જે થયું તે ખરું. જાઓ, મીઠાની સાત કાંકરી અને ચપટી રાઈ લઇને વગર બોલ્યા તેના માથેથી ઉતારી, ચૂલાના અંગારામાં નાંખો. છોકરો દેખાવડો છે ને, હાલતાં નજર પડે છે. રાં...જાણે છોકરાં જોયાં જ ન હોય ને, તે ભરખવા ઉભી જ હોય ! એનું કાળું મ્હોં ! તમે માનો નહિ એટલે શું થાય ? જો બીજી એક ફટકડીની કાંકરી લઇને મહેન્દ્રને માથે ઉતારી અંગારા ઉપર મૂકી દે. તને ખાતરી કરાવું. એ ફુલી જાય એટલે ચીપીએ પકડીને અહીં લાવજે.

'જો, હવે તેં જોયું ને ! આ ફુલેલી ફટકડીનો છે ને માંકોરના મોઢા જેવો આકાર ! એ ડરગી છે જ કવાડજીભી ! એની જીભ હાલી અને નજર પડી એટલે ગમે તે હોય–ભલે છોકરૂં કે મોટું–તો પણ જાણે નજર લાગ્યા વગર રહે જ નહિ.

'આ મારો સુરેશ તે નાનો હતો—તારા વરની જ વાત કરું છું—ત્યારે મારી સાથે એક વાર જમવા આવેલો અને મારી પાસે બેઠેલો. સાથે એ જ માંકોર બેઠેલી. મારા છોકરા પહેલેથી જ ડાહ્યલા અને કહ્યાગરા. સુરેશ છ વરસની ઉમરનો હતો તો યે પલાંઠી વાળીને પતરાવળીની પાસે સ્વચ્છતાથી—એઠવાડ વેરાય નહિ તેમ—બેઠો બેઠો જમણા હાથે જમે. હાથમાં નવી ઘડાવેલી માણેકવાળી અંગુઠી પહેરેલી. એ જોઇને માકોર તેની સામે ને સામે જોયા કરે. મેં પૂછયું: 'એલી, તું શું જોયા કરે છે? તું તો થીજી જ ગઇ છું!'

'એ કહે: 'ભાઇ ભાઇ, તારા છોકરા તો અત્યારથી મોટા માણસની માફક ડાહ્યાડમરા થઇને વરતે છે! જોને, આ સુરેશ કેવો ડાહ્યો છે? એની ચપળતા જોઇને હું તો આભી જ બની ગઈ છું.'

, એ સાંભળીને મેં તો એનું મોઢું જ તોડી લીધું;

"જા જા હવે, એમાં ડાહ્યા ને ડમરા શું વળી! છોકરો પલાંઠીવાળીને ખાય છે તેમાં ડોળા શેની ફાડી રહી છું? છોકરો ટોકાશે.'

'અને પછી વહુ, શું કહું? હું ઘેર આવી, સાંજ પડી, પથારીમાં છોકરો સૂતો અને એને તાવ ચડયો, તે તલ મૂકીએ તો તૂટી જાય! અને મને તો બા, એવી ફાળ પડી કે ન પૂછો વાત! એ અભાગણીનું મને વહેમ જેવું તો હતું જ. પછી મેં તો એ ને એ જ વખતે ઉઠીને ઘરમાંથી કાંસાની થાળી અને કાંસાની વાટકી કાંઢી, મીઠાના સાત કાંકરા લીધા, હળદર અને ગોળ લીધો, માથાના વાળ લીધા અને બહાર જઇને ચાર રસ્તાના ચોકની ચપટી ધૂળ લીધી. પણ રસ્તાપર પડેલું ગાયનું છાણ જોઇએ. તારા સસરા ઘેર ખરા. એ જાણતા હતા કે નજર બાંધવા માટે આ દોડાદોડ કરી રહી છે, છાણ આટલામાં નહોતું, એટલે દરવાજા બહાર હશે એમ ધારી હું ઉતાવળા પગે જતી હતી, ત્યાં આપણી પાડોશમાં શીવકોર ભાભુ હતાં—અત્યારે તો તે દેવલોક થઇ ગયાં—તે સામાં મળ્યાં. સંધ્યા ટાણે ઉતાવળી ઉતાવળી મને ગામ બહાર જતી જોઇને એમણે મને

બોલાવી પણ મારાથી બોલાય નહિ. ફરીને બોલાવી પણ મૂગા મોઢે મારે નજર બાંધવાની એટલે બોલાય કેમ? મેં તો દોટ મૂકી અને શીવકોર ભાભુ ઘેર આવીને એમના ધરનાને કહે છે: 'આ નરબદા વહુ દોડતી દરવાજા તરફ જાય છે, તે એમના ઘરમાં કાંઇ કંકાસ તો નથી! તમે જુઓ તો ખરા.'

'અને એમના વર તારા સસરા પાસે આવીને હજી વાત કરે છે ત્યાં તો હું આવી પૂગી. બધી સામગ્રી કાંસાની થાળીમાં મૂકી, એક તાંબાનો લોટો પાણીથી ભરી, સળગતા કોલસા વાટકીમાં લઈ, બધું હાથમાં લીધું અને સુરેશ સુતો હતો તેની ઉપર પગથી માથા સુધી સાત વખત ફેરવી. મેં મનમાં એમ નક્કી કરેલું કે આ નજર બાંધવામાંથી મારા દીકરાને તાવ ઉતરી જજો અને એની લાગેલી નજર હટી જજો.

'પછી થાળીમાં કોયલા લાવી તેની ઉપર ઉંધી પાડી અને એ વાટકી બરાબર છાણુ, મીઠું, હળદર, દૂધ અને વાળ એકઠાં કરી ને તેની ઉપર પાણી રેડયું, ત્યાં તો વાટકી થાળીની સાથે એવી સજ્જડ ચોંટી ગઇ કે વાત ન પૂછો. અને કડાક—કડાક—કડાક—એમ ત્રણ અવાજ થયા. નજર બાંધેલી એ થાળીને પથારી પાસે રહેવા દીધી. જ્યાં અરધી રાત થઇ હશે ને, ત્યાં સુરેશે પાણી માગ્યું. હું તો જાણતી હતી. છોકરો તાવમાં શેકાતો હોય અને આપણને થોડી જ ઉંઘ આવે, બા! ભાઇને મેં પાણી આપ્યું અને શરીરે હાથ ફેરવ્યો. પરસેવો વળેલો અને તાવ તદ્દન નરમ પડી ગયેલો. સવારે તો તે સાજો તાજો ઉઠયો.

'બીજી વાત કહું: તારો દીયર નાનો, હું તેને દૂધ પીવરાવતી હતી અને જીવો મહારાજ લોટ માગવા આવેલા. છોકરાને દૂધ પીતો જોઇને જીવો મહારાજ કહે. 'કેમ, બા! ભાઇ દૂધ પીએ છે કે? સારૂ, સારૂ, પીવરાવો.' એમ કહીને તે ગયો અને બીજે દિવસથી એ દૂધ પીતો બંધ થઇ ગયો. દૂધને નજરે જુએ કે ચીસ પાડે.

'મેં તો શું કર્યું, વહુ! બીજે દિવસે આસું એક શેર દૂધ લાવી, ઉનું કરીને તેની અંદર સાકર ઇલાયચી નાંખી, અને છોકરા ઉપરથી ઉતારીને રાખી મૂકયું. તારા સસરાને કહી મૂકેલું કે જીવો મહારાજ આવે તો એમને એ દૂધ પાજો.

'અને જીવો મહારાજ તો રોજ વખત થાય એટલે આવે. એ આવ્યા ને તારા સસરાએ બોલાવ્યા: 'આવો આવો, જીવાભાઇ! કોઇ દિવસ તો ઘડીક વાર બેસો.'

'જીવાભાઇ આવીને બેઠા એટલે આડી અવળી વાતો ચાલી. તારા સસરાએ મને કહ્યું: 'અલ્યા સુરેશની બા! આ જીવાભાઇનું કાંઇક સન્માન તો કરો.' મેં કહ્યું: 'હા, હા, જીવાભાઇને લ્યો દૂધ આપું.' અમારી વખતે તો આટલો બધો ચહાનો રીવાજ નહિ. કોઇ આવે તેને દૂધ કાં નાસ્તો આપીએ. અને મેં ગરમ કરેલું શેર દૂધ આગળ મૂકયું. જીવો મહારાજ એ દૂધ પીતા બોલ્યા: 'વાહ, દૂધ સરસ છે, હો! ભાઇ પીએ છે એ જ માંહેનું છે, ખરૂં કે?' મેં કહ્યું: 'હા, જીવાભાઇજી! જુવો આ છોકરો, તમે ગોર મહારાજ કહેવાઓ. માથે હાથ ફેરવો.' જીવા મહારાજે તારા દીયરને માથે હાથ ફેરવ્યો અને એ ગયા.

'પછી મેં એને દૂધ પીવરાવવા લીધો અને તે ઘટુક ઘટુક પીવા લાગ્યો. આજનાં ભણેલાં ગણેલાં લોકો કહે છે કે નજર બજર શું લાગે? કહો ત્યારે અમારી આંખો સામે બનેલા આ બનાવ છે. છોકરો શા માટે દૂધ ન પીએ અને પાછો એકાએક કેમ દૂધ પીતો થઇ જાય?

'અને ત્યારપછી તો સરલા, આપણા મહાદેવના પૂજારી રહેતા, એમનું નામ ગૌરીદત્ત. એ આપણા ગુજરાતી નહોતા, પણ અહીં રહેતા હતા. તે ગણપતિની કાયમ ઉપાસના કરે. મેં એમને નજર ન લાગે તેવો દોરો આપવા કહ્યું.

તે તો કહે: 'નહિ માઇ, મેં કુચ્છ નહિ જાનતા.' પણ મેં તો હઠ પકડી અને મહારાજને ખૂબ વિનવ્યા અને કહ્યું: 'ભલે પાંચ રૂપીઆ લ્યો, પણ મારા બન્ને છોકરાને નજર ન લાગે તેવો દોરો કરી આપો.'

'પૈસાની વાતથી તો મહારાજ બહુ ચીડાયા અને બોલ્યા: 'અબે-ગલી! હૈ કયા દામસેં મંત્રકી વિક્રી હો સકતી હૈ? કયા, તેરે ગુજરાતમેં મંત્રજંત્ર બેચનેકા જો ઢોંગ મચા રહા હૈ વૈસે ધૂર્ત સાધુ મુઝે તું માનતી હૈ?'

'અને હું તો ભોંઠી પડી. મેં તો મહારાજને હાથ જોડયા: 'બાપજી, મારી ભૂલ થઇ.' મારી નમ્રતા જોઈને મારા પ્રત્યે તેમને દયા ઉપજી, મને એમણે સંકષ્ટ ચતુર્થીને દિવસે ઉનના બે દોરા આપ્યા અને આ બન્ને ભાઇને મેં ડોકીમાં મઢાવી બાંધ્યા. કેટલાય વરસ સુધી એ રહ્યા. કોઇ દિવસ એમનું આંખ માથું દુઃખ્યું નહિ. એ મોટા થયા એટલે એમણે પોતાની મેળે કાઢી નાંખ્યા, માટે વહુ દીકરા, સમજી વિચારીને કામ કરો, બેટા! છોકરા મોટા કરવા અને કાચા નિંભાડા પકવવા એ બેઉ બરાબર છે.'

'પણ બા, જો તમે નારાજ ન થાઓ, તો તમે જે વાતો કહી તેમાં મને શંકા છે તે કંઇક પૂછું.'

'પૂછને બેટા! એમાં નારાજી શી? ન સમજાય તે પૂછીએ, પણ ખોટાં શંકાશીલ અને કુતર્કવાદી ન થઇએ. બોલ, શું કહેવું છે?'

'તો બા, મીઠું અને રાઇ માથે ઉતારી ચૂલામાં નાંખવાથી શો ફાયદો? બહાર ફેંકી દઇએ તો?'

'તેં ઠીક પૂછયું, દીકરા! મને પણ એવો જ વિચાર થતો હતો કે મીઠું રાઇ બળવાથી ગળું સસડી જાય એવો ધૂમાડો નીકળે છે. તો આ રીવાજ એ ચીજોને ચૂલામાં નાંખવાનો કયાંથી પડયો હશે?'

'એક વખત આપણા ઘેર પાટડીવાળા વૈદ્યરાજ આવેલા એ વાત કરતા હતા કે વૈદ્યકશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર અને મંત્રશાસ્ત્ર

એના રચનારાઓ અને તેને રૂઢીમાં મૂકનારાઓએ પહેલાં બધાએ મળી વિચારોની આપ–લે કરી, એક શાસ્ત્ર સાથે બીજા શાસ્ત્રનો હેતુ ઓતપ્રોત થાય એમ રચના કરેલી છે.

'રાઈ અને મીઠું અગ્નિ ઉપર બાળવાથી તેમાંથી 'કલોરીન ગેસ' છૂટો પડીને હવામાં ભળે છે, અને એ હવા શ્વાસમાં લેવાય છે. મનુષ્ય માત્રના ગળામાં સહુથી વધુ જાતના રોગના જંતુઓ હોય છે એ જાણીતું છે, અને હવા ત્યાં થઇને જ અંદર જાય છે. જો હવામાં 'કલોરીન'નો અંશ હોય તો તે ગળામાંના રોગના જંતુઓને મારી નાંખી, આપણને તંદુરસ્ત રહેવામાં મદદ કરે છે. મીઠાં અને રાઈની ધૂમાડી ઈન્ફ્લ્યુએન્ઝા જેવા શ્વાસનળીના રોગની અચૂક દવા છે. અને સાધારણ કારણથી થઈ આવતા શરદી, સળેખમ, ખાંસી વગેરે દરદોમાં માથે ઉતારી બાળવામાં આવતાં રાઇ મીઠાની ધૂમાડી અપ્રત્યક્ષ રૂપે પણ બહુ ફાયદો કરે છે.

'પ્લેગના વખતે મીઠું, નવસાર અને હીરાકસી ત્રણે સાથે મેળવી તવા ઉપર પાથરી, તવો સઘડી ઉપર મૂકી પ્લેગ ચાલતો હોય તે ઠેકાણે બાળવાથી, પ્લેગના દરદીઓને આરામ થઇ જવાના દાખલા બન્યા છે.

'વૈદ્ય કહેતા હતા કે આપણી જૂની–પુરાણી એ રાઇ મીઠાની નજર બાંધવાની ક્રિયા જાણી લઇને તેમાંથી તો યુરોપ–અમેરિકાના વૈજ્ઞાનિકોએ એવી જબરી શોધ કરી છે કે આ રાઇ–મીઠાંની નજરબંધીથી (તેમાંથી ઉત્પન્ન થએલો કલોરીન ગેસ દુશ્મન ઉપર છોડે છે) સામેના દુશ્મન લશ્કરોને તેઓ પાછાં હઠાવી દે છે, અને તેનો પરાજય કરે છે. અર્થાત્ આપણી એ રૂઢી અનેક રીતે લાભકારક બને છે.

'માટે સરલા, જા ભાઈની નજર બાંધી દે, રડતો છાનો રહી જશે. નજરબંધીની પાછળ રહસ્યો છે હો, તૂત નથી. એ તો જે વિચારવાની તક ન લે તે જ ખોટું છે, તૂત છે, વહેમ છે, એમ કહે છે. પરંતુ સામાન્ય રીતે આવી બાબતો ઘણી વાર ઉપયોગી બને છે.'

# પ્રકરણ ૬૦મું

## સંસ્કાર અને કેળવણી

સંસ્કાર, એ ઉપરથી દ્વિજાતિઓના શાસ્ત્રમાં બતાવેલા સોળ સંસ્કાર માટે હું લખવા માગું છું એમ સમજતા નહિ. તેવી જ રીતે કેળવણી શબ્દ ઉપરથી, પ્રાથમિક, માધ્યમિક યા ઉચ્ચ કેળવણી, એટલે વિદ્યાભ્યાસ અથવા ગુજરાતી એકથી સાત અને એ. બી. સી. ડી. થી મેટ્રિક કે બી. એ., એમ. એ. જેવા શિક્ષણ માટે મારે લખવાનું નથી. એ વિષે 'મા અને બાળક'ના વિષયમાં ખાસ લખવાનું હોય પણ નહિ. એટલે તે તે વિષયો જેમના અધિકારના છે, તેમને માટે રહેવા દઇ, હું તો બાળક જન્મથી પાંચ વરસનું થાય ત્યાંસુધીમાં સામાન્ય રીતે તેને ઘરમાં ઉછેરવાનું છે તથા તેનાં અંગોપાંગ, ઇંદ્રિયો, સંજ્ઞા, બુદ્ધિનો વિકાસ ઝડપથી થતો હોય છે, તેમ જ સમજશક્તિ જે કુદરતી રીતે એકદમ ખીલતી જતી હોય છે, તેને સમજી તેના વિકાસમાં મદદ મળી શકે એવી રીત બતાવવા ઇચ્છું છું. એક રોપેલા છોડની રક્ષા કરવા માટે તેના ફરતી વાડ કરવામાં આવે છે, અથવા તેને વધવા માટે આધાર આપવામાં આવે છે. તેનો આશ્રય લઇ કુમળો છોડ ઉંચે વધે છે. તે રીતે ઘરમાં જન્મ પામી ઉછરતા બાળક પ્રત્યે તેનાં માતપિતા અથવા ઉછેરનાર વ્યક્તિ અગર ઘરમાં વસનાર સર્વ માનવી યોગ્ય લક્ષ આપી, તેના શરીરવિકાસ, મનવિકાસ, બુદ્ધિવિકાસ અને ઇંદ્રિયવિકાસને સમજી વિચારી મદદ કરતા થાય તો એ બાળક પૂર્ણ માનવી બને, એટલે કે યોગ્ય વ્યક્તિ તરીકે પૂર્ણપણાને પહોંચી શકે.

આપણે કેટલાંક કુટુંબોમાં બાળકોને ઉછેરવાની રીત જોઇએ છીએ ત્યારે એમ થાય છે કે એ બાળકોને બગાડનાર અથવા એની ખીલાવટની આડે આવનાર તેનાં માતાપિતા જ હોય છે. એટલે

માતાપિતાની મોટાઇ અને અધિકાર તથા તેમની બુદ્ધિનો ઘમંડ, અથવા બાળકને અજ્ઞાન, પરાધીન, પરતંત્ર માની લેવા જેવી જૂની જડ ઘાલી બેઠેલી બુદ્ધિના આધારે છોડને આશ્રય આપવાનું છોડી દઇ, એ છોડને જલ્દી વધતો કરવા માટે તેને મૂળમાંથી તાણી, તે જલ્દી વૃક્ષરૂપે બને એ રીતની ક્રિયા અને વર્તન ચાલતાં હોવાથી એ બાબતમાં મારે થોડીક ઉપયોગી સૂચના રૂપે હકીકત કહેવાની છે. એથી જ આ પ્રકરણને 'સંસ્કાર અને કેળવણી' એવું નામ આપ્યું છે.

બાળક ધાવતું થાય ત્યારથી જ હું તો તેને સંસ્કારમાં મૂકવા માગું છું. માતા બાળકને ધવરાવે તે જરૂરનું છે કે કેમ, કેટલી વાર ધવરાવે, એ બધું આગળ કહેવાઇ ગયું છે. પરંતુ જે વખતે બાળકમાં સમજવાની અને સંજ્ઞા ઝીલવાની શકિત નથી, તે વખતથી પણ તેની ઉપર સંસ્કાર પાડવાની રીતે જો માતા વર્તન કરવા લાગે તો ત્યારથી જ બાળક કેળવણી મેળવે.

દાખલા તરીકે હરકોઇ માતા એટલું તો સમજે છે કે બાળકને ભૂખ અને પ્યાસ લાગે ત્યારે તેને ધવરાવવું જોઇએ. તેને ભૂખ–તરસ લાગી છે કે કેમ, એ તેને વાચા નહિ હોવાથી તે કહી શકાતું નથી, એટલે ઘણું કરીને તેના માટે તે રડવા લાગે છે. પરંતુ રડવું એ કેવળ ધાવવા માટે છે એમ જ સમજનારી માતાઓ એને રડતું જોઇ–સાંભળી તુરત સ્તનપાન કરાવે છે. તથાપિ સમજવું જોઇએ કે બાળક જ્યારે જ્યારે રડવા લાગે ત્યારે ત્યારે તેને સ્તનપાન કરાવવું એ વાસ્તવિક રીતે વાજબી નથી, પરંતુ એ તો બાળકને લાંબા વખત માટે એક ભયંકર અને ખોટી લતે ચડાવનારી માતાની અજ્ઞાનતા છે. એથી ભૂખ અને પ્યાસની ઇચ્છા સિવાય માત્ર કોઇ પણ બીજા કારણથી રડતા બાળકને છાનું રાખવા માટે ધવરાવવું એ એક સામાન્ય જણાતી બાબત બાળકને વધુ પડતી હાનિ પહોંચાડે છે અને સાથે માંતાને માટે પણ તે અહિતકારી છે.

ઘડિયાળના કલાકો એ માટે ઉપયોગી છે ખરા, પણ કાંડે ઘડિયાળ રાખીને ચોક્કસ વખત ઉપર કાંટો જાય એટલે બાળકને ધવરાવવા લેવું એવો પણ હું દુરાગ્રહ કરતો નથી. તેની સાથે પાછળ પરિશિષ્ટમાં આ સંબંધમાં દુગ્ધાહાર માટે આપેલા કોષ્ટકની ઉપેક્ષા કરવી એ સારૂં પણ નથી. પરંતુ હું તો માતાઓને એમ કહેવા માગું છું કે બાળકની બિલકુલ નાની વયથી તેને ધવરાવવા સંબંધમાં તમે જો બરાબર નિયમિત હશો અને તમે વારંવાર સ્તનની ડીંટડી તેના મોઢામાં મૂકવાની કુટેવ નહિ પાડો તો જ્યારે બાળક સમજણું થશે ત્યારે તમારી એ પ્રકારની સમજદારીથી તેને તમે આહાર માટે પણ નિયમબદ્ધ અથવા નિયમસર થતું જોઇ શકશો.

જેમ સ્તનપાનની બાબત છે, તેમ ઉંઘવાની બાબતમાં પણ છે. એટલો તો હરેકને ખ્યાલ છે કે બાળક જેમ નાની ઉમરનું તેમ તેને ઉંઘ વધારે. તે જેમ મોટું થતું જાય તેમ ઉંઘ ઓછી થતી જાય છે. વળી ઋતુ ઉપર પણ બાળકની ઉંઘનો આધાર છે. પરંતુ તમે એમ માનો કે તમારે ઘરકામ કરવાનું હોય, તમારે રસોઈ કરવાનો વખત થયો હોય અને તમારે ગરમ ગરમ રોટલી પતિના ભાણે પીરસવાની હોય ત્યારે જ બાળક ઉંઘી જાય, અને એમ ઇચ્છીને તમે ઘોડીઆમાં એને સુવારીને હિંચોળો, હાલરડાં ગાઓ છતાં એ ઉંઘે નહિ અને તમારા હાલા ભેગો એ પણ ગાણું ગાવા લાગે, ઉંઉં કરવા લાગે, તેથી તમે ચીડાઓ, એમાં વાંક બાળકનો નથી પણ તમારો છે. તમે શરૂઆતથી જો ઉંઘવાના સમયની સમજપૂર્વક એને ઉંઘવાની ટેવ પાડો તો વખત થતાં એ આસાનીથી ઉંઘી જાય છે. પછી પારણું હોય કે ઘોડીયું એની એને બહુ પરવા નથી હોતી. ઘણી વાર રેલ્વેની મુસાફરી કે ગાડાના ધડધડાટમાં પણ માતાના ખોળામાં બાળકને બહુ ગહરી ઉંઘ કાઢતું જોયું છે.

એટલે એ બાબતમાં પણ તમે નિયમિતતા જાળવો અને બાળકની

પ્રકૃતિને સમજી લઇ તેને નિયમિત બનાવવાની ટેવ પાડો તે ઇચ્છવા યોગ્ય છે.

લગભગ બાર મહિનાનું બાળક થાય ત્યારપછી તમારી કાળજી અને કેળવણી હોય તો દરેક બાળક ઝાડા અને પેશાબને માટે પણ નિયમસરની ટેવવાળું બની જાય છે અને તમે જો બેદરકાર હો તો જ તે કપડાં અથવા પથારી ખરાબ કરે છે.

સવારના પહોરે તમારી આંખ ખૂલે અને બાળક જાગ્યું હોય તે વખતે તેને પથારીમાંથી અથવા પારણામાંથી અલગ કરીને તમે તેને ઉભું રાખી અથવા તમારા બન્ને પગને બાજુમાં વાળી, ફણાના ભાગને ચૂલા આકારે ગોઠવી, એની ઉપર બાળકને બેસારી, ચોક્કસ જાતના અવાજની સીસોટી બોલાવો તો બાળક તેને થોડીક આવેલી સંજ્ઞાથી પોતાની હાજત પૂરી કરી લે છે, અને પછી તો તેની ઉપર એ સંસ્કાર અથવા ટેવ પડી જાય છે અને નિયમિત વખતે જ એ પગ ઉપર બેસીને તમારી ક્રિયાને સમજી જતું હોય તેમ મળ-મૂત્રનો નિકાલ કરે છે.

જ્યારે એનાથી વિરૂદ્ધ ત્રણ ત્રણ વરસનાં બાળક થાય ત્યાંસુધી અહીં તહીં જમીન અને કપડાં ખરાબ કરતાં, એને ચુંથતાં, ગંધાતાં, કલાકો સુધી પ્રક્ષાલન લીધા વગર મળયુક્ત ગુદા ધરાવતાં બાળકો પણ જોવામાં આવે છે.

શું એ બાળક ખરાબ છે અથવા બાળકમાં કોઇ ખામી છે? નહિ, એને આપવાના સંસ્કાર અને કેળવવાની જે માતાની ફરજ છે, એ તે સમજતી નથી અથવા સમજવા છતાં આચારમાં મૂકતી નથી તેનો જ પ્રતાપ છે.

આ રીતે બાળક જ્યાંસુધી પરાધીન છે ત્યાંસુધી તેની દેખરેખ, સંભાળ અને તેને દોરવણી જૂદી રીતે થાય છે, પરંતુ બાળક પરાધીનમાંથી જેટલી હદે સ્વાધીન થતું જાય છે તેમ તેમ તેને કેળવવા

અને સંસ્કાર રોપવામાં–માતા પિતાની જવાબદારી વધતી જાય છે અને તે વખતે બરાબર વિચારપૂર્વકની સમજશક્તિથી કામ લેવાની જરૂર રહે છે.

ક્યારેક માતાપિતા પોતાને વધારે બુદ્ધિવાળાં માનોને બાળકોને શાણાં અને સુશીલ તથા સુંદર બનાવવા માટે પોતાની બુદ્ધિથી બાળક ઉપર નિયમન કરવા લાગે છે ત્યારે તે બાળકની ખરી સ્વાધીનતા અને સ્વયંસ્ફુરિત વૃત્તિને કચડી નાંખીને એના વિકાસને અવરોધે છે.

આપણે ધારીએ છીએ કે આપણે આપણાં બાળકને આજ્ઞાધારક બનાવીને કહ્યાગરાં બનાવીશું તો એથી તેમનામાં સાચી સરલતા અને ડહાપણુ આવી જશે; એથી આપણું વર્તન અને ક્રિયા જુદાં હોવા છતાં બાળકને શિક્ષણુ અને ડહાપણુ આપવા વખતે આપણે તેને મીઠી શિખામણુ આપવા લાગીએ છીએ, અને એ શિખામણુને બીજી વખતે નિયમના રૂપમાં ફેરવીને તેનું દબાણુ આજ્ઞા અને હુકમ રૂપે બાળક ઉપર લાદીએ છીએ, ત્યારે ખરેખર એ સ્વાધીન થતા જતા બાળકને આપણે ભયંકર અન્યાય કરીએ છીએ.

આપણુને એવો ખ્યાલ હોય છે કે બાળકને હુકમ કરીને તેની પાસે કાંઈ પણુ કામ કરાવીએ તો એથી બાળકની ક્રિયાશક્તિ ખીલશે અને તેના પરિણામે તેનામાં નિયમન આવશે. અર્થાત આપણો એવો ભ્રમ છે કે બાળકની ક્રિયાશક્તિ હુકમ પ્રમાણે કામ કરવાથી ખીલે છે. આપણે માનીએ છીએ કે ફરજીયાત કામ જેવું પણુ હોઇ શકે છે. આવા ફરજીયાત કામને આપણે બાળકના આજ્ઞાધીનપણાને નામે ઓળખીએ છીએ. ખાસ કરીને નાનું બાળક આપણુને અનાજ્ઞાંકિત જણાય છે. તે ચાર પાંચ વરસનું થાય છે ત્યાં તો એટલું બધું જીદ્દી થઇ જાય છે કે આપણે તેને આજ્ઞાંકિત બનાવવામાં લગભગ નિષ્ફળ અને નિરાશ થઇ જઇએ છીએ અને એ દિશામાં આપણે પ્રયત્ન છોડી દઇએ છીએ. આપણે નિયમનના ગુણુની બાળક

આગળ તારીફ કરીએ છીએ, આપણી રૂઢી અનુસાર બાળકમાં આ ગુણો તો આપણે ખાસ ઈચ્છીએ છીએ જ, છતાં મહા મુશીબતે આપણે બાળકને સંયમિત બનાવી શકીએ છીએ. તેથી જ આપણે નિયમન ઉપર વધારે ભાર મૂકીએ છીએ. પરંતુ જે વસ્તુ અંદરથી આવવી જોઇએ તે પ્રાર્થનાથી અથવા હુકમથી અથવા જોરજૂલમથી મેળવી શકાય છે એમ માનવાની ભૂલ સામાન્ય રીતે સહુ કરે છે! ખરેખરી અને વિચિત્ર વાત તો એ છે કે આપણે નાના બાળકને સંયમિત બનવાનું કહીએ છીએ ત્યારે વસ્તુતઃ આપણે તેની પાસે આકાશનો ચંદ્ર માગીએ છીએ.

બાળકોને પોતાની મેળે ચાલતાં, દોડતાં, દાદરેથી ઉંચે ચડતાં અને નીચે ઉતરતાં, નીચે પડી ગયેલા પદાર્થો ઉચકી લેતાં, પોતાની મેળે કપડાં પહેરી લેતાં અને કાઢતાં, પોતાની મેળે નાહી લેતાં કે મોઢું સાફ કરતાં, એ જ રીતે મળમૂત્રનો ત્યાગ કરી સ્વચ્છતા કરતાં, ચોખ્ખું બોલતાં કે પોતાની જરૂરીયાતો સ્પષ્ટપણે જાહેર કરતાં—આ બધું શીખવામાં મદદ કરવી જોઇએ. નહિ કે તે બધું આપણે કરી આપવાની ચાકરી કરવી જોઇએ. આપણે તો બાળકોને એવી મદદ કરીએ કે જેથી તેઓ પોતાના વ્યક્તિગત ઉદ્દેશો પાર પાડવાની અને પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાની શક્તિ સ્વયં પ્રાપ્ત કરી લે.

વિકસતા બાળકની આડે તમે કે તમારી બુદ્ધિને ન ધરો, પણ એનો સ્વયંસ્ફૂર્તિનો વિકાસ જે દિશાએ વધતો હોય તેને તમે જોઇતી મદદ આપો અને એને સ્વતંત્ર બનાવો અથવા સ્વતંત્ર રીતે વિકસવા દ્યો, તો જ તમે બાળકને સાચા માર્ગે લઈ જઇ શકો છો.

બાળકોમાં અનુકરણ કરવાની શક્તિ અજબ પ્રકારની હોય છે. એમ જો ન હોય તો જન્મ પછી સંજ્ઞા, વાચા, ક્રિયા, પ્રવૃત્તિ આદિથી રહિત જણાતું બાળક ધીરે ધીરે ઉમર વધવાની સાથે જે સંસર્ગમાં, જે કુટુંબમાં અને જે કુળમાં ઉછરતું હોય છે તેવી ભાષા, તેવી

વર્તણુંક, તેવા આચારનું થતું જાય છે, તે કેવી રીતે બને? ગુજરાતીનું બાળક જન્મથી ગુજરાતી ભાષ શીખે છે, જ્યારે કચ્છી, મેમણ—મોહમેડન જુઓ તો ગુજરાતીની સાથે બીજી ભાષા—કચ્છી, સીંધી કે મુસલમાની ભાષા શીખી લે છે, એટલે તે ઘરમાં પોતાની માતૃભાષાથી વાત કરે છે, બહાર આપણી સાથે ગુજરાતી ભાષા બોલે છે. એનું નામ સંસ્કાર. બે બે ભાષાનો સહેજે એને સંસ્કાર આપવામાં આવ્યો તેવો વળાંક એણે લીધો.

એટલે તમારા ઘરનું, તમારાં બીજાં બાળકોનું, તમારા જીવનનું, તમારા વર્તનનું, તમારી વાણીનું અને તમારા વિચારનું વાતાવરણ જેટલું સ્વચ્છ, જેટલું નિર્મળ, અને જેટલું અકલુષિત, તે સઘળાની છાપ તમારા સુકુમાર ઉછરતા બાળક ઉપર પડે છે. જેમ ઘરની ચાર દીવાલોને બિલોરી કાચથી મઢી લીધી હોય અને તેની વચમાં રહીને તમે કામકાજ કરો ત્યારે તમારૂં પ્રતિબિંબ ચારે દીવાલોમાં ચતુર્વિધ રૂપે પડે છે, તેમ તમારા બાળક ઉપર પણ તમારા વર્તનની અસર થવાની એ ચોક્કસ માનજો. નાનું બાળક છે, તે કાંઇ નથી સમજતું એમ માનીને તેની હાજરીમાં અથવા તેની નિદ્રાવસ્થામાં પણ જે જે કલુષિત કે નાપાક કાર્યો તમે કરો તેની અસર તેના ઉપર થયા વગર રહેતી નથી. તેવી જ રીતે સારાં, શુભ અને સ્વચ્છ—નિર્મળ કાર્યોની અસર પણ તેની ઉપર થાય છે. આટલું તમે જો ખૂબ ધ્યાનપૂર્વક સમજી વિચારીને યાદ રાખો તો તમારા બાળકના ઉછરવાની સાથે તેના સંસ્કાર સર્જવામાં તમે સારી મદદ કરી શકો.

બાળક ચાલતું અને બોલતું થયું એટલે એને માટે ઘર છોડીને બહાર જવાનું બને છે. શરૂઆતમાં તો એ રમવા માટે સમવયસ્ક બાળકો જોડે જાય છે, કેમકે સરખી ઉંમરનાં બાળકો સાથે તેને ઘણું ગમે છે. બાળકની બહુ કાળજી કરનાર માતાપિતા કે વડીલો બાળકને બહાર જતા અટકાવે છે, પરંતુ ખરી રીતે એમ કરવાથી તો તેનો વિકાસ અટકી જાય છે, કેટલાક ઠેકાણે તો બાળક માટે કેવળ "નનૈયો"જ

નક્કી કરી રાખેલો જણાય છે ! બાળક પૂછે કે રમવા જાઉં ? મા કહેશે–ના ! બાળક કહેવાનો કે ખાવાનું લઉં ? મા કહેશે–ના ! અને જ્યારે બાળક ખૂબ રડે–ઝગડે તથા હઠે ચડે ત્યારે બા–બાપા હા કહે ! પરંતુ આમ કરવાથી તો બાળક હઠીલું બને છે; અને તેને હા ક્યારે કેવી તથા ના ક્યારે કહેવી એની વિવેકબુદ્ધિ આપણે વિસારી દઈએ છીએ. પણ જો તમો હમેશાં હા કહેવાનું રાખો, તો ના ક્યાં કહેવી તે સમજાશે અને ના કહેવાનું કારણ એટલા નાના બાળકના મગજમાં પણ ઉતારી શકશો.

આપણામાં રાજહઠ, યોગીહઠ, સ્ત્રીહઠ, અને બાળહઠ એમ ચાર હઠ માની છે. તેમાંની પ્રથમની ત્રણ હઠને છોડી બાળકની બાબતમાં વિચાર કરતાં જણાય છે કે બાળક સ્વતંત્રતાપ્રિય છે. એની સ્વતંત્રતા જ્યાં ઘવાય છે ત્યાં તેને ગમતું નથી, અને પછી તે સારાસારનો ભેદ સમજવો છોડીને હઠ પકડે છે, એટલે જો તમોને તાત્ત્વિક રીતે કશો વાંધો ન લાગતો હોય તો બાળકને સ્વતંત્રતા આપવી એ તેના વ્યક્તિગત વિકાસ માટે, તેને જાતે સ્વાધીન થવા માટે; પણ જો તે બીજાને હરકત રૂપ થતું હોય, અર્થાત્ સમવયસ્ક બાળકને મારતું હોય, બચકું ભરી લેતું હોય, યા બીજાની વસ્તુ લઇ લેતું હોય તો તુરત તેને અટકાવવું. એવા પ્રસંગમાં તેને સ્વતંત્રતા આપવી એ તેને માટે હિતાવહ નથી, કારણ કે સ્વતંત્રતામાંથી સ્વચ્છંદીપણું આવી જાય છે અને તેમાંથી બાળક લાડકું બની જાય છે; અને તે જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ જો તેને પડેલી કુટેવો પોષવામાં આવે છે તો પછી તે કુટેવો ઉગ્ર સ્વરૂપ પકડે છે અને પાછળથી કોઈ પણ ઉપાયે જતી નથી. આજે કેટલાંક બાળકો નિશાળમાં જઇને બીજાની પેન અથવા ચોપડી અથવા પાઈ કે પૈસો ચોરી લેતાં જોવામાં આવે છે, અગર નિશાળમાંથી છુટીને માતાપિતાની પાસે શિક્ષણ સંબંધમાં ખોટી ફરિયાદ કરતાં જોવામાં આવે છે, અને રસ્તે ચાલતાં બીજાં છોકરાંઓને અડપલાં કરી કજીયા કરતાં જોવામાં

આવે છે. આ બધી બાબત માટે બાળક તો ગુન્હેગાર છે જ, પણ તેથી વધુ ગુન્હેગાર તો તેનાં માતાપિતા છે.

કારણ કે આ જાતની કુટેવો શરૂઆતમાં માતાપિતાએ જોયેલી હોવા છતાં તેમણે તેને સમજાવી, છોડાવી, સાચા માર્ગે વળવાનો પ્રયાસ કર્યો નથી, ભલે એ કુટેવો એને ઘરમાંથી ન પડી હોય અને એ બહારથી જોઇને શીખી લાવ્યો હોય, તો પણ માતાપિતાની ફરજ હતી કે એ કુટેવો ઘર કરી બેસે અને બાળકના મન સાથે ઓતપ્રોત બની જાય તે પહેલાં તેને સમજાવીને છોડાવી દેવી જોઇતી હતી.

શરૂઆતમાં બાળકની ટેવો તરફ બેદરકારી બતાવી, પછીથી તે જીદ્દી થાય ત્યારે તેને રોજ રોજ માર મારી કે ગાલીપ્રદાન કરી સુધારવાનો પ્રયત્ન કરવો એ મા-બાપના ગમારપણાનું લક્ષણ છે. બાળક હઠીલું થયું હોય તો તેને સમજાવી અગર બીજા વિષયોમાં તેનું મન પરોવી અથવા કુટેવોથી થતાં અનિષ્ટ પરિણામો બાળકની બુદ્ધિમાં ઉતરે એ રીતે સમજાવવાનો પ્રયાસ કરીને શરૂઆતથી જ તેને કુટેવથી અલગ બનાવી દેવું.

બાળકો નાચતાં કૂદતાં હોય, સાધારણ તડકામાં ફરતાં હોય કે સાધારણ ઠંડીમાં રમતાં હોય અથવા શરૂઆતના વરસાદમાં નહાતાં હોય તો કેટલાંક માબાપ બૂમાબૂમ કરી તેમને ઘરમાં પૂરી દે છે! એવી રીતે બાળકોની વધારે પડતી સંભાળ રાખવાથી તેઓ પાંગળાં બને છે, અને પછી મોટાં થતાં સાધારણ ટાઢ, તડકો કે વરસાદ તેઓ સહી શકતાં નથી, પરિણામે હવામાનના સાધારણ ફેરફારથી તેઓ માંદાં પડી જાય છે અને માબાપની ચિન્તા બેવડાય છે. ખાસ કરીને શ્રીમંત લોકો હાથે કરીને પોતાની તથા બાળકની સ્થિતિ એવી કરી મૂકે છે અને મોટાઇની સાથે નાજુકાઇનો મેળ પાડવા જતાં તેઓ હેરાન થાય છે. માટે સાદી સમજ વાપરીને બાળકને ખડતલ બનાવવા તરફ તેઓ થોડું પણ ધ્યાન આપે એ ઇચ્છવા યોગ્ય છે.

એથીયે વધારે કેટલાક શ્રીમંતો અને લખપતિઓના ઘરમાં બાળકોની માઠી દશા મેં જોઇ છે. માઠી દશા હું એટલા માટે કહું છું કે શ્રીમંતાઇના ઘમંડમાં કે તેના ઓઠા તળે રાખવામાં આવેલા નોકરચાકરોથી ઉછરતાં બાળકો નિર્માલ્ય અને સ્ફુર્તિહીન બની જાય છે. શ્રીમંતોને ત્યાં નોકરી કરનારા નોકરો બાળકને કરવાનાં કાર્યો પોતે કરે છે અને એ કારણથી બાળકોની ઉપયોગી તથા સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ ગુંગળાઇને મૃત્યુ પામે છે.

જે બાળકની તહેનાતમાં ઘણા બધા નોકરો છે તે ધીમે ધીમે નોકરો ઉપર વધારે ને વધારે આધાર રાખનારૂં બને છે અને તે એટલી હદ સુધી કે એક રીતે તો તે નોકરનું ગુલામ જ બની જાય છે! પોતાને કાંઇ પણ કામ કરવું નહિ પડતું હોવાથી તેના સ્નાયુઓ નબળા પડતા જાય છે અને છેવટે તે તેની ક્રિયા કરવાની સ્વાભાવિક શક્તિ ગુમાવી બેસે છે. જે માણસ પોતાની જરૂરીયાત માટે કામ કરતો નથી પણ બીજાના શ્રમ ઉપર જીવે છે તે માણસનું મન મંદ અને જડ બને છે. આવા માણસને પાછળથી કોઇ વાર પોતાની હીન સ્થિતિનું ભાન થાય છે ને તે તેમાંથી મુક્ત થવા ઇચ્છે છે. પણ તે વખતે તેને માલૂમ પડે છે કે હવે પોતાની પૂર્વશક્તિ પાછી મેળવવા માટે પોતાની પાસે કશું જ બાકી રહ્યું નથી!

માટે તમારાં બાળકો, તમે શ્રીમંત અને ધનપતિ હોવાને કારણે, નાજુક ન થઈ જાય, પરાધીન ન થઇ જાય; શિથિલ અને ક્રિયાની અણઆવડતવાળાં ન બની બેસે એ તમે જોજો. લક્ષ્મી ચલિત છે. તમારી શ્રીમંતાઇ સદાકાળ ટકી રહેશે કે કેમ તેનો તમને પણ ભરોંસો નથી. એટલે છોકરાંઓ ઉપર ખોટો ઓપ ચઢી જાય અને એ બોદાં, નોકરચાકરથી પરાધીન અને પરાવલંબી ન બની બેસે એવા સંસ્કાર શરૂઆતથી પાડવાની કાળજી રાખી તેને છૂટાં મૂકવામાં જરીએ સંકોચ કરશો નહિ. માત્ર શારીરિક નુકસાન ન થાય એટલા પૂરતી કાળજી રાખી તેનું શરીર કસાય અને શરીર સાથે બુદ્ધિ

તીવ્ર થાય તેવાં કાર્યો કરવાની, દોષરહિત રમતો રમવાની છૂટ આપવાથી બાળક કેળવાય છે અને તેનામાં સંસ્કારનાં બીજ રોપાય છે.

બાળકોનો સ્વભાવ જીજ્ઞાસુ છે. જેમ તેના શરીરવિકાસ માટે આપણે કાળજી કરીએ છીએ તેમ જ તેના માનસિક ઘડતર માટે પણ કાળજી કરવાની જરૂર છે. જો તેની જીજ્ઞાસાને તમે સંતોષ આપો નહિ તો તે જીજ્ઞાસા બળવત્તર બનીને ભળતા માર્ગે ફંટાઇ જાય છે. તેથી તે બાળક જે જે પૂછે તેનો માબાપે શાન્તિથી જવાબ આપી તેનું સમાધાન કરવું. જે બાબત તમે ન સમજાવી શકો તે માટે બાળકને ધૂતકારવું નહિ અથવા પોતાનું અજ્ઞાન છુપાવવા ખોટું બોલવું નહિ. અમુક બાબત તમો ન જાણતા હો તો તેનો તેવો એકરાર કરી પછીથી કોઇને પૂછી કે પુસ્તકોમાં વાંચી બાળકને તે સમજાવવી.

વિના કારણે પણ સમજતું થયેલું બાળક કેટલીક વખત આપણને જાતીય પ્રશ્ન પૂછી બેસે છે. તે વખતે જો તેને ધમકાવીને આડું અવળું સમજાવવાનો પ્રયાસ કરો અથવા હસી કાઢો યા તેનું મોઢું બંધ કરવાનો પ્રયાસ કરો તેથી બાળકનું કુતૂહલ બેવડાય છે અને માબાપનાં અધૂરાં જ્ઞાન કે વિચિત્ર રીતભાત પ્રત્યે તેને અણગમો ઉપજે છે. એટલે પછી બીજી કોઇ વખતે માબાપ તેને સાચી વાત કહેતાં હોય તોય તેની ઉપર તેનો વિશ્વાસ બેસતો નથી.

માટે એવી બાબતનો જવાબ આપતાં માબાપે ક્ષોભ કરવો કિંવા લજ્જાનો દેખાવ કરવો ન જોઇએ, પણ બાળકને સમજાય તેવી સાદી છતાં મર્યાદિત ભાષામાં એની વૃત્તિને સંતોષ મળે એ રીતે જવાબ આપવો જોઇએ.

ગાળાગાળી, મારામારી, તોછડાપણું, ખરાબ દેખાવ, અર્ધનગ્નના ચાળા, બિભત્સ ચિત્રો, મુડદાની ઠાઠડી, ડોકટરના વાઢકાપ, શરીરમાંથી લોહીનું વહેવું, શ્મશાન, કબ્રસ્તાન, મુડદાને અગ્નિદાહ, ભૂમિદાહ—આ સઘળાં કૃત્યો અને દેખાવો બાળકથી દૂર રહે તો સારૂં. કારણ કે

બાળકોને અનુકરણ કરવાનું ઘણું ગમે છે અને કેટલીક વખત આમાંથી જ એમને અનિષ્ટ પ્રેરણા અથવા ખરાબ અસર નીપજે છે.

પિતા કે માતાએ બાળકની હાજરીમાં પારકાની નિંદા કરવી, ખોટું યા બિભત્સ બોલવું, બીડીઓ ફુંકવી, શૃંગારિક ચાળા કરવા, વગેરે પ્રકારનું ગેરવર્તન કરવું નહિ; અને ભવાયા, નાટક તથા રામલીલા કે જેમાં બિભત્સ રસ ભર્યો હોય યા તો પ્રેમલી–પ્રેમલાનાં નામનાં છાજીયાં હોય તેની અસર સુકુમાર બાળક ઉપર થવા દેવી તે ઝેર રૂપ છે.

છેવટ ખાસ ભલામણ કરવાની એ છે કે પાંચ વરસનાં બાળકો થાય એટલે તેઓ જો એકાંતમાં જઇ છૂપી રમત રમતાં હોય યા વહુ વરની રમત રમતાં હોય તો તેમને જરૂર અટકાવો. તમારા ઘરના જૂના નોકર પાસેથી તમારો બાબો જો તમારી પાસે પણ ન આવતો હોય અને નોકરથી એક મીનીટ પણ દૂર ન જતો હોય તો એ નોકરને રજા આપો. છોકરાં સમજતાં થાય ત્યારથી જનનેન્દ્રિયને ધોતાં શીખડાવો, બે બાળકને એક પથારીમાં ન સુવા દ્યો, અને સુવે તો ઓઢવાનું એક ન આપો. બે કે વધારે બાળકને સાથે ઝાડે ફરવા જવા ન દેવાં અને માતાએ પણ પોતે કુદરતી હાજતે જાય ત્યારે સાથે ન લઈ જવાં. છોકરાં છોકરીઓને છાની છપની રમત રમવાની રજા આપવી નહિ, મોટાં બાળકોને કદી નગ્ન રાખવાં નહિ. બહારનાં નઠારાં બાળકો સાથે કદી ભળવા દેવાં નહિ, લેસન કરવાના બહાને બીજાને ઘેર જઇને સુઇ રહેવાની બાળક રજા માગતું હોય તો એવી રજા આપવી નહિ, પણ તેની પાછળનું કારણ શોધવું.

બાળકોને માટે ઘણા ઘણા નિયમો લખી શકાય અને તેના સંસ્કાર તથા કેળવણી માટે તથા તેની બુદ્ધિ અને માનસિક વિકાસ માટે સ્વતંત્ર પુસ્તક લખવું હોય તો લખાય એટલો અવકાશ છે. અહીં તો માત્ર મેં વાચકોને એક દિશાસૂચન કર્યું છે. તમારા કુમળા છોડને પાણી સીંચવામાં તમે જો કાળજી રાખશો તો તે છોડ જરૂર ઉત્તમ નીવડશે.

# પ્રકરણ ૬૧મું

## ઉપસંહાર

પ્રિય વાચક બન્ધુ–ભગિની ! દોઢ દોઢ વરસથી તમારી નજર 'બા અને બાળક'ની લેખમાળા તરફ ખેંચીને નોંધી રાખી છે. સતત એક જ વિષય, લક્ષમાં રાખીને હું લખતો રહ્યો. અને તમે પણ તમારી શક્તિ પ્રમાણે તેનું પાન–પ્રાશન–પાચન કરતા રહ્યા.

માનવસ્વભાવ નવીનતાપ્રિય છે. એક જ પદાર્થનો લાંબો વખત સતત ઉપભોગ કરવાથી કદાચ તેની ઉપર અભાવ પણ જન્મે છે. છતાં પથ્યની ખાતર વૈદ્યો કયારેક ચોક્કસ ફળના કે દૂધ–છાશના દીર્ઘ કાળપર્યંત પ્રયોગ કરાવીને–એક જ ઉચ્ચ પદાર્થ આપીને પણ માનવીના દેહમાં જેમ કાયાકલ્પ કરી આપે છે, તેમ નીરોગીતાની પ્રાપ્તિ કરાવવા મેં સતત પાયેલું આ 'બા અને બાળક'ના જ્ઞાનનું પથ્ય કોઇક વખત વિશેષ શાસ્ત્રીય બની જવાથી તમને અરૂચી પણ આવી ગઈ હશે. પરંતુ પ્રસ્તુત વિષયને ન્યાય આપવા ખાતર અને ગ્રંથબંધારણની દૃષ્ટિએ એમ કર્યા વગર બીજો કોઇ માર્ગ ન હતો.

અગાઉ 'પુત્રદા અને પારણું' એ નામાભિધાન તળે બહેનોને માટે, બાળકીમાંથી કુમારી, યુવતી, સૌભાગ્યવતી અને માતા બને ત્યાંસુધીનાં તેમના વયોચીત ધર્મો અને સ્ત્રીઓના નાના પ્રકારના વ્યાધિઓ વગેરે વિષે 'બહુરૂપી'માં લાંબો વખત લેખમાળા ચાલી હતી. તેને ગ્રંથનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. એ ગ્રંથ છસો પાનાના કદનો થવા છતાં તેમાં સ્ત્રીવિષયક જ્ઞાન પૂર્ણપણે આપી શકાયું નહિ. આ સંસારની સ્ત્રી જો પોતાના માટે–પોતાના શરીર અને મનનાં કાર્યો સુલભ બને તે માટેનું–જ્ઞાન પ્રાપ્ત થવા ગ્રંથ ઉચકવા ધારે તો તે ગ્રંથમાં એ વિષયની પરિપૂર્ણતા હોય એવું 'પુત્રદા અને પારણું'માં ન બન્યું. કારણ કે તેમાં સ્ત્રી સગર્ભા બને ત્યાંસુધી તેને માટે લખવામાં આવેલું.

એટલે હજી તો સ્ત્રીઓ માટેનો ઘણો જ મહત્ત્વનો વિષય—સુવાવડ, સુવાવડી અને બાળઉછેર તથા તેમના વ્યાધિઓ આદિ લખવાનું રહી જવાથી, તેને પૂર્ણ બનાવવા આ 'બા અને બાળક'નું નામાભિધાન રાખીને એ વિષયને મેં શરૂ કર્યો.

સુવાવડ વિષેનું જ્ઞાન સામાન્ય જનતા શા માટે વાંચે? વૈદકના વિષયમાં પણ સામાન્ય રીતે એ વિષય ચિકિત્સકો પણ એ 'ભીડવા-ઈફરી' અથવા પ્રસૂતિતંત્રના વિષયને માત્ર નર્સ અથવા દાયણ માટે અલગ રહેવા દઈ, તે તરફથી આંખ ફેરવી લે છે. તો સામાન્ય જનતાના દિલમાં આ વિષય પ્રત્યે કઇ રીતે રસ પેદા કરી શકાય?

ગુજરાતી ભાષા વાંચી—સમજી શકનાર સર્વ બંધુભગિનીઓના માનસિક, શારીરિક આરોગ્ય તથા તેમના સુખપૂર્ણ જીવનવ્યવહારના મેં વૈદ્યકીય દૃષ્ટિએ જે મુખ્ય ગ્રંથો લખ્યા છે, તેના વિષયોએ પ્રથમ તો કકડે કકડે 'બહુરૂપી'માં લેખમાળાનું રૂપ ધારણ કર્યું છે. 'રખે વહેમાતા' : 'પુત્રદા અને પારણું' : 'બા અને બાળક' : એ ત્રણે એ જ રીતે લેખમાળા તરીકે 'બહુરૂપી'માં આવ્યાં છે અને તેનાં પુસ્તકો બંધાયાં છે. 'રખે વહેમાતા'ની છ આવૃત્તિ તથા 'પુત્રદા અને પારણું'ની ત્રણ આવૃતિ છપાઇ ગઇ—વેચાઇ ગઇ છે. 'બા અને બાળક' પણ હવે પુસ્તક રૂપે પ્રકટ થવામાં ઝાઝી વાર નથી.

એટલે મારૂં કહેવું એમ છે કે 'બહુરૂપી'માં 'બા અને બાળક'ની શરૂઆત થઇ : તેમાં મુખ્યત્ત્વે સુવાવડનો વિષય : વાચનારનો મોટો વર્ગ તો સામાન્ય જનતાનો અને યુવાન-યુવતીઓનો: એટલે મને જ પ્રથમ ભય હતો કે આ શાસ્ત્રીય વિષય માટે વાચકોનો રસ હું કેમ જાળવી શકીશ?

પરંતુ મને મૂળથી જ ટેવ છે કે શાસ્ત્રીય-વૈદ્યક વિષયને હળવો બનાવવા માટે હું બનતાં સુધી ભાષાને ખૂબ સૌમ્ય અને દૃષ્ટાંતો તથા દલીલોવાળી બનાવી લઉં છું. એથી વાચકો એ વિષયને જલદી

સમજી લે છે અને તે ખુશીથી વાંચે પણ છે. કયારેક ચોક્કસ ઉપદેશ આપવા માટે પાત્રો ગોઠવીને તે પાત્રો દ્વારા મારૂં કથિતવ્ય કહેવરાવું છું એટલે વાચકને એ હકીકત અતિ શાસ્ત્રીય અને ક્લિષ્ટ નહિ લાગતાં, રસદાયક, રોચક અને પાચક બને છે; જ્યારે કેટલીક વખત અનુભવથી બંધાયેલી ખાતરીદાયક બીનાઓ રજૂ કરીને એ રીતે અઘરા વિષયને સમજાવવા પ્રયાસ કરવામાં આવે છે.

અને એ પ્રમાણે પુસ્તકાકારે જેનાં લગભગ સાડી છસો પાનાં થશે એ 'મા અને બાળક'નો વિષય 'બહુરૂપી'માં શરૂ કરી, આજસુધી હફતે હફતે આપ્યો છે. સુવાવડ કરાવવાની પદ્ધતિ જૂની રૂઢી પ્રમાણે જે આજસુધી લાખો ગામડાઓમાં થાય છે—થઇ રહી છે અને આપણી આબોહવા, શરીરનાં બંધારણ અને આપણા દેશની પ્રકૃતિને બેશક બંધબેસતી હોવા છતાં પણ જે ચોક્કસ સુધારણા અને ફેરફાર માગે છે તે લક્ષમાં રાખીને; તેમ જ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે આપણી એલોપથીની હોસ્પીટલોમાં જે સારવાર થાય છે અને સુવાવડ કરાવાય છે તે નવીન નજરે વધુ આકર્ષક હોવા છતાં, તેના સંચાલકો તરફથી આ દેશની પ્રકૃતિ અને આપણી માતાઓનાં શારીરિક બંધારણ અને આબોહવાનો ખ્યાલ જે નથી રાખવામાં આવતો તે તરફ આંગળી ચીંધીને, સુવાવડ કેમ, કઇ રીતે અને કેવા પ્રકારે કરાવવામાં આવે તો આપણને બિનખરચાળ બને, હોસ્પીટલોનો આશરો લેવો ન પડે અને દરેક કુટુંબ આસાનીથી, સ્વચ્છતાનો ખ્યાલ રાખી, સુવાવડો ઘરઆંગણે સુધારી શકે એવો એક નવીન અને સુલભ માર્ગ મેં આપ્યો છે.

આ માર્ગથી સામાન્ય પ્રજાને લાભ તો થવાનો છે જ; પણ વિશેષ લાભ તો આ વિષયથી દેશી દાયણો અથવા જેમને પ્રસુતિશાસ્ત્રનો અભ્યાસ કરી સ્ત્રીવૈદ્યા તરીકે કામ કરવાની ઇચ્છા છે તેમને થશે. તેઓને આ વિષયમાંથી ઘણું જાણવાનું તથા અભ્યાસમાં—આચારમાં મૂકી શકાય તેવું મળી શકશે.

માત્ર આ એક જ ગ્રંથથી જો કોઇ ધારે તો કુશળ, સમજદાર અને આપણા સમાજને જેની ઘણી જરૂર છે તેવી અનેક ભણેલી, ચતુર અને શાનદાર દાયણો સર્જાવી શકે.

પ્રસૂતિશાસ્ત્રનું જ્ઞાન આપનારાં પુરાતન પુસ્તકો સ્વતંત્ર નથી. બીજા વૈદ્યક ગ્રંથોમાં આ વિષયને સ્થાન છે ખરૂં, પણ તે બહુ જ ટુંકાણમાં સૂત્રરૂપે છે. પાશ્ચાત્ય એલોપથી વૈદક પ્રમાણે આ વિષય સમજવો–સમજાવવો ઘણો અઘરો હોવાથી સાધારણ નર્સ કે દાયણ એને પચાવી શકતી નથી. આપણી નજરે ફરતી કેટલીયે દાયણો તથા નર્સોના પરિચયમાં હું આવ્યો છું; અને મારે કહેવું જોઇએ કે પ્રસૂતિનું પદ્ધતિસર જ્ઞાન તેઓમાં ઘણું ઓછું જોવામાં આવે છે.

એટલે મારૂં તો માનવું છે કે આજે આયુર્વેદનું નવું ઘડતર થઇ રહ્યું છે, પાઠ્ય પુસ્તકો માટે નવા ગ્રંથો લખાવી, જૂનાને નવું રૂપ આપી, એ નવીન ગ્રંથો વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓના હાથમાં મૂકવાનો જે વખતે પ્રયાસ થઇ રહ્યો છે તે વખતે તેના વિધાયકોની નજર જો '**મા અને બાળક**' ઉપર પડે તો તેઓને જરૂર આ એક ઉપયોગી ગ્રંથ જણાશે. પાઠ્ય પુસ્તક તરીકે તેઓ ભલે તેને ન અપનાવે, પણ નવીન વિદ્યાર્થીના હાથમાં આ પુસ્તક મૂકવા જેટલો પણ જો આગ્રહ રાખશે તો પણ આ પુસ્તક તેમની જ્ઞાનવૃદ્ધિમાં ચોક્કસ ફાળો આપશે.

ઉપરાંત સામાન્ય રીતે આપણા સમાજમાં સ્ત્રીઓની સુવાવડ કરાવવા માટે અને સુવાવડીની દૈહિક સંભાળ લેવા માટે ધંધાદારી દૃષ્ટિએ જે સેંકડો દાયણો અને નર્સો કામ કરી રહી છે તેમને તો, હું ખાતરીપૂર્વક કહું છું કે, આ પુસ્તક એક સાચા સાથીદારની ગરજ સારે તેમ છે.

વળી સઘળાં કુટુંબોને માટે પણ આ પુસ્તક એટલું જ ઉપયોગી બની શકે તેમ છે. સુવાવડ કરાવી લીધા પછી પણ સુવાવડીની

રાખવી જોઇતી સંભાળ, તેને માટેના સાધારણ તેમ જ મહત્વના ઉપચારો અને ઉપાયો તથા તેની બીજી જરૂરીયાતો માટે અનુભવી ઉપચારો લખવામાં આવ્યા છે. તેના ખોરાક અને લગભગ સવા મહિનો થાય તે દરમ્યાન તે સુવાવડી કહેવાય છે ત્યાંસુધીની તેની દેખભાળ રાખવા માટે બહુ જ અનુભવથી આ પુસ્તકમાં માર્ગદર્શન કરાવવામાં આવ્યું છે. ડગલે ને પગલે સુવાવડીની ઝીણી ઝીણી બાબતો અને તેને થઇ આવતા ઉપદ્રવો વખતે લેવી જોઇતી સંભાળ બાબત ખાસ સાવચેતીપૂર્વક ઝીણવટભરી રીતે તમામ અગત્યની વિગતો આપી છે. એક મહાન વિષયને આ રીતે પૂર્ણ બનાવી, ત્યારપછી નવીન જન્મ પામતા બાળકની બાબત પણ લીધી છે. બાળકોની સંભાળ લેવા ઉપરાંત તેના સામાન્ય અને હરઘડીએ થઈ આવતા નાના વ્યાધિઓ માટે ઘરગથ્થુ ઉપચારો જે લગભગ સોએ સો ટકા મારા અનુભવમાં સફળ નીવડયા છે અને જે માત્ર એકાદ વનસ્પતિ કે બે–ચાર દેશી ઓસડીયાંના ઘસારાથી મટાડી શકાય છે, તે બીલકુલ ખુલ્લા દિલથી સમજુતીભરી રીતે બતાવ્યા છે. એક વિશાળ અને વિરાટ મહાલયના પાયાને ખૂબ મજબૂત અને ઊંડો બનાવવો જોઇએ, ગમે તેવો ભૂકંપ પણ તેને ડગાવી ન શકે એ માટે પ્રથમથી જ કાળજી લેવી જોઇએ. એવી કાળજી ભવિષ્યનાં નાગરિકો–પુરૂષો અને સ્ત્રીઓની–તેમની શિશુ અવસ્થામાં લેવા માટે ઝીણવટથી માર્ગદર્શન કરાવ્યું છે.

તે ઉપરાંત બાળકોને થતા મહા વ્યાધિઓ માટે પણ મેં એટલી જ છૂટથી લખ્યું છે અને તેમાં યે મારા અનુભવનું નવનીત કશા સંકોચ વગર પૂરી રીતે ઠાલવ્યું છે. આ ઉપરાંત બાળગ્રહો, નજર-બંધી, બાળસંસ્કાર અને કેળવણી જેવા વિષયો જે બીજાં બાળકો સંબંધી લખાયેલાં કોઇ પણ પુસ્તકોમાં જોવામાં આવતા નથી તેને પણ આ વિષયમાં સ્થાન આપ્યું છે. આ લેખમાળામાં નહિ અપાયેલાં કેટલાંક બાળકને ઉપયોગી કોષ્ટકો અને રહી ગયેલાં જરૂરી ઔષધો માટે પરિશિષ્ટ પ્રકરણ રાખીને તેની અંદર

એ કોષ્ટકો તથા ઔષધો વગેરે આવવાનાં છે. એટલે માતા બાળકને જન્મ આપે ત્યારપછીથી તે બાળક પાંચ વરસનું થાય ત્યાંસુધીનું યથાઘટિત જ્ઞાન એક જ પુસ્તકમાંથી મળી શકે, અને વળી એ જ્ઞાન હરકોઇ સામાન્ય સ્ત્રી–પુરૂષ વાંચી, સમજી, પચાવીને આચારમાં મૂકી શકે એ રીતે આ વિષયનું ઘડતર ઘડયું છે. જો કોઈ પણ કુટુંબ માત્ર 'પુત્રદા અને પારણું' તથા 'બા અને બાળક' બન્ને સાથે ઘરમાં વસાવી, વાંચે, વિચારે અને માતાઓ તેનો અભ્યાસપૂર્વક ઉપયોગ કરે તો મારૂં માનવું છે કે સ્ત્રીવિષયક–શારીરિક સામાજીક, વ્યાવહારિક જીવન, તેમજ બાળોત્પત્તિ તથા તેને ઉછેરવાનું સઘળું જ્ઞાન, એ સર્વ મારી એક જ કલમથી લખાયેલું, ખૂબ જ પથ્ય પડે તેવું, હિંદની સંસ્કારિતા તથા સંસ્કૃતિને રૂચે અને રાચે તેવું તેઓ મેળવી શકે.

જ્ઞાન એ અનંત છે, તેને માટે સર્વ હક્ક કોઇને સ્વાધીન નથી. કોઇ પણ માનવી વાચન ઉપરથી જ્ઞાન મેળવી શકે છે અને એ જ જ્ઞાનને અનુભવમાં–આચારમાં મૂકીને તેને સ્વયંસિદ્ધ કરી શકે છે તથા તેનો લાભ પોતે લેવા સાથે બીજાને પણ આપી શકે છે.

લેખકો લખી તો શકે છે, પણ લેખક હોવા ઉપરાંત તે વિષયનો એને જો જાતિ અનુભવ હોય તો એ અસરકારક લખી શકે છે. હું વૈદ્ય છું એટલે મને ચિકિત્સાના ક્ષેત્રમાં અનુભવ મેળવવાનું બહુ સુલભ બને છે. સેંકડો માનવીઓનો–દરદીઓનો સહવાસ થાય છે, તેમનાં દરદોનો હું ઉપચાર કરૂં છું, અને તેમાંથી મારો અનુભવ દૃઢ બંધાય છે. આ લેખમાળા લખાતી હતી તે દરમ્યાન પણ કેટલીક કથળેલી સુવાવડો અને પ્રસવ વખતે ઉપસ્થિત થતી મુશ્કેલીઓમાં મારે જાતે હાજર થઇ સુવાવડ પાર ઉતારવી પડેલી. એથી મારો અનુભવ જેમ વિશેષતર દૃઢ બનતો ગયો તેમ લખવામાં પણ મેં તેને ઢાળ્યો, અને એથી જ આ મારા પુસ્તકને મૌલિક કહેવામાં હું જરીયે સંકોચાતો નથી.

'બહુરૂપી'માં દોઢ વર્ષ કરતાં વધુ સમયથી સતત ચાલી આવતી 'બા અને બાળક'ની લેખમાળાને આ વિષયના અનેક રસિક અને જ્ઞાનપિપાસુ વાચકોએ અભ્યાસપૂર્વક વાંચી છે અને તેઓ વારંવાર એ બાબતમાં મને પૂછતા પણ રહ્યા છે. કેટલીક બહેનો તથા ભાઈઓએ તે માટે સૂચનાઓ પણ આપી છે. એ સર્વ વાચકો સાથે 'બા અને બાળક'ની લેખમાળાને અંગે જે સહવાસ આજ સુધી ચાલૂ હતો તે હવે પૂરો કરી વિદાય લઉં છું.

ના, ના, 'બહુરૂપી'ના વાચકોની કાંઈ હંમેશની વિદાય મારે લેવાની નથી. તે તો આપ પણ જાણો છો. હવે મારે નવા સાજ સજીને નવા રૂપે હાજર થવાનું છે. 'બહુરૂપી'ના તંત્રી અને કેટલાક મર્મજ્ઞ વાચકોની એવી સૂચના છે કે તમે 'બા અને બાળક'માં પાંચ વરસના બાળકને છોડી દીધું છે. હવે તે પછી બાળક કિશોર, કુમાર અને યુવાન બને ત્યાંસુધીમાં તેણે શું કરવું જોઈએ એ વિષેનું જ્ઞાન આપો અને તેને **યૌવનનાં ભયસ્થાનો**થી માહિતગાર અને સાવધ બનાવો.

સ્ત્રીઓ માટે તો આજ ત્રણ ત્રણ વરસથી 'પુત્રદા અને પારણું' તથા 'બા અને બાળક'માં મેં ઘણું લખ્યું છે. એ આપણી બહેનો જો પચાવી શકે તો તેમને માટે આ બે ગ્રંથો ગનીમત બની રહે તેવા છે. હવે મુખ્યત્વે યુવાનોને માટે કાંઈક આપવું એવો વિચાર કરૂં છું. થોડોક વિસામો લઈને આપની સમક્ષ ઈશ્વરેચ્છા તો **યૌવનનાં ભયસ્થાનો** એ નામાભિધાન રાખીને લેખમાળા શરૂ કરીશ. તેમાં જુવાનોને જાણવાનું ઘણું ઉપલબ્ધ થશે. યુવાનોમાં તો પુરૂષ ઉપરાંત સ્ત્રીઓ પણ આવે છે, હાં કે !



# જરૂરી

*

'આ અને બાળક'ના વાચકને આ પછી બતાવેલાં પરિશિષ્ટ क અને ख ઉપર નજર ફેરવી જવાની ભલામણ કરીએ છીએ. પરિશિષ્ટ क બાળક જન્મ્યા પછી તેની તંદુરસ્તી કેવી હોવી જોઈએ એનો આછો આછો ખ્યાલ આપને આપશે. તદુપરાંત જન્મ પછી તેની વધતી જતી ઉમર સાથે તેનું વજન વધવું જોઇએ, ઉંચાઇ વધવી જોઇએ અને છાતીનો ઘેરાવો વધતો જવો જોઇએ, એ વિષે પણ સમજણ તેમાં આપી છે. એટલે તંદુરસ્ત બાળકની સંભાળ માટે બતાવેલું પત્રક ઘણું ઉપયોગી થઈ પડશે. તેવી જ રીતે બાળકની નાડીના ધબકારા-ટકોરા વિષે અને તેમને દાંત આવવા વિષેનાં પત્રકો પણ બેશક બહુ ઉપયોગી નીવડશે.

પરિશિષ્ટ खમાં રસ, ભસ્મ, ચૂર્ણ અને આસવો વગેરેની બનાવટ આપી છે. આ પુસ્તકનાં પ્રકરણોમાં કેટલીક દવાનાં માત્ર નામ નિર્દેશ કર્યાં હોઈ તેના પાઠ લખવામાં નથી આવ્યા, તે સઘળા પ્રયોગો કશી ગુરૂગમ રાખ્યા વગર બતાવી દીધા છે. 'આ અને બાળક'ના વાચક તથા વૈદ્યવર્ગને તે તે ઔષધોની બનાવટ માટે બીજાં પુસ્તકો ફેંદવા ન પડે તે ખાસ હેતુ છે.

---

# પરિશિષ્ટ ક

## તંદુરસ્ત બાળક કોને કહેવું ?

(૧) તે પૂરા માસે એટલે નવ મહિના પૂરા થયા બાદ લગભગ દશથી બાર દિવસે જન્મેલું હોય.

(૨) તેનામાં જન્મથી કોઇ પણ ખોડખાંપણ હોવી ન જોઇએ.

(૩) તેનો જન્મ થતી વખતે તેનું શરીર ભરાવદાર હોય અને વજન લગભગ સાત શેર હોવું જોઇએ. દિન પર દિન તેનાં વજન, ઉંચાઇ અને છાતીનો ઘેરાવો વધવાં જોઇએ. તેની વિશેષ સમજુતી માટે નીચેના કોષ્ટક તરફ લક્ષ આપવા સૂચવું છું:

| બાળકની ઉમર | વજન રતલ | ઉંચાઇ ઇંચ | છાતીનો ઘેરાવો ઇંચ |
|---|---|---|---|
| જન્મે ત્યારે | ૭ | ૧૯ | ૧૩ |
| ચૌદ દિવસે | ૮ | ૨૦ | ૧૩॥ |
| એક માસ | ૯ | ૨૧ | ૧૪ |
| બે માસ | ૧૦॥ | ૨૧॥ | ૧૪॥ |
| ત્રણ માસ | ૧૨ | ૨૨ | ૧૪॥ |
| ચાર માસ | ૧૩॥ | ૨૩ | ૧૫ |
| પાંચ માસ | ૧૫ | ૨૩॥ | ૧૫॥ |
| છ માસ | ૧૬ | ૨૪ | ૧૬ |
| સાત માસ | ૧૭ | ૨૪ | ૧૬। |
| આઠ માસ | ૧૮ | ૨૫ | ૧૬॥ |
| નવ માસ | ૧૯ | ૨૫॥ | ૧૭ |
| દશ માસ | ૨૦। | ૨૬ | ૧૭। |
| અગીઆર માસ | ૨૧ | ૨૬॥ | ૧૭॥ |
| બાર માસ | ૨૧॥ | ૨૯ | ૧૮ |
| દોઢ વર્ષ | ૨૨ | ૩૦ | ૧૮। |

| | | | |
|---|---|---|---|
| બે વર્ષ | ૨૬॥ | ૩૨ | ૧૯ |
| ત્રણ વર્ષ | ૩૧ | ૩૫ | ૨૦ |
| ચાર વર્ષ | ૩૫ | ૩૮ | ૨૦॥ |
| પાંચ વર્ષ | ૪૧ | ૪૧ | ૨૧। |
| છ વર્ષ | ૪૫ | ૪૪ | ૨૩ |
| સાત વર્ષ | ૪૯ | ૪૬ | ૨૩॥ |
| આઠ વર્ષ | ૫૪ | ૪૮ | ૨૪ |
| નવ વર્ષ | ૫૭ | ૫૦ | ૨૫ |
| દશ વર્ષ | ૬૦ | ૫૨ | ૨૫॥ |
| અગીયાર વર્ષ | ૭૨ | ૫૪ | ૨૬॥ |
| બાર વર્ષ | ૭૯ | ૫૫ | ૨૭ |

ઉપરનું પ્રમાણ પશ્ચિમના દેશના પુરુષ બાળકોનું હોઇ, તેમાંથી હિંદના બાળકોનું પ્રમાણ એક આંકડો ઘટતું લેવું અને છોકરીઓનું છોકરા કરતાં એક આંકડો ઘટતું લેવું.

(૪) ત્રીજા કે ચોથા મહિને બાળકને માથું ઉંચકવાની શક્તિ આવવી જોઇએ.

(૫) ત્રીજા મહિના પછી તેની આંખમાં આંસુ આવવાં જોઇએ.

(૬) તેની ચામડી સુંવાળી, મુલાયમ અને લોહીવાળી હોવી જોઇએ— ડાઘાડુઘી વગરની.

(૭) શરીરનું બંધારણ સપ્રમાણ અને ઘાટીલું હોવું જોઇએ. વધારે પડતું મોટું માથું એ જડબુદ્ધિ અથવા ગાંડપણની નિશાની મનાય છે. તેમાં કદાચ અપવાદ હોઇ શકે.

(૮) બાળકની ઉમર પ્રમાણે નાડીના ટકોરાનું પ્રમાણ:

| | | | |
|---|---|---|---|
| જન્મતાં | ૧૩૦ થી ૧૫૦ | ૧થી ૨ વર્ષ | ૧૧૦થી ૧૨૦ |
| પહેલો માસ | ૧૨૦ થી ૧૪૦ | ૨થી ૬ વર્ષ | ૯૦થી ૧૧૦ |
| ૧થી ૬ માસ | લગભગ ૧૩૦ | ૬થી ૧૦ વર્ષ | ૯૦થી ૧૦૦ |
| ૬થી ૧૨ માસ | લગભગ ૧૨૦ | ૧૦થી ૧૨ વર્ષ | ૮૦થી ૯૦ |

(૮) તેને નિયમિત દાંત આવવા જોઇએ. તે માટે તેના કયા દાંત ક્યારે આવે છે તે જાણવું જરૂરી છે. પહેલી વાર જે દાંત આવે છે તે દુધીયા દાંત કહેવાય છે.

| ક્રમ | દાંતનું નામ | બાળકની ઉંમર |
|---|---|---|
| ૧ | નીચલા જડબાના વચલા બે દાંત | ૬ થી ૭ મહિને |
| ૨ | ઉપલા જડબાના વચલા બે દાંત | ૭ થી ૮ મહિને |
| ૩ | ઉપલા જડબાના વચલાની બાજુનો એકેક | ૭ થી ૯ મહિને |
| ૪ | નીચલા જડબાના વચ્ચેના દાંતની બાજુનો એકેક | ૧૦ થી ૧૨ મહિને |
| ૫ | આગળની દાઢો | ૧૨ થી ૧૪ મહિને |
| ૬ | સૂળા (રાક્ષીઓ) | ૧૭ થી ૧૮ મહિને |
| ૭ | પાછળની દાઢો | ૨૦ થી ૨૪ મહિને |

(૯) શાન્ત ઉંઘ આવવી, ઉંઘતી વખતે આંખ અને મોઢું બંધ રહે, ઉંઘીને ઉઠયા પછી આનંદી અને રમતીયાળ જણાતું બાળક તંદુરસ્ત ગણાય.

(૧૦) તેની સમજશક્તિ દિન પર દિન ખીલવી જોઇએ. લગભગ ત્રીજા મહિનાથી અથવા તે પછીથી બાળક તેની માતાને ઓળખતું હોય તેમ લાગવું જોઇએ.

(૧૧) દશ મહિના પછી તે ઘુંટણીઆભર ચાલતાં શીખવું જોઇએ અથવા ઘુંટણીએ ચાલતું થઇ જવું જોઇએ.

(૧૨) દોઢથી બે વરસમાં બાળકના તાળવામાં જે ખાડો હોય છે તે ભરાઇ જવો જોઇએ.

(૧૩) લગભગ દોઢથી બે વરસ થતાં તેને બા...મા...મામા...કાકા...મમ...એવાં નાનાં વાકયો બોલતાં આવડવાં જોઇએ.

---

## પરિશિષ્ટ ૫

# પૂર્ણ ચંદ્રોદય રસ

*

**બનાવટ**—હિંગળોકમાંથી કાઢી લઈ, સંસ્કાર આપી, બુભૂક્ષિત બનાવેલો પારો તો. ૮, સોનાનો વરખ અથવા ભસ્મ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧૬. પ્રથમ પારદમાં સોનાના વરખને મેળવી દેવો. એ પછી ત્રણ દિવસ સુધી લીંબુના રસમાં ઘુંટી લેવો. ત્રીજા દિવસે એક તોલો સીંધાલુણ નાંખીને ઘુંટવું. ત્યારબાદ આ ઔષધીને પાણીથી બે ત્રણ વખત ધોઇ નાંખવી. એથી સીંધવ ક્ષારની કેટલીક અસર દૂર થશે. ત્યારબાદ સોનું મેળવેલા આ પારદ સાથે ગંધક મેળવીને લાલ કપાસના ફુલના રસમાં ત્રણ દિવસ તથા ઘી અને કુંવરના રસમાં ત્રણ દિવસ ઘુંટી, સુકવીને આતશશીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી, ૬૦ કલાકનો અગ્નિ આપવો. ૩૬ કલાકે ગંધક બળી જાય છે. પછી દાટો લગાવવો અને ત્યારબાદ ૨૪ કલાક અગ્નિ આપવાથી **પૂર્ણ ચંદ્રોદય** આતશશીશીના ગળે લાગી જાય છે. શીશીના તળીએ થોડી કાળી રાખોડી રહે છે. જો પારદ બુભૂક્ષિત નથી હોતો તો તેને આપેલું સોનું આ રાખોડી રૂપે નીચે રહે છે. પારદ બુભૂક્ષિત હોય છે તો નીચેની રાખોડીમાં ગંધક અને ક્ષાર રહે છે. પૂર્ણ ચંદ્રોદય જે ક્રિયાકુશળ માણસ હોય તે જ બનાવી શકે છે. તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે અમે લખેલું પુસ્તક **'ચંદ્રોદય એટલે શું ?'** એ વાંચવું. તેમાં સંપૂર્ણ ક્રિયા, બુભૂક્ષિત પારદનો વિધિ અને દ્વિગુણ, ષડગુણ, શોડષગુણ અને શતગુણ ગંધકજારણ વગેરેનો સરલતાથી સમજાય તેવો યથાસ્થિત વિધિ અમે ખુલ્લા દીલે બતાવેલ છે.

**પ્રમાણ**—૧ થી ૩ રતી મધ સાથે, નાગરવેલના પાનના રસ સાથે અથવા અનુપાનમિશ્રિત ગોળી બનાવીને આપી શકાય છે.

**ઉપયોગ**–પૂર્ણ ચંદ્રોદય એ આપણા આયુર્વેદનું અમોઘ અને ઘણું જ અમૂલ્ય ઔષધ છે. પરંતુ આજે લેભાગુ વેપારીઓ પૂર્ણ ચંદ્રોદયના નામે રસસિંદુર કે હિંગળો બનાવી તેની કીર્તિને ઝાંખી કરે છે. આ ઔષધ હૃદયને બળ આપનાર, વાજીકરણ, રસાયન, જંતુઘ્ન, વિષશામક અને યોગવાહી છે, વીર્યસ્રાવ, ધાતુક્ષય, ધાતુક્ષીણતા, શુક્રની નિર્બળતા, માનસિક નિર્બળતા, હૃદયના રોગો, જીર્ણજ્વર, નપુંસકતા, પ્રમેહ, વિષવિકાર, ક્ષય, આંતરડાના રોગ, તેમ જ અપસ્માર જેવા મહા ભયાનક વ્યાધિમાં ઘણું સુંદર કામ કરે છે. પરિશ્રમ વેઠી, મહેનત કરી, સાચો પૂર્ણ ચંદ્રોદય બનાવનાર ધન, યશ અને માન તથા સિદ્ધિ મેળવી શકે છે અને મહા વ્યાધિને મટાડી શકે છે. વૃદ્ધ અવસ્થા, માથે આવેલ ધોળા બાલ તથા ઘડપણની કરચલી દૂર કરીને તે નવી યુવાની આપે છે.

## મલ્લસિંદૂર

**બનાવટ**–શુદ્ધ સોમલ તો. ૫, શુદ્ધ પારદ તો. ૧૦ તથા શુદ્ધ ગંધક તો. ૧૦

પ્રથમ પારદ અને ગંધકને મેળવી કજ્જલી કરવી, પછી તેમાં સોમલ મેળવી એકત્ર કરવું અને છ કલાક ઘુંટવું અને ઘી તથા કુંવારના રસની ભાવના આપી, સુકવી, આતશશીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી, ૩૬ થી ૪૮ કલાકનો અગ્નિ આપવાથી મલ્લસિંદૂર આતશશીશીના ગળે તૈયાર થાય છે. (આ ઔષધી કુપીપક્વ રસાયનની બનાવટ છે. એ વિધિની સંપૂર્ણ સમજ માટે અમારૂં લખેલું **'ચંદ્રોદય એટલે શું?'** પુસ્તક અભ્યાસપૂર્વક વાંચવું.)

**પ્રમાણ**–૦। થી ૦॥ રતી મધ અને પીંપર સાથે.

**ઉપયોગ**–શ્વાસ, ખાંસી, સન્નિપાત, ઉન્માદ, અપસ્માર, હીસ્ટીરીયા, આમવાત, શરદી, વરાધ, વાવલી, પ્લુરસી, સંધીવા, લકવો, કોલેરા વગેરે દર્દોમાં ચમત્કારિક કામ કરનાર અજબ ઔષધી છે.

## ચતુર્મુખ રસ

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૪, શુદ્ધ ગંધક તો. ૪, લોહભસ્મ તો. ૪, અભ્રકભસ્મ તો. ૪, સુવર્ણભસ્મ તો. ૧. આટલી વસ્તુને મેળવી, ખરલમાં નાંખી, સાત દિવસ ઘી તથા કુંવારના રસમાં ઘુંટવું. બાદ સુંઠ, હરડે અને પુનર્નવા એ ત્રણ અઢી અઢી તોલા લઇ, કવાથ (ઉકાળો) કરી, ત્રણ દિવસ એ કવાથમાં ઘુંટવું. બાદ કૌંચબીજ અને લવીંગ એ બન્ને અઢી અઢી તોલા લઇ તેનો કવાથ કરી ત્રણ દિવસ ઘુંટવું. બાદ ચિત્રકમૂળ અને પદ્મકાષ્ટ અઢી અઢી તોલા લઇ, કવાથ કરી ત્રણ દિવસ ઘુંટવું. બાદ દવાનો ગોળો બનાવી, ઉપર એરંડપત્ર વીંટી, તેને દોરો બાંધી, એ ગોળાને અનાજના ઢગલામાં ત્રણ દિવસ રાખવો. એ પછી બહાર કાઢી, ફરી ચિત્રકમૂળ અને પદ્મકાષ્ટ બન્ને મળી પાંચ તોલાનો કવાથ બનાવી, તેમાં ત્રણ દિવસ ઘુંટી, અરધી રતી અથવા એક રતીની ગોળી બનાવવી.

**પ્રમાણ**—એકથી બે ગોળી. દિવસમાં બે વખત, મધ અને ત્રિફળાં સાથે અથવા એકલા મધ સાથે અપાય.

**ઉપયોગ**—અગ્નિપ્રદીપક, પાચક, બળ વધારનાર, ક્ષય, સુકતાન, સુવારોગ, આંતરડાંના રોગ આદિને દૂર કરી, હૃદયને બળ આપવા માટે ઘણું જ ઉત્તમ રસાયન છે.

## કર્પુર રસ

**બનાવટ**—શુદ્ધ હિંગળો, અફીણ, મોથ, ઇંદ્રજવ, જાયફળ અને કપુર, એ સર્વે સમભાગે લેવાં. દરેકનું બારીક ચૂર્ણ લઇ પાણીમાં ઘુંટી, તેની એક રતીભારની ગોળી બનાવી, સૂકવીને બાટલીમાં ભરી લેવી.

**પ્રમાણ**—૨થી ૪ ગોળી પાણી સાથે લેવી.

**ઉપયોગ**—જ્વરાતિસાર, સંગ્રહણી, ઝાડા, મરડો અને રક્તાતિસાર વગેરે માટે છે.

## અગ્નિકુમાર રસ

**બનાવટ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ટંકણ, કોડીની ભસ્મ, સાજીખાર, પીપર, સુંઠ, એ દરેક તોલો એક એક, શુદ્ધ વચ્છનાગ તો. ૩ અને કાળાં મરી તોલા ૮.

પારદ અને ગંધકની કજ્જલી કરી, તેમાં બીજાં વસાણાં નાંખી, લીંબુના રસ સાથે બાર કલાક સુધી ખરલમાં ઘુંટી, એક રતીભારની ગોળી બનાવી, સૂકવીને બાટલીમાં ભરી લેવી.

**પ્રમાણ**—૨થી ૪ ગોળી. **અનુપાન**—સ્વચ્છ પાણી સાથે.

**સમય**—દર બબ્બે કે ત્રણ ત્રણ કલાકે.

**ઉપયોગ**—કોલેરાનું શૂળ, ઝાડા, વાયુ, અજીર્ણ, અગ્નિમાંદ્ય, વગેરે પાચનક્રિયાનાં દરદો માટે ઉત્તમ છે.

## મૃતસંજીવની વટી

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તોલો. ૧, શુદ્ધ મલ્લ (સોમલ) તો. ૧, માણેક રસ તો. ૧, મરી તો. ૧, પીપર તો. ૨, શુદ્ધ વચ્છનાગ તોલા ૨.

**વિધિ**—બધી ચીજો વિધિસર મેળવી, ખરલમાં ઘુંટી, આંબળાંના રસમાં ત્રણ દહાડા મર્દન કરી, બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી.

**પ્રમાણ**—૨ ગોળી. **અનુપાન**—મધ અને આદુના રસ સાથે. ઉપયોગ—મૃત્યુ નજીક હોય તેવા સમયે આ દવા આપવાથી દરદી હુશિઆરીમાં આવે અને બે કલાક શુદ્ધિમાં રહે, વાતચીત કરી શકે અને જાગૃતિ રાખે; એ સિવાય પણ શ્વાસ, કફ, ત્રિદોષજ્વર, વગેરેમાં સમજીને વાપરી શકાય છે.

## ચંદ્રામૃત રસ

**બનાવટ**—હરડે છાલ, બહેડાં છાલ, આંબળાં, સુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂ, સૌંધવ, એ દરેક એકેક તોલો, શુદ્ધ પારદ તો. ૨, શુદ્ધ

ગંધક તો. ૨, ફુલાવેલ ટંકણખાર તો. ૮, મરી તો. ૪, લોહભસ્મ તો. ૨. એ સર્વ વાટેલાં લઇ, તેમાં પ્રથમ પારદ ગંધકની કજ્જલી કરી, તેમાં લોહભસ્મ તથા બીજી ચીજો અનુક્રમે મેળવી દેવી અને તેને ખરલમાં ઘુંટી, બકરીના દૂધમાં ઘુંટીને એક રતીભારની ગોળી બનાવી રાખવી.

**પ્રમાણ**–૨થી ૪ ગોળી. **અનુપાન**–મધ અથવા ગળોના રસ સાથે.

**ઉપયોગ**–સાદી ખાંસી, જ્વર સાથે ખાંસી, ક્ષયની ખાંસી, વગેરે મટે છે. ઔષધ ઉત્તમ છે.

## સુવર્ણ વસન્તમાલતી

**બનાવટ**–સુવર્ણ ભસ્મ અથવા સોનાના વરખ તોલો ૧, સાચાં મોતીની પિષ્ટિ તો. ૨, શુદ્ધ હિંગળો અથવા રસસિંદૂર તો. ૩, ધોળાં મરી તો. ૪, શુદ્ધ ખાપરીયું અથવા જસત ભસ્મ તો. ૮.

**વિધિ**–ખરલમાં નાંખી, માખણ તો. ૪માં દિવસ ત્રણ સુધી મર્દન કરવું, બાદ કાગદી લીંબુનો રસ તેની અંદર નાંખતા જવું અને ઘુંટતા જવું. એ રીતે તેમાં માખણની ચીકાશ જણાય ત્યાંસુધી લીંબુના રસથી ઘુંટવું. બાદ ઇચ્છા મુજબ ગોળી અથવા ટીકડી વાળી સુકવી લેવી. જરૂર હોય તો ગોળીની ઉપર સોનાના વરખ ચડાવી દેવા.

**પ્રમાણ**–૧ થી ૨ રતીભાર.

**સમય**–સવાર અને સાંજ–બે વખત અથવા જરૂર પ્રમાણે.

**અનુપાન**–પીંપરનું ચુર્ણ વાલ ૧ તથા મધ અથવા માખણ સાથે.

**ઉપયોગ**–ક્ષયરોગ, મગજની નબળાઈ, ધાતુક્ષીણતા, જીર્ણ-જ્વર, ખાંસી, સંગ્રહણી, નબળાઇ, હૃદયરોગ, મસ્તકશૂળ, ચક્કર આવવાં તેમજ ચાલુ નબળાઇમાં ખાસ વખણાય છે. તે મગજશક્તિ વધારે છે અને જુના રોગોમાં સારૂં કામ આપે છે.

**પથ્ય**–આ દવા ચાલુ હોય ત્યારે પચે તેવો પૌષ્ટિક ખોરાક લેવો અને દરદને અનુકૂળ થાય તેવું પથ્ય પાળવું.

## શીતભંજી રસ

**બનાવટ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તામ્ર ભસ્મ, શુદ્ધ વચ્છનાગ, સુંઠ, મરી, પીંપર, ટંકણખાર, એ સર્વે સમભાગે લેવાં.

**રીત**—પારા તથા ગંધકની કજ્જલી બનાવી, બીજી દવાઓનું ચૂર્ણ તથા ભસ્મો તેમાં મેળવી, સારી પેઠે ઘુંટી, તેને ચિત્રકના રસના કે ઉકાળાના ત્રણ પૂટ આપવા અને ઘુંટતા જવું. પછી નાગરવેલનાં પાનના રસના ત્રણ પૂટ આપવા અને ઘુંટતા જવું. પછી આદુના રસના સાત પૂટ આપવા અને ઘુંટતા જવું. છેવટે ગોળી વાળવા જેવું થતાં સંભાળથી મગના દાણા જેવડી ગોળી વાળી, સૂકવીને બાટલીમાં ભરી રાખવી.

**પ્રમાણ**–૧ થી ૨ ગોળી. જરૂર જણાય ત્યારે દિવસમાં ત્રણ વખત.

**અનુપાન**–આદુનો રસ અથવા સુંઠનું પાણી લઇ તેમાં આ ગોળી ઘસીને પાવી.

**ઉપયોગ**—કફજ્વર, હાંફ, શીતતા (શીતાંગ), ત્રિદોષજ્વર, કફ-વાતજ્વર, શ્વાસ, અણઉતાર તાવ, વગેરેમાં અકસીર છે. જ્યારે તાવ ઉતરી શરીર ઠંડું તથા બેશુદ્ધિ જેવું થઇ જાય છે ત્યારે આ દવાની એક માત્રા આપતાં તરત જ ગરમાવો આવી, દરદી શુદ્ધિમાં આવી જાય છે. પેટનું ચડવું, વાયુ, પેટનો દુઃખાવો, વગેરે પણ મટાડી આપે છે. ગુણમાં તે ગરમ છે, માટે સંભાળથી વાપરવા સૂચના છે. (સામાન્ય દરદીએ આપમેળે કોઇ પણ દવાનો ઉપયોગ કરતાં વિચાર કરવો જોઇએ.)

## સૂતિકા વિનોદરસ

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૨, શુદ્ધ ગંધક તો. ૨, ત્રિકટુ ચૂર્ણ તો. ૩, જાયફળ તો. ૧, તામ્રભસ્મ તો. ૨, લોહભસ્મ તો. ૨, અભ્રક ભસ્મ તો. ૨, રસસિંદૂર તો. ૨, સુવાબીજ તો. ૧, અસેળીઓ તો. ૧, વજ તો. ૧, જાવંત્રી તો. ૧, તજ તો. ૧, લવીંગ તો. ૧, હળદર તો. ૧, અતિવિષ તો. ૧, સિંધાલુણ તો. ૧, કાળીપાટ તો. ૧.

વિધિ—બધાંને બારીક વાટી લઇ, સાથે મેળવી, તેને દેવદાર્વાદિક કવાથની ૭ ભાવના આપવી. પછી નગોડનાં પાનનો રસ કાઢી તેને ૧ ભાવના આપી, ઘુંટી, ચણા જેવડી ગોળી કરીને સુકવી લેવી.

પ્રમાણ—૨ ગોળી.

અનુપાન—પાણી સાથે યા દશમૂળ કવાથ સાથે.

સમય—સવાર અને સાંજ.

ઉપયોગ—સુવાવડીનાં દરદો, સુવારોગ, તાવ, ખાંસી, ઝાડા, મંદાગ્નિ, નબળાઇ તથા ગર્ભાશયની કમજોરીને મટાડી તાકાત આપે છે.

## રત્નગીરી રસ

બનાવટ–શુદ્ધ મનશીલ, શુદ્ધ હિંગળો, લવીંગ, જાયફળ, એ સર્વ સમ ભાગે લઈ બારીક ચૂર્ણ કરવું.

રીત–ઉપરના બારીક ચૂર્ણને ખરલમાં ઘુંટી તેને આદુના રસના બે પૂટ આપવા. પછી તેની એકેક રતીભારની ગોળી કરી, સૂકવીને બાટલીમાં ભરી રાખવી.

પ્રમાણ–૧ થી ૩ રતીભાર.

સમય–તાવ હોય ત્યારે તાવ ઉતારવા માટે.

અનુપાન–ધાણા તોલો ૦॥ લઇ, કચરી, તેને એક કલાક અઢી તોલા પાણીમાં પલાળી, હાથ વડે ચોળી, તે પાણી ગાળી, તેની સાથે આપવું અથવા એકલા દૂધ સાથે પણ અપાય.

ઉપયોગ–અણઉતાર તાવ, બાળકોનો તાવ વગેરેમાં નિર્ભય-પણે અપાય છે. સંતોષકારક ફાયદો આપે છે.

## આનંદભૈરવ રસ

બનાવટ–શુદ્ધ હિંગળો, શુદ્ધ વચ્છનાગ, શુદ્ધ ગંધક, ટંકણખાર, સુંઠ, મરી, પીંપર, દરેક ચીજ સમભાગે લેવી.

રીત–પ્રથમ હિંગળા સાથે ગંધકને મેળવી, તેમાં બીજી દવાઓ નાંખી, ઘુંટી, લીંબુના રસમાં વટાણા જેવડી ગોળી કરવી.

**પ્રમાણ**–૧ થી ૨ ગોળી.

**અનુપાન**–મધ અથવા સ્વચ્છ પાણી યા તો નાગરવેલનું પાન.

**સમય**–સવાર તથા સાંજ બે વખત અથવા જરૂર પ્રમાણે.

**ઉપયોગ**–તાવ, ખાંસી, ઝાડા, શરદી, દમ, સંગ્રહણી, અતિસાર, સળેખમ, કફ, વગેરેમાં વપરાય છે.

## હેમગર્ભ પોટલી રસ

**બનાવટ**–તામ્રભસ્મ તો. ૧, શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, સોનાના વરખ તો. ૦।।, લોહભસ્મ તો. ૦।।, રસસિન્દૂર તો. ૦।।, ચાંદીની ભસ્મ તો. ૦।।.

**વિધિ**–પ્રથમ બધી ચીજોને ખરલમાં નાંખી–ધુંટી, ઘેટીના દૂધમાં મર્દન કરી, ત્રણ પૂટ આપવા અને પછી તેની યોગ્ય માત્રામાં સોગઠી બનાવી સૂકવી લેવી. બરાબર સૂકાઇ જાય ત્યારે તેની ઉપર નવું રેશમી કપડું દોરાથી મજબૂત બાંધી એક માટીના વાસણમાં લાકડીઓ ગંધક નાંખી, દીવાના તાપ ઉપર ગરમ કરી તેમાં તે પોટલી ડૂબે તેવી રીતે અરધો કલાક તાપ આપી બહાર કાઢી લઇ, તરત જ કપડું જુદું કરી, અંદરથી ગોળી કાઢી લઇ, સહજ ગરમ પાણીથી ધોઇ સાફ કરીને રાખી મૂકવી. આ ગોળી એટલી સખત થઇ જાય છે કે હથોડી મારતાં પણ તૂટશે નહિ. આને હિરણ્યગર્ભની માત્રા પણ કહે છે.

**ઉપયોગ**–ત્રિદોષ, મૂર્ચ્છા, બેભાન, શીતાંગ, ન્યુમોનીયા, નબળાઇ, શ્વાસ, કફ, શરદી, તાવ, દમ, વગેરેમાં આમાંથી જરા પાણી સાથે ઘસી આપવાથી તાત્કાલિક ચમત્કારિક રીતે ફાયદો કરે છે.

**પ્રમાણ**–આશરે ધંઉભાર દવાનો ઘસારો એક વખત આપવો. જરૂર જણાય તો બે કલાક પછી બીજી વાર આપવું.

## ત્રિભુવન કીર્તિરસ

**બનાવટ**—હિંગળો શુદ્ધ, વચ્છનાગ શુદ્ધ, સુંઠ, મરી, પીંપર, ફુલાવેલો ટંકણખાર, પીપરીમૂળ, દરેક તોલો એક એક લેવાં.

**રીત**—દરેક વસ્તુનું અલગ અલગ ચૂર્ણ બનાવી, પ્રથમ એક ખરલમાં હિંગળો નાંખી, તેને ઘુંટતાં જવું. અને તેમાં એક એક ચીજનું ચૂર્ણ નાંખતાં અને ઘુંટતાં જવું. જ્યારે બરાબર ઘુંટાઈ જાય ત્યારે તુલસીનો રસ, ધતુરાનાં પાનનો રસ, આદુનો રસ—એ દરેકની એક એક ભાવના જુદી જુદી આપી, ખરલમાં ઘુંટીને તેની ચણોઠી જેવડી ગોળી વાળી સૂકવીને ભરી લેવી.

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી.

**સમય**—સવાર, બપોર, સાંજ અથવા ચાર ચાર કલાકે.

**અનુપાન**—સુદર્શનના ફાંટ સાથે અથવા પાણી સાથે.

**ઉપયોગ**—પિત્તજ્વર, કફ કે વાયુજ્વર તથા ચાલુ તમામ જાતના તાવમાં વપરાય છે અને સારો ફાયદો આપે છે. ઇન્ફ્લુએન્ઝા તથા મુદતીયા તાવમાં પણ સારૂં કામ કરે છે.

## અર્કાદિ ક્વાથ

**બનાવટ**—આકડાના મૂળની છાલ તો. ૨, જીરૂં તો. ૧, કાકડાસીંગ તો. ૧, ભોંરીંગણી તો. ૧, કાયફલછાલ તો. ૧, ભારંગી તો. ૧, સુંઠ તો. ૧, પુષ્કર મૂળ તો. ૧, મરી તો. ૧. પીંપર તો. ૧.

**રીત**—ઉપરની ચીજોનો ક્વાથને લાયક જાડો ભૂકો કરી તેમાંથી બે તોલા લઈ પાણી તો. ૪૦માં ક્વાથ કરી બાકી જ્યારે પાંચ તોલા રહે ત્યારે ઉતારી લઈ કપડે ગાળી લેવું.

**પ્રમાણ**—અઢી અઢી તોલા સવાર સાંજ બે વખત લેવું.

**ઉપયોગ**—શીતાંગ, કફ, ત્રિદોષજ્વર, શ્વાસ, ખાંસી, ન્યુમોનીયા, વગેરેમાં આમ તથા કફને પચાવી શ્વાસનળીને સુધારે છે.

## દશમૂળાદિ ક્વાથ

**બનાવટ**—શાલવણ મૂળ, પીઠવણ મૂળ, બેઠી તથા ઉભી ભોરીંગણીનાં મૂળ, ગોખરૂનાં મૂળ, બીલીનાં મૂળ, અરણીનાં મૂળ, અરડુશીનાં મૂળ, શીવણનાં મૂળ, પાટલાનાં મૂળ.

**રીત**—બધાંને સરખે વજને લઇ, ખાંડી, ઝીણી ચાળણીએ ચાળી, ભૂકો કરવો. બશેર પાણીમાં અઢી રૂપીઆભાર નાંખી ક્વાથ ઉકાળી, પાંચ તોલા બાકી રહેતાં તે ગળીને પી જવો.

**અનુપાન**—પીંપરનું ચૂર્ણ.

**ગુણ**—વાત-કફજ્વર, સન્નિપાતજ્વર, સુવાવડી સ્ત્રીઓના તાવ, ખાંસી અને સર્વ વિકારોમાં ઘણું સારૂં કામ કરે છે.

## પ્રતાપ લંકેશ્વર રસ

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, લોહ ભસ્મ તો. ૪, અભ્રકભસ્મ તો. ૨, મરી તો. ૩, શંખ ભસ્મ તો. ૮, વચ્છનાગ તો. ૧, અડાયાં છાણાંની રાખ તો. ૧૬.

**રીત**—આ દવાને બારીક વાટી, કપડછાણ કરી, બાટલીમાં ભરી રાખવી.

**પ્રમાણ**—૩થી ૬ રતીભાર મધ સાથે.

**ઉપયોગ**—સુવાવડી સ્ત્રીના તમામ રોગોમાં આ દવા અજબ કામ કરે છે. તાવ, ખાંસી, માથાનું દરદ, વાયુ, શરદી, આંચકી, ચૂંક, વાતરોગ, કફરોગ, ત્રિદોષ, અતિસાર, વગેરેમાં વપરાય છે અને સારો ફાયદો આપે છે.

## અભ્રક ભસ્મ

**શોધન**—સારા કાળા રંગનો ચમકતો, પત્થર જેવો ભારી વજનનો અભ્રક લાવી તેને મૂસમાં રાખી ખૂબ તપાવવો, જેથી તે લાલ થઈ જશે. તેને ગાયના દૂધમાં ઠારવો. ફરી પાછો ગરમ કરી તેવી રીતે સાત વખત ઠારવાથી ઝીણો ભૂકો થઇ છુટો પડી જશે. તેને ખાટી છાશમાં કે ગૌમૂત્રમાં ૪૮ કલાક પલાળી રાખી, પછી તેની સાથે ખારેકના ઠળીઆ કે બોરના ઠળીઆ નાંખી એક ધાબળીના કપડામાં નાંખી ખૂબ ચોળવાથી તેનો ઝીણો ભૂકો વાસણમાં ભેગો થશે. એ ભેગો થયેલ ભૂકો ઉપરથી કાઢી નાંખતાં ચોકખો અભ્રક અથવા શુદ્ધ ધાન્યાભ્રક થયો ગણાય. તેને સૂકવી લેવો.

**મારણુ**—ધાન્યાભ્રકને નીચે બતાવેલાં ઔષધમાં દરેક દવા સાથે જુદા જુદા દશ દશ ગજપૂટ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

ગૌમુત્ર, કુંવાર, આકડાનું દૂધ, અરડુસી, ભોરીંગણી, ડુંગળી, આદુનો રસ, થોરનું દૂધ, મજીઠ, અગથીઓ.

**વિધિ**—ધાન્યાભ્રકમાં દવાનો રસ કે કવાથ નાંખી, બરાબર એક દિવસ ઘુંટી, ટીકડી બનાવી, તાવડી પર રાખી, ઉપર બીજી તાવડી મૂકી, કપડમાટી કર્યા સિવાય ગજપુટમાં મૂકી ભઠ્ઠી આપી દેવી. ઠંડું થયે કાઢી, ફરીથી તે પ્રમાણે કરવું. આવી રીતે ૧૦૦ ગજપૂટ આપવા અને તે નિશ્ચંદ્ર થઇ લાલ રંગ થઇ જાય પછી ઘુંટી, કપડેથી ચાળી, આખી ભસ્મને બાટલીમાં ભરી રાખવી.

**પ્રમાણુ**— ૨થી ૪ રતીભાર.

**સમય**—સવાર સાંજ બે વખત.

**અનુપાન**—મધ સાથે અથવા રોગાનુસાર.

**ઉપયોગ**—નબળાઇ, ક્ષીણુતા, ધાતુક્ષય, ખાંસી, ક્ષય, કફ, દમ, જીર્ણુજ્વર, પાન્ડુરોગ વગેરે મટે છે અને લોહી વધારે છે.

## હિંગુલેશ્વર રસ

**બનાવટ**–શુદ્ધ હિંગળોક, પીંપર અને શુદ્ધ વચ્છનાગ સમભાગે લેવાં. તેને પાણીમાં વાટી, એક દિવસ ખરલમાં ઘુંટવું. પછી એકેક રતીભારની ગોળી બનાવી, સૂકવી બાટલીમાં ભરી રાખવી.

**પ્રમાણુ**–દિવસમાં ત્રણુ વખત.

**અનુપાન**–પાણી સાથે

**ઉપયોગ**–વાતજ્વર તથા નવીન તાવમાં વપરાય છે.

## મહા લક્ષ્મીનારાયણુ રસ

**બનાવટ**–શુદ્ધ ગંધક, ટંકણુખાર, શુદ્ધ ઝેરકુચલાં, શુદ્ધ હિંગુળ, નગોડનાં બીજ, અતિવિષ, પીંપર, કડાછાલ, સીંધાલુણુ, વચ્છનાગ, અભ્રક ભસ્મ એ દરેક એક એક તોલો લેવાં.

રીત–ઉપરના ચૂર્ણને દંતિમૂળના ઉકાળાની તથા ત્રિફળાંના ઉકાળાની અંદર ત્રણ ત્રણ દિવસ ખરલ કરવું. પછી સૂકાય ત્યારે ગોળી બનાવી કે ઘુંટીને બાટલી ભરી રાખવી.

પ્રમાણ–૬ થી ૧૨ ગ્રેન.

અનુપાન–મધ સાથે ચાટવું.

ઉપયોગ– તાવ, કફ, ન્યુમોનીઆ, આંચકી, શરદી, છાતીમાં કફ કે શરદીથી નિકળતું શૂળ (પાર્શ્વશૂળ) વગેરે મટે છે. બાળકોની આંચકી માટે ખાસ વખણાયેલી દવા છે.

સૂચના–બાળક માટે એકથી બે ગ્રેન દર બબ્બે કલાકે દેવી કે જેથી તુરતમાં આંચકી માટે ફાયદો થાય છે.

## સુવર્ણમાક્ષિક ભસ્મ

બનાવટ—સુવર્ણમાક્ષિક લાવી, તેને ગરમ પાણીથી ધોઇ, સૂકવી, સાફ કરી, તેનો ભૂકો કરી, ચૂલા ઉપર તવો ચડાવી તેમાં નાંખી, ધીમે તાપે (આંગણામાં) ગરમ કરવું અને તવેથાથી હલાવતા જવું. આ પ્રમાણે કરતાં તેમાંથી ભડકા નીકળી ગંધકનો ભાગ છે તે બળી જશે અને રાતા રંગની ભસ્મ થયેલી જણાશે. ત્યારે તેમાં થોડુંક એરંડીયું નાંખી ઘુંટતા જવું, અને ધીમે તાપે તે બાળી નાંખવું. પછી તેમાં ત્રિફળાંનો અને કુથલીનો કવાથ અને લીંબુનો રસ થોડો થોડો નાંખી, બરાબર લાલ રંગ થાય ત્યાંસુધી હલાવ્યા કરવું. પછી ઉતારી લઇ ઠંડું થાય ત્યારે તેમાં કુંવારનો રસ નાંખી, ઘુંટી, એક સરાવમાં મૂકી, સંપૂટ કરી, નાનો ( પચાશ છાણાનો ) હલકો પૂટ આપવો. આ પ્રમાણે એના બે ત્રણ પૂટ આપી દેવાથી ઉત્તમ પ્રકારની શુદ્ધ લાલ ભસ્મ બનશે.

પ્રમાણ—૨થી ૪ રતીભાર.

અનુપાન—મધ અથવા ઘી સાથે.

સમય—સવાર સાંજ બે વખત.

**ઉપયોગ**—નબળાઇ, પાંડુરોગ, સ્ત્રીઓની નબળાઇ, ઋતુદોષ, પીકાશ, લોહીવિકાર અને પ્રદર વગેરે મટાડી શક્તિ આપે છે, ભૂખ લગાડી, પાચનશક્તિ સુધારે છે.

## પંચામૃત પર્પટી

**બનાવટ**—પારદ તો. ૪, લોહ ભસ્મ તો. ૨, તામ્ર ભસ્મ તો. ૦॥, અભ્રક ભસ્મ તો. ૧, ગંધક તો. ૮.

**રીત**—પ્રથમ પારદ–ગંધકની કજ્જલી કરી તેમાં બીજી ભસ્મો મેળવી–ઘુંટી, લોઢાની કડાઈમાં અગ્નિ ઉપર ગરમ કરી, ગાયનું છાણુ પાથરી, ઉપર કેળનું પાન ગોઠવી, એક પાતરા ઉપર ઢાળી દઇ, ઉપર બીજું પાતરૂં તથા છાણુ ઢાંકી લઇ, પછી કાઢી લઇ, ઘુંટીને બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ રતીભાર બે વખત.

**અનુપાન**—કડાછાલ કે પીંપરના ચૂર્ણ સાથે મધમાં ચાટવી.

**ઉપયોગ**—ઝાડા, હરસ, મંદાગ્નિ, સંગ્રહણી, મરડો, ક્ષય, પાન્ડુરોગ, અમ્લપિત્ત, પેટનાં જૂનાં દરદો માટે ઉત્તમ છે.

**પથ્ય**—મીઠી તાજી છાશ તથા રાતા ચોખાના ખોરાક પર રહી આ દવા વાપરવાથી અનેક દરદી સારા થાય છે.

**સૂચના**—અનુકૂળ સંજોગ હોય તો દૂધ, કેરી, ફળો તેમ જ બીજો ખોરાક પણ આપી શકાય છે.

## લોહ ભસ્મ

**શોધન**—લોઢું, ગજવેલ, રૂક, પોલાદ એ જુદા જુદા પ્રકારના લોહમાંથી ઉત્તમ લોઢું લાવી, તેનો ભૂકો કરી, તેને મૂસમાં મૂકી, તપાવી ખૂબ લાલ થાય ત્યારે તેને ગૌમૂત્રમાં, છાશમાં, કુલથીના કવાથમાં, તેલમાં અને ત્રિફળાંના કવાથમાં–જુદી જુદી દરેક ચીજમાં પાંચ પાંચ વખત, તપાવી–તપાવીને ઠારવાથી ઝીણો ભૂકો થઇ જશે. આ તૈયાર થયેલ ભૂકાને કેળના ઝાડનો રસ કાઢી, તેમાં બે દિવસ પલાળી રાખી મૂકવું.

**મારણ**—કેળના રસના પ્રથમ ત્રણ પૂટ તથા ગૌમૂત્રના ૧૦ પૂટ, કુંવારના રસના સાત પૂટ, તથા ત્રિફળાંના ક્વાથના પાંચ પૂટ, એવી રીતે જુદા જુદા ૨૫ પૂટ આપવા. દરેક ચીજમાં એક એક દિવસ ઘુંટી, એક એક ગજપૂટ આપવો. છેવટે ઘેરા રંગની લાલ ભસ્મ તૈયાર થાય ત્યારે તેને પાંચ ગજપૂટ જાંબુના રસના આપવા અથવા એક ગજપૂટ હિંગળાનો આપી, તૈયાર કરી, કપડે ચાળી, બાટલી ભરી રાખવી. આટલા પૂટ બરાબર આપવાથી નરમ, ખુલતી અને સારા રંગની ભસ્મ તૈયાર થઇ જશે.

**પ્રમાણ**—૨ થા ૪ રતિભાર.

**અનુપાન**—મધ સાથે ચાટી ઉપર દૂધ પીવું.

**સમય**—સવાર, સાંજ બે વખત.

**ઉપયોગ**—ફીકાશ, પાંડુ, હરસ, નબળાઇ, મંદાગ્નિ, મગજની નબળાઇ, ક્ષીણતા, વીર્યસ્રાવ, નેત્રની કમજોરી, વગેરે દૂર કરી, બળ તથા વીર્ય વધારે છે.

**નોંધ**—આ લોહને કુંવાર, જાંબુ, ગૌમૂત્ર, ત્રિફળાં અને શેરડી એ દરેકના વીસ વીસ પૂટ આપવાથી, શતપૂટી લોહ થાય છે.

## મહા ગંધક

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, લવીંગ તો. ૧, લીંબડાનાં પાન તો. ૧, નગોડનાં પાન તો. ૧, એલચી તો. ૧.

**વિધિ**—પ્રથમ પારદ-ગંધકની કજ્જલી બનાવી, પર્પટીની રીતથી પર્પટી બનાવી લેવી. બાદ એ પર્પટીને ખરલમાં નાંખી બીજાં દ્રવ્યો સાથે નાંખી પાણીથી બે દિવસ ખરલ કરવું. બાદ ગોળો બનાવી, સાચાં મોતીની છીપના સંપૂટમાં એ દવા મૂકી, બરાબર ફીટ કરી, ઉપર કાળી માટીનો બબ્બે આંગળ લેપ કરી, સળગતાં છાણાંની વચ્ચે એ સંપૂટને મૂકી દેવું. અગ્નિની આંચથી લાલ થઇ જાય ત્યારે બહાર

કાઢી ઠરવા દેવું. બરાબર ઠંડું થયે છીપમાંની દવાને લઇ ખરલમાં નાંખી છ છ રતીની ગોળી પાણીથી બનાવવી. અગર પાઉડર જ રહેવા દેવો.

**પ્રમાણ**—૪ થી ૬ રતીભાર

**અનુપાન**—મધ, માખણ, પાણી અથવા રોગાનુસાર

**સમય**—સવાર, સાંજ બે વખત.

**ઉપયોગ**—જ્વર, પ્રવાહિકા, દુષ્ટ સંગ્રહણી, સૂતિકારોગ, રક્તાર્શ, તેમ જ બાળકોના તમામ રોગ, સ્ત્રીઓના પ્રદર, આદિ રોગોમાં ઘણું સારૂં કામ કરે છે. અનુભવસિદ્ધ દવા છે,

## માણેક રસ

**બનાવટ**—વરખી હરતાલ ઉત્તમ પ્રકારની લાવી, તેના ચણાની દાળ જેવા ટુકડા કરી, શોધન કરી લેવું.

**શોધન**—દોલાયંત્રમાં ચૂનાનું પાણી ભરી, તેની અંદર હરતાલને આઠ પ્રહર સુધી બાફ આપવાથી તેની શુદ્ધિ થાય છે. પછી અભ્રકનાં બે મોટાં પતરાં લઇ એક પતરા ઉપર હરતાલના ટુકડા રાખી તે પતરાની કિનારી પર ઘઉંના લોટની કિનારી કરી, તેની ઉપર બીજું પતરૂં અભ્રકનું રાખી, સાંધ બંધ થઇ જાય તેમ કરી દેવું. વચ્ચે હરતાલ છૂટી છૂટી પથરાએલી રહે તેમ કરવું. પછી અડાયાં છાણાંનો નિર્ધૂમ અગ્નિ હોય તેના પર એને રાખી દેવું. થોડી વારમાં તે તાપથી હરતાલ પીળો રૂપ બદલી રસરૂપ થતાં રક્તવર્ણમાં ફરી જશે. એટલે ઉતારીને રાખી લેવું અને ઠંડું થતાં ઉખેડી અંદરથી એ હરતાલનું રૂપાંતર જેને વૈદ્યો 'માણેક રસ' કહે છે તેના ટુકડા લઇ લેવા અને તેને દવાના કામમાં વાટીને વાપરવા.

**ગુણ—ઉપયોગ**—શુદ્ધ હરતાલના સ્થાનમાં આ માણેક રસ વાપરી શકાય છે. તે સિવાય તાવ, રક્તવિકાર, ખોટી ગરમી અને બીજા ચામડીના કેટલાક રોગોમાં બહુ જ સારી અસર બતાવે છે.

ઘણા વૈદ્યો તેને હરતાલ ભસ્મની અવેજીમાં પણ વાપરે છે. તે અનેક રસયોગોમાં પણ વપરાય છે.

**માત્રા**—૧ રતીભાર.

**અનુપાન**—મધ અથવા રોગાનુસાર.

## લોકનાથ રસ

**બનાવટ**-શુદ્ધ પારદ તો. ૨, શુદ્ધ ગંધક તો. ૨, પીળી કોડીઓ તો. ૮, ટંકણખાર તો. ૧, શંખના ટુકડા તો. ૧૬.

**વિધિ**-પારદ અને ગંધકની કજ્જલી બનાવી, દરેક કોડીઓની અંદર તે ભરી દેવી. બાદ ટંકણખારને ગાયના દૂધમાં ઘુંટી, તેનાથી કોડીઓનાં મોઢાં બંધ કરી દેવાં. ત્યારબાદ બે સરાવ લઇ એક સરાવમાં શંખના અરધા ટુકડા મૂકી, ઉપર કજ્જલી ભરેલી કોડીઓ બરાબર ગોઠવી, તેની ઉપર બીજું સરાવ ઉંધું મૂકી, સંપૂટ બનાવી લેવો. ઉપર કપડ-મટ્ટી કરી, બરાબર સૂકાવ્યા બાદ પાંચ શેર છાણાંની આંચ આપવી. ઠંડું થયે બહાર કાઢી સરાવ સિવાયની અંદરની બધી ઔષધીને તથા શંખના ટુકડાને ખરલ કરી શીશીમાં ભરી લેવું.

**પ્રમાણ**-૩ થી ૬ રતીભાર.

**અનુપાન**-કાળાં મરી તથા ઘીની સાથે વાતવ્યાધિમાં, માખણ સાથે કફવ્યાધિમાં, અથવા રોગાનુસાર અનુપાન આપવું.

**સમય**-સવાર સાંજ બે વખત.

**ઉપયોગ**-અતિસાર, ક્ષય, અરૂચી, સંગ્રહણી, કૃશતા, મંદાગ્નિ, ખાંસી, શ્વાસ, ગુલ્મ, વગેરે વ્યાધિઓમાં બહુ સારૂં કામ કરે છે. પ્રયોગ ચાલે તે દરમ્યાન સાત્વિક ખોરાક આપવો. તેલ, મરચું તથા ખટાશની પરેજી રાખવી.

## કૃમિકુઠાર રસ

**બનાવટ**—કપુર તો. ૮, ત્રાયમાણ તો. ૧, અજમો તો. ૧, કડાછાલ તો. ૧, વાવડીંગ તો. ૧, શુદ્ધ હિંગળો તો. ૧, કેશર તો. ૧, શુદ્ધ વચ્છનાગ તો. ૧, પિત્તપાપડો તો. ૧.

**રીત**—દરેક દવાનું ચૂર્ણ લઇ, ખરલમાં ઘુંટી, તેને પ્રથમ ભ્રાહ્મી, પછી ભાંગરો અને પછી ઉંદરકનીના રસની અથવા ક્વાથની એકએક ભાવના આપી, રતીભારની ગોળી બનાવી, છાંયે સૂકવી, બાટલીમાં ભરી લેવી.

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી.

**અનુપાન**—મધ સાથે અથવા વાવડીંગના ક્વાથ સાથે.

**સમય**—દરરોજ સવારમાં અગર જરૂર જણાય ત્યારે.

**ઉપયોગ**—પેટનાં કૃમિ, અજીર્ણ, ચૂંક, મોળ, વાયુ, ઝાડા, ઉલટી, કોલેરા, વગેરેમાં ફાયદાકારક છે.

## ગંધકવટી

**બનાવટ**—લસણ, જીરૂ, શુદ્ધ ગંધક, સિંધાલૂણ, સુંઠ, મરી, પીંપર, શેકેલી હિંગ, એ સર્વ સમભાગે લઇ, ચૂર્ણ કરી, લીંબુના રસમાં મર્દન કરી, ચણા જેવડી ગોળી બનાવી સૂકવી લેવી.

**પ્રમાણ**—૨ થી ૪ ગોળી દિવસમાં ત્રણ વખત.

**અનુપાન**—પાણી સાથે.

**ઉપયોગ**—વાયુ, અજીર્ણ, ઉલટી, મોળ, અરૂચી, શૂળ, ઝાડા, કોલેરા-વગેરેમાં ઉત્તમ ઉપાય છે. કોલેરા માટે વખણાય છે.

**સૂચના**—કોલેરામાં ડુંગળીના રસ સાથે એક કે બબ્બે કલાકે બબ્બે ગોળી આપવાનું ચાલૂ રાખવાથી વાયુ શાન્ત થઈ ઝાડા બંધ થાય છે અને પેટ ચઢતું નથી, તેમ જ ગરમી ટકી રહે છે.

## શંખ ભસ્મ

**શોધન**—શંખ લાવી તેના ટુકડા કરી, અગ્નિ વચ્ચે મૂકી, ખૂબ તપાવી, તેને લીંબુના રસમાં ઠારવા. આ પ્રમાણે બે ત્રણ વખત કરવાથી નરમ ભૂકો થઇ જશે.

**મારણ**—આ શુદ્ધ કરેલ શંખના ભૂકાને ખરલમાં નાખી, લીંબુના રસમાં અથવા કુંવારના રસમાં ઘુંટીને ટીકડી બનાવી, સૂકવી,

સંપૂટમાં ભરી, ગજપૂટનો એક અગ્નિ આપવાથી, ફૂલીને શ્વેત રંગની ભસ્મ થઇ જશે. તેને વાટી, કપડે ચાળી, બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૩ થી ૬ રતીભાર.

**અનુપાન**—મધ અથવા પાણી સાથે.

**સમય**—સવાર-સાંજ બે વખત.

**ઉપયોગ**—પેટનો વાયુ, ચૂંક, ગોળો, ઝાડા, અજીર્ણ, આફરો, ગુલ્મ, ખાંસી, કફ વગેરે મટે છે અને પેટનાં જૂનાં-નવાં દરદોને મટાડે છે.

## શૃંગ ભસ્મ

**બનાવટ**—સાબરશીંગના ટુકડા કરી તેને તપાવીને તીલવણીના રસમાં, ૨૧ વાર બુઝાવવા. પછી તેને તીલવણીના રસમાં ઘુંટી લઇ, ટીકડી કરી, સંપૂટમાં રાખી, ગજપૂટ અગ્નિ આપવો. સફેદ રંગની ભસ્મ થઇ જશે. (તીલવણીને હુલ્લહુલ અથવા બીધરો પણ કહે છે.)

**પ્રમાણ**—૩ રતીભાર **અનુપાન**—મધ સાથે.

**ઉપયોગ**—ન્યુમોનીઆ કે શરદીના તાવમાં જ્યારે પાર્શ્વશૂળ નીકળતું હોય ત્યારે આ દવાથી બહુ જ સારો લાભ થાય છે. કફજ્વર અને પડખાના શૂળમાં વાપરવી.

## કોડી ભસ્મ

**શોધન**—પીળા રંગની ખૂબ વજનદાર કોડીઓ લાવી તેને ગરમ પાણીથી ધોઈ, સાફ કરી, કોલસામાં મૂકી, ખૂબ તપાવી, તેને લીંબુના રસમાં ઠારવી. એથી તે શુદ્ધ થઇ જાય છે અને ભૂકો પણ થઈ જાય છે.

**મારણ**—તૈયાર થયેલા ભૂકાને ખરલમાં નાંખી તેને કુંવારના રસમાં ઘુંટી, ટીકડી બનાવી, સૂકવી, સંપૂટમાં મૂકી, તેને ગજપૂટનો અગ્નિ આપવો. તેવી જ રીતે ફરી લીંબુમાં ઘુંટી, બીજો અગ્નિ આપવો. પછી વાટી, કપડે ચાળી, બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ રતીભાર.

**અનુપાન**—નાગરવેલનાં પાન સાથે કે મધ અથવા પાણી સાથે.

**સમય**—સવાર, બપોર, સાંજ ત્રણ વખત.

**ઉપયોગ**—આફરો, સારણગાંઠ, ગોળો, ચૂંક, ગુલ્મરોગ, વાયુ, પેટનો ઝીણો દુઃખાવો, મંદાગ્નિ, જીર્ણજ્વર, નબળાઇ વગેરે મટાડી ખોરાક પચાવે છે.

---

## છીપ (શુક્તિ) ભસ્મ

**શોધન**—કોડી પ્રમાણે શોધન કરવું.

**મારણ**—લીંબુના રસમાં અથવા કુંવારના રસમાં તેને મૂકી, એ ગજપૂટ આપવાથી શ્વેતરંગની ઉત્તમ છીપ ભસ્મ થાય છે. તેને વાટી, કપડે ચાળી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ રતીભાર.

**અનુપાન**—માખણ કે મધ સાથે.

**સમય**—સવાર-સાંજ બે વખત.

**ઉપયોગ**—પેટનો વાયુ, ગોળો, મગજની નબળાઇ, જીર્ણજ્વર, ઉલટી, ખાંસી, તાવ, ગુલ્મ, વાયુ, વગેરેને મટાડી શક્તિ આપે છે અને મગજને પુષ્ટિ આપે છે.

## અમૃતાર્ણવ રસ

**બનાવટ**—શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, લોહભસ્મ તો. ૧, ટંકણખાર તો. ૧, રાસ્ના તો. ૧, વાવડીંગ તો. ૧, ત્રિફળાં તો. ૩, દેવદાર તો. ૧, ચિત્રક તો. ૧, ગળો તો. ૧, પદ્મકાષ્ટ તો. ૧, વચ્છનાગ તો. ૧.

પારદ-ગંધકની પ્રથમ કજ્જલી કરી, બધાં વસાણાં સાથે મેળવી, એક દિવસ ઘુંટી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૨ થી ૪ રતીભાર.

**અનુપાન**—અરડુશીના રસ અને મધ સાથે.

**ઉપયોગ**—છએ પ્રકારની ખાંસી-નવી કે જૂની મટાડે છે.

## બ્રાહ્મીવટી

**બનાવટ**—બ્રાહ્મી તો. ૫, રસસિંદૂર તો. ૨, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, શુદ્ધ શિલાજીત, મરી, પીંપર, વાવડીંગ, એ દરેક એકેક તોલો.

સર્વે વસ્તુને બારીક કરી-મેળવી ખરલની અંદર નાંખી, અઢી તોલા બ્રાહ્મીનો વીશ તોલા પાણીમાં ક્વાથ કરી, પાંચ તોલા પાણી રહેતાં તેને ગાળી, તે પાણીમાં ઘુંટવું. સુકાયા પછી મગના દાણા બરાબર ગોળી વાળવી.

**પ્રમાણ**—૧ થી ૨ ગોળી દૂધ સાથે.

**ઉપયોગ**—તાવ પછીની નબળાઇ, જીર્ણજ્વર, મગજની કમજોરી, હૃદયની નિર્બળતા, સ્મરણશક્તિનો અભાવ, ધાતુસ્રાવ, વગેરે બિમારીમાં ઉપયોગી છે. તાવને ઉતારે છે, મોતીઝરામાં તાવની અંદર પ્રલાપ, અતિસાર વગેરે થઈ આવે છે ત્યારે અને સન્નિપાતમાં પણ આ ઔષધ આપી શકાય છે.

## પુનર્નવાદિ ક્વાથ

**બનાવટ**—સાટોડી, દારૂહળદર, હળદર, સુંઠ, નાની હરડે, ગળો, ચિત્રક મૂળ, ભારંગ મૂળ, દેવદાર-એ સર્વે સમભાગે લઇ, ક્વાથ જેવો જાડો ભૂકો ભરી રાખવો અને જરૂર જણાયે ક્વાથની રીતે કાઢો બનાવી ઉપયોગમાં લેવો. (એક ભાગ દવાના અને ૧૬ ભાગ પાણી. તેમાંથી અષ્ટમાંશ રાખવું.)

**પ્રમાણ**—પ્રવાહી ક્વાથ ૨ા તોલા (ભૂકો ૧ા તોલો.)

**ઉપયોગ**—સર્વાંગ શોથ-હાથ, પગ, મોઢું ને પેટ પરનો સોજો આ ક્વાથથી તરતમાં મટી જાય છે.

**સૂચના**—બહાર લગાડવા માટે અરણીનાં પાનનો રસ આખા શરીરે લગાડવો અને ખાવા માટે રોગાનુસાર કોઇ પણ દવા અથવા આરોગ્યવર્ધની નામની દવા વાપરવાથી તરતમાં સારો ફાયદો થાય છે.

## સંજીવની ગુટીકા

**બનાવટ**—વાવડીંગ, સુંઠ, પીંપર, હરડે, બહેડાં, આંબળાં, વજ, ગળો, શુદ્ધ ભીલામાં, શુદ્ધ વચ્છનાગ, એ સર્વે સમભાગે ચૂર્ણના રૂપમાં લઈ લેવું.

**રીત**—ઉપરના ચૂર્ણને ખરલમાં નાંખી, ગૌમુત્રમાં ઘુંટી મગ જેવડી ગોળી બનાવી, સૂકવી, બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧ થી ૩ ગોળી દિવસમાં ત્રણ વખત અથવા જરૂરત પ્રમાણે.

**અનુપાન**—આદુનો રસ અથવા સ્વચ્છ પાણી.

**ઉપયોગ**—અજીર્ણ, ઉલટી, જ્વર, ત્રિદોષ, મરડો, સન્નિપાત, વગેરેમાં વપરાય છે.

## દશાંગ લેપ

**બનાવટ**-સરસડાની છાલ, તગર, જેઠીમધ, રતાંજલી, જટામાંસી, હળદર, કઠ, વાળો, એલચી, એ સર્વ ચીજો સમભાગે લઇ, ચૂર્ણ કરી, તેને જરા ઘીનો કરમો આપી, બાટલી ભરી રાખવી.

**વાપરવાની રીત**-જરૂર જણાય ત્યારે એક પત્થર ઉપર લેપનો ભૂકો મૂકી, ગુલાબજળ નાંખી, વાટીને લેપ જેવું બનાવી, જરૂર પ્રમાણે જાડો લેપ બનાવી, લગાડી, તેની ઉપર એક પાન મૂકીને પાટો બાંધી દેવું. ગુલાબજળ ન મળે તો પાણી પણ ચાલે.

**ઉપયોગ**-ગરમીથી થતાં ગડગૂમડ, સોજો, દાહ, રતવા, ઉંદરવા, ઝેરી પ્રાણીઓના ડંખથી થતો સોજો, વનસ્પતિના ઝેરથી થતો સોજો તથા દાહ અને બળતરા મટી જાય છે.

## પંચગુણ તેલ

**બનાવટ**—હરડેછાલ, બહેડાંછાલ, આંબળાની છાલ, એ ત્રણે પાંચ પાંચ તોલા મળી કુલ્લે તોલા પંદર તથા લીંબડાનાં પાન તો. ૧૫ અને નગોડનાં પાન તો. ૧૫ લઈ તેનો પાણી તો. ૩૦૦ માં કવાથ

કરવો. જ્યારે પાણી તો. ૧૦૦ રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. તેમાં નીચેની ચીજો નાંખી ફરી પાક કરવો.

ગુગળ તો. ૫, રાળ તો. ૫, સેલારસ તો. ૫, મીણ દેશી તો. ૫, ગંધબેરજો તો. ૫, તલનું તેલ તો. ૬૦.

**રીત**—આ ચીજોમાંથી પ્રથમ તેલ તથા પાણી નાંખી મોટા વાસણમાં ધીમે તાપે પાક કરી, પાણી બળી જાય, તેલ રહેલું દેખાય ત્યારે, બીજી ચીજો નાંખવી. બધું મળીને એકરસ થઈ જાય ત્યારે ગાળી લેવું. પછી તેમાં કપુર તો. ૫ તથા કારબોલીક એસીડ તો. ૨॥ નાંખી બાટલીમાં ભરી લેવું.

**ઉપયોગ**—કાનમાંથી રસી આવવી, દાઝવું, વ્રણ, નાડીવ્રણ, ધારૂં, પરવાળાં, ચાઠાં, નાની નાની ફોડકીઓ, ચેપવાળાં ગૂમડાં, વગેરેમાં આ તેલ સારો અને સિદ્ધ ઉપાય છે. જરૂર મુજબ ટીપાં નાંખવાં અથવા વાટ ભરીને નાંખવી કે રૂનું પૂમડું લગાડવું, જેથી ઉપર કહેલાં દરદો મટે છે. વ્રણ અથવા ડ્રેસીંગના કામ માટે સર્વોત્તમ ઉપાય છે. બળેલા ભાગ ઉપર લગાડતાં ઠંડક આપે છે.

## અભયાદિ ક્વાથ

**બનાવટ**—હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદમક, અરડુશીનાં પાન, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાટ, સુંઠ, કડુ.

**વિધિ**—બધી ચીજો સરખા વજને લઇ, ખાંડી, જાડી ચાળણીએ ચાળી, ભૂકો કરવો. બશેર પાણીમાં અઢી રૂપીઆભાર ક્વાથ ઉકાળી પાંચ તોલા બાકી રહેતાં ગાળી પી જવો.

**અનુપાન**—પીંપરનું ચૂર્ણ વાલ ૧.

**ગુણ**—ત્રિદોષજવર, તરસ, દાહ, અણઉતાર તાવ, તંદ્રા, ઘેન તથા વિષમજ્વરમાં આપવાથી ઘણું સારૂં કામ આપે છે. આ ઉકાળો દીપન-પાચન છે અને મળ, મૂત્ર, વાયુ, ઝાડાનો કબજો તથા અરૂચીનો નાશ કરે છે.

## પ્રવાલ ભસ્મ

**શોધન**—પ્રવાલની ડાંખળી લાવી તેને ગરમ પાણીથી ધોઈ સાફ કરી, તેની પોટલી બાંધી, દોલાયંત્રમાં ગૌમૂત્ર, લીંબુનો રસ અને સીંધાલૂણ નાંખી, તેમાં ત્રણ કલાક સુધી બાફી લેતાં શુદ્ધ થાય છે.

**મારણ**—શુદ્ધ કરેલ પ્રવાલને એક માટીના હાંડલામાં કુંવારનાં લાવરાં ભરી તેની ઉપર મૂકી, તે ઉપર કુવારનાં લાવરાં રાખી, ઢાંકી કપડમાટી કરી, ગજપૂટ આપવો. એ પ્રમાણે બે ગજપૂટ આપવાથી શ્વેત રંગની મુલાયમ જેવી પ્રવાલ ભસ્મ થશે. તેને ખરલમાં વાટી–ઘુંટી કપડછાણ કરી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૩થી ૬ રતી ભાર. **અનુપાન**–માખણ કે મધ સાથે ચાટી દૂધ પીવું.

**સમય**—સવાર, બપોર ને સાંજ.

**ઉપયોગ**—ખાંસી, ખોટી ગરમી, હાથપગનો દાહ, નબળાઇ, માથાનો દુ:ખાવો, હાડકાંની નબળાઇ, ક્ષય, જીર્ણજ્વર રક્તસ્રાવ, પિત્ત, કફના વ્યાધિમાં સારો ફાયદો આપે છે તથા પૌષ્ટિક છે.

## મહાસુદર્શન ચૂર્ણ

**બનાવટ**—હરડે, બેડાં, આંબળાં, હળદર, દારૂહળદર, બેઠી તથા ઉભી ભોરીંગણી, ખડસલીયો, મોથ, ત્રાયમાણ, વાળો, નીંબછાલ, પુષ્કરમૂળ, જેઠીમધ, કડાછાલ, અજમોદ, ઇંદ્રજવ, ભારંગમૂળ, સરગવાનાં બીજ, ફટકડી ફુલાવેલી, વજ, તજ, પદમક, સુખડ, અતિવિષ, સાલવણ, પીઠવણ, બળબીજ, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, પટોળ, લવીંગ, વંશલોચન, કમળકાકડી, તમાલપત્ર, જાવંત્રી, તાલીસપત્ર, સુંઠ, મરી, પીંપર, પીપરીમૂળ, ગળો, મોરવેલ, ધમાસો, કડુ, કચુરો, એ દરેક એક એક તોલો તથા તે સર્વેના કુલ વજનથી અર્ધા વજને કરીયાતુ લેવું, અને તેનું ખૂબ બારીક ચૂર્ણ કરી, કપડછાણ કરીને બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૪ થી ૮ વાલ સુધી દિવસમાં ત્રણ વખત.

**અનુપાન**—સ્વચ્છ પાણી.

**ઉપયોગ**—દરેક જાતના તાવ, ત્રિદોષજ્વર, અજીર્ણ, જીર્ણજ્વર, મંદાગ્નિ, જૂનો ટાઢીઓ તાવ, વગેરે દરેક જાતના તાવમાં અકસીર ઉપાય છે.

**સૂચના**—ફાકી તરીકે ન લેતાં સરળ રૂપમાં લેવું હોય તો પાણી તો. ૧૦ ગરમ કરી તેમાં સુદર્શન ચૂર્ણ તો. ૧ નાંખી ઉકાળતાં પાંચ તોલા રહે ત્યારે ઉતારી, ગાળી, તેના બે ભાગ કરવા. બીજી દવા સાથે અથવા એકલું આ પ્રવાહી લેવાથી વધારે અનુકૂળ થઇ પડે છે અને તરત જ ફાયદો આપે છે.

## દોષઘ્ન લેપ

**બનાવટ**—સરગવાની છાલ, સુંઠ, સરસવ, દેવદાર, સાટોડીનાં મૂળ, એ સરવે સમભાગે લઇ, ચૂર્ણ કરી, ચાળી લઈ, બાટલી ભરી રાખવી.

**વાપરવાની રીત**—ખાટી છાશમાં, પાણીમાં કે દહીંના પાણીમાં આ લેપને પત્થર ઉપર વાટી—જાડો લેપ લગાડી, ઉપર કેઇ પાન મૂકી પાટો બાંધી દેવો. **ઉપયોગ**—વાયુથી કિંવા કફથી થતો કોઈ પણ જાતનો સોજો, વણનો સોજો, ગાંઠ, રસોળી, ગૂમડાં વગેરેને પકવીને ફોડા નાંખે છે અને સોજો ઉતારે છે.

## દેવદાર્વ્યાદિ ક્વાથ

**બનાવટ**—દેવદાર, વજ, કઠ, પીંપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, ધાણા, કડુ, હીમેજ, ગજપીંપર. બેઠી ભોરીંગણી. ગોખરૂ, ધમાસો, મોટી ભોરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશીંગ શાહજીરૂ—બધું સરખા વજને લઇ ખાંડીને રાખી મૂકવું. જરૂર જણાયે ક્વાથની રીતે કાઢો બનાવી ઉપયોગમાં લેવો.

**પ્રમાણ**—પ્રવાહી ક્વાથ તો. ૨ાા ( ભૂકો તો. ૧ા. )

**અનુપાન**—શંશમની ગોળી સાથે આપવો.

**ઉપયોગ**—સુવાવડી સ્ત્રીના સર્વ રોગ, સુવારોગ, પેટનું શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, મૂર્છા, મસ્તકશૂળ, કંપ, વાયુ, તાણ વગેરે મટાડી, સુવાવડમાં વગર ઉપદ્રવે શરીરને નીરોગી રાખે છે. તેથી જ સુવાવડીને આ ક્વાથ બાર દિવસ સુધી પીવરાવવાનો ચાલ છે.

## લાક્ષાદિ તેલ

**બનાવટ**—પીંપળાની અથવા બોરડીની લાખ તોલા ૨૫૬, પાણી તોલા ૧૦૦૦માં નાંખી તેનો ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. પછી તેમાં તલનું તેલ શેર ૧, ગાયની છાશ, તો. ૨૫૦, વરીયાળી, આસગંધ, હળદર, દેવદાર, કડુ, રેણુંકબીજ, મોરવેલ, કુષ્ટ, જેઠીમધ, સુખડ, નાગરમોથ, રાસ્ના એ દરેકનું ચૂર્ણ એકેક તોલો નાંખી દઇ, ધીમે તાપે પાણી બળતાં સુધી તેલનો પાક કરી લઇ ઠંડું થયે કપડે ગાળી બાટલી ભરી રાખવી.

**ઉપયોગ**—વિષમજ્વર, શ્વાસ, કાસ, સળેખમ, કમર અને પીઠનું શૂળ, વાયુ, પિત્તનો કોપ, વાઇ, ઉન્માદ, ક્ષયરોગ, ભૂતબાધા, ખરજ, પસીનાથી શરીરમાં વાસ નીકળવી, વગેરે દરદો આ તેલ શરીરે માલીસ કરવાથી મટે છે. ગર્ભિણી સ્ત્રી જો આ તેલનું માલીસ શરીરે કરે તો ગર્ભને પુષ્ટિ મળે છે અને બાળક નીરોગી અવતરે છે.

**સૂચના**—ક્ષયના તાવમાં આ તેલ સારો ફાયદો આપે છે. માટે થોડો વખત શ્રદ્ધા રાખીને જરૂર માલીસ કરાવવું.

## વિડંગાદ્યારિષ્ટ

**બનાવટ**—વાવડીંગ, પીંપળાનાં બીજ, લીંબડાની છાલ, બકાન લીંબડાનાં બીજ, કપીલો, ઇંદ્રામણીની જડ, અજમોદ, હરડે, બહેડાં, આંબળાં, નસોતર, કડાછાલ, કડુ, બાવચી, નાગરમોથ.

દરેક વસ્તુ ચાર ચાર તોલા લેવી. તેને બોરકુટ ખાંડી, પચ્ચીસ શેર પાણીમાં ઉકાળો કરવો. ચોથા ભાગે રહેતાં કપડે ગાળી લઇ, તે પાણી માટીના વાસણમાં અથવા ચીની બરણીમાં ભરવું. તેની અંદર દોઢ શેર મધ નાંખવું તથા સુંઠ, મરી, પીંપર, વાવડીંગ, નાગરમોથ, રાઇ, જીરૂ, શાહજીરૂ, શેકેલી હિંગ અને કપુર એ દરેક એકેક તોલો તથા તજ, તમાલપત્ર, નાગકેશર, ઇલાયચી, એ દરેક અરધો તોલો ખાંડી ચૂર્ણ કરીને નાંખવાં, અને વાસણનું મુખ બંધ કરી, કપડમટ્ટી કરી, એક મહિનો રહેવા દેવું. પછી કપડેથી ગાળવું.

**પ્રમાણ**—૧ તોલો, તેટલા પાણી સાથે અથવા ઉમર પ્રમાણે આપવું.
**ઉપયોગ**—કૃમીરોગ અને કૃમીરોગથી ઉત્પન્ન થતાં પેટનાં દર્દો પર.

## મૃતસંજીવની સુરા

**બનાવટ**—પાણી શેર ૬૫માં ગોળ શેર પાંચ નાંખી, મેળવી દેવું. તેમાં આદુ તો. ૮, બાવળની છાલ તો. ૬૪, બોરડીની છાલ તો. ૬૪, સોપારી તો. ૩૪, લોધ્ર તો. ૧૬ મેળવી, એક વાસણમાં ભરીને બંધ કરી વીશ દિવસ રાખી મૂકવું. ત્યારબાદ તેને ઉઘાડી, બધું ચૂલે ચડાવી ગરમ કરવું અને તેમાં સોપારી, એળીઓ, દેવદાર, લવીંગ, પદમક, વાળો, રક્તચંદન, વરીયાળી, અજમોદ, મરી, જીરૂ, કચુરો, જટામાંસી, તજ, એલચી, જાયફળ, મોથ, સુંઠ, મેથી, મરડાશીંગ, ચંદન, અન્થીપણી, એ દરેક ચીજ બે-બે તોલા લઇ, કૂટીને મેળવી દેવું. પછી તેને જોશ આપી નીચે ઉતારી, ૨૪ કલાક રાખી, બાદ તેને નલિકાયંત્રમાં ભરી, તેનો અર્ક કાઢી લેવો. એ રીતે તૈયાર થએલો અર્ક તે 'મૃતસંજીવની સુરા' કહેવાય.

**પ્રમાણ**—૨ થી ૪ તોલા. **અનુપાન**–પાણી સાથે. **સમય**—જરૂર જણાય ત્યારે. **ઉપયોગ**—નબળાઈ, ક્ષીણતા, પ્રસુતિ પછીની નબળાઇ, ત્રિદોષ, કોલેરા, મંદાગ્નિ, નાડીનું મંદપણું, વગેરેમાં કસ્તુરી સાથે આપવાથી બહુ જ સારો ફાયદો આપે છે.

## દ્રાક્ષાસવ

**બનાવટ**—કાળી દરાખ તો. ૨૦૦, પાણી તોલા ૨૦૦૦માં ક્વાથ બનાવી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું.

**રીત**—ઉપરના ગાળેલા ક્વાથમાં સાકર તો. ૧૫૦ તથા મધ તોલા ૧૫૦ નાંખી, તેમાં ધાવડીનાં ફૂલ તોલા ૩૨, કંકોલ, લવીંગ, જાયફળ, મરી, તજ, એલચી, પીપર, નાગકેશર, તમાલપત્ર, રેણુંકબીજ, ચવક, ચિત્રક, પીપરીમૂળ, એ બધાં ઔષધો દરેક બબે તોલા લઇ, એ સર્વેને ખાંડી, જરા જાડી ચાળણીથી ચાળી, બરણીમાં

ઉપરના મિશ્રણ સાથે મેળવી, દોઢ માસ ભરી રાખવું, અને પછી ગાળી લઇ, પંદર દિવસ છણુવા દઈ, ફરી વાર ગળી લઈ પછી ઉપયોગમાં લેવું.

**પ્રમાણ**—૨ થી ૨ાા તોલા જરૂર પડે ત્યારે. **અનુપાન**—પાણી સાથે મેળવીને પીવો. **ઉપયોગ**—ઉરૂક્ષત, ખાંસી, સંગ્રહણી, મંદાગ્નિ, અર્શ, ગુલ્મ, કૃમિ, ઉદરરોગ, નબળાઇ, અરૂચી, સુરતી, થાક, જંવર, નેત્રરોગ, પાંડુરોગ, અનિદ્રા વગેરે મટાડી, ભૂખ લગાડે તથા દસ્ત સાફ લાવે છે.

## અશોકારિષ્ટ

**બનાવટ**—અશોકની છાલ તો. ૨૦૦ને અધકચરી કરી, તેમાં પાણી તો. ૨૦૦૦ નાંખી, ધીમે તાપે ઉકાળો કરી, ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી લઇ, કપડે ગાળી લેવું. તેમાં ગોળ તો. ૨૦૦ મેળવી દેવો. બાદ ધાવડીનાં ફૂલ તો. ૩૨, શાહજીરૂ, મોથ, સુંઠ, દારૂહળદર, કમળકાકડી, હરડેછાલ, બહેડાંછાલ, આંમળાં, આંબાની ગોટલી, જીરૂ, અરડુસાની છાલ, સુખડ, એ દરેક વસ્તુ બબે તોલા લઇ ખાંડી, ચૂર્ણ કરી, ઉપરના પ્રવાહીમાં મેળવી, બરણી ભરીને દોઢ માસ રાખી મૂકી, પછી ગાળી લેવું. ત્યારબાદ પંદર દિવસ છણુવા દઇ, ફરી ગાળી ઉપયોગમાં લેવું.

**પ્રમાણ**—તોલા ૧ાા થી ૨ાા. દિવસમાં બે વખત.

**અનુપાન**—ચોખાનું ધોવણ અથવા સ્વચ્છ પાણી સમભાગે.

**ઉપયોગ**—શ્વેત પ્રદર, રક્ત પ્રદર, જ્વર, રક્તપિત્ત, રક્તસ્રાવ, અર્શ, મંદાગ્નિ, અરૂચી, પ્રમેહ, સોજો, વગેરે સ્ત્રીઓના તમામ રોગોમાં સારો ફાયદો આપી, ગર્ભાશય શુદ્ધ બનાવે છે.

---